

# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ ભાગ ત્રીજો ]

# 'ગૃહસ્થાશ્રમ'

## ભૂમિકા

આ પુસ્તકમાં અથર્વવેદના ગૃહસ્થાશ્રમ વિષયક ૬૫ સૂક્તોનો સમાવેશ કરેલ છે, લગભગ ૧૦૦૦ મંત્રો છે.

"ગૃહસ્થાશ્રમ" ચારે આશ્રમનો આધાર છે. બ્રહ્મચર્ય આશ્રમમાં વિદ્યા પ્રાપ્ત કરાય છે જેથી તેમાં અર્થાર્જન (ધન કમાવવું) થઇ શકતું નથી. ઓછામાં ઓછી ૨૫ વરસની ઉમર આ આશ્રમમાં વ્યતીત થઇ જાય છે.

વાનપ્રસ્થ અને સંન્યાસ આ બે આશ્રમ પણ અર્થાર્જન કરનારા નથી. આ પ્રકારે આપણા જીવનના બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ત્રણે આશ્રમ ધન પ્રાપ્તી કરી શકતા નથી. અને તેજ કારણે તે ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમ પર આશ્રિત છે. એ વિષે મનુસ્મૃતીમાં કહ્યું છે કે—

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ १४ ॥
यस्मात्त्रयोऽप्याश्रमिणो दानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ १५ ॥
सः संधार्यः प्रयत्नेन स्वर्गं अक्षय्यं इच्छता ।
सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥१६॥
सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान् बिभर्ति हि ॥१७॥

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥१८॥
सैनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।
सर्व लोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ ३८ ॥

( મનુસ્મૃતિ )

"જે પ્રમાણે વાયુના આધારે બધા પ્રાણીઓ જીવે છે, ઠીક તે મુજબ જ ગૃહસ્થાશ્રમના આધારે બાકીના ત્રણે આશ્રમો રહે છે એટલે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ત્રણે આશ્રમોને દાન તેમજ દરરોજ અન્ન આપી ગૃહસ્થ જ સુખી રાખે છે, અને તે કારણે જ ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. તેથી જેને અક્ષય સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, તેમજ જે આ દુનીયામાં સુખ મેળવવાની ઇચ્છા રાખે છે, તેણે પ્રયત્નપૂર્વક ગૃહસ્થાશ્રમ સ્વીકારવો જોઇએ. નિર્બલ માણસ ગૃહસ્થાશ્રમ સફલ કરી શકતો નથી. વેદ અને સ્મૃતીના કહેવા મુજબ ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે. કારણ કે ગૃહસ્થી બાકી ત્રણે આશ્રમનું ભરણપોષણ અને રક્ષણ કરે છે. જે પ્રમાણે નદી અથવા નદ દરિયામાં જઇ સુરક્ષિત થાય છે તેમજ બાકી બધા આશ્રમો ગૃહસ્થાશ્રમના આધારથી સુરક્ષિત બને છે. સેનાપતીનું કાર્ય, રાજ્યવ્યવહારનું કાર્ય

ન્યાયદાનનું કાર્ય, બધા લોકોના અધિપત્યના બોજા વેદરૂપી શાસ્ત્ર જાણનાર ગૃહસ્થી જ કરી શકે છે."

આ મુજબ ગૃહસ્થાશ્રમનું મહત્વ, આધાર કરેલ છે ખરેખર ગૃહસ્થાશ્રમની બાબતમાં વેદમંત્રોમાં શું છે. એવા સંદેશ જોઈએ. એ જોવા માટે જ આ કહેવું છે આમાં અથર્વવેદના ગૃહસ્થાશ્રમ મંત્રોનો સંગ્રહ કરેલો છે. અને તેમાં મંત્રોના સ્પષ્ટીકરણ પણ કર્યું છે વેદ સ્ત્રીઓને કેટલી ઉચ્ચ સ્થિતિમાં રાખવા માગે છે, તે જોવા માટે નીચે લખેલ મંત્ર જુઓ—

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥
( ઋ. ૧૦।૮૫।૪૬ )

सम्राज्ञ्येधि श्वशुरेषु सम्राज्ञ्युत देवृषु
ननान्दुः सम्राज्ञ्येधि सम्राज्ञ्युत श्वश्र्वाः ॥
( અથર્વ૦ ૧૪।૧।૪૪ )

" હે સ્ત્રી, તું શ્વશુર, સાસ, નણંદ, દીયેર આદીના સાથે સાસરે જઈ સમ્રાજ્ઞી બની રહે. " રાણી જેમ રાજમહેલમાં આનંદમાં રહે છે એજ તરહ તું રાણી બનીને અધિકારયુક્ત અહીં રહે સ્ત્રી કોઈ દાસી ભાવમાં અથવા હીન અવસ્થામાં રહેશે નહિ પણ ઉત્તમ અધિકારથી સાસરે રહે એવું આ મંત્રોનું તાત્પર્ય છે—

अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः
सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शं नो भव
द्विपदे शं चतुष्पदे ॥ ( ઋ ૭૧।૮૫।૪૪ )

अघोरचक्षुरपतिघ्नी स्योना शग्मा सुशेवा
सुयमा गृहेभ्यः । वीरसूर्देवृकामा सं त्वयैधि-
षीमहि सुमनस्यमाना ॥ १७ ॥
अदेवृघ्न्यपतिघ्नी हैधि शिवा पशुभ्य सुयमा
सुवर्चाः । प्रजावती वीरसूर्देवृकामा स्योने-
ममग्निं गार्हपत्य सपर्य ॥ १८ ॥ ( અથર્વ૦ ૧૪।૨ )

" હે સ્ત્રી ! તું ( अ-घोरचक्षुः ) તારી દૃષ્ટિ ક્રૂર ન રાખ, ( अ-पतिघ्नी ) પતિને કષ્ટ ન આપ, ( पशुभ्य शिवा ) ઘરના પશુઓનું કલ્યાણ કરનારી, તેમ જ ( सुमना सुवर्चाः ) ઉત્તમ મનવાળી તેમ જ ઉત્તમ તેજસ્વીની થઈ રહે ( वीर-सूः ) વીરપુત્રોને જન્મ આપનારી થા ( देवृकामा ) ઘરમાં પતિના ભાઈ હોય એવી ઇચ્છા કરનારી ( स्योना ) સુખ આપનારી. ( नः द्विपदे चतुष्पदे शं भव ) અમારા બે પગ અને ચાર પગ જનાવરો માટે આનંદ આપનારી થા ( शग्मा सुशेवा ) સુખદાયી અને પતિની ઉત્તમ સેવા કરનારી થા ( गृहेभ्यः सुयमा ) ઘરના લોકોના માટે સારા નિયમોથી વર્તનાર બની રહે જે. ( प्रजावती ) પ્રજા ઉત્પન્ન કરનારી થઈને આ ગાર્હપત્ય અગ્નિની ઉપાસના કર. "

આ પ્રકારે વેદે સ્ત્રીને ઘરની સમ્રાજ્ઞી ગણેલી છે. વધુ જુઓ—

इह प्रियं प्रजया ते समृध्यतां अस्मिन् गृहे गार्ह-
पत्याय जागृहि । एना पत्या तन्वं सं सृजस्वाधा
जिव्री विदथमावदाथ ॥ ( ઋ૦ ૧૦।૮૫।૨૭ )
एना पत्या तन्वं सं स्पृशस्वाथ जिव्रि० ।
( અથર્વ. ૧૪।૧।૨૧ )

" પોતાની પ્રજાવડે અહિં તારૂં પ્રિય થાવ આ પતિના ઘરમાં ગૃહસ્થ ધર્મ પાળનારી જાગૃત રહે આ પતિની સાથે સુખપૂર્વક રહે અને યજ્ઞમાં પોતાના પતિની સાથે ભાગ લે. તેમજ—

" मा विदन् परिपन्थिनो य आसीदन्ति दम्पती ।
सुगेभिः दुर्गमतीतां अप द्रान्त्वरातयः ॥
( અથર્વ. ૧૪।૨।૧૧, ઋ. ૧૦।૮૫।૩૨ )

" જે એમની પાસે રહેતા હોય તે શત્રુ આ પતિપત્નીને ન જાણે સુગમ માર્ગથી કઠીણ કાર્ય કરતા રહે અને શત્રુ દૂર નાસી જાય. " તેમજ—

आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समन-
क्त्वर्यमा अदुर्मंगली पतिलोकमा विश शं नो भव
द्विपदे शं चतुष्पदे ॥ ४३ ॥

इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु । दशास्यां
पुत्रानाधेहि पतिमेकादशं कृधि ॥४५॥ ( ઋ ૧૦।૮૫ )

" પ્રજાનો પાલક ઈશ્વર આ સ્ત્રીમાં પ્રજા ઉત્પન્ન કરે. અર્યમાં વૃદ્ધાવસ્થા સુધી લઈ જાય એટલે દીર્ઘાયુ કરે. પતિના ઘેર જઈને મંગલ કરનારી બને. દ્વિપાદ અને ચતુષ્પાદના માટે

આ સ્ત્રી કલ્યાણ કરનારી થાય હે ઇંદ્ર ! તું આ સ્ત્રીને સારો પુત્ર થાય તેમ કર. આ સ્ત્રી સૌભાગ્ય યુક્ત હો. આ સ્ત્રીને દસ પુત્ર થાય અને પછી પતિને અગ્યારમો માને "

વેદમાં દસ પુત્ર અથવા દસ સંતાન ઉત્પન્ન કરવાની મર્યાદા કહી છે, પણ બ્રાહ્મણગ્રંથમાં "अष्टपुत्रा" આઠ પુત્ર જેને થએલા છે એવી સ્ત્રી એમ કહ્યું છે. વેદ અને બ્રાહ્મણ (ગ્રંથ) કાળમાં એટલું સંતતિ-નિયમનની બાબતમાં પરિવર્તન થયું એમ જણાય છે. અને આજે તો સરકાર સંતતિ નિયમન કરનારાઓને મદદ કરે છે. એટલું સમયનું પરિવર્તન થયું છે. વૈદિક કાળમાં દસ પુત્ર થવાની ઇચ્છા પતિપત્ની કરતા હતા, બ્રાહ્મણ કાળમાં આઠ પુત્ર ઘણાં થયા એમ માનવા લાગ્યા, જ્યારે આજે સંતતિ ન થાય એવું માનવા લોક તૈયાર થયા છે. ઠીક ! સમયની બલીહારી છે ! આગળ જુઓ—

इहैव स्तं मा वियौष्टं विश्वमायुर्व्यश्नुतम् ।
क्रीडन्तौ पुत्रैर्नप्तृभिः मोदमानौ स्वे गृहे
( ઋ ૧૦।૮૫।૪૨ )

मोदमानौ स्वस्तकौ ( અથર્વ ૧૪।૧।૨૨ )

" અહીં રહી ( मा वियौष्टं ) કોઇ દિવસ એક બીજાથી વિખુટા થતાં નહી સંપૂર્ણ આયુ ભોગવો. આપના ઘરમાં આનંદ સાથે પુત્રો અને પૌત્રોની સાથે રમતા ખેલતાં આનંદથી રહો !

અહીં ' मा वियौष्टं " કદી વિભક્ત ન થવાનું કહ્યું છે. વિવાહવિચ્છેદનો આ પ્રકારે વેદ નિષેધ કરે છે ગો સવાસો વરસ સુધી પોતાના પૌત્રપુત્રો સાથે આનંદથી ખેલતા કુદતા રહે કદી વિભક્ત ન થાય વિવાહવિચ્છેદને વેદ માન્યતા આપતા નથી પોતાના ઘરમાં પુત્રપૌત્રો સાથે આનંદથી રહો એમ વેદની આજ્ઞા છે

### સ્ત્રીઓ કેવી હોવી જોઇએ ?

સ્ત્રીઓ કેવી હોવી જોઇએ તે વિષે વેદ કહે છે—

शुद्धाः पूता योषितो यज्ञिया इमा ।
ब्रह्मणां हस्तेषु प्र पृथक् सादयामि ॥
( અથર્વ૦ ૬।૧૨૨।૫ )

" શુદ્ધ પવિત્ર અને પૂજનીય એવી સ્ત્રીઓ છે એમને જ્ઞાનીઓના હાથમાં અલગ અલગ સોંપી દઉં છું " જેમને કન્યાદાન કરવુ હોય તેમણે પોતાની કન્યા જ્ઞાનીને આપવી. અજ્ઞાનીને નહિ. તેમ જ સ્ત્રીઓ પણ વિચારથી શુદ્ધ, ભાષા બોલવામાં અને આચરણમાં પવિત્ર ભાવના કરનારી અને સદાચારના કારણે પૂજનીય હોય. વિચાર ઉચ્ચાર અને આચારમાં તે નિર્દોષ હોય.

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।
( અથર્વ૦ ૧૧।૫।૧૮ )

" કન્યા કન્યાગુરુકુલમાં રહી વિદુષી થતી હતી. આ તરફ પુત્ર પણ ગુરુકુલમાં રહી વિદ્વાન્ થતા. એવા બંનેનો જુવાનીમાં વિવાહ ( युवान विन्दते पतिं ) થતો હતો " સ્ત્રી તરૂણી અને પુરૂષ જુવાન હોય બંને જુવાન અને વિદ્યા યુક્ત હોય. તેથી તે બંને વિવાહના મંત્રોના અર્થ સહેલાઇથી સમજી શકતાં.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ છે. ધર્મનું આચરણ બ્રહ્મચર્ય આશ્રમમાં શરૂ થાય ત્યારપછી ' અર્થ ' એટલે ધન કમાવવું. ધન પ્રાપ્ત થવા લાગે એટલે પછી " કામ " અર્થાત્ લગ્ન કરી ગૃહસ્થાશ્રમ સ્વીકારવો તેથી ચતુર્વિધ પુરૂષાર્થોમાં ' અર્થ ' પહેલાં કહી પછી ' કામને ' મૂકયો છે ધનહીન માણસથી ગૃહસ્થધર્મનું પાલન સારી રીતે બની શકે નહિ. તેથી કહ્યુ છે—

भगेन सह कुमारी आगमेत् । ( અથર્વ૦ ૨।૩૫।૧ )

" ધન સાથે કન્યાને ઘરે જવુ અને તેને પત્નીરૂપે પ્રાપ્ત કરવી." સ્ત્રીનુ, સંતતીનુ પોષણ ગૃહસ્થને કરવાનું હોય છે. તે માટે વિદ્યા પ્રાપ્તિ પછી પુરૂષે ધન પ્રાપ્ત કરવું અને ત્યાર બાદ વિવાહ કરવો. વિવાહ પછી—

भगस्य जुष्टा इयं नारी । पत्या अविराधयन्ती
सं प्रिया अस्तु । ( અ૦ ૨।૩૬।૪ )

" ઐશ્વર્ય પ્રાપ્ત થએલી આ સ્ત્રી પતિ જોડે વિરોધ ન કરતા પતિને પ્રિય થાવો. વિવાહ પહેલાં સ્ત્રીને ( કન્યાભાવમાં જ ) કેળવણી મળવી જોઇએ. તે કેળવણી પતિના ઘરે કેવી રીતે વર્તવુ તે વિષે હોવી જોઇએ. આજકાલ બધાને સ્વતંત્રતા જોઇએ છે. સ્વતંત્ર વિચાર અવશ્ય જોઇએ, પણ તેનો અર્થ તે સ્વતંત્ર વિચારોની ગુલામીમાં ન સપડાવવું. પતિપત્નીમા વિરોધ નિર્માણ થાય એવી સ્વતંત્રતા શું કામની ? તેથી જ કહ્યું છે કે—

पतिं गत्वा सुभगा विराजतु पुत्रान् सुवाना
महिषी भवाति । ( અથર્વ૦ ૨।૩૬।૩ )

" આ સ્ત્રી પતિના ઘેર જઇ ઉત્તમ ઐશ્વર્યયુક્ત બને, અને પુત્રોને જન્મ આપી રાણી જેમ વિરાજે " અહીં " મહિષી મયાતિ " એ શબ્દ મુખ્ય અને અગત્યના છે. સમ્રાજ્ઞી અથવા રાણી જેમ, તે પતિના ઘેર શોભે સ્ત્રીઓની યોજના હોય છે રાષ્ટ્રસંવર્ધન કરવાનું કાર્ય સ્ત્રીઓનું છે સ્ત્રીઓ સંતતિ નિર્માણ કરે છે જેથી રાષ્ટ્રની પ્રજા વધે છે. એટલે રાષ્ટ્ર વધે છે કેમકે પુરુષો જ હોય તો રાષ્ટ્ર વધશે નહીં પ્રજાની વૃદ્ધિ કરવાનું કાર્ય સ્ત્રીઓનું જ છે, તેથી સ્ત્રીઓને ઘરની રાણી મુજબ રાખવી જોઇએ, એમ વેદ કહે છે. પતિના ઘેર આવેલી સ્ત્રી શાની ઇચ્છા કરે તે વિષે એમ કહ્યુ છે—

**आशासाना सौमनसं प्रजां सौभाग्यं रयिम् ।**
**( અથર્વ૦ ૧૪।૧।૪૨ )**

પતિના ઘેર ( **સૌ-મનસ** ) ઉત્તમ મન અને વિચારોની સાથે રહે ( **પ્રજાં** ) ઉત્તમ સંતતિની ઇચ્છા કરે, આરા વડે ઉત્તમ સંતતિ નિર્માણ થાય એમ વિચાર મનમાં ધારણ કરે, ઉત્તમ ભાગ્ય અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરે. ઘરના વ્યવહાર એવી રીતે કરે કે ઘરની રાણી છે એમ બધાને લાગે.

**पत्युः अनुव्रता भूत्वा सं नह्यस्व अमृताय कम् ।**
**( અથર્વ૦ ૧૪।૧।૪૨ )**

" ઘરમાં સ્ત્રી પતિને અનુકૂલ વર્તાવ કરે અને અમરત્વ અને આનંદ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે " અમૃત અને આનંદ પ્રાપ્ત કરવો જોઇએ અમૃતનો અર્થ છે દીર્ઘ જીવન અને આનંદનો અર્થ છે મનને શાંતિપૂર્ણ સુખ. આ તો તેજ વખતે પ્રાપ્ત થાય છે કે જે વખતે ઘરમાં પતિને અનુકૂલ આચરણ કરનાર પત્ની અને પત્નીને અનુકૂલ આચરણ કરનાર પતિ હોય ઘરમાં જો પરસ્પર અનુકૂલ વર્તાવ થતો રહે તોજ આનંદ અને શાન્તિ સ્થાપન થઇ શકે છે માનવો છે એટલે મતભેદ તો થવા જ રહે, પણ તે વધવા દેવા નહીં તેની કાળજી રાખવી એવી બાબતો મર્યાદામાં રાખવી જેથી ઘરમાં શાંતિ અને સુખ વધી શકે છે.

## સ્ત્રીઓ સૂતર કાંતે

ઘરમાં જ્યારે કુરસદ હોય ત્યારે સ્ત્રીઓએ સૂતર કાંતવુ અને કપડા બનાવવા

**देवीः अकृन्तन् तन्विरे, आभितः अग्मान् ददन्त अवयन् । संव्ययन्तु आयुष्मतीं इदं वासः परि-धास्व ॥** **( અથર્વ૦ ૧૪।૧।૪૫ )**

" દેવીઓ ઘરમાં ફુરસદના સમયે સૂતર કાંતે, તાણા બનાવે, કપડાના છેડા ગુંથે અને ગાંઠો દઇ મજબૂત કરે, વણે, વણવાનું કાર્ય બધા ભેગા મળી કરે, ઉત્તમ રીતથી કરે દીર્ઘાયુ પ્રાપ્ત કરનાર સ્ત્રી આ કપડા પહેરે "

પત્નીએ બનાવેલું કપડુ પતિ પહેરે એવુ કપડુ પહેરવા મળવાથી પત્નીનું સ્મરણ પતિને હમ્મેશ થતું રહે અને તે કારણે તે પતિના મનમાં પોતાના પત્ની પ્રત્યે કેટલો બધો પ્રેમભાવ રહેશે ? તેનો વિચાર વાચકોએ કરવો મારી પત્નીએ બનાવેલું કપડુ મે પહેર્યું છે આ કલ્પના જ કેટલો બધો આનંદ આપનાર છે તેનો વિચાર કરવાથી ખબર પડે કે ગૃહસ્થાશ્રમમાં આજ આનંદ મેળવવાનો છે. એવો આનંદ દરેક ગૃહસ્થીને પ્રાપ્ત થાય અને તેથી ગૃહસ્થ લોક સુખ પ્રાપ્ત કરે.

## નિષ્કપટ વ્યવહાર

સ્ત્રી પુરુષોનો પરસ્પર વ્યવહાર નિષ્કપટ રહેવો જોઇએ તે વિષે વેદ કહે છે

**यत् अन्तरं तत् बाह्यम् । यत् बाह्यं तत् अन्तरम् ॥**
**( અથર્વ ૨।૩૦।૪ )**

" જેવુ મનમા હોય તેવો જ બાહ્ય વ્યવહાર રાખવો અને જેવો બહારનો વ્યવહાર હોય તેવુ મનમા હોવુ જોઇએ " કોઇ જાતનુ કપટ કે એકબીજાને ફસાવવ ની ભાવના એ બે જણના મનમાં ન હોય વેદોએ કેવો સરસ સુંદર અને ઉચ્ચ આદર્શ ગૃહસ્થો સામે મૂકયો છે એવી રીતે વર્તવાથી જ સંસાર અને જીવન અમૃત રૂપ અને આનંદમય બને છે

## પરસ્પર પ્રેમ

દંપતીનો–પતિપત્નીનો પરસ્પર પ્રેમ હોવો જોઇએ તે એકબીજાને ચાહે, તે બન્નેમાં કદી પણ પરસ્પર વિરોધ ન હો। એ વિષે કહ્યુ છે—

**यथा वृक्षं लिबुजाः समन्तं परिषस्वजे ।**
**एवा परिष्वजस्व मां यथा मां कामिनी असः ।**
**यथा मन्नापगा असः । ( અથર્વ. ६।८।१ )**

" જે પ્રમાણે વૃક્ષના આધારથી વેલી ઉપર ચઢે છે વધે

છે, રહે છે, તે પ્રમાણે સ્ત્રી ! તુ મારા આશરે રહે, મારી ઇચ્છા કરનારી થા અને મારાથી દૂર જનાર બનતી નહીં ''

આ બે જણનુ આન્તરિક પ્રેમ છે તે જો હોય તો ગૃહસ્થાશ્રમ અત્રે સ્વર્ગધામ બની જાય છે એવુ પ્રેમનુ સુખ પ્રાપ્ત થાય તો બનેની આયુ પણ વધે છે મનનું સામર્થ્ય વધવાથી રોગ પણ દૂર જાય છે જીવનમાં નવો રસ પેદા થાય છે અને સર્વ પ્રકારથી આનદ અનુભવવા મળે છે તેમજ વધુ જુઓ—

अन्तः कृणुष्व मा हृदि मन इन्नौ सहासति ।
( અથર્વ ૭૩૬।૧ )

'' હે સ્ત્રી ! તારા પોતાના મનમા તું મને રાખ અમાર મન હમેશા મળેલા રહે '' બ નેનો એકબીજા પ્રત્યે પ્રેમભાવ હોય કોઇ દિવસ વિરોધ ન થાય પત્નીના હૃદયમાં પતિનુ વાત્સલ્ય હોય અને પતિના હૃદયમા પત્નીનુ ચિ તન હોય એ મુજબ અ ત કરણથી બ ને એક બની રહે

### વાળ સ્ત્રીનુ સૌંદર્ય છે

સ્ત્રીઓનુ સૌંદર્ય વાળથી વધે છે માટે સ્ત્રીઓ પોતાના વાળની કાળજી રાખે તેમનુ સારી પેઠે રક્ષણ કરે

केशा नडा इव वर्धन्तां शीर्ष्णस्ते असिताः परि ।
( અથર્વ ૬।૧૩૭।૨ )

'' તારા માથાના વાળ જેમ ઘાસ વધે છે તેમ વધે અને તે ધોળા ન થાય કાળા રહે ' સ્ત્રીઓએ વાળનુ રક્ષણ કરવુ યોગ્ય છે તે માટે વનસ્પતિઓ પણ છે કેશવર્ધક ઔષધિનુ વર્ણન એમ કરેલુ છે—

देवी देव्यामधि जाता पृथिव्यामस्योषधे ।
तां त्वा नितत्नि केशेभ्यो दृंहणाय खनामसि ।
( અથર્વ ૬।૧૩૬।૧ )

'' ઔષધિ ! તુ દિવ્યગુણોવાળી છે પૃથ્વી ઉપર ઉગે છે હે નીચે પ્રસરનાર ઔષધિ ! વાળને બળવાન અને સુદૃઢ બનાવવા માટે હું તને ખોદુ છુ ''

ઔષધિરસથી વાળ વધે છે તુટતા નથી સારી પેઠે કાળા રહે છે અને સુ દર દેખાય છે

આ ઔષધિનુ નામ ' नितत्नि '' એમ કહ્યુ છે, પણ તે કયી વનસ્પતિ છે તેની શોધખોળ થવી જરૂરી છે તેથી જે લાભ થાય છે તે તો આ સૂક્તમાં સ્પષ્ટ રીતે કહેલા છે. આજકાલ વાળ વિષે ઘણા લોકોને ચિ તા રહે છે. જો આ વનસ્પતિનો ઠીક પતો લાગશે તો ઘણા લોકોને લાભ થશે. કા. ૬।૫૯ મા '' अरुन्धती, जीवला '' આ ઔષધિના નામ પણ આવેલા છે

### રશ્મિ સ્નાન

સ્ત્રીઓ રશ્મિસ્નાન કરે એમ વેદ કહે છે તે સ્નાનવડે અપૂર્વ આરોગ્ય પ્રાપ્ત થાય છે રશ્મિ એટલે સૂર્યના કિરણો રશ્મિસ્નાન એટલે સૂર્ય કિરણોમાં હરવુ-ફરવુ જુઓ—

सूर्यस्य रश्मीन् अनु या सचरन्ति ।
मरीचीर्वा या अनु सञ्चरन्ति ॥ ( અથર્વ ૪।૩૮।૫ )

'' સૂર્યના કિરણોમા અનુકૂળતાથી હરનાર-ફરનાર અથવા સૂર્યપ્રકાશમા અનુકૂળતાથી ફરનારી ' એવી સ્ત્રીઓ હોવી જોઇએ

' सूर्य आत्मा जगत तस्थुषश्च । '
( ઋ ૧।૧૧૫।૩ વા ય ૭।૪૨ )

સૂર્ય બધી સ્થાવર જ ગમ વસ્તુઓનો આત્મા છે એટલુ સામર્થ્ય સૂર્યમાં છે સૂર્યપ્રકાશવડે તે સામર્થ્ય મનુષ્યોને પ્રાપ્ત થાય છે જે સ્ત્રી અથવા પુરુષ સૂર્ય પ્રકાશમાં હરે ફરે છે તેઓ એવુ સામર્થ્ય મેળવે છે દીર્ઘાયુ થવા માટે આ રશ્મિ સ્નાન મદદરૂપ થાય છે તેથી સ્ત્રીઓએ રશ્મિસ્નાન અવશ્ય કરવુ એમ કહ્યુ છે સ્ત્રીઓનુ કાર્ય સ તાન ઉત્પન્ન કરવાં એ છે તે રાષ્ટ્રરક્ષણ માટે ઘણુ અગ ત્યનું મહત્વ ધરાવે છે માટે સ્ત્રીઓનુ રક્ષણ અવશ્ય કરવુ જોઇએ તે વિષે વેદની એક આજ્ઞા છે—

कर्त्री यत्ना इह रक्ष वाजिन् । ( અથર્વ ૪।૩૮।૬ )

'' કર્તૃત્વયુક્ત પુત્રીની અહીં આ જગતમાં સારી રીતે રક્ષા કર ' પુત્રીમાં કર્તૃત્વશક્તિ વધે એવી કેળવણી તેને આપવી જોઇએ અને તેનુ સારી પેઠે રક્ષણ કરવુ જોઇએ

### સ્ત્રીના પાતિવ્રત્યનુ રક્ષણ

સ્ત્રીના પાતિવ્રત્યનુ અત્ય ત સારી પેઠે રક્ષણ થવુ જોઇએ રાષ્ટ્રીય કાર્યોમાં આ કર્તવ્ય મુખ્ય અને ઉલ્લેખનીય છે તે વિ ! વેદ કહે છે—

देवा वा एतस्या अवदन्त पूर्वे सप्त ऋषयस्तपसा ये निषेदु । भीमा जाया ब्राह्मणस्यापनीता दुर्धां दधाति परमे व्योमन् ॥ ६ ॥

ये गर्भा अवपद्यन्ते जगद् यच्चापलुप्यते ।
वीरा ये तृह्यन्ते मिथो ब्रह्मजाया हिनस्ति तान् ॥ ७ ॥
( અથર્વ ૫।૧૭ )

"આ વિષે દેવોએ પહેલાંજ દઢરીતે પોતે કહેલું છે અને જે સપ્ત ઋષીઓ તપ કરતા બેસેલા તેમણે પણ તે પ્રમાણેજ કહેલું છે કે જ્ઞાનીની નસાડવામાં આવેલી પત્ની ભય કર હોય છે તેને પરમ શ્રેષ્ઠ સ્થાનમાં પણ રાખવુ મુશ્કેલ છે જે ગર્ભ પાડવામાં આવે છે, જ્યાં ચાલનારાઓ પ્રાણીનો નાશ થાય છે, જ્યાં વીર આપસમા લડે છે, નસાડેલી સ્ત્રી તે બધાનો નાશ કરે છે "

કોઇની સ્ત્રીને નસાડી લઇ જવામાં આવે તો એટલે તે સ્ત્રીના પાતિવ્રત્યનો નાશ કરવામાં આવે તો તે પાતિવ્રત્ય નાશ બધા રાષ્ટ્રનો ઘાત કરે છે એમ દેવો અને ઋષીઓ કહે છે જે રાષ્ટ્રમાં સ્ત્રીઓની એવી દશા થાય છે ત્યાં ગર્ભપાત થાય, પ્રાણીઓની હત્યા થાય, વીર આપસમાં લડતાં રહે અને પોતાનો નાશ વહોરે આવી રીતે સ્ત્રીને થએલા કષ્ટ તેમનો નાશ કરે છે માટે સ્ત્રીના પાતિવ્રત્યનુ રક્ષણ કરવુ જ જોઇએ

રાષ્ટ્રમાં જે પ્રજાજનો રહે છે તે રાષ્ટ્રમાં સુરક્ષિત રહે, તેમનો નાશ ન થાય, એમ જો ઇચ્છતા હોય તો રાષ્ટ્રમાં સ્ત્રીઓના શીયળનુ રક્ષણ સારી પેઠે થવુ જોઇએ કારણ કે સ્ત્રીઓનું ચારિત્ર્ય જ્યાં સુરક્ષિત નથી તે રાષ્ટ્ર બીજી બાબતોનુ શુ રક્ષણ કરી શકે ?

### કામ વિકારથી પોતાને બચાવવુ

આ દુનિયામાં 'કામ' એવો છે કે ઘણાં પાપ તે આપણી પાસેથી કરાવે છે તે વિકારથી દુનિયામાં સ્ત્રીઓનું અપહરણ થાય છે તેથી તે વિષે એમ કહ્યુ છે—

सपत्नहन ऋषभ काम हविषा शिक्षामि ।
( અથર્વ ૯।૨।૧ )

' શત્રુઓનો નાશ કરનાર બળવાન કામને હું યજ્ઞ વડે સિક્તિન કરું છુ " એટલે યજ્ઞના ત્યાગ દાન કરવાની ભાવના થી કામને કાબુમાં રાખી શકાય છે આ કામ ઘણો મારક છે તેમાંથી બચાવવા જ્ઞાનરૂપી બખ્તર છે તે વિષે એમ કહ્યું છે—

यत् ते काम शर्म त्रिवरूथ उद्भु ब्रह्म वर्म विततं अनतिव्याध्य कृतम् । ( અથર્વ ૯।૨।૧૫ )

' કામથી બચવા માટે એક સારૂ કવચ છે જે ત્રણે કેદ્રોમાં સારી રીતે રક્ષણ કરે છે આ કવચ વડે ( अनतिव्याध्यं ) શત્રુના પ્રહાર આપણા ઉપર થતા નથી આ કવચ ( ब्रह्म वर्म ) જ્ઞાન રૂપી કવચ છે તે જેને પ્રાપ્ત થાય છે તે જ્ઞાની પોતાના જ્ઞાન વડે પોતાનું રક્ષણ તો કરે જ છે. બીજાઓનુ પણ તે કામના હુમલાથી પોતાનો બચાવ કરી રક્ષણ કરે છે."

એટલે જ્ઞાનથી સુરક્ષિત થએલો માણસ કામને પોતાના કાબુમાં રાખે છે. તેથી તેનો પોતાનો બચાવ થાય છે. માટે સ્ત્રીપુરૂષોને જીવનની શરૂઆતમા જ સારૂ જ્ઞાન આપવુ જોઇએ જેથી ઉત્તમ જ્ઞાનરૂપી કવચવડે તેમનો કામથી બચાવ થાય એવા જ્ઞાનરૂપી કવચ પહેરનારા માણસો જ્યાં હોય ત્યાં સ્ત્રીઓના પાતિવ્રત્યનું સારી પેઠે રક્ષણ થાય છે અને જ્યાં સ્ત્રીઓ ચારિત્ર્યસપન્ન એવી હોય તે રાષ્ટ્ર, ઉત્તમ શ્રેષ્ઠ રાષ્ટ્રો પૈકી એક ગણાય

### પત્નીના ગુણ

પત્નીની અદર જે શ્રેષ્ઠ ગુણ હોવાથી તે સારી પત્ની ગણાય તે શુભ ગુણો આ રહ્યા—

१ मृदु – સ્ત્રી શાન્ત સ્વભાવવાળી હોવી જોઇએ
२ निमन्यु – ક્રોધી ન હોય
३ प्रियवादिनी – હમેશાં મીઠાસ ભરેલી વાણી બોલનાર હોય
४ अनुव्रता – પતિને અનુકૂળ કાર્ય કરનારી હોય.
५ केवली – સ્ત્રી કેવળ પોતાના પતિની જ બની રહે

मृदु निमन्युः केवली प्रियवादिनी अनुव्रता ।
( અથર્વ ૩।૨૫।૪ )

६ वशा – પતિના તાબામાં રહેનારી ( અ ૩।૨૫।૬ )
७ चित्त उपायसि – પતિના ચિત્ત મુજબ પોતાનું ચિત્ત રાખનાર ( અ૦ ૩।૨૫।૬ )
८ ऋतौ असः – પતિ જે કઇ કર્મ કરે તેમાં મદદ આપનાર ( અ ૩।૨૫।૬ )
९ अक्रतु – પતિ વિરૂદ્ધ કઇ પણ કાર્ય કરનારી સ્ત્રી ન હોવી જોઇએ ( અ ૩।૨૫।૬ )

ધર્મપત્ની આ શુભ ગુણોથી યુક્ત હોવી જોઇએ ગૃહસ્થાશ્રમને સફળ બનાવવા સ્ત્રીની અદર એવા શુભ ગુણો હોવા જોઇએ સ્ત્રી અને પુરુષ એક વિચારથી રહે તો જ તે ગૃહસ્થાશ્રમ સુખદાયી થઇ શકે છે તેથી વેદ આ ગૃહસ્થાશ્રમ

ને સુખપૂર્ણ બનાવવા કેટલો ઉત્તમ ઉપદેશ આપ્યો છે, તેનો વિચાર જ્ઞાની વાચકોએ કરવો અને તે મુજબ પોતાનો સંસાર સુખપૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

### વીર પુત્રનો જન્મ

વેદમાં પુત્રનુ નામ જ ' वीर ' પાડેલું છે. અને કન્યાનું નામ વીરા અથવા સુવીરા એમ કહેલું છે. પુત્ર કેવો- હોવો જોઈએ તે વિષે યજુર્વેદમાં કહેલુ નીચેનું વચન ધ્યાનમાં રાખવા જેવુ છે—

जिष्णू रथेष्ठा सभेयो युवाऽस्य यजमानस्य वीरो जायताम्। ( વા. યજુ. ૨૨।૨૨ )

" વિજય મેળવનાર, રથમાં બેસનાર, સભામાં સન્માન મેળવનાર, તરૂણ જેવો કાર્યકર્તા પુત્ર આ યજમાનને થ વ " એમાં વીર પુત્ર જોઈએ એ ઇચ્છા સ્પષ્ટ દેખાય છે. તે ઇચ્છા આ મ ત્રમાં વધુ સ્પષ્ટ પ્રગટ કરેલી છે—

आ ते योनिं गर्भ एतु पुमान् बाण इवेषुधिम्
आवीरोऽत्र जायतां पुत्रस्ते दशमास्यः ॥ २ ॥
पुमांसं पुत्रं जनय तं पुमाननु जायताम्। भवासि
पुत्राणां माता जातानां जनयांश्च यान् ॥ ३ ॥
विन्दस्व त्वं पुत्रं नारि यः तुभ्यं शं असत् शं उ
तस्मै त्वं भव ॥ ४ ॥ ( અથર્વ. ૩।૨૩ )

" હે સ્ત્રી ! જેમ બાણ ભુંડવાની થેલીમાં બાણ સુરક્ષિત રહે છે તેમ તારો પુત્ર તારા ગર્ભમાં આવીને રહે તારો પુત્ર વીર થાય અને દસમાં મહિનામાં જન્મે. એટલે તેની વૃદ્ધિ પૂરી સારી રીતે થઈને તે જન્મે. હે સ્ત્રી ! તુ પુત્રને ઉત્પન્ન કર અને તે પશ્ચાત્ ફરી પુત્ર જન્મે, આ પ્રકારે તુ અનેક પુત્રોની માતા થા. તને પુત્ર થાય અને ભવિષ્યમાં પણ જન્મનારે પુત્ર જ હોય. હે સ્ત્રી ! આ પ્રકારે તુ પુત્રને પ્રાપ્ત કર, તે પુત્ર તને સુખ આપે અને તું તે પુત્રને સુખ આપનારી થા "

આ પ્રકારે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા વેદમાં બતાવેલી છે. ઘરમાં પુત્ર હોવો જોઈયે. જેથી કુળ ચાલુ રહે અને કુળની વૃદ્ધિ થતી રહે.

અહીં ' बाण इव इषुधिं ' આ શબ્દો મનનીય છે. થેલીમાં બાણ રહે છે. તે બાણ શત્રુને મારવા માટે જ હોય છે. તેવી રીતે આ પુત્ર દુષ્ટોને વીંધનારો, મારનારો બને, શૂર વીર બને, એમ તેનુ તાત્પર્ય છે. " वीर " નો અર્થ પણ એવો શૂરત્વ દર્શક છે. ' वीरयति अमित्रान् ' દુષ્ટોને જે દૂર કરે છે, તેને વીર કહે છે. પુત્ર એવો પ્રભાવી બળશાલી હોવો જોઈએ એમ વેદની આજ્ઞા છે.

### ગર્ભદોષોનું નિવારણ

સ્ત્રીમાં જ્યારે ગર્ભ રહે છે ત્યારે નાના પ્રકારના દોષ અથવા રોગ તે ગર્ભાશયમાં રહે છે. તે બધા દોષો દૂર કરવા જોઈએ. અને નિર્દોષ પુત્ર ઉત્પન્ન થવો જોઈએ, તે વિષે એમ કહ્યુ છે—

यः स्त्रियं मृतवत्सां अवतोकां करोति अस्याः
तं नाशय ॥ ९ ॥
ये अम्नः जातान् मारयन्ति सूतिका अनुशेरते। ॥ १२ ॥
अप्रज्ञास्त्वं मार्तवत्सं रोद मघं आवयं
प्रतिमुञ्च ॥ १६ ॥ ( અથર્વ ૮।૬ )

" જે સ્ત્રી મરેલા બાળકોને જન્મ દે છે, અથવા જે સ્ત્રીના બાળકો જન્મ્યા પછી તરત મરણ પામે છે, તેના રોગ પ્રસૂતિગૃહમાં હોય છે. તે રોગ જંતુઓને દૂર કરવા. સંતાન ન થવુ, ગર્ભમાં સંતતિ મરી જવી, સ તાન ઉત્પન્ન થતાં જ મરી જાય ઇત્યાદિ દોષ જે કારણે થ ય છે તે દોષ અથવા રોગના જંતુઓ સ્ત્રીના પ્રસૂતિ ઘરમાંથી દૂર થવા જોઈયે, દૂર કરવા જોઈએ.એટલે તે જંતુઓ સ્ત્રીના ગર્ભાશયમાં ન જાય. તેમજ પ્રસૂતિગૃહમા પણ ન રહે. "

એટલે સ્ત્રીને આ રોગ કૃમીની બાધા ન થાય, અને સ્ત્રીને સુસ તાન જ થાય, તે સંતતિ ઉત્તમ બળશાલી ધીર, શૂર, વીર હોય એ વિષે એનાથી પણ વધારે વેદે કહ્યુ છે—

शमी अश्वत्थ आरूढः तत्र पुंसवनं कृतं
तद्वै पुत्रस्य वेदनं तत् स्त्रीषु आभरामसि ॥ १ ॥
पुंसि वै रेतो भवति तत् स्त्रियां अनु षिच्यते।
तद् वै पुत्रस्य वेदनं तत् प्रजापतिः अब्रवीत् ॥ २ ॥
स्त्रैषूयमन्यत्र दधत् पुमांसं उ दधत् इह ॥ ३
( અથર્વ૦ ૬।૧૧ )

" શમી વૃક્ષપર પીપળો ઉગેલો હોય તો ત્યાં પુત્ર નિર્માણ કરવાની ઔષધી નિર્માણ થાય છે પુત્ર પ્રાપ્તિનુ આ ઉત્તમ સાધન છે. તે સ્ત્રીઓને આપવા યોગ્ય છે પુરૂષમાં વીર્ય રહે છે, તે સ્ત્રીમાં સીંચવામાં આવે તેથી પુત્રની ઉત્પત્તિ થાય છે

એમ પ્રજાપતીએ કહ્યું છે અહીં અમના ઘેર પુત્ર જ થાય. સ્ત્રી ઉત્પન્ન થવાનું કાર્ય બીજાના ઘરમાં થાય "

શમી વૃક્ષપર અશ્વત્થ એટલે પીપળો ઉગે છે તે પીપળાના પંચ અંગ એટલે જડ, છાલ, પાન, ફૂલ અને ફળ વિગેરેનું ચૂર્ણ સ્ત્રીને આપવામાં આવે તો પુત્ર ન થનાર સ્ત્રીને પુત્ર થશે. ત્યાં સ્ત્રી ઉપર આ ઔષધી પ્રયોગ કરી જોવા જેવો છે

આ મંત્રનો બીજો પણ એક અર્થ છે ( शमी ) શાંત અને સંયમ સંપન્ન સ્ત્રીનો સંબંધ જો ( अश्व रथः ) ઘોડા જેવા વીર્યવાન્ પુરુષ જોડે થાય તો તે સ્ત્રીને પુરુષ સંતતિ થાય અહીં સ્ત્રી ' शमी ' અર્થાત્ સંયમશીલ હોવી જોઈએ અને પુરુષ ' अश्व-रथ ' ઘોડા જેવો વીર્યવાન્ હોવો જોઈએ એમ કહેવું છે ગૃહસ્થી સ્ત્રીપુરુષોએ આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે વ્યાયામ વિગેરે સાધનો વડે પુરુષ ઘોડા જેવો વીર્યવાન્ અને તેમ જ સ્ત્રી સંયમશીલ અને એમ થવાથી તે બેઉના સંબંધથી ફક્ત પુત્રસંતતી જ થતી રહે છે.

### સૂર્ય-ચંદ્ર જેવા બાળકો

ઘરમાં બાળકો ચંદ્ર સૂર્ય જેવા હોય. અદિતિમાતાનું ઘર આ આખું વિશ્વ છે તેમાં સૂર્ય અને ચંદ્ર જેવા પુત્રો હોય અને તે ઘરમાં રમતા રહે એવી ઇચ્છા વેદે પ્રગટ કરી છે જુઓ—

पूर्वापरं चरतो माययैतौ शिशू क्रीडन्तौ परि-
यातोऽर्णवम् विश्वान्यो भुवना विचष्ट ऋतूँ-
रन्यो विदधज्जायसे नवः ॥ ( અથર્વ ૭।૮૧ )

" આ બે બાળકો સૂર્ય અને ચંદ્ર રમે છે અને પોતાની શક્તિ વડે આગળ પાછળ થતાં રહે છે તે ફરતા ફરતા દરિયા સુધી જાય છે તેમાંથી એક બધાં ભુવનોને પ્રકાશ આપે છે અને બીજો ઋતુને બનાવતો રોજ નવનવો થાય છે "

એટલે આ બે બાળકો એક સંપૂર્ણ જગતને પ્રકાશિત કરે છે અને બીજો ઋતુઓ બનાવતો રહે છે એવા સૂર્યચંદ્ર જેવા પુત્રો ઘેરે ઘેરે નિર્માણ થવા જોઈએ એવી ઇચ્છા પતિ અને પત્ની બંને ધારણ કરે એવો ઉપદેશ અહીં છે

### મેખલા બંધન

કમર કસવા માટે કેડે કંદોરો-મેખલા બાંધવામાં આવે છે વાચકોએ કેડ બાંધી અને ખૂલી રાખી જોવું બે પ્રકારમાંનો ફેર તેમને તરત જણાઈ આવશે કમરમાં પટો બંધવાથી શક્તિ વધે છે અને ઢીલી કમર રાખવાથી પોચાપણું નિર્માણ થાય છે તેથી વૈદિક સંસ્કારોમાં ' मेखला-बंधन ' રાખેલું છે કોઈ પુત્ર ઢીલી કમરવાળો ન થાય બધા કટિબદ્ધ રહે, તૈયાર રહે અને વીરતા બતાવવા સિદ્ધ રહે તેથી કહ્યું છે કે—

वीरघ्नी भव मेखले । ( અથર્વ. ૬।૧૩૩।૨ )

મેખલા કમર ઉપર બાંધવાથી શત્રુના વીરોને મારવાની શક્તિ આપણામાં આવી જાય છે વધુ જુઓ—

यां त्वा पूर्वे भूतकृत ऋषयः परिबेधिरे ।
सा त्वं परि ष्वजस्व मां दीर्घायुत्वाय मेखले ॥
( અથર્વ ૬।૧૩૩।૫ )

" હે મેખલે ! જે તને ભૂતકાળમાં પરાક્રમ કરનારા ઋષીઓએ બાંધી હતી એવી તું મને દીર્ઘાયુ કરવા માટે મારા શરીરને લપેટીને રહે "

હું મેખલા બંધનથી દીર્ઘજીવન પ્રાપ્ત કરીશ અને પ્રાચીન વિદ્વાન્ ઋષીઓએ જેમ ઉત્તમ પ્રભાવથી આચરણ કર્યું તેમ હું પણ કરીશ.

મેખલા બંધન કટિબદ્ધતા સૂચવે છે દરેક કાર્ય કરવા માટે કેડ બાંધવી જોઈએ જેથી તે કાર્ય ઉત્સાહપૂર્વક થતું રહે. વીરતા વધારવા માટે મેખલા બંધન ખાસ જરૂરનું છે, તેથી કહ્યું છે કે—

ब्रह्मणा तपसा श्रमेण मेखलया सिनामि ।
( અથર્વ ૬।૧૩૩।૩ )

" જ્ઞાન, શીતઉષ્ણ સહન કરવાની શક્તિ, પરિશ્રમ કરવાનું સામર્થ્ય અને કટિબદ્ધતાથી હું સિદ્ધ રહું છું " એટલા ગુણો જુવાનોમાં હોવા જોઈએ જ્ઞાન અને વિજ્ઞાન મનુષ્યને અત્યંત આવશ્યક છે. જ્ઞાન મન શાંતિ માટે અને વિજ્ઞાન ઐહિક સુખોપભોગ માટે એટલે શરીર સુખ માટે, શીત-ઉષ્ણ, હાનિલાભ, જય-પરાજય એવા દ્વંદ્વ સહન કરવા માટે ઉપયોગી છે. દ્વંદ્વો સહન કરતા આપણું કર્તવ્ય કરવાનું હોય છે શ્રમ કરવાની શક્તિ હોવી જોઈએ, અને કમર કસેલી હોવી જોઈએ આ બધી જુવાનોને કાર્યો માટે તત્પર રહેવાની સૂચનાઓ છે ગમે તે થાય, પોતાનું કર્તવ્ય કરવા હમેશાં તૈયાર રહેવું, એવું આ બધાનું તાત્પર્ય છે

### આપણું ઘર

ગૃહસ્થ માણસે પોતાનું ઘર બનાવી તેમાં રહેવું જોઈએ ઘર કેવું હોવું જોઈએ તેનો વિચાર અથર્વવેદના કાંડ ૩

સૂક્ત ૧૨ મા માં કર્યો છે. આ સૂક્તમાં ઘરનું યથાયોગ્ય વર્ણન કરતા એવા શબ્દો છે કે જે ઘરનું આબેહુબ વર્ણન કરે છે. તેથી તે શબ્દોનો અહીં વિચાર કરીશું—

૧ अश्वावती (શાલા)- પોતાના ઘરમાં ઘોડા હોય બહાર જવા આવવા ઘોડાનો ઉપયોગ કરવો. (મં. ૨) આજકાલના લોકો મોટર રાખવાની ઇચ્છા કરશે.

૨ गोमती- ઘરમાં ગાયો હોવી જોઇએ ગાયનું દૂધ ઘણું પુષ્ટીકારક હોય છે. ગાય અને બળદ બંને ઉપયુક્ત પશુ છે. ગાય દૂધ આપે છે. અને બળદ ખેતી ખેડી અનાજ આપે છે. (મં. ૨)

૩ पयस्वती- ઘરમાં ભરપુર દુધ હોય.

૪ घृतवती- ઘરમાં ભરપુર ઘી પણ હોય.

૫ घृतं उक्षमाणा- ઘર ઘી આપનારૂં હોય. (મં. ૧)

૬ ऊर्जस्वती- ઘરમાં ભરપુર અન્ન હોય. (મં. ૨)

૭ धरुणी, ૮ पूतिधान्या- ઘરમાં અનાજ ભરપૂર હોય.

૯ परिस्रुतः कुम्भः- ઘરમાં મધુર મધથી ભરેલો ઘાડવો હોય. (મં. ૭)

૧૦ दध्नः कलशैः- દહીંથી ભરેલા માટલા ઘરમાં હોય. (મં. ૭)

૧૧ घृतस्य कुम्भं- ઘીથી ભરેલો ઘડો ઘરમાં હોય. (મં. ૮)

૧૨ अयक्ष्मा यक्ष्मनाशिनीः आपः- નિરોગ અને રોગને દૂર કરનાર પાણી ઘરમાં હોય. (મં. ૯)

ઘરમાં આ પદાર્થ હોવા જોઇએ. તેથી ઘરના લોકો હષ્ટ-પુષ્ટ અને રોગરહિત રહેશે. આજે ગાયનું ઘી મળવું મુશ્કેલ બન્યું છે. તેથી પોષક ખાદ્ય વસ્તુઓ મળતી નથી. ગાયનું દુધ, દહીં, છાસ, માખણ અને ઘી ઘરમાં જ્યાં ઘડા ભરેલા રહેતાં ત્યાં આજે પા શેર પણ મળી શકતું નથી. શું એને ઉન્નતિ સમજવી ? કે અવનતિ ? એનો વિચાર સુજ્ઞ વાચકો-એ કરવો અને પોતાનું ધ્યાન ગોરક્ષણ કરવાના કાર્યમાં કેંદ્રિત કરવું.

### અતિથિસત્કાર

અતિથિસત્કાર કરવા માટે ઘડો ભરી ઘી લાવવું જોઇએ, અને તેમાંથી જે ઘીની ધાર પાડશે તે વડે અતિથીનો આદર સત્કાર કરવો. જુઓ—

पूर्णं नारि प्र भर कुम्भं, एतं । घृतस्य धारां अमृतेन संभृताम् । इमां पातॄन् अमृतेना-समङ्‌ग्धि । इष्टापूर्तं अभि रक्षत्येनाम् ॥
(અથર્વ. ૩।૧૨।૮)

" હે ગૃહપત્નિ ! અતિથીઓને પીરસવા માટે ઘડો લઇ આવો, મધુર રસ ભરેલો ઘડો લઇ આવો અને અતિથીઓને જેટલું ખાય-પીવે તેટલું પીરસો કંજુસાઇ કરતા નહિ. આ પ્રમાણે બન્ને ઘરની શોભા વધારો, " ઘરનું મહત્વ સુરક્ષિત રહેવું જોઇએ.

### ગાયોનું સંરક્ષણ.

ઘરમાં ગાયોનું સંરક્ષણ થવું જોઇએ. ઘરમાં ગાયો હોય તો તે ઘરની શોભા વધારે છે અને તેમનો ઉપયોગ ઘરમાં રહેનારાઓને થાય છે—

गावः यूयं कृशं चित् मेदयथ ।
अश्रीरं चित् सुप्रतीकं कृणुथ ॥ (અથર્વ. ૪।૨૧।૬)

" હે ગાયો ! તમે કૃશ મનુષ્યને હષ્ટપુષ્ટ બનાવો છો અને નિસ્તેજને તેજસ્વી બનાવો છો. " આ ગાયોનો ગુણ ઘરના માણસો માટે મોટો સહાયક છે.

(गावः) सूयवसे रुशन्तीः सुप्रपाणे शुद्धा अपः पिबन्ति । (અથર્વ ૪।૨૧।૭)

" ગાયો ઉત્તમ ઘાસ ખાય અને સારાં જલાશયમાં શુદ્ધ પાણી પીવે " એવું ગો-પાલન ઘેરે ઘેર થવુ જોઇએ. આજે ગાયોને મારવામાં આવે છે. વેદોમાં ગાય, બળદ અને પર્વત ત્રણને 'अघ्न्य' એટલે અવધ્ય એમ કહ્યું છે. જેનો વધ નહિ થવો જોઇએ તેનો જ વધ થઇ રહ્યો છે. તેથી અમારા આરોગ્યની હાની એટલી બધી થઇ રહી છે કે તે કોઇ પણ પ્રકારે બંધ થઇ શકે તેમ નથી.

અન્ન, ગોપાલન, ગૃહરક્ષણ વિગેરે ઘણા ઉપદેશ આના પછી છે, તે બધા જ મનનીય છે. હવે વાત આવે છે ઋણ-રહીત થવાની—હવે જુઓ—

### ઋણરહિત થવું

ઋણરહિત થવાના વિષયમાં વેદ ઘણો સારો એવો ઉપદેશ આપે છે. તે હવે જુઓ.

अनृणा अस्मिन् अनृणा परस्मिन् । तृतीये-लोके अनृणाः स्याम । ये देवयानाः पितृयाणाश्च लोकाः सर्वान् पथो अनृणा आ क्षियेम ॥
(અથર્વ. ૬।૧૧૭।૩)

*

" આ લોકમાં, પરલોકમાં, અને તૃતીય લોકમાં પણ અમે ઋણરહિત થઈને રહીશું જે દેવયાન અને પિતૃયાન માર્ગ છે તેમાં પણ અમે ઋણરહિત થઈને રહીશું "

આ પ્રકારે ઋણરહિત થવાને સબંધમાં કહેલું છે. આ વિષય પ્રત્યેક ગૃહસ્થે ધ્યાનમાં રાખવા જેવો છે. ઋણરહિત થવું એ પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે કારણ કે ઋણમાં રહેવાથી ઘણી આપત્તીઓનો સામનો કરવો પડે છે. માટે ઋણરહિત થવું તે દરેકને માટે યોગ્ય છે

## વિપત્તિઓને દૂર કરવી

ઋણ એક વિપત્તિ છે તે પ્રકારની બીજી પણ ઘણી વિપત્તિઓ દુનિયામાં છે તે બધી વિપત્તિઓ દૂર કરવાની આપણી ફરજ છે. તે વિપત્તિઓને દૂર કરવા વિષે આ મંત્ર અત્યંત વિચાર કરવા જેવો છે—

*दौष्वप्न्यं दौर्जीवित्यं रक्षो अभ्वमराय्यः ।*
*दुर्णाम्नीः सर्वा दुर्वाचः ता अस्मन्नाशयामसि ॥*
( અથર્વ ૪।૧૭।૫ )

" દુષ્ટ સ્વપ્ન આવવું, જીવન દુખમય છે એવું લાગવું, હિંસકો તરફથી ઉપદ્રવ થવો, વિકાસમાં પ્રતિબંધ થઈ તે રૂંધાઈ જવો નિર્ધનતા ખરાબ શબ્દો બોલવાનો સ્વભાવ સર્વ પ્રકારના દુષ્ટ ભાષણ કરવાનો અભ્યાસ આ બધી વિપત્તિઓ અમારાથી દૂર રહે "

આ બધી વિપત્તિઓ છે તેનાથી કષ્ટ થય છે માટે આ વિપત્તિઓ દૂર કરવી જોઈએ અને ભાગ્ય પ્રાપ્ત કરવું જોઈએ.

*तेन मा भगिनं कृणु अपद्रान्तु अरातयः ।*
( અ ૬।૧૨૯।૩ )

' મને ભાગ્યશાળી કર, બધી આપત્તીઓ મારાથી દૂર થાય " એવી ઈચ્છા દરેક સદ્‌ગૃહસ્થના મનમાં રહેવી જોઈએ અને તે માટે તેણે પ્રયત્ન કરવા જોઈએ પોતાનું સારી પેરે રક્ષણ કરવું જોઈએ તે માટે ગૃહસ્થી એમ કહે—

*यो नो द्वेषि अधरः सस्पदीष्ट यं उ द्विष्मः तं उ प्राणो जहातु ॥* ( અથર્વ. ૭।૩૧।૧ )

" જે એકલો અમારા બધાનો દ્રોહ કરે છે તે નીચે પડે અને જે એકલાનો અમે બધા દ્વેષ કરીએ છીએ તેનો પ્રાણ તેને છોડી ચાલ્યો જાય. " એટલે તે મરી જાય

પોતાનું રક્ષણ કરવા માટે જે પ્રયત્ન કરવાનો તેમાં સારા અને બહુમતીવાળાઓનું રક્ષણ થાય અને દુષ્ટોની અલ્પમતિ થાય એવા પ્રયત્ન હોવા જોઈએ

## અતિથિનો સત્કાર

આપણે ઘેર અતિથિ આવે તો તે વિદ્વાન અતિથિનો સત્કાર કરવો જોઈએ, તે ગૃહસ્થીનું કર્તવ્ય છે વિદ્વાન પુરુ સત્કાર્ય કરવા માટે, સદુપદેશ આપવા માટે દેશોદ્ધારનું કાર્ય કરવા સારૂ ફરતા રહે છે. તેમનો આદર સત્કાર, ખાનપાન વગેરે ની વ્યવસ્થા ગૃહસ્થાશ્રમી સદ્‌ગૃહસ્થીએ કરવી જોઈએ.

ગૃહસ્થીઓના આશ્રય વડે તે ધર્મોપદેશકો જીવિત રહી શકે છે અને પોતાનું રાષ્ટ્રોદ્ધારનું કાર્ય કરી શકે છે જો ગૃહસ્થ લોકો તેમને ભોજન અને બીજા પ્રકારની જરૂર તે મદદ ન આપે તો, તેમની ગુજરાણ થશે નહિ તેમની ગુજરાણ ન થવાના કારણે તે પોતાનું કાર્ય આગળ કેવી રીતે ચલાવી શકશે ! તેથી તેમનો ભાર ગૃહસ્થીઓને જ સહન કરવાનો હોય છે

ગૃહસ્થીએ રાષ્ટ્રસેવકોનું પાલન કરવું જોઈએ નહિ તો તે ઉપદેશકો ક્યાં જાય ? શું કરે ? તેથી તેમનો ભાર ગૃહસ્થો ઉપર છે

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ વિષેના ઉપદેશ આપનારા મંત્રો આ ભાગમાં ભેગા કર્યા છે વાચક તેનું મનન કરી યોગ્ય બોધ પ્રાપ્ત કરે અને તે મુજબ આચરણ કરી ઉત્તમ ગૃહસ્થ બનવું અને પોતાના રાષ્ટ્રનું વૈભવ વધારવું

સ્વાધ્યાય મંડળ
પારડી ( જિ. સુરત )

શ્રીપાદ દામોદર સાતવળેકર
અધ્યક્ષ સ્વાધ્યાય મંડળ, પારડી



# અથર્વવેદનો સુબોધ અનુવાદ

[ ભાગ ૩ જો ]

# ગૃહસ્થાશ્રમ

## પવિત્ર ગૃહસ્થાશ્રમ

કાંડ ૬, સૂક્ત ૧૨૨

( ऋषिः- भृगुः । देवता- विश्वकर्मा )

एतं भागं परि ददामि विद्वान्विश्वकर्मन्प्रथमजा ऋतस्य ।
अस्माभिर्दत्तं जरसः परस्तादच्छिन्नं तन्तुमनु सं तरेम ॥ १ ॥
ततं तन्तुमन्वेके तरन्ति येषां दत्तं पित्र्यमायनेन ।
अबन्ध्वेके ददतः प्रयच्छन्तो दातुं चेच्छिक्षान्त्स स्वर्ग एव ॥ २ ॥

અર્થ— હે ( विश्वकर्मन् ) સમસ્ત જગતના રચયિતા ! ( ऋतस्य प्रथमजाः ) તું સત્ય નિયમનો પ્રથમ પ્રવર્તક છે. આ વાતને ( विद्वान् ) જાણતો એવો હું ( एतं भागं परि ददामि ) આ મારા ભાગને તારે માટે પૂર્ણતાથી આપું છું. ( जरसः परस्तात् अस्माभिः दत्तं अच्छिन्नं तन्तुं ) વૃદ્ધત્વ પછી પણ અમે આપેલ વિચ્છેદરહિત જે યજ્ઞનું સૂત્ર છે તેનાથી અમો ( अनु संतरेम ) નિશ્ચયપૂર્વક અનુકૂળતાથી અમે પાર ઉતરી જઇશું. [ ૧ ]

( एके ततं तन्तुं अनुतरन्ति ) કેટલાએ લોકો આ ફેલાએલ યજ્ઞ સૂત્રને અનુકૂળ રહીને પાર થઇ જાય છે. ( येषां आयनेन पित्र्यं दत्तं ) જેના આવવાથી પિતૃ સંબંધી અપાનારો ઋણ ભાગ અપાએલ હોય છે. ( एके अबन्धु ददतः ) બીજા કેટલાએ બંધુગણોથી રહિત થઇને પણ ( ददतः ) દાન આપે છે તેઓ ( प्रयच्छन्तः च इत् दातुं शिक्षान् ) દાન આપતા છતાં પણ દાન આપવાને માટે સમર્થ થયા, તો ( सः स्वर्गः एव ) તે સ્વર્ગ જ છે. [ ૨ ]

ભાવાર્થ— હે જગતના રચયિતા પ્રભુ ! તુંજ સત્યધર્મનો પ્રથમ પ્રવર્તક છે એ હું જાણું છું, તેથી જ હું મારો ભાગ તારે માટે સમર્પિત કરું છું. આ સમર્પણથી જે અવિચ્છિન્ન યજ્ઞ થશે, તેની સહાયતાથી અમે દુઃખની પેલેપાર અમે થઇ જઇશું. ( ૧ )

આ યજ્ઞનો આશ્રય કરીને જ કેટલાએ લોકો પાર થઇ ગયા છે જેમનું કાંઇક પિતૃઋણ ચૂકવવાનું હોય છે. તેઓ બંધનમાંથી છૂટવા છતાં પણ મુશ્કેલીનો સમય આવવાથી તે ઋણને પરત કરે છે આવા લોકો જ્યાં હોય છે ત્યાં સ્વર્ગધામ બની જાય છે. ( ૨ )

अन्वारभेथामनुसंरभेथामेतं लोकं श्रद्दधानाः सचन्ते ।
यद्वां पक्वं परिविष्टमग्नौ तस्य गुप्तये दंपती सं श्रयेथाम् ॥ ३ ॥
यज्ञं यन्तं मनसा बृहन्तमन्वारोहामि तपसा सयोनिः ।
उपहूता अग्ने जरसः परस्तात्तृतीये नाके सधमादं मदेम ॥ ४ ॥
शुद्धाः पूता योषितो यज्ञिया इमा ब्रह्मणां हस्तेषु प्रपृथक्सादयामि ।
यत्काम इदमभिषिञ्चामि वोऽहमिन्द्रो मरुत्वान्त्स ददातु तन्मे ॥ ५ ॥

---

અર્થ — હે ( दम्पती ) સ્ત્રી પુરુષો ! ( अनु आरभेथाम् ) અનુકૂળતાની સાથે શુભ કાર્યનો પ્રારંભ કરો. ( अनु संरभेथां ) અનુકૂળતાની સાથે હાલચાલ કરો ( एतं लोकं श्रद्दधानाः सचन्ते ) આ ગૃહસ્થાશ્રમરૂપી લોકને શ્રદ્ધા ધારણ કરનારા લોકો જ પ્રાપ્ત કરે છે ( यत् वां पक्वं ) જે તમારા બન્નેનું પરિપક્વ ફળ છે અને ( अग्नौ परिविष्टं ) અગ્નિ દ્વારા સિદ્ધ થએલ છે, ( तस्य गुप्तये संश्रयेथां ) તેની રક્ષા માટે પરસ્પર આશ્રિત રહો [ ૩ ]

( तपसा यन्तं बृहन्तं यज्ञं ) તપથી ચાલતા મહાન યજ્ઞની ઉપર ( सयोनिः मनसा अनु आरोहामि ) સમાન સ્થાનમાં ઉત્પન્ન થએલ હું અનુકૂળતા પ્રમાણે મનથી ઉપર ચઢું છું. પ્રાપ્ત કરું છું હે ( अग्ने ) અગ્નિ ! ( जरसः परस्तात् उपहूताः ) વૃદ્ધત્વની પહેલાં બોલાવાએલા અમો ( तृतीये नाके सधमादं मदेम ) તૃતીય સ્વર્ગધામમાં સાથે સાથે રહીને સુખને પ્રાપ્ત કરીએ [ ૪ ]

( इमाः यज्ञियाः शुद्धाः पूताः योषितः ) આ પૂજ્ય, શુદ્ધ અને પવિત્ર સ્ત્રીઓ છે, તેમને ( ब्रह्मणां हस्तेषु प्रपृथक् सादयामि ) જ્ઞાનીઓના હાથમાં અલગ અલગ પ્રદાન કરું છું ( अहं यत्कामः इदं वः अभिषिञ्चामि ) હું જે કામનાથી આ રીતે તમને અભિષેક કરું છું ( सः मरुत्वान् इन्द्रः ) તે મહાન પ્રભુ ( मे तत् ददातु ) મને તે આપે [ ૫ ]

---

ભાવાર્થ — હે સ્ત્રીપુરુષો ! તમો બંને આ ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત કર્યા પછી શુભ કાર્યો કરતા રહો અને ઉન્નતિને માટે હાલચાલ કરતા રહો. આ ગૃહસ્થાશ્રમમાં શ્રદ્ધાવાળા લોકો જ સુખપૂર્વક રહી શકે છે. જે તેમાં ખૂબ અનુભવી થએલ છે અથવા જે પૂર્ણ થએલ છે, તેની રક્ષા કરવાને માટે તમો બંને પ્રયત્ન કરો ( ૩ )

જે યજ્ઞ તપથી થાય છે, તેમાં મન લગાડીને તેને પૂર્ણ કરવો એ જ યોગ્ય છે. આ પ્રમાણે વૃદ્ધત્વ સુધી કર્મ કરવાથી ઉચ્ચ સ્વર્ગધામ પ્રાપ્ત થાય છે ( ૪ )

આ પવિત્ર અને શુદ્ધ કન્યાઓ છે, તેમને જ્ઞાનીઓના હાથમાં અલગ અલગ અર્પણ કરું છું. જે કામનાથી હું આ યજ્ઞ કરું છું તે મારી કામના સફળ થઇ જાય ( ૫ )

---

## પવિત્ર ગૃહસ્થાશ્રમ

ગૃહસ્થાશ્રમને અત્યંત પવિત્ર બનાવીને તેમાંથી આનંદ પ્રાપ્ત કરવાની બાબતમાં આ સૂક્તમાં ઘણો અણમોલ ઉપદેશ છે. આ ઉપદેશ દરેક ગૃહસ્થાશ્રમીએ મનન કરવો જોઇએ. (૧) સમસ્ત જગતનો નિર્માતા જે પ્રભુ છે, તેજ સત્ય નિયમોનો પ્રથમ પ્રવર્તક છે એમ માનીને તેને માટે શુભ કર્મ કરવાં તેને માટે યજ્ઞ કરવો અને જે કાંઇ કરવું હોય તે તેની પ્રીતિને માટે કરવું જોઇએ. આ પ્રકારનાં શુભ કર્મો કરવાથી મનુષ્ય દુઃખ મુક્ત થાય છે. (૨) આ પ્રકારના યજ્ઞથી જ મનુષ્યનો બેડો પાર થઇ જાય છે. બીજો કોઇ માર્ગ છે જ નહિ ( ૩ ) જેવી રીતે આપણે કરેલ કરજ ચૂકવવું જોઇએ તેવી રીતે આપણા બાપદાદાઓએ કરેલ કરજ પણ ચૂકવી આપવું જોઇએ. જ્યાં વિશેષ મુશ્કેલ સ્થિતિ પ્રાપ્ત થવા છતાં પણ

આ પ્રકારનું ઋણ પરત કરે છે અને બીજાને છેતરતા નથી, તે દેશ સ્વર્ગધામ છે. (૪) ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી અને પુરૂષ મળીને રહે છે, તેઓ સદા શુભ કર્મો કરે, શુભ કર્મોથી જ શ્રેષ્ઠ લોક પ્રાપ્ત થાય છે (૫) જે પરિપૂર્ણ થએલ છે તેની રક્ષા કરો અને તેને જોઇને અન્યની પરિપકવતા સંપાદન કરવાનો યત્ન કરવો જોઇએ. (૬) સર્વ યજ્ઞ તપથી જ થઇ શકે છે. આ પ્રકારે યજ્ઞ કરવાનો વિચાર મનથી હમેશાં કરવો જોઇએ. (૭) જો ઘડપણ સુધી આ પ્રકારનાં શુભ કર્મ કર્યાં તો ઉત્તમ સ્વર્ગધામનો આનંદ પ્રાપ્ત થઇ શકે છે. (૮) ગૃહસ્થાશ્રમ ચલાવવો હોય તો પવિત્ર અને શુદ્ધ સ્ત્રીની સાથે જ કરવો જોઇએ. (૯) સ્ત્રીને પણ જ્ઞાની મનુષ્યના હાથમાં સમર્પિત કરવી જોઇએ. આ પ્રમાણે પવિત્ર સ્ત્રી અને જ્ઞાની પુરૂષથી જે ગૃહસ્થાશ્રમ થાય છે તે જ વિશેષ સુખ આપનાર બની જાય છે. (૧૦) આવા ગૃહસ્થાશ્રમમાં રહેનાર મનુષ્ય જ પોતાની કામના સિદ્ધ થવાનો આનંદ પ્રાપ્ત કરી શકે છે. પ્રભુ તેને જ સિદ્ધિ આપે છે. આ સૂક્તનો આ પ્રકારે આશય છે. જે પાઠક આ સૂક્તના મંત્રોનો અર્થ અને ભાવાર્થ વિચારપૂર્વક વાંચશે તેઓ એ આશય પોતાની મેળે જ જાણી શકશે. કારણ કે તે ઘણો જ સ્પષ્ટ છે.



## કુળવધૂ-સૂક્ત

### કાં. ૧, સૂક્ત ૧૪.

( ऋषिः- भृग्वङ्गिराः । देवता- यमः )

भर्गमस्या वर्च आदिष्यधि वृक्षादिव स्रजम् ।
महाबुध्न इव पर्वतो ज्योक् पितृष्वास्ताम् ॥ १ ॥
एषा ते राजन्कन्या वधूर्नि धूयतां यम ।
सा मातुर्बध्यतां गृहेऽथो भ्रातुरथो पितुः ॥ २ ॥
एषा ते कुलपा राजन्तामु ते परि दद्मसि ।
ज्योक् पितृष्वासाता आ शीर्ष्णः समोप्यात् ॥ ३ ॥

---

અર્થ— ( वृक्षात् अधि स्रज इव ) વૃક્ષપરથી જેવી રીતે ફૂલોની માળા લે છે, તેવી રીતે ( अस्याः भर्गं वर्चः आदिषि ) કન્યાનું ઐશ્વર્ય અને તેજ હું સ્વીકારું છુ ( महाबुध्न पर्वतः इव ) ઉંડા મૂળવાળા પર્વતની જેમ સ્થિરતાથી આ કન્યા પિતૃષુ ज्योक् आस्तां ) માતાપિતાના ઘરમાં ઘણા લાંબા સમય સુધી રહે [૧] હે ( यम राजन् ) નિયમ પાલન કરનારા સ્વામિન્ ! ( एषा कन्या ) આ કન્યા ( ते वधूः ) તારી વધૂ બનીને ( निधूयतां ) વ્યવહાર કરે. ( अथो ) અથવા ( सा ) તે ભાઇને ત્યાં ( अथो ) અથવા પિતાના ( गृहे बध्यतां ) ઘરમાં રહે [૨] હે ( राजन् ) સ્વામિન્ ! ( एषा ) આ કન્યા ( ते कुल-पा ) તારા કુળનુ પાલન કરવાવાળી છે. ( तां ) તેને ( उ ते परिदद्मसि ) તારે માટે અમે આપીએ છીએ આ ( ज्योक् ) તે સમય સુધી ( पितृषु आसातै ) માતા પિતાના ઘરમા નિવાસ કરે

---

ભાવાર્થ— વૃક્ષપરથી પાન તથા ફૂલો ઉતારીને તેમની માળા બનાવીને જેવી રીતે લોકો પહેરે છે, તેવી રીતે આ કન્યાનું સૌન્દર્ય અને તેજ હું સ્વીકારૂં છુ અને તેમનાથી મને પોતાને સજાવવા ઇચ્છુ છુ. જેવી રીતે ઉંડા મૂળવાળા પર્વતો પોતાના આધારપર સ્થિર રહે છે તેવી રીતે કન્યા પણ પોતાના માતાપિતાના ઘરમા નિડર બનીને લાંબા વખત સુધી સુરક્ષિત રહે (૧) હે નિયમ પાલક પતિ ! આ અમારી કન્યા તારી વધૂ બનીને નિયમપૂર્વક વ્યવહાર કરે જે સમયે તે તારે ઘેર ન રહે તે સમયે તે પિતા, માતા અથવા ભાઇને ઘેર રહે, પરન્તુ બીજા કોઇ પારકાને ઘેર ન રહે (૨) હે પતિ ! આ અમારી કન્યા તારા કુળનુ પાલન કરનારી છે, તેને તારે માટે અમે સમર્પણ કરીએ છીએ, જ્યા સુધી તેનુ શિર ( મસ્તક ) શણગારવાનો સમય ન આવે

असितस्य ते ब्रह्मणा कश्यपस्य गयस्य च ।
अन्तःकोशमिव जामयोऽपि नह्यामि ते भगम् ॥ ४ ॥

( आ शीर्ष्णः समोप्यात् ) જ્યાં સુધી માથું સમુગારવામાં ન આવે [ ૩ ] ( असितस्य ) બન્ધન રહિત ( कश्यपस्य ) દ્રષ્ટા ( च ) અને ( गयस्य ) પ્રાણું સાધન કરનારા ( ते ) તારા ( ब्रह्मणा ) જ્ઞાનની સાથે હું ( ते भगं अपि नह्यामि ) તારા ઐશ્વર્યને બાંધું છું ( जामयः अंतः कोशं इव ) સ્ત્રીઓ પોતાના પેટારાને બાંધે છે [ ૪ ]

ત્યાં સુધી તે માતાપિતાના ઘરમાં રહે. ( ૩ ) બન્ધન રહિત, દ્રષ્ટા અને પ્રાણોને સ્વાધીન કરનારા તારા જ્ઞાનની સાથ આ કન્યાના ભાગ્યનો સંબંધ હું બાંધું છું જેવી રીતે સ્ત્રીઓ પોતાના ઘરેણાં અને ઝવેરાત પેટીમાં બંધ કરીને સુરક્ષિત રાખે છે તેવી રીતે તેનું ભાગ્ય સુરક્ષિત રહે. ( ૪ )

---

# કુળવધૂ-સૂક્ત

## પ્રથમ પ્રસ્તાવ

આ સૂક્તમાં ચાર મંત્રો છે પહેલા મંત્રમાં ભાવિ પતિનું પ્રસ્તાવરૂપ ભાષણ છે. પતિ કન્યાના રૂપને અને તેજને પસંદ કરે છે અને તે તેજનો સ્વીકાર કરવા ઇચ્છે છે. આ વિષયમાં મંત્રનું રૂપક અતિ સ્પષ્ટ છે

" વૃક્ષો, વેલાઓ અને વનસ્પતિપરથી પાન, ફૂલ અને મંજરીઓ લઇને લોકો માળા બનાવે છે અને તે માળાઓને ગળામાં ધારણ કરે છે, તે પ્રમાણે આ કન્યા સુગંધિત પુષ્પોની વલ્લી છે તેના ફૂલ અને પાન ( મુખ કમળ અને હસ્ત પલ્લવ ) અથવા તેનું સૌન્દર્ય અથવા તેજ હું ધારણ કરું છું અને તેનાથી હું સુશોભિત થવા માગું છું અર્થાત્ હું આ કન્યા સાથે ગૃહસ્થાશ્રમ શરૂ કરવાની ઇચ્છા કરું છું જેવી રીતે પર્વત પોતાના વિશાળ પાયાપર સ્થિર રહે છે તે પ્રમાણે આ કન્યા પોતાના માતા પિતાના સુદૃઢ આધાર પર સ્થિર રહે. અર્થાત્ માતા પિતા તરફથી સુશિક્ષા મેળવીને આ કન્યા સુયોગ્ય બને અને ત્યાર પછી મારે ( પતિને ) ઘેર આવે "

આ ભાવ પ્રથમ મંત્રનો છે તેમાં ભાવી પતિનો પ્રથમ પ્રસ્તાવ છે ભાવી પતિ કન્યાનું સૌન્દર્ય અને તેજ પસંદ કરે છે અને તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા પ્રગટ કરે છે અર્થાત્ ભાવી પતિ કન્યાની માગણી તેના માબાપની પાસે કરે છે અને સાથે સાથે એ પણ કહે છે કે કન્યા કેટલાક સમય સુધી માતા પિતાના ઘરમાં જ રહે ત્યાર પછી પતિને ઘેર આવે યોગ્ય સમયની મર્યાદા આગળ તૃતીય મંત્રમાં કહેવામાં આવી છે.

આ મંત્રના વિચારથી જાણ થાય છે કે, પુરુષ પોતે પોતાની સહધર્મચારિણીની પસંદગી કરે છે પુરુષ પોતાની રુચિ પ્રમાણે કન્યાની પસંદગી કરે છે અને પોતાના મનનો વિચાર કન્યાના માતાપિતા પાસે નિવેદન કરે છે કન્યાના માતપિતા આ પ્રસ્તાવનો વિચાર કરે છે અને ભાવીપતિને યોગ્ય ઉત્તર આપે છે

આ સૂક્તથી એ સ્પષ્ટ નથી થતું કે કન્યાને પણ પોતાના પતિની પસંદગીની બાબતમાં પોતાની પસંદગી અથવા નાપસંદગીના વિચાર પ્રદર્શિત કરવાનો અધિકાર છે કે નહિ પ્રસ્તાવ થયા પછી પણ કન્યાનું માતાપિતાના ઘરમાં લાંબા વખત સુધીનું વાસ્તવ્ય ( पितृषु कन्या ज्योक् आस्तां ) દર્શાવે છે કે આ પ્રસ્તાવ કન્યાને રજોદર્શન થયા તે પહેલાંજ અથવા ઉપવર થયા પહેલાં જ થવો જોઇએ આજકાલ જેને સગાઇ અથવા માગું કહે છે તેવો જ કંઇક આ પ્રકાર છે એમ આ વાતપરથી સ્પષ્ટ થાય છે આ સૂક્તમાં કન્યાનું એક પણ ભાષણ નથી, પરંતુ ભાવીપતિ અને કન્યાના માતા પિતા અથવા પાલકોનું જ ભાષણ છે તેથી અનુમાન થાય છે કે કન્યાને જેટલો અધિકાર નથી જેટલો પતિને છે

ત્રીજા મંત્રમાં કન્યાના પાલક કહે છે કે, " અમે ( ते त्वां परिदद्मसि ) તારે માટે આ કન્યાનું સમર્પણ કરીએ છીએ " આ મંત્રભાગ સ્પષ્ટ દર્શાવે છે કે કન્યા આ વિષયમાં પરતંત્ર છે મંત્રમાં બેવાર આવી સૂચના છે કે, " કન્યા પિતા, માતા અથવા ભાઇના ઘરમાં રહે " અથવા એથી આગળ વધીને અમે એમ પણ કહી શકીએ છીએ કે વિવાહ થયા પછી તે પતિને ઘેર રહે, પરંતુ તે કદી સ્વતંત્રતાથી ન રહે

જે રીતે વૃક્ષનો આધાર તેનાં મૂળ છે, અથવા પર્વતનો આધાર તેનો વિશાળ પાયો છે, તે પ્રમાણે કન્યાનો પહેલો આધાર તેનાં માતાપિતા અથવા ભાઇ છે, અને પછીનો આધાર પતિ જ છે. તેનાથી ભિન્ન બીજા કોઇનો આધાર સ્ત્રીએ લેવો તે ઉચિત નથી.

### પ્રસ્તાવને અનુમોદન

પ્રથમ મંત્રમાં કહેલ ભાવીપતિનો પ્રસ્તાવ સાંભળ્યા પછી કન્યાના માતાપિતા વિચાર કરીને ભાવીપતિને કહે છે કે—

" હે નિયમથી ચાલનારા સ્વામિન્ ! આ કન્યા તારી સાથે નિયમપૂર્વક વ્યવહાર કરે ત્યાં સુધી તે માતાપિતા અથવા ભાઇના ઘરમાં રહે. હે સ્વામિન્ ! આ કન્યા તારા કુળનું પાલન કરનારી છે, તેથી અમે તારે માટે તેને અર્પણ કરીએ છીએ. એ ત્યાં સુધી માબાપને ઘેર જ રહે, જ્યાં સુધી તેનું મસ્તક શણગારવાનો સમય ન આવી જાય. તું બંધનરહિત દ્રષ્ટા અને પ્રાણશક્તિથી યુક્ત છે. તેથી તારા જ્ઞાનની સાથે આ કન્યાનું ભાગ્ય અમે જોડી દઇએ છીએ. જેવી રીતે સ્ત્રીઓ પોતાનાં ઘરેણાં અને ઝવેરાત પેટીમાં બંધ કરી રાખે છે તે પ્રમાણે તેની સાથે તારું ભાગ્ય પણ સુરક્ષિત રાખીએ છીએ. " આ પ્રમાણે આ ત્રણ મંત્રોનુ તાત્પર્ય છે, તે ઘણું જ વિચાર કરવા યોગ્ય છે. પાઠક તેનો ઘણો જ વિચાર કરે. અહીંતેમની સગવડ ખાતર કેટલોક વિચાર કરવામાં આવે છે.

### વરની પરીક્ષા

આ સૂક્તમાં પતિના ગુણધર્મ દર્શાવવામાં આવ્યા છે. એ પ્રથમ જોવા જેવા છે—

૧ **યમઃ**— યમ નિયમોનું પાલન કરનારો, ધર્મના નિયમોને અનુકૂળ પોતાનું આચરણ રાખનારો

૨ **રાજન્**— રાજા ( રઞ્જયતિ ) પોતાની ધર્મપત્નીનું રંજન કરનારો. અહીં પત્નીના વિષયનો અર્થ હોવાથી " રાજન્ " શબ્દનો અર્થ આ પ્રમાણે લેવો યોગ્ય છે. રાજા શબ્દનો અર્થ " રંજન કરનારો " ગૃહસ્થ ધર્મમાં ધર્મ-પત્ની પુરૂષની પ્રકૃતિ છે. તે ધર્મપત્નીનો સંતોષ વધારનારો.

૩ **असित**—( अ-सितः अबद्धः )બંધનરહિત અર્થાત્ જેનું મન સ્વતંત્રતાને ચાહનારું છે. ગુલામીના ભાવ જેના મનમાં હોય નહિ.

૪ **कश्यपः**— ( पश्यकः ) જોનાર પોતાની પરિસ્થિતિને ઉત્તમરીતે જાણનારો અને પોતાના કર્તવ્યને બરાબર સમજનારો.

૫ **गयः**— ( प्राणबलयुक्तः ) પ્રાણાયામ વગેરે યોગ-સાધનથી જેણે પોતાના પ્રાણનું બળ વધાર્યું છે.

૬ **ब्रह्मणा युक्तः**— જ્ઞાનથી યુક્ત જ્ઞાની.

આ ૭ શબ્દો આ સૂક્તમાં પતિના ગુણધર્મો દર્શાવે છે.

### પતિના ગુણધર્મ

ધર્મનિયમોને અનુકૂળ આચરણ કરવું, ધર્મપત્નીને સંતુષ્ટ રાખવી, સ્વાધીનતા માટે પ્રયત્ન કરવા, પોતાની પરિસ્થિતિને સારી રીતે જાણવી, યોગાદિ સાધનો દ્વારા પોતાની દીર્ઘઆયુ નીરોગતા તથા સુદ્દઢતાને સંપાદન કરવાં તથા જ્ઞાન વધારવું. આ બાબતો પતિની યોગ્યતા પ્રદર્શિત કરે છે.

અહીં સ્ત્રીને સંતુષ્ટ રાખવ માટે ધર્માનુકૂળ રીતે ચાલીને જેટલું બની શકે તેટલું જ કહેલ છે, કારણ કે " **यम राजन्** " આ બે શબ્દો મંત્રમાં એકત્રિત પ્રયુક્ત થએલા છે.

પોતાની કન્યા માટે વર શોધવો હોય તો ઉક્ત ૭ ગુણોની કસોટીથી કસીને પછી જ પસંદ કરવો જોઇએ. જેનું આચરણ ધર્માનુકૂળ, હોય જે ધર્મપત્નીની સાથે પ્રેમપૂર્ણ વર્તાવ કરનારો હોય, જે સ્વાધીનતા માટે પ્રયત્નશીલ હોય, જે પોતાની સ્થિતિને બરાબર જાણનારો હોય અને તે પ્રમાણે કાર્ય વ્યવહાર કરનારો હોય, જે બળવાન અને નિરોગ હોય, જે પોતાના સ્વાસ્થ્યનું રક્ષણ કરી શકતો હોય તથા જે જ્ઞાનવાન અને પ્રબુદ્ધ હોય, તો તે વરને પોતાની કન્યા પ્રદાન કરવા યોગ્ય છે.

તેજ પ્રમાણે જે ધર્માનુકૂળ આચરણ કરતો નથી, જે પોતાની પત્નીની સાથે મમતાભર્યું આચરણ કરતો નથી, જે પરાધીનતામાં રહે છે, પોતાની પરિસ્થિતિને પ્રતિકૂળ જે આચરણ કરે છે. તથા જે નિર્બળ અને રોગી છે, તેમજ જે જ્ઞાની નથી, તેને કોઇ પણ સ્થિતિમાં પોતાની કન્યાને માટે વર તરીકે પસંદ કરવો જોઇએ નહિ પાઠકો વર પરીક્ષા વખતે આ વાતોનું બરાબર લક્ષ રાખે. હવે વધૂ પરીક્ષા કરવાના નિયમો જુઓ.

### વધૂ-પરીક્ષા

આ સૂક્તમાં વધૂ પરીક્ષાના નિમ્નલિખિત મંત્ર ભાગ છે.

( ૧ ) **कन्या**— [ **कमनीया** ] કન્યા એવી હોય કે જેને

જેનાથી જ મનમાં પ્રેમ ઉત્પન્ન થાય રૂપ, તેજ, અવયવોની સુંદરતા, સ્વચ્છતા, જ્ઞાન ઇત્યાદિ સર્વ વાતો જે જોનારના મનમાં પ્રેમ ઉત્પન્ન કરે તે આ શબ્દથી જાણી શકાય.

૨ **वधू [ उह्याते पतिगृहे ]** જે પતિને ઘેર જઇને રહેવાનું પસંદ કરે છે. જે પતિના ઘરને જ પોતાનુ સાચું ઘર માને છે.

૩ **कुलपा**– કુળનું પાલન કરનારી, પિતાના તથા પતીના કુળોની મર્યાદાઓનું પાલન કરનારી. જે પોતાના સદાચારથી બ ને કુળોનો યશ વધારે છે

૪ **ते ( पत्युः ) भगम्**– ધર્મપત્ની એવી હોવી જોઇએ કે જે પતિના ભાગ્યને વધારે. જેનાથી પતિને પોતે ધન્ય બન્યો છે એવો અનુભવ થાય.

૫ **पितृषु आस्ताम्**– વિવાહની પહેલા અથવા આપત્કાળ માં માતા પિતા અથવા ભાઇ એમના ઘરમાં રહેનારી અને વિવાહ પછી પતિને ઘેર રહેનારી, બીજા કોઇને ત્યાં જઇને રહેવાની ઇચ્છા ન કરનારી કન્યા હોવી જોઇએ.

૬ **वृक्षात् स्रक्**– વૃક્ષમાંથી બનાવેલ પુષ્પમાળા જેવી કન્યા હોય, પિતાના કુળરૂપી વૃક્ષને પુષ્પમાળા રૂપ કન્યા સુગ ધિત કરે

આ છ મ ત્ર ભાગ કન્યાની પરીક્ષા કરવાના નિયમો દર્શાવે છે. પાઠક તેનો ઉત્તમ વિચાર કરે અને આ ઉપદેશને અનુકૂળ કન્યાની પરીક્ષા કરે

### કન્યાના ગુણધર્મ

કન્યા સુસ્વરૂપ તથા તેજસ્વીની હોય, પતિને ઘેર પ્રેમપૂર્વક રહેનારી હોય, બન્ને કુળોનો યશ, કીર્તિ પોતાના સદાચરણથી વધારનારી હોય, પતિનું ભાગ્ય વધારનારી, યૌવનકાળ પહેલાં પિતાને ઘેર રહેનારી તથા યૌવન પ્રાપ્ત થયા પછી પતિને ઘેર રહેનારી, તથા પુષ્પમાળાની જેમ પોતાના કુળની શોભા વધારનારી હોય આ પ્રકારની જે સુલક્ષણી કન્યા હોય તેને જ પસંદ કરવા યોગ્ય છે

પરન્તુ જે તદન ફીકી, નિસ્તેજ, ખરાબ બોલનારી, પતિને ઘેર ન જવાની ઇચ્છા કરનારી, દુરાચારિણી, પતિના ભાગ્ય ને ઘટાડનારી, તથા દોષયુક્ત હોય તે કન્યા વિવાહને માટે યોગ્ય ગણાય નહિ

### માગું કરવાનો સમય

આ સૂક્તમાંથી વિવાહનો સમય બરાબર નક્કી થઇ શકતો નથી, કારણકે તેને સિદ્ધ કરતું કોઇ પ્રમાણ અહીં મળતું નથી. " કન્યા મસ્તક સજાવવાના સમયની પહેલાં માતાને ઘેર ઘણા વખત સુધી રહે " આ તૃતીય મંત્રના કથનથી માગાનો સમય ઋતુ પ્રાપ્ત થવા પહેલાં કેટલાંક વર્ષ, વધારેમાં વધારે એ વર્ષ હોવાનો સંભવ છે. તો પણ વધુ પરીક્ષાનાં જે છ લક્ષણો ઉપર દર્શાવ્યાં છે, તે લક્ષણો સ્પષ્ટતાથી બતાવી આપે છે કે પ્રૌઢ સ્થિતિ પ્રાપ્ત થવાની અત્યંત આવશ્યકતા છે. " પતિને ઘેર જવાની કલ્પના " જે સ્થિતિમાં કન્યાના મનમાં આવે છે તે અવસ્થા માગાની હોય એમ જણાય છે આ છ શબ્દો સારી, પ્રૌઢ, પ્રબુદ્ધ, લગભગ ઉપવર થએલી, કન્યાની સ્થિતિ દર્શાવે છે. પાઠક સર્વ શબ્દોનો સારી રીતે વિચાર કરશે તો તેમને કન્યાનું કઇ ઉમરમાં માગું કરવું જોઇએ તેનો નિર્ણય તેઓ કરી શકશે.

ભાવી પતિ માગું કરે અને કન્યાના માતાપિતા પૂર્વોક્ત લક્ષણોનો ખૂબ વિચાર કરીને ભાવી પતિના પ્રસ્તાવનો સ્વીકાર અથવા અસ્વીકાર કરે. આ સૂક્તમાં વરનાં માતાપિતા તથા કન્યાને પોતાનો મત આપવાનો અધિકાર છે એવું માનવાને માટે એક પણ પ્રમાણ મળતું નથી. આ વાત જે કોઇ આગળના સૂક્તમાં મળી જશે તો તે સમયે કહેવામાં આવશે

### મસ્તકના શણગાર

તૃતીય મંત્રમાં કહ્યુ છે કે, " **ज्योक् पितृष्वासात आ शीर्ष्णः समोप्यात्** " ( લાંબા વખત સુધી માતા પિતાના ઘરમાં કન્યા રહે જ્યાં સુધી મસ્તક શણગારવાનો સમય ન આવે ત્યાં સુધી રહે, અહીં એક વાત કહેવી આવશ્યક છે, કે જે સમયે સ્ત્રી ઋતુમતી થાય છે તે સમયને " પુષ્પવતી " સમય કહેવાય છે. પુષ્પવતીનો અર્થ ફૂલોથી પોતાને શણગારવાનો સમય પ્રથમ રજોદર્શન, પ્રથમ ઋતુ પ્રાપ્તિ અથવા પ્રથમ પુષ્પવતી થતાંજ તેને ફૂલોથી શણગારવાની પ્રથા, મુખ્યતઃ તેનું મસ્તક ફૂલોથી શણગારવાની પથા ભારત વર્ષમાં આજે પણ પ્રચલિત છે. મૈસુર અને મદ્રાસની તરફ તો પ્રથમ ગર્ભાધાન પ્રસંગે સેંકડો રૂપિયાનાં ફૂલો આ પુષ્પવતી સ્ત્રીની સજાવટને માટે લાવવામાં આવે છે મુંબઇમાં પણ ઘણી જાતિઓમાં આ પ્રથા છે કેટલીક જાતિઓમાં જરાઓછા પ્રમાણમાં છે, પરંતુ માથામાં ફૂલ પહેરવાનો રિવાજ આ ઋતુપ્રાપ્તિને સમયે વિશેષ છે. આ રિવાજ હવે દિવસે દિવસે ઘટતો જાય છે તેનાં બે કારણો છે એક તો ધનાભાવ અને

બીજું ઉત્સાહનો અભાવ તેથી હવે તેમાં ઓટ આવવા માંડી છે. પૈસાદાર લોકો આ પ્રસંગે સોનું અને જડ ઝવેરાત તથા રત્નો અને મોતીનાં ફૂલો બનાવડાવે છે અને પુષ્પવતી સ્ત્રીના મસ્તક ને ચોથે દિવસે ખૂબજ શણગારે છે. જે પ્રાંતોમાં લાજ કાઢવાનો રિવાજ છે તે પ્રાંતોમાં આ રિવાજ ઓછો છે એવો અમારો અનુભવ છે પરંતુ ખરી હકિકત તો ત્યાંના લોકોજ જાણી શકે છે. આથી અનુમાન કરી શકાય છે. કે ઘુંઘટની પ્રથા અવૈદિક કારણોથી અમારા સમાજમાં દાખલ થઇ ગઇ છે.

### માગું થયા પછી વિવાહ

આ સૂક્તના અભ્યાસથી એવું પ્રતીત થાય છે કે માગાની પછી વિવાહનો સમય બહુ દીર્ઘ હોવો જોઇએ નહિ. પ્રથમ મંત્રમાં વર તરફથી પહેલો પ્રસ્તાવ અર્થાત્ માગાનો પ્રસ્તાવ રજુ થયો છે અને દ્વિતીય અને તૃતીય મંત્રમાં જ કન્યાનો અર્પણનો વિષય આવી ગયો છે. જુઓ—

૧ **एषा कन्या ते वधूः निधूयताम्**– આ અમારી કન્યા તારી પત્ની બનીને નિઃશેષ વ્યવહાર કરે તથા.

૨ **एषा [ कन्या ] ते कुलपा तां ते परिदद्मसि**– આ અમારી કન્યા તારા કુળનું પાલન કરનારી છે તેથી તારા માટે અમો તેનું પ્રદાન તને કરીએ છીએ.

૩ **ते भगं अपिनह्यामि**– તારું ભાગ્ય (આ કન્યાની) સાથે બાંધું છું. અર્થાત્ તુ તેનાથી અલગ ન થા.

આ મંત્ર ભાગ સ્પષ્ટ બતાવી રહ્યા છે કે માગું થઇ ગયા પછી અને તેનો સ્વીકાર થઇ ગયા પછી વિવાહનો સમય બહુ દીર્ઘ હોવો જોઇએ નહિ એટલે કે વિવાહ જલદી થઇ જવો જોઇએ. જો કે તેમાં સમયનો કોઇ ચોક્કસ ઉલ્લેખ નથી. તો પણ ( ૧ ) માગું. ( ૨ ) કન્યાદાનની સમ્મતિ ( ૩ ) મસ્તક શણગારવાના સમય સુધી અર્થાત્ પુષ્પવતી થાય ત્યાં સુધી કન્યાનો પિતૃગૃહે નિવાસ ચોક્કસપણે બતાવાયો છે અને તે પ્રમાણે સમય મુકરર થઇ શકે છે. આ ઉપરથી નક્કી થાય છે કે માગું, ત્યાર પછી વિવાહ અને ત્યાર પછી પુષ્પવતી થાય ત્યાં સુધીનો ક્રમ નકી છે અને ત્યાર પછી કન્યાનો પતિગૃહે નિવાસ ઉપદેશવામાં આવ્યો છે. પાઠક આ વિષયમાં અધિક વિચાર કરે. આ વિષય અન્યાન્ય સૂક્તોની સાથે સંબધિત છે, તેથી આ વિવાહ સંબંધીનાં જ્યાં જ્યાં સૂક્તો આવશે ત્યાં ત્યાં તેમની સાથે જોઇને સર્વ બાબતોનો નિર્ણય કરી શકાય. પાઠકગણ પોતાના વિચારોની સહાયતા આપે તો અધિક નિર્દોષ નિશ્ચય થવો સંભવ છે.

---

# કન્યાને માટે વર

## કાં. ૬, સૂક્ત ૮૨

( ऋषिः- भगः । देवता- इन्द्रः )

**आगच्छत आगतस्य नाम गृह्णाम्यायतः । इन्द्रस्य वृत्रघ्नो वन्वे वासवस्य शतक्रतोः ॥ १ ॥**
**येन सूर्यां सावित्रीमश्विनोहतुः पथा । तेन मामब्रवीद्भगो जायामा वहतादिति ॥ २ ॥**

**અર્થ**— ( आगच्छतः ) આવનારા, ( आगतस्य ) આવેલા અને ( आयतः ) ઘણા નજીકના ભવિષ્યમાં આવનારા ( वृत्रघ्नः वासवस्य शतक्रतोः इन्द्रस्य ) શત્રુઓનો નાશ કરનારા, ધનવાલા અને સેંકડો કર્મ કરનારા ઇન્દ્રનું ( नाम गृह्णामि ) નામ હું લઉં છું અને ( वन्वे ) પસંદ કરૂં છું. [ ૧ ]

**ભાવાર્થ**– આગમન પહેલાથી ઇચ્છા કરીને હવે મારી પાસે આવેલો જે શત્રુપર વિજય મેળવનાર, ધનવાન, સેંકડો ઉત્તમ કર્મ કરનારો શરીર છે, તેને હું મારી પુત્રીને માટે વરરૂપે પસંદ કરું છું ( ૧ )

જે રીતે અશ્વિ દેવોએ સૂર્યપ્રભાનો વિવાહ કર્યો, તે પ્રકારે ધનવાન્ વધૂનો પિતા " કન્યાનો સ્વીકાર કરો " એમ કહીને મને વિવાહને માટે કહે છે. ( ૨ )

यस्तेऽङ्कुशो वसुदानो बृहन्निन्द्र हिरण्ययः । तेना जनीयते जायां मह्यं धेहि शचीपते ॥ ३ ॥

અર્થ—(યેન પથા) જે માર્ગથી (અશ્વિના) અશ્વિદેવોએ (સૂર્યાં સાવિત્રીં ઊહતુઃ) સૂર્યપ્રભા સાવિત્રીનો વિવાહ કર્યો, (તેન) તે માર્ગથી (જાયાં આવહતાત્ ઇતિ) આપનિ પ્રાપ્ત કર એમ (ભગઃ માં અબ્રવીત્) ભગે મને કહ્યું છે. [૨]

હે (ઇન્દ્ર) ઇન્દ્ર ! (યઃ તે હિરણ્યયઃ વસુદાનઃ બૃહન્ અંકુશઃ) જે તારું ધન આપનારું મોટું સુવર્ણનું અંકુશ, છે, હે (શચીપતે) ઇન્દ્ર ! (તેન જનીયતે મહ્યં) તેનાથી સ્ત્રીની ઇચ્છા કરનારા મને (જાયાં ધેહિ) ભાર્યા આપ. [૩]

ભાવાર્થ—હે પ્રભો ! તારી પાસે ધનની પ્રાપ્તિ કરનારું જે ઉત્તમ શસ્ત્ર છે તેના બળથી પત્નીની ઇચ્છા કરનાર મને (વરને) ભાર્યા પ્રાપ્ત થાઓ. (૩)

# કન્યાને માટે વર

કન્યાને માટે જે વર પસંદ કરવામાં આવે તે નીચે લખેલા ગુણોનો વિચાર કરીને પસંદ કરવામાં આવે.

૧ જનીયતે– વર એવો જોઇએ કે જેના મનમાં ધર્મપત્નીની પ્રાપ્તિની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ હોય (મં. ૩)

૨ આગચ્છતઃ– કન્યાના પિતાની પાસે જવાની ઇચ્છા કરનારો. (મં. ૧)

૩ આગતસ્ય– કન્યાના પિતાની પાસે પહોંચી જનારો. (મં. ૨)

૪ આયતઃ– કન્યાના પિતાની પાસે પહોંચી ગએલો. (મં. ૩)

આ ત્રણે શબ્દો વરની ઉત્કટ ઇચ્છા દર્શાવે છે. આજકાલ કન્યાનો પિતા વરને શોધતો, વરની શોધમાં એક સ્થળથી બીજે સ્થળે ફરતો રહે છે. આ પ્રથા અવૈદિક પ્રતીત થાય છે. વધૂનો પિતા અથવા વધૂ વરની શોધમાટે રખડે નહિ પરન્તુ વર પોતાની યોગ્યતા સિદ્ધ કરે અને વધૂની માગણી કરવા માટે વધૂના પિતાની પાસે જાય. આ વાત આ ચાર શબ્દોથી વ્યકત થાય છે. હવે વરમાં કયા ગુણો હોવા જોઇએ, તેનો વિચાર આ પ્રમાણે છે.

૫ વાસવઃ– વસુ અર્થાત્ ધન પાસે રાખનારો. (મં. ૧)

૬ શતક્રતુઃ– સેંકડો ઉત્તમ પુરુષાર્થ કરનારો. (મં. ')

૭ વૃત્રઘ્નઃ– શત્રુનો નાશ કરનારો, વિજય પ્રાપ્ત કરવામાં સમર્થ. (મં. ૧)

૮ ઇન્દ્રઃ– શત્રુઓનો નાશ કરનારો શૂરવીર. (મં. ૧)

આ ચાર શબ્દો વરના ગુણોનું વર્ણન કરે છે. વિવાહ પહેલાં વરે ધન કમાએલું હોવું જોઇએ અને શૌર્ય પણ પ્રગટ કરેલું હોવું જોઇએ. અપરીક્ષિત વર ન હોવો જોઇએ

વધૂનો પિતા આવા વરનો આદર કરે અને તેને કહે કે (જાયાં આવહતાત્) આ મારી કન્યાનો સ્વીકાર કરો. આપ સ્વીકાર કરશો તો હું ઘણો જ અનુગ્રહિત થઇશ, ઇત્યાદિ વચનોથી વરની સાથે વાત કરે અને પોતાની કન્યા દેવાનો વિચાર પ્રગટ કરે. કન્યાનું દાન પણ એવી રીતે થાઓ કે જેવી રીતે પ્રભાનું દાન સૂર્યની સાથે થાય છે, અર્થાત્ કન્યાના બદલામાં પૈસા લેવા અથવા વરદક્ષિણા આપવી એ શરતો હોવી જોઇએ નહિ, વરના ગુણોનો જ વિચાર મુખ્ય હોવો જોઇએ. (મં. ૨)

વર પણ મનમાં એજ સમજે કે મારી પાસે શૌર્ય અને વીર્ય હોવાથી હું ધન કમાઇ શકીશ અને જ્યારે હું ધન કમાઇશ અને મારું શૌર્ય પ્રગટ થશે ત્યારે મારો વિવાહ જરૂર થઇ જ જશે.

આ સૂકતમાં જે વરની પસંદગીના અને વિવાહ વિષયના અન્ય વિચારો આપેલા છે તે ઘણા જ ઉત્તમ છે. વરના પિતા અને વર એ બન્ને આ સૂકતનો ખૂબ જ વિચાર કરે.

શૌર્ય અને વીર્ય સિવાય વૈદિક વિવાહ થવો અસંભવ છે એમ આ સૂકતના વિચારથી સ્વયંસિદ્ધ થાય છે. વરને માટે એ યોગ્ય છે કે તે પોતાના વિવાહના વિચાર પહેલાં ધન કમાઇ રાખે " શ્રીઃ શ્રીઃ શ્રીઃ " આ નિયમ ધ્યાનમાં રાખવો જોઇએ. બુદ્ધિનો વિકાસ કરીને ધન પ્રાપ્ત કર્યા પછી જ સ્ત્રીની પ્રાપ્તિના વિચાર મનમાં લાવવા જોઇએ. આજકાલ જે લોકો બાળવિવાહ કરે છે તેઓ આ સૂકતનું મનન વિશેષ કરે.

# વિવાહનું મંગળ કાર્ય

### કાં० ૨, સૂક્ત ૩૬

( ऋषि - पतिवेदन ) देवता- अग्नीषोमौ )

आ नो॑ अग्ने सुम॒तिं सं॑भ॒लो ग॑मेदि॒मां कु॑मा॒रीं स॒ह नो॒ भगे॑न ।
जु॒ष्टा व॒रेषु॒ सम॑नेषु व॒ल्गुरो॒षं पत्या॒ सौभ॑गमस्त्व॒स्यै ॥ १ ॥
सोम॑जुष्टं ब्र॒ह्मजु॑ष्टमर्य॒म्णा संभृ॑तं॒ भग॑म् ।
धा॒तुर्दे॒वस्य॑ स॒त्येन॑ कृणोमि पति॒वेद॑नम् ॥ २ ॥
इ॒यम॑ग्ने॒ नारी॒ पतिं॑ विदेष्ट॒ सोमो॒ हि राजा॑ सु॒भगां॑ कृ॒णोति॑ ।
सुवा॑ना पु॒त्रान्महि॑षी भवाति ग॒त्वा पतिं॑ सु॒भगा॒ वि रा॑जतु ॥ ३ ॥
यथा॑ख॒रो म॑घवं॒श्चारु॑रे॒ष प्रि॒यो मृ॒गाणां॑ सु॒षदा॑ ब॒भूव॑ ।
ए॒वा भग॑स्य जु॒ष्टेयम॑स्तु॒ नारी॒ संप्रि॑या॒ पत्या॒विरा॑धयन्ती ॥ ४ ॥
भग॑स्य॒ नाव॒मा रो॑ह पू॒र्णामनु॑पदस्वतीम् ।
तयो॑प॒प्रता॑रय॒ यो व॒रः प्र॑तिका॒म्य॑ः ॥ ५ ॥

---

અર્થ— હે અગ્ને ! ( भगेन सह ) ધનની સાથે ( सं-भल. ) ઉત્તમ વક્તા પતિ ( इमां नः न सुमतिं कुमारीं ) આ અમારી ઉત્તમ બુદ્ધિવાળી કુમારી કન્યાને ( आ गमेत् ) પ્રાપ્ત થાય ( अस्यै पत्या सौभगं अस्तु ) તેને પતિને સાથે સૌભાગ્ય પ્રાપ્ત થાય કારણ કે આ કન્યા ( वरेषु जुष्टा, समनेषु वल्गु ) શ્રેષ્ઠોમાં પ્રિય અને ઉત્તમ મનવાળાઓમાં મનોરમ છે [ ૧ ] ( सोमजुष्ट ) સોમદ્વારા સેવિત, ( ब्रह्मजुष्टं ) બ્રાહ્મણો દ્વારા સેવિત ( अर्यम्णा संभृतं भग ) શ્રેષ્ઠ મનવાળાઓએ એકત્રિત કરેલ ધન ( धातु देवस्य सत्येन ) ધારક દેવના સત્ય નિયમથી ( पति-वेदन कृणोमि ) પતિની પ્રાપ્તિને માટે યોગ્ય કરૂં છું [ ૨ ] હે અગ્ને ! ( इय नारी पतिं विदेष्ट ) આ સ્ત્રી પતિ પ્રાપ્ત કરે ( हि सोम राजा सुभगा कृणोति ) કારણ કે સોમરાજા તેને સૌભાગ્યવતી બનાવે છે ( पुत्रान् सुवाना महिषी भवाति ) તે પુત્રોને ઉત્પન્ન કરતી ઘરની રાણી બનીને રહે તે ( सुभगा पतिं गत्वा विराजतु ) સારા નસીબવાળી સૌભાગ્યવતી પતિને પ્રાપ્ત કરીને શોભાયમાન બને [ ૩ ] હે ( मघवन् ) ઇન્દ્ર ! ( यथा एष आखरः ) જેવી રીતે આ ગુફાનુ સ્થાન ( मृगाणां प्रिय, सुषदा बभूव ) પશુઓને પ્રિય અને બેસવા યોગ્ય હોય છે ( एवा ) તેજ પ્રમાણે ( पत्या अ-विराधयन्ती ) પતિનો વિરોધ ન કરતી અને ( भगस्य जुष्टा इय नारी ) ઐશ્વર્યથી સેવિત બનીને આ સ્ત્રી પતિને માટે ( स प्रिया ) ઉત્તમ પ્રિય ( अस्तु ) થાઓ. [ ૪ ] હે સ્ત્રી ! ( पूर्णां अनुपदस्वतीं ) પૂર્ણ અને અતૂટ ( भगस्य नाव आरोह ) એવી આ ઐશ્વર્યની નૌકાપર ચઢ અને ( तया उपप्रतारय ) તેનાથી તરીને તેની પાસે જા કે જે ( यः वरः प्रतिकाम्य. ) વર તારી કામનાને યોગ્ય છે [ ૫ ]

---

ભાવાર્થ—જેણે ધન પ્રાપ્ત કર્યું છે, એવો ઉત્તમ વિદ્વાન્ વક્તા પતિ આ અમારી બુદ્ધિમતી કુમારીને પ્રાપ્ત થાઓ આ અમારી કન્યા શ્રેષ્ઠ લોકોને પ્રિય અને ઉત્તમ મનવાળાઓમા સુદર છે તેથી આ કન્યાને આ પતિની સાથે ઉત્તમ સુખ પ્રાપ્ત થાય ( ૧ ) સૌમ્યતા, જ્ઞાન, અને શ્રેષ્ઠમન દ્વારા સંગઠિત અને સત્યમાર્ગથી પ્રાપ્ત કરેલ આ ધન વર પતિને માટે છે ( ૨ ) આ સ્ત્રી પતિને પ્રાપ્ત કરે પરમેશ્વર તેને સુખી બનાવે, આ સ્ત્રી ઘરમા રાણીની જેમ પુત્રોને ઉત્પન્ન કરતી સુખી બનીને સુશોભિત બને ( ૩ ) આ સ્ત્રી પતિ સાથે કદી પણ વિરોધ ન કરે અને ઐશ્વર્યથી શોભિત બનતી તે સર્વને પ્રિય બને ( ૪ ) સ્ત્રી આ ગૃહસ્થાશ્રમરૂપી પૂર્ણ અને સુદ્રઢ નૌકાપર ચઢીને પોતાના પ્રિય પતિને સાથે આ સંસાર સાગરને પાર કરી જાય ( ૫ )

आ क्रन्दय धनपते वरमामनसं कृणु ।
सर्वं प्रदक्षिणं कृणु यो वरः प्रतिकाम्यः ॥ ६ ॥
इदं हिरण्यं गुल्गुल्वयमौक्षो अथो भगः ।
एते पतिभ्यस्त्वामदुः प्रतिकामाय वेत्तवे ॥ ७ ॥
आ ते नयतु सविता नयतु पतिर्यः प्रतिकाम्यः । त्वमस्यै धेह्योषधे ॥ ८ ॥

---

અર્થ— હે ધનપતિ ! ( वरं आक्रन्दय ) તારા વરને બોલાવ અને ( आ-मनसं कृणु ) તેની સાથે તારા મનને અનુકૂળ એવો વાર્તાલાપ કર ( सर्वं प्रदक्षिणं कृणु ) તેનો જમણી બાજુએ બધું સુક કે ( यः वरः प्रतिकाम्य ) જે વર તારી કામના યોગ્ય છે [ ૬ ] ( इदं गुल्गुलु हिरण्य ) આ ઉત્તમ સુવર્ણ છે ( अयं औक्षः ) આ બળદ છે અને ( अथो भग ) આ ધન છે ( एते त्वा पतिकामाय वेत्तवे ) તે તને પતિની કામના માટે અને તારા લાભને માટે ( पतिभ्यः अदुः ) પતિને આપીએ છીએ [ ૭ ] ( सविता ते आ नयतु ) સવિતા તને ચલાવે ( य प्रतिकाम्यः पतिः ) જે કામના કરવા યોગ્ય પતિ છે તે ( नयतु ) તને લઇ જાય હે ઓષધિ ! ( त्वं अस्यै धेहि ) તું તેને માટે ધારણ કર. [ ૮ ]

---

ભાવાર્થ— જે વર તારા મનને અનુકૂળ હોય તે વરને બોલાવી તેની સામે પોતાના મનને અનુકૂળ એવો વાર્તાલાપ કરીને તેની સાથે સન્માન પૂર્વક વ્યવહાર કરો ( ૬ ) આ ઉત્તમ સુવર્ણ છે, આ ગાય અને બળદો છે, અને આ ધન છે તે સર્વ પતિને આપીએ છીએ તે એટલા માટે કે તેને પતિ પ્રાપ્ત થાઓ ( ૭ ) સવિતા તને માર્ગ બતાવે તારો પતિ તારી કામનાને અનુકૂળ વર્તીને તને ઉત્તમ માર્ગથી લઇ જાય ઓષધિઓથી તને પુષ્ટિ પ્રાપ્ત થાઓ ( ૮ )

## વિવાહનું મંગળ કાર્ય

### વરની યોગ્યતા

વિવાહનું કાર્ય અત્યંત મંગળમય છે, તેથી તેના સંબંધમાં જે જે કર્તવ્યો છે તે પણ મંગળ ભાવનાથી જ કરવાં ઉચિત છે વિવાહના મંગળકાર્યમાં વર અને વધૂનાં સ્થાન સર્વથા પ્રધાનપદે છે તેટલા માટે તેમને વિષેના આ સૂક્તના આદેશ પ્રથમ જોઇશું વરની બાબતમાં આ સૂક્તમાં નીચે લખેલી બાબતો કહી છે.

૧ सभल – ( स+भल ) ઉત્તમ પ્રકારે વ્યાખ્યાન કરનારો ( મં ૧ ) જે કોઇપણ વિષયનું ઉત્તમ પ્રતિપાદન કરતો હોય વિશેષ વિદ્વાન

આ શબ્દ વરની વિદ્વત્તા દર્શાવે છે વર વિદ્વાન હોય, શાસ્ત્રનો જાણકાર હોય ચતુર અને સન્માનીય વિદ્વાન હોય, માત્ર વિદ્વત્તા જ પૂરતી નથી કુટુંબ પોષણને માટે આવશ્યક ધન કમાવનારો પણ હોવો જોઇએ, આ વિષયમાં કહ્યુ છે કે—

૨ भगेन सह कुमारीं आगमेत्– ધનની સાથે રહીને કન્યાને પ્રાપ્ત કરે ( મં ૧ ) અર્થાત્ પ્રથમ ધન કમાય અને પછીથી કન્યાને પ્રાપ્ત કરે, વિવાહ કરે ધન પ્રાપ્ત ન થાય તો તેવી સ્થિતિમાં વિવાહ ન કરે, કારણ કે વિવાહ થયા પછી કુટુંબનો પરિવાર વધશે તેથી તેમનું પોષણ કરવાની યોગ્યતા તેનામાં અવશ્ય હોવી જોઇએ

૩ पतिः नयतु– પતિ પોતાની ધર્મપત્નીને સન્માર્ગથી ચલાવે, ધર્મ અને નીતિને માર્ગે ચલાવે પરન્તુ સાથે સાથે તે ( प्रति-काम्यः ) પત્નીની મનોકામનાને અનુકૂળ પણ પોતાનું વર્તન રાખે આનું તાત્પર્ય એ છે કે નજીવા કારણો પરથી પતિ પત્નીસાથે ઝગડા ન કરે, ધર્મપત્ની પર પ્રેમ કરે, પરંતુ તેને સાચા ધર્મમાર્ગ પર ચલાવવાનો પ્રયત્ન કરે ( મં ૮ )

આ સૂક્તમાં આવેલા આદેશ પતિને માટે આપેલા છે આ પૂર્વે વિવાહ વિષયક કેટલાએ સૂક્તો આવી ગયેલાં છે, તેમાં

પતિના ગુણધર્મ અને કર્મ દર્શાવેલાં છે. તેમની સાથે આ સૂક્તના આદેશોનો પણ વિચાર કરવો જોઇએ.

### વધૂની યોગ્યતા

વધૂના વિષયમાં ઘણો ઉપદેશ આ સૂક્તમાં આપેલો છે, જે પરિવારવાળા કુટુંબમાં રહેનારાઓએ અવશ્ય મનન કરવા યોગ્ય છે. જુઓ—

( ૧ ) **કુમારી**– કુમાર અને કુમારી આ બન્ને શબ્દો ઘણા મહત્ત્વપૂર્ણ છે. પૂર્ણ બ્રહ્મચર્ય સ્થાપન થવાનો ભાવ સૂચિત કરનારા આ બે શબ્દો છે. તરુણ સ્ત્રી-પુરુષોના મનમાં જે વિકારીભાવ ઉત્પન્ન થાય છે, તે જેના મનમાં ઉત્પન્ન થયા નથી તેમને " કુમાર " કહે છે. આ શબ્દ અખંડ સ્થિર બ્રહ્મચર્ય ધારણ કરનારાનો દ્યોતક છે. જ્યાં સુધી કુમારભાવ મનમાં દૃઢ હોય ત્યાં સુધી વીર્યદોષ ઉત્પન્ન થાય જ નહિ. આ પ્રથમ મંત્રમાં કુમારી શબ્દ આવેલ છે, જે કન્યાનો બોધ કરે છે. કન્યા એવી હોય કે જે કુમારી હોય એટલે કે જેના મનમાં પુરુષ વિષેના કામવિકારનો ચંચળભાવ જરા જેટલો પણ ઉત્પન્ન થયો હોય નહિ. અહીં વિવાહને માટે યોગ્ય કુમારીનું વર્ણન કરેલ છે; જેથી તારુણ્યને કારણે ઉત્પન્ન થનારા દોષો જે કન્યામાં ઉત્પન્ન ન થયા હોય તેનો બોધ થાય છે. આથી નાની ઉમરમાં વિવાહ કરવાની પદ્ધતિનો ઉલ્લેખ છે એમ માનવું અયોગ્ય છે, કારણ કે આ પહેલાં દર્શાવાયું છે કે, " પતિની ઇચ્છા કરનારી સ્ત્રીનો વિવાહ છે. " ( જુઓ. કાંડ ૨. સૂ. ૩૦ ). આ કારણે આ સૂક્તમાં નાની ઉમરના વિવાહ થાય એમ કહેવાની સંભાવના છે જ નહિ. તેથી અહીં આપેલ " કુમારી શબ્દ એવી કન્યાનો બોધ કરે છે કે જે પ્રૌઢ તો હોય, પતિની ઇચ્છા પણ કરતી હોય પરંતુ મનની અંદરના ચંચળ વિકારોથી પૂર્ણપણે અલિપ્ત હોય. વાચક આથી સમજી જશે કે વેદની દૃષ્ટિથી કન્યાઓનું શિક્ષણ કેવું હોવું જોઇએ ? અને વિવાહ પહેલાં તેમનાં મન કેવાં પવિત્ર હોવાં જોઇએ. ( મં. ૧. )

૨ **સુમતિઃ**– કન્યા ઉત્તમ મતિવાળી હોય, ઉત્તમ બુદ્ધિવાળી હોય, જેના મનપર સુસંસ્કાર થએલા છે એવી પવિત્ર મતિ ધારણ કરનારી કન્યા હો. ( મં. ૧ )

૩ **સુમનેષુ વરેષુ જુષ્ટા વલ્ગુ**– ઉત્તમ મનવાળા શ્રેષ્ઠ પુરુષોમાં સેવા કરવા યોગ્ય અને સુંદર કન્યા હોય. સમતાના વિચાર મનમાં રાખનારા, વિષમ ભાવના મનમાં ન રાખનારા જે શ્રેષ્ઠ લોકો હોય તેમનામાં જીવને વિદ્યાનું મનન કરનારી ( વિદ્યા ભણનારી ) અને પોતાના સ્ત્રીત્વને કારણે મનોહર એવી પરિશુદ્ધ વિચારવાળી કન્યા હોય. 'શ્રેષ્ઠોમાં જવા યોગ્ય' ( **વરેષુ જુષ્ટા** ) એટલા શબ્દ માત્રથી ધાર્મિક દૃષ્ટિએ કન્યાના પાવિત્ર્યનો બોધ થાય છે. કન્યા એવી હોય કે જેનું આચરણ કાયા, વાચા, મનસા કદી પણ ખરાબ, દુષ્ટ અને હીન થયું ન હોય. શુદ્ધ આચરણથી સંપન્ન હોય અને સાથે સાથે મનોરમ અને દર્શનીય પણ હોય. કન્યાઓ એવી બને એવું શિક્ષણ તેમને મળવું જોઇએ. ( મં. ૧. )

આ રીતે કન્યાના શુદ્ધાચારના વિષયમાં વેદનો આદેશ છે. આ બાબત પ્રત્યેક વૈદિકધર્મીએ હંમેશ મનમાં ધારણ કરવા યોગ્ય છે. કુમાર અને કુમારીઓની પવિત્રતા જાળવીને તેમને વિવાહ સંબંધથી જોડવાં એ વેદની દૃષ્ટિએ અભિષ્ટ છે. તેથી વિવાહની પૂર્વે કુમાર અથવા કુમારીકાઓનો આ પ્રમાણેનો મેળ વેદને અનુકૂળ નથી કે જે તેમને અનીતિના માર્ગમાં લઇ જવાની સંભાવના રાખે છે. વાચક આથી બધું બરાબર સમજી લે.

### વિવાહ પછી

વિવાહ થયા પછી સ્ત્રીપુરુષોનો પરસ્પર વર્તાવ કેવો હોવો જોઇએ. એ વિષયમાં આ સૂક્તે અત્યંત ઉત્તમ ઉપદેશ આપેલ છે—

**भगस्य जुष्टा इयं नारी, पत्या अविराधयन्ती, संप्रिया अस्तु ॥** મં. ૪

" ઐશ્વર્યથી પ્રાપ્ત થએલી આ સ્ત્રી પતિથી વિરોધ ન કરતી, પતિને અત્યંત પ્રિય હોય. " વિવાહ થયા પછી સ્ત્રી અધિક ઐશ્વર્યમાં દાખલ થાય છે તેથી આ મંત્ર સૂચિત કરે છે કે વિશેષ ભાગ્ય અને ઐશ્વર્ય પ્રાપ્ત થવાથી એ ઉન્મત્ત ન બની જાય, પરન્તુ પતિની સાથે પ્રેમપૂર્વક રહે, અને પતિથી કદી વિરોધ ન કરે, ગર્વથી ફુલાઇ જઇ પતિનું કદી પણ અપમાન ન કરે. પરન્તુ એવું આચરણ કરે કે જેથી બંનેમાં પરસ્પર પ્રેમ દિન પ્રતિદિન વધતો જાય તથા—

**सर्वं प्रदक्षिणं कृणु यो वरः प्रतिकाम्यः ।** ( મં. ૬ )

" જે કાંઇ કરવાનું છે તે પતિને પ્રદક્ષિણા કરીને કર. જે વર તારી કામના રૂપ છે. " પ્રદક્ષિણા કરવાનો અર્થ છે સન્માન કરવો. આદરભાવ પ્રદર્શિત કરવો. સત્કાર કરવો.

*

પતિનો સત્કાર કરીને જે કાંઈ કરવું હોય તે કરવું જોઈએ પત્નીનો " प्रति-काम " પતિ જ હોવો જોઈએ પોતાના મનની અંદર જે ( काम ) ઈચ્છા હોય છે તેનું જે બાહ્ય સ્વરૂપ છે તેને " પ્રતિ-કામ " કહે છે. પોતાનું જે રૂપ હોય છે તે અરિસામાં જે દેખાય છે તેને " પ્રતિરૂપ " કહે છે. લેખની બીજી નકલ કરવામાં આવે તો તેને " પ્રતિલેખ " કહેવામાં આવે છે આ પ્રમાણે સ્ત્રીના મનની અંદર રહેલ કામનો " પ્રતિકામ ' પતિ છે પત્ની પોતાના પતિને પોતાનો ' પ્રતિકામ " સમજે અને તેનો સત્કાર કરીને દરેક કર્તવ્ય કરે તથા—

पत्या अस्यै सौभाग्यं अस्तु । ( મં ૩ )

" પતિને આથી શોભા પ્રાપ્ત થાય " સ્ત્રીની શોભા પતિ જ છે પતિવિરહિત સ્ત્રી શોભા વિનાની છે આ ભાવ મનમાં રાખીને ધર્મપત્ની પોતાના મનમાં નિશ્ચય કરે કે પોતાની જે શોભા છે તે પતિને લીધે જ છે, અને તેથી તેણે હમેશ મનાપૂર્વક પતિનો સન્માન કરતા રહેવું જોઈએ તથા—

पतिं गत्वा सुभगा विराजतु ॥
पुत्रान् सुवाना महिषी भवाति । ( મં. ૩ )

' આ સ્ત્રી પતિને પ્રાપ્ત કરીને ઐશ્વર્યથી વિરાજતી રહે અને ઉત્તમ પુત્રોને ઉત્પન્ન કરતી તે ઘરની રાણી જેવી બની રહે " અહીં આ પતિને પ્રાપ્ત કરીને પતિની સાથે રહેવું, પતિના ઐશ્વર્યથી જ પોતાને ઐશ્વર્યવની સમજવું પુત્રોને ઉત્પન્ન કરવા અને ઘરની સ્વામીની બનવું એ સ્ત્રીના કર્તવ્યો દર્શાવ્યાં છે ઘણી શિક્ષિત સ્ત્રીઓ સંતાન ઉત્પન્ન કરવાના પોતાના કર્તવ્યથી પરાવૃત્ત થાય છે આ યોગ્ય નથી સ્ત્રીના શરીરની રચના જ આ કર્તવ્યની સૂચના રૂપ છે અને એ જ વાત આ મંત્રો દ્વારા દર્શાવાઈ છે સુસંતતિ, સુદૃઢ સંતાન ઉત્પન્ન કરવાં એ નિત્યાહ્નિક સ્ત્રીનું કર્તવ્ય છે. આ વાત લક્ષમાં રાખીને ઉત્તમ સંતતિ નિર્માણ થઈ શકે એ માટે યોગ્ય શરીર સ્વાસ્થ્ય જાળવી રાખવા માટે સ્ત્રીઓએ પ્રથમથી જ દત્તચિત્ત રહેવું જોઈએ જે સ્ત્રીઓ પોતાના સ્વાસ્થ્યનો પહેલેથી જ વિચાર રાખતી નથી તેઓ આગળ ઉપર સંતાનોત્પત્તિ કરવામાં અસમર્થ થઈ જાય છે તેથી સ્ત્રીઓના સ્વાસ્થ્યનો વિચાર પ્રથમથી જ કરવો યોગ્ય છે

## ઐશ્વર્યની નૌકા

પંચમ મંત્રમાં ગૃહસ્થાશ્રમને ઐશ્વર્યને નૌકાની ઉપમા આપી છે. આ ઉપમા ખૂબ જ બોધપ્રદ છે જુઓ—

पूर्णां अनुप-दस्यन्तीं भगस्य नावं आरोह ।
य प्रतिकाम्य पराः तया उप प्रतारय ॥ ( મં. ૫ )

" સર્વ પ્રકારથી પરિપૂર્ણ અને કદી ન તૂટનારી ઐશ્વર્યની આ નૌકા છે, તેના પર ચઢ અને જે તારો પતિ છે તેને આ નૌકાને આશ્રયે પેલે પાર લઈ જા " આ ગૃહસ્થાશ્રમરૂપી નૌકા છે, જેમાં પતિ-પત્ની વસ્તુતઃ એકી સાથે જ બેસે છે, પરન્તુ સ્ત્રી એ ઘરની સમ્રાજ્ઞી હોવાના કારણે આ સ્ત્રીને નૌકા ચલાવનારી તરીકે આ મંત્રમાં કહેલ છે આથી સ્ત્રીનો ઘણો મોટો સન્માન વેદમાં કરેલો છે તેમ જ સાથે સાથે મોટી જવાબદારી પણ તેના પર નાખી છે. વાસ્તવિક રીતે ગૃહિણી એટલે જ ઘર છે માત્ર ઈંટો અને ચૂનાના બાંધેલા ઘરને ઘર કહી શકાય નહિ આ પ્રમાણે સ્ત્રી હોય તો જ ગૃહસ્થાશ્રમ હોઈ શકે, સ્ત્રી ન હોય તો ગૃહસ્થાશ્રમ પણ ન જ હોય આથી જ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીનું મહત્ત્વ વિશેષ છે આ હેતુથી જ આ મંત્રમાં સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું છે કે આ ગૃહસ્થાશ્રમરૂપી નૌકા પર સ્ત્રી આરૂઢ થાય અને આ નૌકાને એવી રીતે ચલાવે કે આખી નૌકા પોતાને પહોંચવાને ઠેકાણે સીધી પહોંચી જાય અને માર્ગમાં જરા પણ કષ્ટ થાય નહિ આ પ્રમાણે સ્ત્રીના અધિકાર પરત્વે નિમ્ન લિખિત મંત્ર ભાગ જોવા જેવો છે—

धनपते । वर आवर्न्दय । आ मनसं कृणु ।
( મં ૬ )

" હે ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ ધનની સ્વામિની ! તારા પતિને બોલાવીને તેને તારા મનને અનુકૂળ બનાવ ' ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ પામેલ સ્ત્રીનો આ અધિકાર છે આ સ્ત્રી ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ ઐશ્વર્યની સ્વામિની છે અને જો પતિ હીન માર્ગ પર ચાલવા લાગે, તો તેને સન્માર્ગ પર લાવવાનો તેનો અધિકાર છે જ સ્ત્રીઓએ પોતાનો આ અધિકાર જાણી લેવો જોઈએ અને આ અધિકાર ચલાવવાની યોગ્યતા પોતાની અંદર ઉત્પન્ન કરી લેવી જોઈએ

## પુરુષનું સ્થાન

જ્યારે સ્ત્રીને ગૃહસ્થાશ્રમમાં આટલો અધિકાર પ્રાપ્ત થયો છે, ત્યારે પુરુષનું સ્થાન ગૃહસ્થાશ્રમમાં ક્યાં છે તેનો પણ વિચાર કરવો એ યોગ્ય છે તે માટે જુઓ—

यः प्रतिकाम्यः पतिः नयतु । ( મં ૮ )

" કામનાને અનુકૂળ પતિ છે તે ચલાવે. ' અર્થાત્ ગૃહસ્થા-

શ્રમનો રથ ચલાવે સ્ત્રીને સન્માર્ગપર ચલાવે ગૃહસ્થાશ્રમમાં જો કાંઈ ત્રુટીઓ રહી હોય તો તેને પૂર્ણ કરે, ગૃહવ્યવસ્થાને દોષયુક્ત રહેવા ન દે આ પુરુષ ગૃહસ્થાશ્રમમા રહેવા છતાં-

**सविता ते आ नयतु । ( મ. ૮ )**

"આ પતિ સૂર્યની જેમ સ્ત્રીને લઇ ચાલે" આ પતિ ઘરમાં સૂર્યની જેમ મૂખ્ય છે જેવી રીતે સૂર્ય પોતાની ગ્રહ માળાનો સંચાલક છે, તેવી રીતે આ ગૃહસ્થાશ્રમનો સૂર્ય-પતિ સંપૂર્ણ રીતે ગૃહસ્થાશ્રમનો સંચાલક છે તે પત્નીને સાથે રાખીને પોતાનો ગૃહસ્થાશ્રમ સંપૂર્ણ રીતે યોગ્ય રીતે ચલાવે અહીં વાચક લક્ષમાં રાખે કે ગૃહસ્થ શ્રમનું સંચાલન તો એકલો પુરુષ કરી શકે છે કે ન તો એકલી સ્ત્રી કરી શકે છે, ખરી રીતે તો બંને દ્વારા જ આ ગૃહસ્થાશ્રમ ચલાવવામાં આવે છે એટલા માટે જ આ સૂક્તમાં સ્ત્રીને જેમ કહ્યું છે કે ગૃહસ્થાશ્રમ ચલાવે તેમ જ પુરુષને પણ કહેવામાં આવ્યું છે એવું સ્પષ્ટ તાત્પર્ય એ છે કે બંને મળીને પરસ્પરના વિચાર વિનિમયથી જ આ સંસાર ચલાવે બંનેના સમાન અધિકાર હોવાથી બંનેને સમાન આજ્ઞાઓ આપવામાં આવી છે આ આજ્ઞા જાણીને ગૃહસ્થાશ્રમાં સ્ત્રીપુરુષ પોતાના સમઅધિકારને જાણીને હળીમળીને સમાન રીતે પોતાના કાર્યનો ભાર ઉઠાવે અને આનન્દપૂર્વક સંસારયાત્રાને પૂર્ણ કરે તથા—

**सोमो हि राजा सुभगा कृणोति । ( મ ૩ )**

"સોમ રાજા આ સ્ત્રીને ઐશ્વર્યયુક્ત બનાવે છે" આ પતિ ઘરમા રાજા જેવો છે પત્નીને મહારાણીપદ આ પહેલાં જ આપવામાં આવ્યું છે જો પત્ની રાણી છે તો પતિ રાજા હોય એમા શંકા હોય જ નહિ આ રાજારાણી એકમતથી ગૃહસ્થાશ્રમનું રાજ્ય ચલાવે પરસ્પરમાં વિરોધ ઉત્પન્ન ન થવા દે એકબીજાના સહાયક બનીને ઉન્નતિ કરતાં જાય

આ પ્રમાણે વેદે ગૃહસ્થ શ્રમમા પતિનું સ્થાન નક્કી કરેલ છે બંનેને ઉચિત સ્થાન આપવામાં આવ્યુ છે આનો વિચાર કરીને બંને પોતાના સ્થાનને યોગ્ય વ્યવહાર કરીને આદર્શ ગૃહસ્થી બને

## પતિને માટે ધન

પત્ની તરફથી અથવા વધૂના ઘરથી કેટલુંક ધન વરને આપવામાં આવે છે વરદક્ષિણાને રૂપે આ ધન વધૂના ઘરથી વરની પાસે આવે છે આ વિષયમાં સપ્તમ મંત્ર બિલકુલ સ્પષ્ટ છે—

**इदं गुल्गुलु हिरण्य अय औक्ष अथो भग. पते त्वा पतिभ्य अदु ॥ ( મ. ૭ )**

"આ શું ? સુવર્ણ છે આ ગાયો અને બળદ છે આ ધન છે આ સર્વ પતિને આપવામાં આવે છે" અહીં માનાર્થે પતિ શબ્દનુ બહુવચન કરેલ છે વિવાહના મંગળકાર્યમાં પતિનો જ વિશેષ સન્માન હોય એ ઉચિત છે અહીં લક્ષમા રાખવુ જરૂરી છે કે દાયજો સ્ત્રીના ત્યાંથી પતિને ઘેર આવે છે તો પણ આ ધન કુમાર્ગે કમાએલુ નહિ હોવું જોઇએ. આ વિષયમાં દ્વિતીય મંત્ર જુઓ—

**सोमजुष्ट ब्रह्मजुष्ट, अर्यम्णा समृतं भगम् । धातुर्देवस्य सत्येन पतिवेदन कृणोतु ॥ ( મ ૨ )**

"સૌમ્યવૃત્તિથી, જ્ઞાનથી અને શ્રેષ્ઠ મનોવૃત્તિથી પ્રાપ્ત થએલ અને એકત્રિત કરેલ ધન વિધાતા ઇશ્વરની સત્યનિષ્ઠાથી પતિને પ્રાપ્ત થાય એ જ યોગ્ય માનુ છું"

'સોમ બ્રહ્મ અને અર્યમા આ ત્રણ શબ્દો ક્રમશ સૌમ્યવૃત્તિ વિદ્યા, જ્ઞાન અને શ્રેષ્ઠ મન'' નાં બોધક છે. "**અર્ય+મન**" માંથી અર્યમન્ શબ્દ બન્યો છે, જે શ્રેષ્ઠ મનવાળાનું દ્યોતક છે જેનુ મન ઉચ્ચકોટીનું છે તેને જ અર્યમા કહેવામાં આવે છે બ્રહ્મ શબ્દ જ્ઞાન વિદ્યાનો પ્રસિદ્ધ છે સોમ શબ્દ સૌમ્યતાનુ કેન્દ્ર હોવામા શંકા નથી જ આ ત્રણ શબ્દો શાંત અને શ્રેષ્ઠ વિદ્યાથી સુસંસ્કૃત મનોવૃત્તિના વાચક છે આ મનોવૃત્તિથી કમાએલ, સંગૃહિત કરેલ, અને વધારેલ ધન પરમેશ્વર વિષયક સત્યનિષ્ઠાની સાથે પતિને સમર્પિત કરવુ જોઇએ હીનવૃત્તિથી એકઠુ કરેલુ ધન પતિને નહી દેવુ જોઇએ અહીં કન્યા વિચાર કરે કે જે ધન પતિને દાયજામા આપવામાં આવે છે તે કેવી રીતે કમાએલુ છે જો તે હીનવૃત્તિથી કમાવવામાં આવ્યુ હશે તો પતિના ઘરમાં હીનતા ઉત્પન્ન કરશે આથી સાવધાનીથી અને વિચારપૂર્વક વરદક્ષિણાનુ ધન પતિને આપવુ જોઇએ જે આપવામાં આવે તે પવિત્ર વિચારથી કમાએલ હોવુ જોઇએ અને પવિત્ર વિચારથી જ આપવામાં આવે

આ પ્રમાણે વિવાહના મંગળકાર્યનો વિચાર આ સૂક્તમાં દર્શાવવામાં આવ્યો છે આ સૂક્તનો વિચાર વિવાહ વિષયક અન્ય સૂક્તોની સાથે વાચક કરે તો તેમને ઘણો બોધ પ્રાપ્ત થઇ શકે છે અને આવા તુલનાત્મક વિચારથી વૈદિક વિવાહની પદ્ધતિ પણ જાણી શકાય છે

# વિવાહ

### કાંડ ૬, સૂક્ત ૬૦

( ઋષિ– અથર્વા । દેવતા–અર્યમા )

अयमा यात्यर्यमा पुरस्ताद्विषितस्तुपः । अस्या इच्छन्नग्रुवै पतिमुत जायामजानये ॥ १ ॥
अश्रमदियमर्यमन्नन्यासां समनं यती । अङ्गो न्वर्यमन्नस्या अन्याः समनमायति ॥ २ ॥
धाता दाधार पृथिवीं धाता द्यामुत सूर्यम् । धातास्या अग्रुवै पतिं दधातु प्रतिकाम्यम् ॥ ३ ॥

---

અર્થ— ( अयं विषितस्तुपः अर्यमा ) આ પ્રશંસનીય સૂર્ય ( अस्यै अग्रुवै ) આ કન્યાને માટે ( पतिं इच्छन् ) પતિની ઇચ્છા કરતો ( उत अजानये जायां ) અને સ્ત્રીરહિત પુરૂષને માટે સ્ત્રીની ઇચ્છા કરતો ( पुरस्तात् आयाति ) સામેથી આવે છે. [ ૧ ]

હે ( *अर्यमन्* ) સૂર્ય ! ( *अन्यासां समनं यती* ) અન્ય કન્યાઓના સન્માનને અર્થાત્ વિવાહરૂપે થનારા સન્માન ઉત્સવમાં જનારી ( इयं अश्रमत् ) આ બહુ જ થાકી ગઇ છે. હે ( अंगो अर्यमन् ) સૂર્ય ! તેટલા માટે ( अस्याः समनं *अन्याः तु आयंति* ) તેના વિવાહ સન્માનમાં બીજી કન્યાઓ પણ આવી જાય [ ૨ ]

( धाता पृथिवीं दाधार ) પરમેશ્વરે પૃથ્વીનુ ધારણ કર્યું છે. ( उत धाता सूर्यं द्यां ) અને તેજ ઇશ્વરે સૂર્યને અને દ્યુલોકને ધારણ કરેલ છે. તેથી તેજ ( धाता ) દેવ ( अस्यै अग्रुवै ) આ કન્યાને માટે ( प्रतिकाम्यं पतिं दधातु ) ઇચ્છા કરનારા પતિને ધારણ કરે. અર્થાત્ તેને એવો પતિ આપે [ ૩ ]

---

**ભાવાર્થ**— સૂર્યઉદય પામીને અસ્તાચલ તરફ જાય છે અને તેને કારણે કન્યા અને પુત્રની આવરદા વધે છે. અને જેમ જેમ આયુષ્ય વધે છે તેમ તેમ સ્રીપુરૂષમા પતિપત્નીની પ્રાપ્તિ કરવાની ઇચ્છા પણ પ્રદીપ્ત થતી જાય છે ( ૧ )

કન્યાઓ જ્યારે બીજી કન્યાઓના વિવાહસસ્કારમા જાય છે ત્યારે તેમના મનમા પોતાના વિવાહનો વિચાર ઉત્પન્ન થાય છે, અને તેથી તેમને એક પ્રકારે દુ ખ થાય છે તેથી આ વિચાર કન્યાના મનમાં ઉત્પન્ન થયા પછી જ તે કન્યાનો વિવાહ કરવો જોઇએ ( ૨ )

ઇશ્વર પૃથ્વી, સૂર્ય, દ્યુલોકને યથાસ્થાને ધારણ કરેલ છે તેથી નિ સદેહ તે કન્યાને માટે અનુરૂપ પતિ પણ આપી શકે છે ( ૩ )

આ સૂક્તમાં નીચે આપેલી વાતો લખી છે :—( ૧ ) આયુષ્યની એક વિશિષ્ટ સમયમાં પુરૂષને સ્ત્રીની, અને સ્ત્રીને પુરૂષની ઇચ્છા થાય જ છે. ત્યાર પછી વિવાહનો સમય થાય છે ( ૨ ) વિવાહાદિ સંસ્કારોમાં સમ્મિલિત થવાથી કન્યાઓમાં વિવાહ વિષેની આતુરતા ઉત્પન્ન થાય છે. આ સમય કન્યાના વિવાહનો છે ( ૩ ) પત્ની પતિની ઇચ્છા કરનારી અને પતિ ( अनुकामः ) પત્નીને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવાવાળો થાય પછી જ વિવાહ થાય આથી વિપરીત અવસ્થા કદી પણ ન હોય. આ વિષયમાં સાવધાની રાખવી જોઇએ.

# વિવાહ-પ્રકરણ

## કાંડ ૧૪, સૂક્ત ૧

( ऋषिः— सूर्या सावित्री । देवता–आत्मा )

सत्येनोत्तभिता भूमिः सूर्येणोत्तभिता द्यौः । ऋतेनादित्यास्तिष्ठन्ति दिवि सोमो अधि श्रितः ॥ १ ॥
सोमेनादित्या बलिनः सोमेन पृथिवी मही । अथो नक्षत्राणामेषामुपस्थे सोम आहितः ॥ २ ॥
सोमं मन्यते पपिवान्यत्संपिंषन्त्योषधिम् । सोमं यं ब्रह्माणो विदुर्न तस्याश्नाति पार्थिवः ॥ ३ ॥
यत्त्वा सोम प्रपिबन्ति तत आ प्यायसे पुनः । वायुः सोमस्य रक्षिता समानां मास आकृतिः ॥४॥
आच्छद्विधानैर्गुपितो बार्हतैः सोम रक्षितः । ग्राव्णामिच्छृण्वन्तिष्ठसि न ते अश्नाति पार्थिवः ॥५॥

---

અર્થ—( सत्येन भूमिः उत्तभिता ) સત્યે ભૂમિ ઉપાડી રાખેલ છે. અને ( सूर्येण द्यौः उत्तभिता ) સૂર્યે ઘુલોક ઉપાડી રાખેલ છે. ( ऋतेन आदित्याः तिष्ठन्ति ) સતથી આદિત્યો ટકી રહે છે. અને ( सोमः दिवि अधिश्रितः ) સોમ ઘુલોકમાં આશ્રિત થએલ છે [ ૧ ]

( सोमेन आदित्याः बलिनः ) સોમથી આદિત્ય બળવાન બનેલા છે તેમ જ ( सोमेन पृथिवी मही ) સોમથી જ પૃથ્વી મહાન બની છે. ( अथो एषां नक्षत्राणा उपस्थे ) અને આ નક્ષત્રોની પાસે ( सोमः आहितः ) સોમને રાખેલ છે [ ૨ ]

અર્થ—( यत् ओषधिं संपिंषन्ति )જ્યારે સોમ નામની ઔષધિને વાટે છે ત્યારે ( पपिवान् सोम मन्यते ) સોમપાન કરનારો સોમરસ પીધો છે એમ માને છે ( ब्रह्माणः यं सोमं विदु ) જ્ઞાની લોકો જેને સોમને નામે જાણે છે. ( तस्य पार्थिव न अश्नाति ) તેનું ભક્ષણ પૃથ્વીપર રહેનાર કોઇપણ મનુષ્ય કરતો નથી [ ૩ ]

હે ( सोम ) સોમ ! ( यत् त्वा प्रपिबन्ति ) જ્યારે તને પીએ છે, ( ततः पुनः आप्यायसे ) તે પછી ફરી તું વૃદ્ધિને પ્રાપ્ત કરે છે. ( वायुः सोमस्य रक्षिता ) વાયુ સોમનો રક્ષક છે. અને ( समानां आकृतिः मासः ) વર્ષોની આકૃતિ મહિનાઓ જ છે. [ ૪ ]

હે ( सोम ) સોમ ! ( आच्छत् विधानैः गुपित ) આચ્છાદનોથી સુરક્ષિત ( बार्हतः रक्षित ) મોટાઓથી રક્ષાએલો તું ( ग्राव्णां इत् शृण्वन् तिष्ठसि ) આ રસ કાઢનારા પથ્થરોનો અવાજ તું સાંભળતો રહે છે ( पार्थिवः ते न अश्नाति ) કોઇપણ મનુષ્ય તારો રસ ભક્ષણ કરતો નથી. [ ૫ ]

---

ભાવાર્થ— સત્યથી માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકાય છે સૂર્યના પ્રકાશથી આકાશ તેજસ્વી થાય છે સરળતાને કારણે આદિત્ય પોતાના સ્થાનમા સ્થિર રહે છે. અને સોમ ઘુલોકના પ્રકાશમા આશ્રય લઇને રહેલો છે ( આ પ્રમાણે આ વરવધૂ, સત્ય અને સૂર્યપ્રકાશ, સરળતા અને ઘુલોક અર્થાત્ સ્વર્ગને આધારે પોતાનો જીવનક્રમ ચલાવે. ( ૧ )

સોમમાથી આદિત્યને બળ મળ્યુ અને પૃથ્વીનો વિસ્તાર થયો છે અને નક્ષત્રોમા પણ સોમ તેજ ધારી રહ્યો છે. આ પ્રમાણે આ વધુવર સોમ વગેરે વનસ્પતિ ભક્ષણ કરે અને પોતાનુ બળ, મહત્વ અને તેજની વૃદ્ધિ કરે ( ૨ )

જ્યારે યજ્ઞમા સોમનો રસ કાઢવા માંડે છે ત્યારે સોમરસ પીવાનો બધાનો નિશ્ચય થાય છે. પરંતુ જ્ઞાની લોકો જેને સોમરસ સમજે છે તે જુદો જ છે. કોઇ સાધારણ માનવી તે રસ પી શકતો નથી (આ વરવધૂ તે સોમરસ પીવાનો પુરૂષાર્થ કરે ) ( ૩ )

આ સોમ જ્યારે પીવામા આવે છે ત્યારે ફરીથી તે વૃદ્ધિને પ્રાપ્ત થાય છે. તે નાશ પામતો નથી કારણ કે પ્રાણ જ તેનો રક્ષક છે જેવી રીતે ક્રમપૂર્વક આવતા મહિનાઓથી વર્ષ પુરૂં થાય છે, તે પ્રમાણે નવા પાન આવવાથી સોમવલ્લી ફરીથી લીલીછમ બની જાય છે, તેજ પ્રમાણે વરવધૂ સાંસારિક આપત્તિઓ આવવા છતા હતાશ ન બને પરન્તુ દ્વિગુણિત ઉત્સાહથી પોતાનુ જીવન વ્યતીત કરે. ( ૪ )

સોમ સર્વ પ્રકારે હમેશા સુરક્ષિત છે. આંતરિક અને બાહ્ય રક્ષણના સાધનોથી તે સુરક્ષિત થએલ છે આ સુરક્ષિત થએલા સોમનું રક્ષણ કોઇ સાધારણ મનુષ્ય કરી શકતો નથી. ( આ વધૂવર આ પ્રમાણે પોતે પોતાને સુરક્ષિત રાખે અને પોતે

चित्तिरा उपबर्हणं चक्षुरा अभ्यञ्जनम् । द्यौर्भूमिः कोश आसीद्यदयात्सूर्या पतिम् ॥ ६ ॥
रैभ्यासीदनुदेयी नाराशंसी न्योचनी । सूर्याया भद्रमिद्वासो गाथयैति परिष्कृता ॥ ७ ॥
स्तोमा आसन्प्रतिधयः कुरीरं छन्द ओपशः । सूर्याया अश्विना वराग्निरासीत्पुरोगवः ॥ ८ ॥
सोमो वधूयुरभवदश्विनास्तामुभा वरा । सूर्यां यत्पत्ये शंसन्तीं मनसा सविताददात् ॥ ९ ॥
मनो अस्या अन आसीद् द्यौरासीदुत च्छदिः । शुक्रावनड्वाहावास्तां यदयात्सूर्या पतिम् ॥ १० ॥

---

અર્થ— ( यत् सूर्या पतिं अयात् ) જ્યારે સૂર્યા પોતાના પતિની પાસે ગઈ, ત્યારે ( चित्तिः उपबर्हणं आ ) સંકલ્પ ઓશીકું બન્યો, ( चक्षुः अभि अञ्जनं आः ) આંખ આંજણ બની તથા ( द्यौः भूमिः कोश आसीत् ) ઘો અને પૃથ્વી ખજાનો બન્યાં [ ૬ ]

( रैभी अनुदेयी आसीत् ) રૈભીનઽચા વિદાયની ભાષા બની ગઇ, ( न्याराशसी न्योचनी ) નારાશંસી મંત્ર સ્વાગતનું ભાષણ બન્યો, ( सूर्याया वासः भद्र इत् ) સૂર્યાનું વસ્ત્ર બહુ જ કલ્યાણકારી છે તે સૂર્યા ( गाथया परिष्कृता पति ) ગાથાઓથી સુશોભિત બનીને જાય છે. [ ૭ ]

( स्तोमाः प्रतिधयः आसन् ) સ્તુતિના મંત્રો અન્ન બન્યા હતા, ( कुरीरं छन्द ओपशः ) કુરીર નામનો છન્દ તેનાં માથાનું આભૂષણ બન્યો, ( अश्विनौ सूर्याया वरौ ) બંને અશ્વિનૌ દેવો સૂર્યાના સાથી હતા અને ( अग्निः पुरोगवः आसीत् ) અગ્નિદેવ અગ્રેસર હતા [ ૮ ]

( सोमः वधूयु अभवत् ) સોમ વધૂની ઇચ્છા કરનારો હતો. ( उभौ अश्विनौ वरौ आस्तां ) બંને અશ્વિની દેવો સાથી હતા ( यत् सविता मनसा शसन्तीं सूर्यां पत्ये अदात् ) જ્યારે સવિતાએ મનથી સ્તુતિ કરનારી સૂર્યાને પતિના હાથમાં દાન કરી [ ૯ ]

( अस्या मन अनः आसीत् ) તેનું મન રથ બન્યો હતો ( उत द्यौ छदीः आसीत् ) અને દ્યુલોક છત થયેલ હતો ( शुक्रौ अनड्वाहौ आस्तां ) શુક્રરૂપી બે બળવાન બળદો જોડેલા હતા ( यत् सूर्या पतिं अयात् ) જ્યારે સૂર્યા પતિની પાસે ગઇ [ ૧૦ ]

---

ભાવાર્થ – જ્યારે વધૂ વરને ઘેર જાય છે ત્યારે તેનું મન જ તેનો આધાર અને આંખ જ તેનું આંજણ બને છે, અર્થાત્ બાહ્યસાધનો તેના સુખના સાધનો બનતા નથી પરન્તુ તેના મનના ભાવ જ તેને સુખ આપે છે એમ જ માનીને કે તેને માટે આ સર્વ આકાશનો અવકાશ ખજાના જેવો જણાય છે, કારણ કે પતિનું ઘર જ તેના સર્વ સુખનું સાધન છે ( ૬ )

વેદમંત્રોથી તે વધૂની પિતૃગૃહેથી વિદાય થાય છે અને તેજ પ્રકારે મંત્રોથી જ પતિગૃહે તેનું સ્વાગત થાય છે મંત્રો દ્વારા પુનિત થએલા પતિના ઘરનું વસ્ત્ર તે વધૂને માટે કલ્યાણ કરનારું બને છે ( ૭ )

પત્નીના ઘેર થતો યજ્ઞ સ્ત્રીમાટે ભોગ સમાન છે અને વેદમંત્ર ( પઠણ ) તેને ઘરેણા જેવા છે કન્યાનું માગું કરવા જાય છે તે અશ્વિદેવો જેવો હોય છે અને જે બધાથી પહેલો વાતચીત કરવા જાય છે તે સર્વને પ્રકાશ આપનાર અગ્નિદેવ છે ( ૮ )

વર એ સોમ સમો છે માગું કરનારા અશ્વિદેવો જેવા અને જે વધૂપિતા કન્યાનું વરના હાથમાં દાન કરે છે તે સૂર્ય જેવો છે વધૂ પાણુ વર વિષે પોતાના મનમાં પ્રશંસાભાવ રાખનાર હોવી જોઇએ ( વધૂ-વરની પરિસ્થિતિ એવી હોવી જોઇએ ) ( ૯ )

કન્યાને જ્યારે વરના ઘેર જવા માટે વળાવવામાં આવે ત્યારે તેણે રથમાં બેસીને જ જવું રથને બે બળદ ( અથવા બે ઘોડા ) જોડવા મળી શકે તો તે સફેદ રંગના હોય એ સારૂં ( ખરૂં કહો તો વધૂનું મન એજ રથ છે, બાહ્ય રથની બાબતમાં વધૂની મનની એવી તૈયારી હોવી જોઇએ કે એ બધો ઠાઠમાઠ કલ્પનાથી સમજી લેવો ) ( ૧૦ )

ऋक्सामाभ्यामभिहितौ गावौ ते सामनावैताम् । श्रोत्रे ते चक्रे आस्तां दिवि पन्थाश्चराचरः ॥ ११ ॥
शुची ते चक्रे यात्या व्यानो अक्ष आहतः । अनो मनस्मयं सूर्यारोहत्प्रयती पतिम् ॥ १२ ॥
सूर्याया वहतुः प्रागात्सविता यमवासृजत् । मघासु हन्यन्ते गावः फल्गुनीषु व्युह्यते ॥ १३ ॥
यदश्विना पृच्छमानावयातं त्रिचक्रेण वहतुं सूर्यायाः । क्वैकं चक्रं वामासीत्क्व दुेष्ट्राय तस्थथुः ॥ १४ ॥
यदयातं शुभस्पती वरेयं सूर्यामुप । विश्वे देवा अनु तद्वामजानन्पुत्रः पितरमवृणीत पूषा ॥ १५ ॥
द्वे ते चक्रे सूर्ये ब्रह्माणं ऋतुथा विदुः । अथैकं चक्रं यद्गुहा तदद्धातय इद्विदुः ॥ १६ ॥

---

અર્થ—( **ऋक्-सामाभ्यां अभिहितो ते गावौ** ) ઋગ્વેદના મંત્રો અને સામવેદના મંત્રો દ્વારા પ્રેરિત થએલા આ તારા બન્ને બળદો, ( **सामनौ एतां** ) શાન્તિથી ચાલે છે ( **श्रोत्रे ते चक्रे आस्तां** ) બન્ને કાન તારા રથના બે ચક્રો હતાં ( **दिवि पन्था चराऽचर** ) દ્યુલોકમાં તારો માર્ગ ચર અને અચરરૂપે સમસ્ત સંસાર છે [ ૧૧ ]

( **ये यात्या चक्रे शुची** ) તારા જવાના રથના બન્ને પૈડાં શુદ્ધ છે ( **अक्षे व्यानः आहतः** ) તેના અક્ષ ( બે પૈડાંની વચ્ચેની દાંડી ) ઉપર વ્યાન નામના પ્રાણને મૂક્યો છે. ( **पतिं प्रयती सूर्या** ) પતિ પાસે જનાર સૂર્યા આ ( **मनः मयं आ रोहत्** ) મનરૂપી રથ ઉપર ચઢે છે. [ ૧૨ ]

( **यं सविता अवासृजत्** ) જેને સવિતાએ મોકલ્યો હતો તે ( **सूर्यायाः वहतुः प्रागात्** ) સૂર્યાનો દાયજો તેની પહેલાંજ પહોંચેલો છે ( **मघासु गावः हन्यन्ते** ) મઘા નક્ષત્રમાં ગાયો મોકલવામાં આવે છે અને ( **फल्गुनीषु व्युह्यते** ) ફાલ્ગુની નક્ષત્રમાં વિવાહ થાય છે. [ ૧૩ ]

હે ( **अश्विनौ** ) અશ્વિની દેવો ! ( **यत् सूर्यायाः वहतु** ) જ્યારે સૂર્યાનો દાયજો લઈને ( **पृच्छमानौ त्रिचक्रेण अयातं** ) જ્યારે તમો બન્ને ત્રણ ચક્રવાળા રથમાં બેસીને પૂછવા માટે ચાલ્યા ત્યારે ( **वां एक चक्र** ) તમારૂં એક ચક્ર ( **क आसीत्** ) ક્યાં હતું અને તમો બન્ને ( **देष्ट्राय क तस्थतु** ) દર્શાવવા માટે ( બતાવવા માટે ) ક્યાં થોભ્યા હતા ? [ ૧૪ ]

હે ( **शुभस्पतो** ) શુભ કરનારા ! તમો બન્ને ( **यत् वरेयं सूर्या उप अयात** ) જ્યારે પતિ તરફથી પૂછવા યોગ્ય સૂર્યાની પાસે ગયા, ( **वां तत् विश्वे देवा अन्वजानन्** ) તમારૂ તે કાર્ય સર્વ દેવોએ પસંદ કર્યું હતુ, ( **पूषा पुत्रः पितरं अवृणीत** ) પુત્ર પિતાનો સ્વીકાર કરે એવી રીતે પૂષાએ તમારો સ્વીકાર કર્યો. [ ૧૫ ]

હે ( **सूर्ये** ) સૂર્યા ! ( **ते द्वे चक्रे ब्रह्माणः ऋतुथा विदुः** ) તારાં બન્ને ચક્રોને જ્ઞાની લોકો ઋતુને અનુસાર ( ઋતુ પ્રમાણે ) જાણે છે ( **अथ यत् एक चक्र गुहा** ) અને એક ચક્ર જે ગુપ્ત છે ( **तत् अद्धातय इत् विदुः** ) તેને વિશેષ જ્ઞાની લોક જ જાણી શકે છે [ ૧૬ ]

---

ભાવાર્થ—આ રથને ખેંચનાર ( બળદ અથવા ઘોડા ) વેદમંત્ર દ્વારા ચલાવવામાં આવે, સાથે સામવેદના મંત્રોનું ગાયન થાય પોતાનો સ્વર્ગ માર્ગ સુલભ થાય એ ઇચ્છાથી વધૂ ગૃહસ્થાશ્રમ સ્વીકારવા પતિને ઘેર જાય છે એટલે પતિ પત્નીએ એવું એવું આચરણ કરવુ કે જેથી તેમને સ્વર્ગ સહેલાઇથી મળે ( ૧૧ )

આ વધૂ પતિના ઘર જતા જે મનરૂપી રથપર બેસે છે, તેના ચક્રો શુદ્ધ હોવા જોઇએ ( અહીં વધૂએ આચરણની શુદ્ધતા અને મનની ઇચ્છાની પવિત્રતા રાખવી જોઇએ એમ સૂચવ્યુ છે. ) ( ૧૨ )

વધૂનો પિતા વરને સમર્પણ કરવા માટે દાયજા રૂપી ગાયોને વરને ઘેર પહેલેથી પહોંચાડે તેઓ પહેલા ત્યાં પહોંચે અને પછીથી વિવાહ થાય. જેવી રીતે મઘા નક્ષત્રમા ગાયો મોકલવામા આવે અને ફાલ્ગુની નક્ષત્રમા વિવાહ થાય ( ૧૩ )

વધૂ તરફથી વર માટે જે દાયજો લઇ જવાનો હોય તે કોઇ બે સજ્જનો ( અહીં બે અશ્વિનૌ દેવો ) પોતાના રથમા બેસીને લઈ જાય પૂછપરછ કરીને બરાબર વરને ઘેર પહોંચાડી દે આજ લોકો વધૂના રથને વરના ઘરનો માર્ગ દર્શાવનારા બનશે તેટલા માટે તેઓ કોઇ પણ યોગ્ય સ્થાન પર થોભે. ( ૧૪ )

વર તરફથી માગુ કરનારા ( બન્ને અશ્વિની કુમાર ) બે વૈદો વધુના પિતાની પાસે માગુ કરવા માટે જાય અને અન્ય સર્વ લોકો તેમને પોતાની અનુમતિ આપે જેવી રીતે પુત્ર પિતાનો આદરપૂર્વક સન્માન કરે છે તેવી રીતે માગું કરવા આવેલા સજ્જનોનુ સ્વાગત વધૂના પિતા કરે ( ૧૫ )

સૂર્યા નામની સવિતાની પુત્રી ત્રણ ચક્રવાળા રથમા બેસીને પોતાના પતિને ઘેર ગઇ હતી તે પ્રમાણે વધૂ રથમા બેસીને પતિને ઘેર જાય. વ્યક્ત અને ગુપ્ત ચક્રોને જ્ઞાની લોકો બરાબર જાણે ( ૧૬ )

अर्यमण यजामहे सुबन्धुं पतिवेदनम् । उर्वारुकमिव बन्धनात्प्रेतो मुञ्चामि नामुतः ॥ १७ ॥
प्रेतो मुञ्चामि नामुतः सुबद्धाममुतस्करम् । यथेयमिन्द्र मीढ्वः सुपुत्रा सुभगासति ॥ १८ ॥
प्र त्वा मुञ्चामि वरुणस्य पाशाद्येन त्वाबध्नात्सविता सुशेवाः ।
ऋतस्य योनौ सुकृतस्य लोके स्योनं ते अस्तु सहसंभलायै ॥ १९ ॥
भगस्त्वेतो नयतु हस्तगृह्याश्विना त्वा प्र वहतां रथेन ।
गृहान्गच्छ गृहपत्नी यथासो वशिनी त्वं विदथमा वदासि ॥ २० ॥
इह प्रियं प्रजायै ते समृध्यतामस्मिन्गृहे गार्हपत्याय जागृहि ।
एना पत्या तन्वं१ सं स्पृशस्वाथ जिर्विर्विदथमा वदासि ॥ २१ ॥

અર્થ—( सुबन्धु पतिवेदन ) ઉત્તમ બાંધવોથી યુકત પતિનું જ્ઞાન આપનાર ( अर्यमण यजामहे ) શ્રેષ્ઠ મનવાળાનો અમે સત્કાર કરીએ છીએ ( उर्वारुक बन्धनात् इव ) તરબુચને જેવી રીતે વેલાના બન્ધનથી દૂર કરવામાં આવે છે, તેવી રીતે ( इतः प्र मुञ्चामि ) આ પિતૃકુળથી હું તને છોડાવું છું ( न अमुत ) પરંતુ પતિના કુળથી નહિ એટલે કે પતિના કુળની સાથે જોડું છું [ ૧૭ ]

( इतः प्रमुञ्चामि न अमुत ) અહીંથી ( પિતૃકુળથી ) તને મૂકત કરૂં છું પરંતુ ત્યાંથી ( પતિના કુળથી ) નહિ ( अमुत सुबद्धां कर ) પરન્તુ ત્યાં તો તને હું ઉત્તમ પ્રકારે બન્ધન યુકત બનાવું છું હે ( मीढ्व. इन्द्र ) દાતા ઇન્દ્ર ! ( यथा इय ) જેથી આ વધૂ ( सुपुत्रा सुभगा असति ) ઉત્તમ પુત્રવાળી અને ઉત્તમ ભાગ્યથી યુક્ત થાય [ ૧૮ ]

( त्वा वरुणस्य पाशात् प्रमुञ्चामि ) તને હું વરૂણના પાશથી મૂકત કરૂં છું ( येन त्वा सुशेवाः सविता अबध्नात् ) જેણે તને સેવા કરવા યોગ્ય સવિતાએ બાંધેલ હતી ( ऋतस्य योनौ सुकृतस्य लोके ) સદાચારી લોકોના ઘરમાં અને સત્કર્મકર્તાઓના લોકમાં ( सह-संभलायै ते ) પતિની સાથે તને ( स्योन अस्तु ) સુખ થાય [ ૧૯ ]

( भग त्वा हस्त गृह्य इत नयतु ) ભગ તને હાથ પકડીને અહીંથી ચલાવે અને આગળ ( अश्विनौ त्वा रथेन प्र वहता ) અશ્વિનો દેવો તને રથમાં બેસાડીને પહોંચાડે તારા પતિના ( गृहान् गच्छ ) ઘેર જા ( यथा त्व गृहपत्नी वशिनी अस ) ત્યાં તૂ ઘરની સ્વામિની અને સર્વને વશમાં રાખનારી બન ત્યાં ( त्व विदथ आवदासि ) તું ઉત્તમ વિવેકપૂર્ણ ભાષણ કર [ ૨૦ ]

( इह ते प्रजायै प्रिय समृध्यता ) અહીં તારાં સંતાનોને માટે પ્રિયની ( કલ્યાણ ) ની વૃદ્ધિ થાઓ ( अस्मिन् गृहे गार्हपत्याय जागृहि ) આ ઘરમાં ગૃહસ્થધર્મને માટે જાગૃત રહે ( एना पत्या तन्व संस्पृशस्व ) આ પતિની સાથે તારા શરીરનો સ્પર્શ કર ( अथ जिर्वि ) અને તું વૃદ્ધ થાય ત્યાર પછી ( विदथ आ वदासि ) ઉત્તમ ઉપદેશ કર [ ૨૧ ]

ભાવાર્થ— શ્રેષ્ઠ મનવાળા બન્ધુ બાંધવોથી યુકત સજ્જન જ વરની ખબર કરે જાણ આપે વરની ઓળખાણ કોઇ હીન નીચ મનુષ્ય પાસેથી ન લેવામાં આવે જે પ્રમાણે ફળ પોતાના બન્ધનથી મૂકત થાય છે, તે પ્રમાણે વધૂ પોતાના પિતૃકુળથી પોતાનો સંબંધ છોડી દે, પરંતુ પતિના કુળથી વધૂનો સંબંધ કદી પણ ન છૂટે ( ૧૭ )

વધૂનો સંબંધ પિતૃકુળથી છૂટી જાય, પરંતુ પતિના કુળથી ન છૂટે, પતિના કુળથી સંબંધ સુદૃઢ થાય પરમેશ્વર આ વધૂને પતિકુળમાં ઉત્તમ પુત્રોથી યુકત અને ઉત્તમ ભાગ્યથી યુકત કરે ( ૧૮ )

વિવાહ થતાની સાથે જ કન્યા વરૂણના બન્ધનોથી મૂકત થાય છે સવિતા દેવે કન્યાને વરૂણના ધર્મ પાશથી બાંધી રાખી હતી કન્યાના વિવાહ થતાની સાથે જ તે પતિના ઘરમાં સદાચારી અને સત્કર્મ કરનારાઓના ઘરમાં પહોંચે છે પતિનું ઘર વધૂને ધર્મશિક્ષા આપનાર બને ( ૧૯ )

વધૂનો હાથ પકડીને ભાગ્યના દેવ તેને પ્રથમ ચલાવે, અશ્વિનો દેવો રથમાં બેસાડીને વિવાહ પછી પતિને ઘેર પહોંચાડે આ પ્રમાણે વધૂ પતિને ઘેર પહોંચે ત્યાં પતિના ઘરની સ્વામિની અને બધાને કાબુમાં રાખનારી બનીને રહે આવી સ્ત્રી જ યોગ્ય પ્રસંગે ઉત્તમ સંમતિ ( સલાહ ) આપી શકે છે ( ૨૦ )

આ ધર્મપત્નીનાં સંતાનો ઉત્તમ સુખમાં રહે આ ધર્મપત્ની પોતાનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ રીતે ચલાવે આ ધર્મપત્ની પોતાના પતિની સાથે સુખથી રહે જ્યારે આ પ્રમાણે ધર્મ માર્ગથી ગૃહસ્થાશ્રમ ચલાવીને આ સ્ત્રી વૃદ્ધ થાય ત્યારે તે યોગ્ય સલાહ આપનારી થશે ( ૨૧ )

इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यश्नुतम् । क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वस्तकौ ॥ २२ ॥

पूर्वापरं चरतो माययैतौ शिशू क्रीडन्तौ परि यातोऽर्णवम् ।
विश्वान्यो भुवना विचष्ट ऋतूँरन्यो विदधज्जायसे नवः ॥ २३ ॥

नवोनवो भवसि जायमानोऽह्नां केतुरुषसामेष्यग्रम् ।
भागं देवेभ्यो वि दधास्यायन्प्र चन्द्रमस्तिरसे दीर्घमायुः ॥ २४ ॥

परा देहि शामुल्यं ब्रह्मभ्यो वि भजा वसु । कृत्यैषा पद्वती भूत्वा जाया विशते पतिम् ॥ २५ ॥

नीललोहितं भवति कृत्यासक्तिर्व्यज्यते । एधन्ते अस्या ज्ञातयः पतिर्बन्धेषु बध्यते ॥ २६ ॥

---

અર્થ—( इह एव स्तं ) તમો અહીંજ રહો ( मा वि यौष्टं ) કદી વિયુક્ત ન થાઓ. ( पुत्रैः नप्तृभिः क्रीडन्तौ ) પુત્રો અને પૌત્રોની સાથે રમતાં રમતાં ( मोदमानौ स्वस्तकौ ) આનંદિત બનીને પોતાના ઘરબારથીયુક્ત બનીને ( विश्वं आयुः व्यश्नुतं ) પૂર્ણ આયુષ્યનો ઉપભોગ કરો. [ ૨૨ ]

( एतौ शिशू क्रीडन्तौ ) આ બંને બાળકો રમતાં રમતાં ( मायया पूर्वापरं चरतः ) શક્તિપૂર્વક આગળ પાછળ ચાલે છે ( अर्णवं परियातः ) સમુદ્ર સુધી ભ્રમણ કરતા કરતા પહોંચી જાય છે. ( अन्यः विश्वा भुवना विचष्टे ) તેમાનો એક સર્વ ભુવનોને પ્રકાશિત કરે છે, અને ( अन्यः ऋतून् विदधत् नवः जायते ) અને બીજો ઋતુઓને બનાવતો બનાવતો હંમેશા નવિન નવિન બને છે. [ ૨૩ ]

( जायमानः नवः नवः भवसि ) પ્રગટ થતો થતો તું નવિન બને છે. ( अह्नां केतुः उषसां अग्रं एषि ) દિવસોને બનાવનારો અને ઉષાઓના અગ્રભાગમાં રહે છે. ( आयन् देवेभ्यः भागं विदधासि ) આવીને દેવોને માટે વિભાગ સમર્પણ કરે છે તથા હે ચન્દ્રમા ! ( दीर्घं आयुः प्र तिरसे ) તું દીર્ઘઆયુષ્ય આપે છે. [ ૨૪ ]

( शामुल्यं परा देहि ) આ ઉત્તમ વસ્ત્રનું દાન કર. ( ब्रह्मभ्यः वसु विभज ) બ્રાહ્મણોને ધન આપ. જ્યારે ( एषा पद्वती कृत्या जाया भूत्वा ) પગવાળી કૃત્યા અર્થાત્ વિનાશક સ્વભાવવાળી સ્ત્રી બનીને ( पतिं विशते ) પતિની પાસે આવે છે. [ ૨૫ ]

( नीललोहितं भवति ) વાદળી અને લાલ બને છે, એટલે કે ક્રોધયુક્ત બને છે ત્યારે ( कृत्यासक्तिः व्यज्यते ) વિનાશની ઇચ્છા વધે છે ( अस्याः ज्ञातयः एधन्ते ) તેની જાતિના મનુષ્યો વધે છે. અને ( पतिः बन्धेषु बध्यते ) પતિબન્ધનમાં બંધાય છે. [ ૨૬ ]

---

ભાવાર્થ—સ્ત્રી પુરુષ પોતાના જ ઘરમાં રહે. કદી વિભક્ત ન થાય પોતાનાં બાળકો સાથે આનંદથી રમે પોતાના ઘરમા આનંદ મંગળ ઉજવે, અને ધર્માનુસાર ગૃહસ્થાશ્રમ ચલાવીને સંપૂર્ણ દીર્ઘ આયુષ્યનો ઉપભોગ કરે ( ૨૨ )

આ ગૃહસ્થાશ્રમીઓના બાળકો નાની મોટી ઉંમરવાળા પોતાની શક્તિથી ખેલતા કૂદતા મોટા થઇને સમુદ્ર સુધી પોતાનો પુરુષાર્થ વધારતા જાય એકે આખા જગતને પ્રકાશિત કર્યું તો બીજાએ ઋતુઓને અનુસાર નવીન નવીન બનીને ઉદયને પ્રાપ્ત કર્યો અર્થાત્ ગૃહસ્થાશ્રમીઓના પુત્રો પોતાના પુરૂષાર્થથી જગતને પ્રકાશિત કરે. ( ૨૩ )

ગૃહસ્થી લોકો નવા ઉત્સાહથી પુરુષાર્થ કરતા કરતા જે પ્રમાણે સૂર્ય ઉષાને પ્રકાશિત કરે છે તે પ્રમાણે બધાના માર્ગ દર્શક બને યજ્ઞમાં દેવોનો ભાગ તેમને સમર્પણ કરે અને યજ્ઞમય જીવન વ્યતીત કરતા કરતા સંપૂર્ણ દીર્ઘઆયુ યનો ઉપભોગ લે ( ૨૪ )

વિવાહ વખતે ઉત્તમ ઉત્તમ વસ્ત્રો વિદ્વાન બ્રાહ્મણોને દાનમા આપવામા આવે, અને તેમને ધન પણ આપવામા આવે આ બ્રાહ્મણો વધૂને સુશિક્ષા આપે જો વધૂને ઉત્તમ શિક્ષણ ન મળે તો આ વધૂના અધર્માચરણથી કુળનો નાશ થઈ શકે છે ( ૨૫ )

પતિના કુળમાં વધૂનું જો અધર્માચરણ થવા માંડે તો ઘણી જ ખરાબી થાય છે તે દુરાચારી વધૂની વિનાશક બુદ્ધિ વધી જાય છે. તેના પિતાના સંબંધી લોકો તેની આસપાસ એકઠા થઇ જાય છે અને આ પ્રમાણે બિચારો પતિ બંધનમ ફસાઇ જાય છે. એટલા માટે કન્યાને સુકેળવણી આપવી જોઇએ. ( ૨૬ )

*

अश्लीला तनूर्भवति रुशती पापयामुया । पतिर्यद्वध्वो३ वाससः स्वमङ्गमभ्यूर्णुते ॥ २७ ॥
आशसनं विशसनमथो अधिविकर्तनम् । सूर्यायाः पश्य रूपाणि तानि ब्रह्मोत शुम्भति ॥ २८ ॥
तृष्टमेतत्कटुकमपाष्ठवद्विषवन्नैतदत्तवे । सूर्यां यो ब्रह्मा वेद स इद्वाधूयमर्हति ॥ २९ ॥
स इत्तत्स्योनं हरति ब्रह्मा वासः सुमङ्गलम् । प्रायश्चित्तिं यो अध्येति येन जाया न रिष्यति ॥ ३० ॥
युवं भगं सं भरतं समृद्धमृतं वदन्तावृतोद्येषु ।
ब्रह्मणस्पते पतिमस्यै रोचय चारु संभलो वदतु वाचमेताम् ॥ ३१ ॥

---

અર્થ—( यत् वध्वः वाससः ) જ્યારે સ્ત્રીના વસ્ત્રથી ( पतिः स्व अंगं अभि ऊर्णुते ) પતિ પોતાના શરીરને આચ્છાદિત કરે છે ત્યારે ( अमुया पापया ) આ પાપી રીતથી ( रुशती तनूः ) સુંદર શરીર હોય તો પણ ( अश्लीला भवति ) શોભારહિત બને છે [ ૨૭ ]

( आशसनं विशसनं ) કિનારીવાળું વસ્ત્ર, માથાનું વસ્ત્ર તથા ( अथो अधिविकर्तनं ) સર્વાંગ પર રહેનારૂં વસ્ત્ર, તેમાં ( सूर्यायाः रूपाणि पश्य ) સૂર્યાનું રૂપ જો ( उत तानि ब्रह्मा शुम्भति ) તેને બ્રાહ્મણ તેજસ્વી બનાવે છે [ ૨૮ ]

( एतत् तृष्टं ) આ તૃષા ઉત્પન્ન કરનાર છે. ( कटुक ) તે કડવું છે ( अपाष्ठवत् विषवत् ) એ ઘૃણિત અને વિષયુક્ત અન્ન છે તેથી ( एतत् अत्तवे न ) તે ખાવા યોગ્ય નથી ( य ब्रह्मा सूर्यां वेद ) જે બ્રાહ્મણ સૂર્યાને આ પ્રમાણે શીખવે છે ( सः इत् वाधूयं अर्हति ) તે નિઃસંદેહ વધૂ તરફથી વસ્ત્ર લેવા યોગ્ય છે [ ૨૯ ]

( स इत् ) તેજ નિશ્ચયથી ( तत् सुमंगलं स्योनं वासः हरति ) તે સુમંગળ અને સુખકર વસ્ત્રને સ્વીકારે છે ( य प्रायश्चित्तिं अध्येति ) જે પ્રાયશ્ચિત પ્રકરણ અર્થાત્ ચિત્ત શુદ્ધ કરનાર અધ્યયન કરે છે ( येन जाया न रिष्यति ) જેથી પત્નીનો નાશ થતો નથી [ ૩૦ ]

( युव ऋत-उद्येषु ऋतं वदन्तौ ) તમો બંને સત્ય વ્યવહારનું આચરણ કરીને, સત્ય બોલીને, ( समृद्ध भग सम्भरतं ) સમૃદ્ધિ યુક્ત ભાગ્ય પ્રાપ્ત કરો. હે બ્રહ્મણસ્પતે ! ( पतिं अस्यै रोचय ) પતિના વિષયમાં આ સ્ત્રીના મનમાં રૂચિ ઉત્પન્ન કર ( संभलः एतां वाचं चारु वदतु ) પતિ તેના પ્રત્યે સુંદર વાણીથી બોલે. [ ૩૧ ]

---

ભાવાર્થ – સ્ત્રીના વસ્ત્રો પુરૂષ કદી પણ ન પહેરે જો કોઇ કદી પહેરે તો તેનું તેજસ્વી શરીર પણ શોભા રહિત અને નિસ્તેજ બની જાય છે ( ૨૭ )

એક વસ્ત્ર કિનારવાળું હોય છે, બીજું દુશાલા જેવું ચમકદાર હોય છે, ત્રીજું ઓઢવાનું વસ્ત્ર હોય છે, આ વસ્ત્રોથી વધૂના રૂપને વધારે સુંદર બનાવવામાં આવે. આ વસ્ત્રો સબંધી યોગ્ય જ્ઞાન બ્રાહ્મણો ગૃહસ્થોને આપે જેથી વસ્ત્રોના દોષ દૂર થઇ જાય ( ૨૮ )

એક અન્ન તૃષાને વધારનારૂં, બીજું કડવું, ત્રીજું સડેલું અને ચોથું વિષયુક્ત હોય છે. આ પ્રકારના અન્ન ગૃહસ્થોને ખાવા યોગ્ય નથી. આવા પ્રકારનું શિક્ષણ આપનાર બ્રાહ્મણને વધૂ તરફથી વસ્ત્ર આપવામાં આવે ( ૨૯ )

જે બ્રાહ્મણ ચિત્ત શુદ્ધ કરવાનું જ્ઞાન ધરાવે છે, જે જ્ઞાન પ્રાપ્ત કરવાથી સ્ત્રીમાં બગાડ થતો નથી, આવા પ્રકારનું ઉત્તમ શિક્ષણ આપનાર અધ્યાપક બ્રાહ્મણો જ વસ્ત્રનું દાન લે ( ૩૦ )

ગૃહસ્થી સ્ત્રી પુરૂષ સીધો અને સરળ વ્યવહાર કરે, હમેશા સાચું બોલે, અને ધન સમ્પત્તિ કમાય, પત્નીના મનમાં પતિને માટે ઘણો ઉંચો આદરભાવ રહે અને પતિ પણ સુંદર અને મધુર ભાષણ કરે ( ૩૧ )

इहेदसाथ न परो गमाथेमं गावः प्रजया वर्धयाथ ।
शुभं यतीरुस्रियाः सोमवर्चसो विश्वे देवाः क्रन्निह वो मनांसि ॥ ३२ ॥

इमं गावः प्रजया सं विशाथायं देवानां न मिनाति भागम् ।
अस्मै वः पूषा मरुतश्च सर्वे अस्मै वो धाता सविता सुवाति ॥ ३३ ॥

अनृक्षरा ऋजवः सन्तु पन्थानो येभिः सखायो यन्ति नो वरेयम् ।
सं भगेन समर्यम्णा सं धाता सृजतु वर्चसा ॥ ३४ ॥

यच्च वर्चो अक्षेषु सुरायां च यदाहितम् । यद्गोष्वश्विना वर्चस्तेनेमां वर्चसावतम् ॥ ३५ ॥

येन महानघ्न्या जघनमश्विना येन वा सुरा । येनाक्षा अभ्यषिच्यन्त तेनेमां वर्चसावतम् ॥ ३६ ॥

---

અર્થ—હે (गावः) ગાયો! (इह इत् असाथ) તમો અહીં જ રહો. (न परः गमाथ) તમો દૂર ન જાઓ. (इमं प्रजया वर्धयाथ) તેને ઉત્તમ સંતતિની સાથે આગળ વધારો. હે (उस्रियाः) ગાયો! (शुभं यतीः सोमवर्चसः) તમો શુભને પ્રાપ્ત કરનારી અને ચંદ્રના જેવી તેજસ્વીતાથી યુકત બનો (विश्वे देवाः वः मनांसि इह क्रन्) સર્વ દેવો તમારા મનને અહીં સ્થીર કરે [ ૩૨ ]

હે (गावः) ગાયો! (इमं प्रजया सं विशाथ) તેના ઘરમાં તમારા સંતાનો સહિત પ્રવેશ કરો (अयं देवानां भागम् न मिनाति) તે દેવોના ભાગનો લોપ કરતો નથી (पूषा सर्वे मरुतः) પૂષા અને સર્વ મરૂત (धाता सविता) વિધાતા અને સવિતા (अस्मै अस्मै वः वः सुवाति) તેજ મનુષ્યને માટે તમને ઉત્પન્ન કરે છે. [ ૩૩ ]

(पन्थानः अनृक्षराः ऋजवः सन्तु) બધા માર્ગો કાંટા વગરના અને સરળ થાઓ. (येभिः नः सखायः वरेयं यन्ति) જેથી અમારા સર્વ મિત્રો કન્યાના ઘર પ્રતિ પહોંચે છે. (धाता भगेन अर्यम्णा वर्चसा सं सं सं सृजतु) વિધાતા, ભગ અને અર્યમા દ્વારા તેજથી તેને સંયુકત કરે [ ૩૪ ]

હે (अश्विनौ) અશ્વિદેવો! (यत् वर्चः अक्षेषु) જે તેજ આંખોમાં હોય છે અને (यत् सु-रायां आहितं) જે સમ્પત્તિમાં રાખવામાં આવે છે (यत् च वर्चः गोषु) જે તેજ ગાયોમાં છે. (तेन वर्चसा इमां अवतं) તે તેજથી તેની રક્ષા કરો [ ૩૫ ]

હે (अश्विनौ) અશ્વિદેવો! (येन महानघ्न्याः जघनं) જેથી મોટી ગાયનું જઘન એટલે નીચેના દુગ્ધાશયનો ભાગ (येन वा सुरा) જેથી સમ્પતિ (येन अक्षाः अभ्यषिच्यन्त) જેથી આંખો ભરપુર રહે છે (तेन वर्चसा इमां अवतं) તે તેજથી આ વધૂની રક્ષા કરો! [ ૩૬ ]

---

ભાવાર્થ—ગૃહસ્થીના ઘરમાં ગાયો રહે ગાયો નાસી ન જાય ગાયો વાછરડા આપતી રહે. તેમની સંખ્યા હરહમેશ વધતીજ જાય ગાયો સુસ્વભાવ વાળી અને તેજ યુકત થાઓ અને ગાયો પણ પોતાના માલિક ઘરવાળા પ્રત્યે પ્રેમવાળી બને (૩૨)

ગાયો પોતાના વાછરડાં સાથે ઘરમાં પ્રવેશ કરે. ગૃહસ્થ પ્રતિદિન દેવયજ્ઞ કરે, કદી પણ યજ્ઞનો લોપ ન થાય, સર્વ દેવો આ ગૃહસ્થના ઘરમાં ગાયોની સંખ્યા હમેશા વધારે (૩૩)

વરવધૂના ઘર જવાના માર્ગો કંટકરહિત અને સરળ હોય પરમેશ્વર આ ગૃહસ્થીઓને તેજસ્વી બનાવીને સમૃદ્ધ બનાવે (૩૪)

જે તેજ આંખોમાં, ઐશ્વર્યમાં અને ગાયોમાં હોય છે, તે તેજથી આ વધૂ યુકત થાઓ. આ સ્ત્રી તેજસ્વીની થાઓ (૩૫)

જે તેજથી ગાયોનું દુગ્ધાશય પ્રકાશવત બન્યુ છે, જે તેજ ઐશ્વર્ય અને આંખોમાં હોય છે, તે તેજથી આ સ્ત્રી યુક્ત થાય અને આ સ્ત્રી ધર્માચરણમાં સુરક્ષિત રહે (૩૬)

यो अनिध्मो दीदयदप्स्व१न्तर्यं विप्रास ईडते अध्वरेषु ।
अपां नपान्मधुमतीरपो दा याभिरिन्द्रो वावृधे वीर्यावान् ॥ ३७ ॥
इदमहं रुशन्तं ग्राभं तनूदूषिमपोहामि । यो भद्रो रोचनस्तमुदचामि ॥ ३८ ॥
आस्यै ब्राह्मणाः स्नपनीर्हरन्त्ववीरघ्नीरुदजन्त्वापः ।
अर्यम्णो अग्निं पर्येतु पूषन्प्रतीक्षन्ते श्वशुरो देवरश्च ॥ ३९ ॥
शं ते हिरण्यं शमु सन्त्वापः शं मेथिर्भवतु शं युगस्य तर्द्म ।
शं त आपः शतपवित्रा भवन्तु शमु पत्या तन्व१ं सं स्पृशस्व ॥ ४० ॥
खे रथस्य खेऽनसः खे युगस्य शतक्रतो । अपालामिन्द्र त्रिष्पूत्वाकृणोः सूर्यत्वचम् ॥ ४१ ॥

---

અર્થ— ( यः अप्सु अन्तः अनिध्म दीदयत् ) જે પાણીમાં ઇન્ધન ચમકે છે ( यं विप्रासः अध्वरेषु ईडते ) જેની જ્ઞાની લોકો યજ્ઞોમાં સ્તુતિ કરે છે હે ( अपां नपात् ! मधुमती अप दा ) પાણીને ન પાડનારા દેવ ! તેનું મધુર જળ અમને આપો ( याभिः वीर्यावान् इन्द्र वावृधे ) જેથી વીર્યવાન્ ઇન્દ્ર વૃદ્ધિ પામતો રહે છે [ ૩૭ ]

(इद अहं तनूदूषिं रुशन्तं ग्राम आपोहामि) શરીરમાં રોગ ઉત્પન્ન કરનારા વિનાશક રોગને હું આથી દૂર કરું છું ( यः भद्र रोचनः तं उदचामि ) અને જે કલ્યાણમય તેજસ્વી છે તેને હું મારી પાસે લાવું છું. [ ૩૮ ]

( ब्राह्मणा अस्यै स्नपनीः आप आहरन्तु ) બ્રાહ્મણો તેને માટે સ્નાનનું જળ લાવે ( अवीरघ्नी आपः उदजन्तु ) વીરોના નાશ ન કરનારું જળ તેઓ લાવે ( अर्यम्णः अग्निं पर्येतु ) તે અર્યમાની અને અગ્નિની પ્રદક્ષિણા કરે હે ( पूषन् ) પૂષા ( श्वशुरः देवरः च प्रतीक्षन्ते ) સસરો અને દિયેર તેની પ્રતીક્ષા કરે [ ૩૯ ]

( ते हिरण्य शं ) તારે માટે સુવર્ણ કલ્યાણકારી થાવ ( उ आपः शं सन्तु ) અને પાણી પણ સુખ આપનાર બને. ( मेथिः शं भवतु ) ગાયને બાંધવાનો ખૂંટો પણ સુખદાયી બને ( युगस्य तर्द्म शं ) તથા યુગનું છિદ્ર સુખકર થાઓ ( ते शतपवित्रा आपः शं भवन्तु ) તારે માટે સો પ્રકારે પવિત્ર કરનારૂ જળ સુખદાયી નીવડો. ( पत्या तन्वं सस्पृशस्व ) પતિના શરીરની સાથે તારા શરીરનો સ્પર્શ સુખકારક રીતે કર. [ ૪૦ ]

હે ( शतक्रतो इन्द्र ) સો કડો કર્મ કરનારા ઇન્દ્ર ! ( रथस्य खे ) રથના છિદ્રમાં, ( अनसः खे ) ગાડાના છિદ્રમાં અને ( युगस्य खे ) યુગના છિદ્રમાં ( अपालां त्रिः पूत्वा ) અયોગ્ય રીતે પોષણ પામેલી અને ઉછેરાએલી યુવતીને ત્રણવાર પવિત્ર કરીને ( सूर्यं त्वच अकृणो ) સૂર્યના જેવી તેજસ્વી ત્વચાવાળી તે તેને બનાવી [ ૪૧ ]

---

ભાવાર્થ—જળમાં ઇન્ધન વિના ચમકનારૂ તેજ છે, યજ્ઞમાં બ્રાહ્મણોનું જ્ઞાનરૂપી તેજ છે જળમાં મધુરતા છે અને વીર્ય પણ છે, આ તેજ, જ્ઞાન, માધુર્ય અને વીર્યથી આ ગૃહસ્થો યુક્ત બને ઇન્દ્ર આ બધાના અધિકપણાથી જ બધાથી મહાન બનેલો છે ( ૩૭ )

શરીરમાં દોષ ઉત્પન્ન કરનારા રોગબીજોને દૂર કરવા જોઇએ અને જેથી શરીર નીરોગી અને આનન્દથી પ્રસન્ન થઇ જાય તેને અપનાવવુ જોઈએ ( ૩૮ )

બ્રાહ્મણો બતાવે કે આ જળ સ્નાન કરવા યોગ્ય છે કે નહિ, આ જળ ભિરૂતાનો નાશ કરીને બળ વધારનારૂં છે વધૂવર શ્રેષ્ઠ મનવાળા બની અગ્નિને પ્રદક્ષિણા કરે, શ્રેષ્ઠગુણોવાળી વધૂની પ્રતીક્ષા પતિગૃહે સસરો અને દિયેર કરતા રહે ( ૩૯ )

સુવર્ણ, જળ, ગાયોને બાંધવાના ખૂંટા યુગના ભાગ ઇત્યાદિ સર્વ કુટુંબનું કલ્યાણ કરનારા થાઓ જળ તો સો પ્રકારે પવિત્ર કરનાર તત્ત્વ છે ગૃહસ્થાશ્રમમાં ધર્મપત્ની પતિની સાથે એકમનવાળી બનીને રહે ( ૪૦ )

ગૃહસ્થ તથા સ્ત્રી પોતાની ત્રણ પ્રકારે પ્રભુની કૃપાથી પવિત્રતા સાધે અને સૂર્યની જેમ તેજસ્વી બનીને અહીં વિરાજે. ( ૪૧ )

आशासाना सौमनसं प्रजां सौभाग्यं रयिम् । पत्युरनुव्रता भूत्वा सं नह्यस्वामृताय कम् ॥ ४२ ॥
यथा सिन्धुर्नदीनां साम्राज्यं सुषुवे वृषा । एवा त्वं सम्राज्ञ्येधि पत्युरस्तं परेत्य ॥ ४३ ॥
सम्राज्ञ्येधि श्वशुरेषु सम्राज्ञ्युत देवृषु । ननान्दुः सम्राज्ञ्येधि सम्राज्ञ्युत श्वश्र्वाः ॥ ४४ ॥
या अकृन्तन्नवयन्याश्च तत्निरे या देवीरन्ताँ अभितोऽददन्त ।
तास्त्वा जरसे सं व्ययन्त्वायुष्मतीदं परि धत्स्व वासः ॥ ४५ ॥
जीवं रुदन्ति वि नयन्त्यध्वरं दीर्घामनु प्रसितिं दीध्युर्नरः ।
वामं पितृभ्यो य इदं समीरिरे मयः पतिभ्यो जनये परिष्वजे ॥ ४६ ॥

---

અર્થ—( सौमनसं प्रजां सौभाग्यं रयिं आशासाना ) ઉત્તમ મન, સંતાન, સૌભાગ્ય અને ધનની આશા કરનારી તું ( पत्युः अनुव्रता भूत्वा ) પતિને અનુકૂળ એવું આચરણ કરનારી બનીને ( अमृताय कं सं नह्यस्व ) અમરત્વને માટે સુખપૂર્ણ રીતે સિદ્ધ થા. [ ૪૨ ]

( यथा वृषा सिन्धुः ) જેવી રીતે બળવાળો સમુદ્ર ( नदीनां साम्राज्यं सुषुवे ) નદીઓપર સામ્રાજ્ય ચલાવે છે, ( एव त्वं पत्युः अस्तं परेत्य ) તે પ્રમાણે તું પતિને ઘેર પહોંચીને ( सम्राज्ञी एधि ) સામ્રાજ્ઞી બનીને અહીં રહે [ ૪૩ ]

( श्वशुरेषु सम्राज्ञी एधि ) સસરાઓમાં સામ્રાજ્ઞીની જેમ રહે ( उत देवृषु सम्राज्ञी ) દીયરોમાં પણ મહારાણીની જેમ આદર માનથી રહે. ( ननान्दुः सम्राज्ञी एधि ) નણંદોમાં પણ સામ્રાજ્ઞીની જેમ રહે અને ( उत श्वश्र्वाः सम्राज्ञी ) સાસુ પાસે પણ મહારાણીની જેમ આદરમાન પામ. [ ૪૪ ]

( याः देवीः अकृन्तन् ) જે દેવીઓએ પોતે સુતર કાંતેલુ છે. ( याः च अवयन् ) જેમણે વણ્યું છે. ( याः च तत्निरे ) જે તાણો ભરે છે, ( याः च अभितः अन्तान् अददन्त ) અને ચારે બાજુથી જે છેડાઓને ઠીક કરે છે, ( ताः त्वा जरसे सं व्ययन्तु ) તું વૃદ્ધાવસ્થાને પહોંચે ત્યાં સુધી તારે માટે કપડાં વણે. તું ( आयुष्मती इदं वासः परिधत्स्व ) દીર્ઘ આયુષ્યવાળી બનીને આ વસ્ત્રને ધારણ કર. [ ૪૫ ]

( जीवं रुदन्ति ) જીવિત મનુષ્યના વિદાયમાન વખતે મનુષ્યો રડે છે, ( अध्वरं विनयन्ति ) યજ્ઞને સાથે લઈ જાય છે ( नरः दीर्घां प्रसितिं अनु दीध्युः ) મનુષ્યો દીર્ઘ માર્ગનો વિચાર કરે છે ( यं पितृभ्यः इदं वामं समीरिरे ) જે લોકો પોતાના માતા પિતા માટે આ સુન્દર કાર્ય કરે છે, ( पतिभ्यः मयः जनये परिष्वजे ) તેની સ્ત્રીનું આલિંગન પતિને માટે સુખદાયી છે. [ ૪૬ ]

---

ભાવાર્થ—ગૃહસ્થના ઘરમાં સ્ત્રી ઉત્તમ મનવાળી, સંતાન, સૌભાગ્ય અને ધનની ઇચ્છા કરતી, પતિને અનુકૂળ કર્મ કરતી, અમરત્વ પ્રાપ્તિના શ્રેષ્ઠ સુખદાયી માર્ગનું આક્રમણ કરે. ( ૪૨ )

જેવી રીતે મહાસાગર નદીઓનો સમ્રાટ છે, તેવીરીતે પતિને ઘેર પહોંચીને આ વધૂ ગૃહસ્થને ( પોતાના પતિને ) સમ્રાટ અને પોતાને તેની સમ્રાજ્ઞી બનાવીને સર્વ વ્યવહાર કરે. ( ૪૩ )

સસરો દિયેર, નણંદ, અને સાસુ આ બધાની સાથે તે રાણીની માફક વર્તાવ કરે અને સર્વને સુખ આપે. ( ૪૪ )

ઘરમાં દેવીઓ સૂતર કાતે, તાણોવાણો ભરે, કાપડ વણે, અને કાપડના છેડા અને આજુબાજુના ભાગ સરખા કરે એવું ઉત્તમ કાપડ વણે કે તે તેની વૃદ્ધાવસ્થા સુધી કામમા આવે સ્ત્રી દીર્ઘાયુ બનીને આ કાપડ પહેરે. ( ૪૫ )

વિદાય વખતે માણસો રડે છે પરન્તુ જો કે આ કન્યા પિતૃગૃહનો, પિતૃકૂળનો ત્યાગ કરીને વિદાય થાય છે તો પણ પતિના ઘરમા ગૃહયજ્ઞ કરવાને માટે જાય છે, તેથી આવા ગૃહસ્થાશ્રમના દીર્ઘ માર્ગનો લોકો વિચાર કરે અને રડે નહિ પિતૃઘરના લોકોમાં તો આ સુખનો અને આનંદનો દિવસ છે, કારણ કે આ પ્રસંગે વધૂ યજ્ઞનો પ્રારંભ કરવાની છે આ વધૂ પતિને સુખ આપે છે અને પતિ તેને આલિંગન આપીને સુખી બનાવે છે. પરસ્પર એકબીજાને સુખી બનાવવા એ જ ગૃહસ્થાશ્રમનો યજ્ઞ છે. ( ૪૬ )

स्योनं ध्रुवं प्रजायै धारयामि तेऽश्मानं देव्याः पृथिव्या उपस्थे ।
तमा तिष्ठानुमाद्या सुवर्चा दीर्घं त आयुः सविता कृणोतु ॥ ४७ ॥
येनाग्निरस्या भूम्या हस्तं जग्राह दक्षिणम् ।
तेन गृह्णामि ते हस्तं मा व्यथिष्ठा मया सह प्रजया च धनेन च ॥ ४८ ॥
देवस्ते सविता हस्तं गृह्णातु सोमो राजा सुप्रजसं कृणोतु ।
अग्निः सुभगां जातवेदाः पत्ये पत्नीं जरदष्टिं कृणोतु ॥ ४९ ॥
गृह्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।
भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥ ५० ॥
भगस्ते हस्तमग्रहीत्सविता हस्तमग्रहीत् । पत्नी त्वमसि धर्मणाऽहं गृहपतिस्तव ॥ ५१ ॥

---

અર્થ—( देव्या पृथिव्या उपस्थे ) પૃથ્વી દેવની પાસે ( ते प्रजायै स्योनं ध्रुव अश्मान् धारयामि ) તારાં સંતાનો માટે પત્થર જેવા સ્થીર અને સુખદાયક આધાર બનાવું છું ( तं आतिष्ठ ) તેના પર ઉભો રહે, ( अनुमाद्या ) આનંદિત થાઓ ( सुवर्चाः ) ઉત્તમ તેજથી યુક્ત થા અને ( सविता ते आयु दीर्घं कृणोतु ) સૂર્ય તારૂં આયુષ્ય દીર્ઘ બનાવે [ ૪૭ ]

( येन अग्निः ) જેથી અગ્નિએ ( अस्या भूम्याः दक्षिणं हस्तं जग्राह. ) આ ભૂમિનો જમણો હાથ ગ્રહણ કર્યો, ( तेन ते हस्त गृह्णामि ) તેવી રીતે તે ઉદ્દેશથી હું તારો હાથ ગ્રહણ કરૂં છું ( मा व्यथिष्ठाः ) જરા પણ દુઃખી થઈશ નહિ ( मया सह प्रजया च धनेन च ) મારી સાથે પ્રજા અને ધનસહિત તું રહે [ ૪૮ ]

( सविता देवः ते हस्त गृह्णातु ) સવિતાદેવ તારૂં પાણિગ્રહણ કરે ( राजा सोम सुप्रजस कृणोतु ) રાજા સોમ તને ઉત્તમ સન્તાન યુકત બનાવે ( जातवेद, अग्निः पत्ये सुभगां पत्नीं जरदष्टिं कृणोतु ) જાતવેદ અગ્નિ પતિને માટે સૌભાગ્ય યુક્ત સ્ત્રી વૃદ્ધાવસ્થા સુધી જીવતી રહે તેમ કરે [ ૪૯ ]

( ते हस्त सौभगत्वाय गृह्णामि ) તારો હાથ હું સૌભાગ્યને માટે પકડું છું ( यथा मया पत्या जरदष्टि असः ) જેથી તું મારી સાથે વૃદ્ધાવસ્થા સુધી જીવનારી બનીને રહે ભગ, અર્યમા સવિતા, પુરંધિ, અને સર્વ દેવોએ ( त्वा मह्य गार्हपत्याय अदु ) ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે તને મારા હાથમાં સોંપેલ છે [ ૫૦ ]

( भग. ते हस्त अग्रहीत् ) ભગે તારો હાથ પકડયો છે ( सविता हस्त अग्रहीत् ) સવિતાએ હાથ પકડયો છે ( त्वं धर्मणा पत्नी असि ) તું ધર્મથી મારી પત્ની છે ( अह तव गृहपति ) હું તારો ગૃહપતિ છું [ ૫૧ ]

---

ભાવાર્થ— આ ભૂમિ પર તારા સંતાન સુખપૂર્વક દીર્ઘકાળ સુધી રહે એટલા માટે પત્થરનો આ આધાર બનાવું છું તેના પર ચઢ અને આનંદિત અને તેજસ્વી બન આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં સુદૃઢ રહેવાથી તારૂં આયુષ્ય દીર્ઘ બનશે ( ૪૭ )

જેવો અગ્નિ અને ભૂમિનો સંબંધ છે, તેવા સંબંધને માટે હું આ વધૂનું પાણિગ્રહણ કરૂં છું વધૂને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન પડે વધૂ મારી સાથે પ્રજા ધન અને ઐશ્વર્યથી યુક્ત થાય ( ૪૮ )

સવિતા જેવો તેજસ્વી બનીને પતિ સ્ત્રીનું પાણિગ્રહણ કરે અને સોમ જેવો કલાયુકત બનીને ધર્મપત્નીથી સંતાન ઉત્પન્ન કરે. પતિપત્ની બંને સાથે મળીને આ ગૃહસ્થાશ્રમમાં વૃદ્ધાવસ્થાસુધી આનંદથી રહે ( ૪૯ )

હે સ્ત્રી ! હું પતિ સૌભાગ્ય પ્રાપ્તિને માટે તારૂં પાણિગ્રહણ કરૂં છું મારી સાથે જે હું તારો પતિ છું તેની સાથે વૃદ્ધાવસ્થા સુધી રહે સર્વ દેવોએ ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે તને મારા હાથમાં સોંપી છે ( ૫૦ )

ભગ અર્થાત્ ધનવાન બનીને અને સવિતાની જેમ સમર્થ અને તેજસ્વી બનીને હું તારૂં પાણિગ્રહણ કરૂં છું હવેથી ધર્માનુસાર તું મારી ધર્મપત્ની છે અને હું તારો ગૃહપતિ છું. ( ૫૧ )

ममेयमस्तु पोष्या मह्यं त्वादाद्बृहस्पतिः मया पत्या प्रजावति सं जीव शरदः शतम् ॥ ५२ ॥
त्वष्टा वासो व्यदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम् ।
तेनेमां नारीं सविता भगश्च सूर्यामिव परि धत्तां प्रजया ॥ ५३ ॥
इन्द्राग्नी द्यावापृथिवी मातरिश्वा मित्रावरुणा भगो अश्विनोभा ।
बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु ॥ ५४ ॥
बृहस्पतिः प्रथमः सूर्यायाः शीर्षे केशाँ अकल्पयत् ।
तेनेमामश्विना नारीं पत्ये सं शोभयामसि ॥ ५५ ॥
इदं तद्रूपं यदवस्त योषा जायां जिज्ञासे मनसा चरन्तीम् ।
तामन्वर्तिष्ये सखिभिर्नवग्वैः क इमान्विद्वान्वि चचर्त पाशान् ॥ ५६ ॥

---

અર્થ—( इयं मम पोष्या अस्तु ) આ સ્ત્રીનો હું પોષણકર્તા બનું ( बृहस्पतिः त्वा मह्य अदात् ) બૃહસ્પતિએ તને મને આપી છે. હે ( प्रजावती ) સંતાનવાળી સ્ત્રી ! ( मया पत्या शरदः शतं संजीव ) હું જે તારો પતિ છું તેની સાથે સો વરસ સુધી જીવતી રહે. [ ૫૨ ]

( त्वष्टा वासः ) ત્વષ્ટાએ વસ્ત્ર ( शुभे कं ) કલ્યાણ અને સુખ થવા માટે ( बृहस्पतेः कवीनां प्रशिषा ) બૃહસ્પતિ અને કવિઓના આશિર્વાદની સાથે ( व्यदधात् ) બનાવ્યું છે. ( तेन इमां नारीं ) તેનાથી આ સ્ત્રીને ( सविता भगः सूर्यां इव ) સવિતા અને ભગ સૂર્યાને જેવી રીતે પહેરાવે છે તેવી રીતે ( प्रजया परिधत्तां ) સંતાનથી યુક્ત કરે. [ ૫૩ ]

( इन्द्राग्नी ) ઇન્દ્ર અને અગ્નિ ( द्यावापृथिवी ) દ્યુલોક અને ભૂમિ, ( मातरिश्वा ) વાયુ, ( मित्रावरुणौ भगः ) મિત્ર, વરૂણ, ભગ, ( उभौ अश्विनौ ) બન્ને અશ્વિનીકુમાર, બૃહસ્પતિ, મરુત, બ્રહ્મ, સોમ આ બધા ( इमां नारीं प्रजया वर्धयन्तु ) આ સ્ત્રીની પ્રજાસહિત વૃદ્ધિ કરે. [ ૫૪ ]

( बृहस्पतिः प्रथमः ) બૃહસ્પતિએ સર્વથી પ્રથમ ( सूर्यायाः शीर्षे केशान् अकल्पयत् ) સૂર્યાના મસ્તકપર વાળ વધાર્યા ( तेन ) તેનાથી ( अश्विनौ ) અશ્વિનીકુમાર ( इमां नारीं पत्ये सं शोभयामसि ) આ સ્ત્રીને પતિને માટે સુશોભિત કરે. [ ૫૫ ]

( यत् योषा अवस्त, तत् रूपं इदं ) જે સ્ત્રીએ વસ્ત્ર ધારણ કર્યું તેનું રૂપ આ છે. ( मनसा चरन्तीं जायां जिज्ञासे ) મનથી ભ્રમણા કરનારી સ્ત્રીને હું જાણું છું. ( नवग्वैः सखिभिः तां अन्वर्तिष्ये ) યજ્ઞો અને સાથે હું તેમનું અનુકરણ કરૂં છું. ( का विद्वान् इमान् पाशान् वि चचर्त ) કયો જ્ઞાની આ પાશોને કાપી શકે છે ! [ ૫૬ ]

---

ભાવાર્થ— આ ધર્મપત્ની મારા દ્વારા ( પતિ દ્વારા ) પોષણ મેળવવા યોગ્ય છે પરમેશ્વરે તેને મારા હાથમાં આપી છે. અહીં તે સંતાનોથી યુક્ત બને અને મારી સાથે ( તેના પતિ સાથે ) સો વર્ષ સુધી જીવે. ( ૫૨ )

તેને માટે આ કારીગરે આ વસ્ત્ર બનાવ્યું છે, જ્ઞાની બ્રાહ્મણોએ તેને આશીર્વાદ આપેલા છે આ ધર્મપત્ની તે વસ્ત્ર પહેરે અને ઇશ્વરની કૃપાથી ઉત્તમ સંતાનોથી યુક્ત બને. ( ૫૩ )

ઇન્દ્ર, અગ્નિ આદિ સર્વ દૈવી શક્તિઓ આ નારીને ઉત્તમ સંતાનો સાથે આગળ વધારે. ( ૫૪ )

કન્યાના મસ્તક પર ઉત્તમ વાળ હોય અને તે નારી પતિની પ્રાપ્તિ માટે સુશોભિત બની રહે ( ૫૫ )

ઉત્તમ વસ્ત્રો ધારણ કરવાથી સ્ત્રીનું જે રૂપ ઉત્પન્ન થાય છે તે જ જોવા યોગ્ય છે. મનનું ચાલચલણ કેવું છે તે સ્ત્રીની બાબતમાં ખાસ જોવું જોઇએ પતિ ધર્મપત્નીને યજ્ઞ કાર્યોમાં હમેશાં પોતાની સાથે રાખે. વિષયના પાશોને કયો વિદ્વાન કાપી શકે છે ? ( ૫૬ )

अहं वि ष्यामि मयि रूपमस्या वेददित्पश्यन्मनसः कुलायम् ।
न स्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रथ्नानो वरुणस्य पाशान् ॥ ५७ ॥
प्र त्वा मुञ्चामि वरुणस्य पाशाद्येन त्वाबध्नात्सविता सुशेवाः ।
उरुं लोकं सुगमत्र पन्थां कृणोमि तुभ्यं सहपत्न्यै वधु ॥ ५८ ॥
उद्यच्छध्वमप रक्षो हनाथेमां नारीं सुकृते दधात ।
धाता विपश्चित्पतिमस्यै विवेद भगो राजा पुर एतु प्रजानन् ॥ ५९ ॥
भगस्ततक्ष चतुरः पादान्भगस्ततक्ष चत्वार्युष्पलानि ।
त्वष्टा पिपेश मध्यतोऽनु वर्ध्रान्त्सा नो अस्तु सुमङ्गली ॥ ६० ॥

---

અર્થ— ( अहं वि ष्यामि ) હું ખુલ્લું કરું છું. ( अस्याः मयि रूपं ) તેનું જે રૂપ મારામાં છે. ( मनसः कुलायं पश्यन् इत् वेदत् ) મનની તીવ્ર ઇચ્છા ( માળો ) જોઈને જ જ્ઞાન થઈ શકે છે. ( न स्तेयं अद्मि ) હું ચોરી કરીને અન્ન ખાતો નથી. ( वरुणस्य पाशान् श्रथ्नानः ) હું પોતે વરુણના પાશોને શિથિલ બનાવું છું. ( मनसा उत् मुच्ये ) અને મનથી મુક્ત બનું છું [ ૫૭ ]

હે ( वधु ) સ્ત્રી ! ( त्वा वरुणस्य पाशात् प्रमुञ्चामि ) તને હું વરુણના પાશમાંથી મુક્ત કરું છું. ( येन सुशेवाः सविता त्वा अबध्नात् ) જે પાશોથી સવિતાએ તને બાંધી રાખેલ હતી ( तुभ्यं सहपत्न्यै ) તારી ધર્મચારિણીને માટે ( अत्र उरुं लोकं सुगं पन्थां कृणोमि ) અહીં વિસ્તૃત સ્થાન અને ઉત્તમ જવાઆવવા માટે યોગ્ય માર્ગ બનાવું છું. [ ૫૮ ]

( उत् यच्छध्वं ) તમારા શસ્ત્રોને ઉપર ઉઠાવો. ( रक्षः अपः हनाथ ) રાક્ષસોને મારો. ( इमां नारीं सुकृते दधात ) આ સ્ત્રીને પુણ્યકર્મ કરવાની બુદ્ધિ આપો. ( विपश्चित् धाता अस्यै पतिं विवेद ) જ્ઞાની વિધાતાએ તેને માટે પતિ પ્રાપ્ત કરાવ્યો છે ( भगः राजा प्रजानन् पुरः एतु ) રાજા ભગને જાણીને આગળ વધે. [ ૫૯ ]

( भगः चतुरः पादान् ततक्ष ) ભગે ચાર પગ બનાવ્યા, તેમના પર ( भगः चत्वारि उष्पलानि ततक्ष ) ભગે ચાર કમળોને બનાવ્યાં, ( त्वष्टा मध्यतः वर्ध्रान् अनु पिपेश ) ત્વષ્ટાએ મધ્યમાં કમરપટ્ટાઓને બનાવ્યા. ( सा नः सुमंगली अस्तु ) તે અમારા માટે ઉત્તમ મંગળ કરનારી થાય. [ ૬૦ ]

---

ભાવાર્થ—હું આ બંધનોને ખોલુ છું આ મારી ધર્મપત્નીનું રૂપ કેવળ મારે માટે જ છે તેના મનની પરીક્ષા કરીનેજ મેં આ જાણી લીધુ છે. જે ભોગ હું ભોગવું છું તે સ્વકષ્ટથી કમાએલા ધનથી મેળવેલા છે. ચોરીથી મેળવેલા ધનનો ઉપયોગ હું ભોગવતો નથી વરુણના પાશોને શિથિલ કરીને હું મનના બળથી મુક્ત બનું છું. ( ૫૭ )

સવિતાએ તને અત્યાર સુધી જે પાશોથી બાંધી રાખેલ હતી તે વરુણના પાશોને હું ખોલુ છું. તારા જેવી સુયોગ્ય ધર્મપત્ની માટે અહીં વિસ્તૃત લોક પ્રાપ્ત થએલ છે અને ઉન્નતિનો માર્ગ સુગમ થએલો છે ( ૫૮ )

આ ધર્મપત્નીને કષ્ટ દેનારા રાક્ષસોનો નાશ કરવા માટે તમે તમારાં હથિયારો હમેશાં સુસજ્જીત રાખો. આ સ્ત્રીને સદા પુણ્ય કાર્યમાં જ રોકી રાખો. જ્ઞાની વિધાતાની સંમતિથી તેને આ પતિ પ્રાપ્ત થએલ છે. રાજા પણ આ વાત જાણીને આ વિવાહમાં અગ્રગામી બન્યો હતો ( ૫૯ )

ભગે પગનાં ચાર આભૂષણ અને શરીર પર ધારણ કરવાના ચાર ફૂલ બનાવ્યાં અને કમર પર ધારણ કરવા યોગ્ય કમરપટો પણ બનાવ્યો છે આ બધી વસ્તુઓને ધારણ કરી આ સ્ત્રી ઉત્તમ મંગળમયી બને. ( ૬૦ )

सुकिंशुकं वहतुं विश्वरूपं हिरण्यवर्णं सुवृतं सुचक्रम् ।
आ रोह सूर्ये अमृतस्य लोकं स्योनं पतिभ्यो वहतुं कृणु त्वम् ॥ ६१ ॥
अभ्रातृघ्नीं वरुणापशुघ्नीं बृहस्पते । इन्द्रापतिघ्नीं पुत्रिणीमास्मभ्यं सवितर्वह ॥ ६२ ॥
मा हिंसिष्टं कुमार्यं स्थूणे देवकृते पथि ।
शालाया देव्या द्वारं स्योनं कृण्मो वधूपथम् ॥ ६३ ॥
ब्रह्मापरं युज्यतां ब्रह्म पूर्वं ब्रह्मान्ततो मध्यतो ब्रह्म सर्वतः ।
अनाव्याधां देवपुरां प्रपद्य शिवा स्योना पतिलोके वि राज ॥ ६४ ॥

[ २ ]

तुभ्यमग्रे पर्यवहन्त्सूर्यां वहतुना सह । स नः पतिभ्यो जायां दा अग्ने प्रजया सह ॥ १ ॥

---

અર્થ— હે ( सूर्ये ) સૂર્યે ! ( सुकिंशुक विश्वरूपं हिरण्यवर्णं सुवृतं सुचक्र वहतुं आरोह ) ઉત્તમ પુષ્પોથીયુક્ત, અનેક રૂપવાળો, સોનાની ચમક જેવો ચમકનારો ઉત્તમ વેષ્ટનોથી યુક્ત, ઉત્તમ ચક્રોથી યુક્ત આ રથ પર ચઢ. ( अमृतस्य लोकं आरोह ) અમૃતલોક પર ચઢ. ( त्वं वहतुं पतिभ्यः स्योनं कृणु ) તું આ વિવાહ-પર્વનું, અથવા રથને પતિને માટે સુખદાયી બનાવ. [ ૬૧ ]

હે ( वरुण बृहस्पते इन्द्र सवितः ) દેવો ! ( अभ्रातृघ्नीं ) આ વધૂ ભાઈઓનો વધ ન કરનારી, ( अपशुघ्नीं, अपतिघ्नीं, पुत्रिणीं अस्मभ्यं वह ) પશુઓનો વધ ન કરનારી, પતિનો નાશ ન કરનારી અને પુત્ર ઉત્પન્ન કરનારી એવી અમારે માટે પ્રાપ્ત થાઓ. [ ૬૨ ]

હે ( स्थूणे ) બને થાંભલાઓ ( देवकृते पथि ) દેવોએ બનાવેલા માર્ગ પર ( कुमार्यं मा हिंसिष्टं ) આ કુમારી વધૂની હિંસા ન કર. ( देव्याः शालायाः द्वारं वधूपथं स्योनं कृण्मः ) ઘરરૂપી દેવતાના દ્વારમાં વધૂને આવવાના માર્ગને અમે સુખમય બનાવીએ છીએ [ ૬૩ ]

( अपरं पूर्वं अन्ततः मध्यतः सर्वतः ब्रह्म युज्यतां ) આગળ, પાછળ અન્તમાં, વચમાં અર્થાત્ સર્વત્ર બ્રહ્મ અર્થાત્ ઈશ્વર પ્રાર્થનાના મંત્રોનો પ્રયોગ કર્યા કરો. હે વધૂ ! તું ( अनाव्याधां देवपुरां प्रपद्य ) વ્યાધિરહિત દેવ નગરીને પ્રાપ્ત થા ( पतिलोके शिवा स्योना वि राज ) તારા પતિના સ્થાનમાં કલ્યાણકારીણી અને સુખ આપનારી બનીને પ્રકાશિત બન [ ૬૫ ]

[ ૨ ] હે અગ્ને ! ( अग्ने तुभ्य ) આરંભમાં તારે માટે ( वहतुना सह सूर्यां पर्यवहत् ) પલ્લા સાથે સૂર્યાને લઈ જતા હતા ( सः ) તે તું ( नः पतिभ्य ) અમે સર્વ પતિયોને ( प्रजया सह जायां दाः ) સંતાનસહિત પત્નીનું દાન કર. [ ૧ ]

---

ભાવાર્થ — આ વધૂ ઉત્તમ ફૂલોથી યુક્ત, સુંદર, સોનાના નકશી કામથી યુક્ત, સુશોભિત ઉત્તમ ચક્રવાળા રથપર ચઢીને અમરપદના માર્ગનું આક્રમણ કરે આ ધર્મપત્નીનો વિવાહ મંગળ પતિના ઘરવાળાઓ માટે સુખકારક નીવડે ( ૬૧ )

આ સ્ત્રી પતિના ઘરમા પતિના ભાઇ, પશુ વગેરેને સુખ આપે, પુત્રોને ઉત્પન્ન કરે અને બધાનો આનંદ વધારનારી બને ( ૬૨ )

આ વધૂ દેવોના માર્ગથી જઇ રહી છે તેથી તેને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન થાય. તેના પતિના ઘરનો માર્ગ અને તેના પતિના ઘરનુ દ્વાર તેને માટે સુખદાયી થાય ( ૬૩ )

આ વધૂની ચારે બાજુ જ્ઞાન અને ઇશ્વરપ્રાર્થનાનું વાતુમંડળ હોય જ્યાં વ્યાધિ નથી એવા પતિના ઘરરૂપી દેવ-નગરીને આ વધૂ પ્રાપ્ત થાઓ પતિના ઘરમા સુખથી અને કલ્યાણ યુક્ત બનીને તે વિરાજે ( ૬૪ )

[ ૨ ] પરન્તુ પતિને ઘેર મોકલાવતા પહેલા કન્યા અગ્નિની ઉપાસના કરે છે જેથી તે કન્યાને પતિને ઘેર ઉત્તમ સુખ અને સંતાન પ્રાપ્ત થાય ( ૧ )

*

पुनः पत्नीमग्निरदादायुषा सह वर्चसा । दीर्घायुरस्या यः पतिर्जीवाति शरदः शतम् ॥ २ ॥
सोमस्य जाया प्रथमं गन्धर्वस्तेऽपरः पतिः । तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥ ३ ॥
सोमो ददद्गन्धर्वाय गन्धर्वो ददद्ग्नये । रयिं च पुत्रांश्चादादग्निर्मह्यमथो इमाम् ॥ ४ ॥
आ वामगन्त्सुमतिर्वाजिनीवसू न्यश्विना हृत्सु कामा अरंसत ।
अभूतं गोपा मिथुना शुभस्पती प्रिया अर्यम्णो दुर्यां अशीमहि ॥ ५ ॥
सा मन्दसाना मनसा शिवेन रयिं धेहि सर्ववीरं वचस्यम् ।
सुगं तीर्थं सुप्रपाणं शुभस्पती स्थाणुं पथिष्ठामप दुर्मतिं हतम् ॥ ६ ॥

અર્થ—( आयुषा वर्चसा सह ) દીર્ઘાયુષ્ય અને તેજની સાથે ( अग्निः पत्नीं पुनः अदात् ) અગ્નિએ પત્નીનુ ફરીથી દાન કર્યું ( अस्या यः पतिः ) તેનો જે પતિ છે, તે ( दीर्घायु शरदः शतं जीवाति ) દીર્ઘાયુ બનીને સો વર્ષ સુધી જીવીત રહે છે. [ ૨ ]

( प्रथमं सोमस्य जाया ) સર્વથી પ્રથમ સોમની સ્ત્રી છે ( ते अपरः पतिः गंधर्वः ) તારો બીજો પતિ ગન્ધર્વ છે. ( तृतीय पतिः अग्नि ) તારો ત્રીજો પતિ અગ્નિ છે અને ( ते तुरीयः मनुष्यजा ) તારો ચોથો પતિ માનવ [ ૩ ]

( सोमः गन्धर्वाय ददत् ) સોમે ગન્ધર્વને આપી, ( गन्धर्व अग्नये ददत् ) ગન્ધર્વે અગ્નિને આપી ( अथो इमां ) અને આ કન્યાને તથા ( रयिं च पुत्रान् च अग्निः मह्य अदात् ) ધન તથા પુત્રની સાથે અગ્નિએ મને આપી [ ૪ ]

( वां सुमति आगन् ) તમને બન્નેને ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થઇ છે, હે ( वाजिनी वसू अश्विनौ ) બળ અને ધન યુક્ત અશ્વિની દેવો ! ( कामाः हृत्सु नि अरंसत ) અમારી શુભ ઇચ્છાઓ હૃદયમાં સ્થીર થઈ ગઇ છે હે ( शुभस्पती ) શુભ પાલકો ! ( मिथुना गोपा अभूतं ) તમો બન્ને ઇન્દ્રિયોના પાલક બનો ( अर्यम्ण प्रिया दुर्यान् अशीमहि ) આર્ય મનવાળા અમો શ્રેષ્ઠ દેવના પ્રિય બનીને ઉત્તમ ઘરોને પ્રાપ્ત કરીએ [ ૫ ]

( सा मन्दसाना ) આનન્દિત રહેનારી હે સ્ત્રી ( शिवेन मनसा ) શુભ ભાવના યુક્ત મનથી ( सर्ववीरं वचस्य रयिं धेहि ) સર્વ વીરોથી યુક્ત પ્રશસનીય ધનની ધારણા કર હે ( शुभस्पती ) શુભ પાલકો ! અમારે માટે ( तीर्थं सुग ) તરવાનુ સ્થાન સુગમ અને સહેલુ થાઓ, ( सुप्रपाण ) ઉત્તમ જળ પીવાનું સ્થાન હો તથા ( पथिष्ठां स्थाणु ) માર્ગમાં હરકત ઉત્પન્ન કરનાર સ્તભ જેવા ( दुर्मतिं ) દુષ્ટ બુદ્ધિવાળા શત્રુઓને ( हतं ) મારી નાખીને દૂર કરો [ ૬ ]

ભાવાર્થ— અગ્નિની ઉપાસના અર્થાત્ યજન અથવા હવન કરવાથી દીર્ઘ આયુષ્ય અને શારીરિક કાન્તિ પ્રાપ્ત થાય છે કન્યાનો પતિ પણ આવા હવનથી દીર્ઘજીવી અર્થાત્ શતાયુ થઇ શકે છે. ( ૨ )

સોમ, ગધર્વ, અગ્નિ આ નાનપણમા કન્યાના ત્રણ પતિ મનાય છે અને ત્યાર પછી તે કન્યાનો વિવાહ મનુષ્ય-પતિની સાથે થાય છે. ( ૩ )

સોમ ગધર્વને આપે છે, ગધર્વ અગ્નિના હાથમા સોપે છે અને અગ્નિ પુત્રોપાદનની શક્તિ સાથે મનુષ્યને આધીન આ કન્યાને કરે છે ( ૪ )

ઉક્ત દેવોના આધિપત્યમા કન્યાને ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી તેના હૃદયમા કામને સ્થાન મળે છે તે વખતે અશ્વિની દેવ આ વધૂવરના રક્ષક હોય છે આ સમયે પોતાના મનમા શ્રેષ્ઠ વિચારો ભરીને પોતાના જ ઘરમા બધાએ વાસ કરવો જોઇએ એ યોગ્ય છે ( ૫ )

પોતાના પતિના ઘરમા આનદથી રહેનારી ધર્મપત્ની પોતાના મનમા શુભ સંકલ્પ ધારણ કરે અને વીરભાવયુક્ત સતાન અને પ્રશસાયોગ્ય ધનની સ્વામીની બને આ દપતિનો માર્ગ સુગમ સરળ હો તેમને પુરતા પ્રમાણમા ખાનપાન મળો અને તેમના ઉન્નતિનો માર્ગ કાટા વગરનો હો અને દુષ્ટ બુદ્ધિ તેમનાથી દૂર થાઓ ( ૬ )

या ओषधयो या नद्योऽ यानि क्षेत्राणि या वना ।
तास्त्वा वधु प्रजावतीं पत्ये रक्षन्तु रक्षसः ॥ ७ ॥
एमं पन्थामरुक्षाम सुगं स्वस्तिवाहनम् । यस्मिन्वीरो न रिष्यत्यन्येषां विन्दते वसु ॥ ८ ॥
इदं सु मे नरः शृणुत ययाशिषा दंपती वाममश्नुतः ।
ये गन्धर्वा अप्सरसश्च देवीरेषु वानस्पत्येषु येऽधि तस्थुः ।
स्योनास्ते अस्यै वध्वै भवन्तु मा हिंसिषुर्वहतुमुह्यमानम् ॥ ९ ॥
ये वध्वश्चन्द्रं वहतुं यक्ष्मा यन्ति जनाँ अनु । पुनस्तान्यज्ञिया देवा नयन्तु यत आगताः ॥ १० ॥
मा विदन्परिपन्थिनो य आसीदन्ति दंपती । सुगेन दुर्गमतीतामप द्रान्त्वरातयः ॥ ११ ॥

અર્થ— હે વધૂ! ( या ओषधयः ) જે ઔષધિઓ, ( या नद्यः ) જે નદીઓ, ( यानि क्षेत्राणि ) જે જે ક્ષેત્રો, અને ( या वना ) જે વન છે ( ताः ) તે સર્વ પદાર્થ ( पत्ये प्रजावतीं त्वा ) પતિને માટે સંતાનયુક્ત તને ( रक्षसः रक्षन्तु ) રાક્ષસોથી સુરક્ષિત રાખે. [ ૭ ]

( इम पन्थां आरुक्षाम ) આ માર્ગે ચાલીએ. આ ( सुगं स्वस्तिवाहनं ) સુગમ અને વાહનો માટે પણ સુખકર છે. ( यस्मिन् वीरः न रिष्यति ) જેમા વીરોનો નાશ થતો નહિ અને ( अन्येषां वसु विन्दते ) બીજાઓ કરતાં અહીં ધન અધિક મળે છે. [ ૮ ]

હે ( नरः ) મનુષ્યો ! ( मे इदं सुशृणुतं ) મારૂ આ ભાષણ સાંભળો. ( यया आशिषा ) જે આશીર્વાદથી ( दम्पती वाम अश्नुतः ) આ વર અને વધૂને સુખની પ્રાપ્તિ થાય છે ( एषु वानस्पत्येषु ) આ વનમાં ( ये गन्धर्वाः देवीः अप्सरसः अधितस्थुः ) જે ગંધર્વો અને અપ્સરાઓ રહેલી છે ( ते अस्यै वध्वै स्योना भवन्तु ) તેઓ આ વધૂને માટે સુખદાયી થાઓ અને ( उह्यमानं वहतुं मा हिंसिषु ) દાયજો લઇ જનારા આ રથનો નાશ ન કરે [ ૯ ]

( ये यक्ष्मा जनान् अनु ) મનુષ્યોના સંબંધને લીધે જે રોગ ( वध्वः चन्द्रं वहतुं यन्ति ) વધૂના તેજસ્વી દાયજાના રથ પાસે પહોંચે છે, ( तान् आगताः यज्ञियाः देवा ) તેઓને અહીં આવેલા યજ્ઞના દેવ ( पुनः यत आगताः नयन्तु ) જ્યાંથી તે રોગો આવ્યા હતા ત્યાં ફરીથી પાછા લઇ જાય. [ ૧૦ ]

( ये परिपन्थिनः आसीदन्ति ) જે લુંટારાઓ નજીકમાં રહેતા હશે, તેઓ ( दम्पती मा विदन् ) આ પતિ-પત્નીને ન જાણે, આ વધૂવર ( सुगेन दुर्गं अतीता ) સુગમતાથી કઠીન પ્રસંગમાથી પાર પડી જાય અને તેમના ( अरातयः अप द्रान्तु ) શત્રુઓ દૂર થઇ જાય [ ૧૧ ]

---

ભાવાર્થ — ઔષધિઓ, નદીઓ, ખેતરો, જગાઓ, વનો ઇત્યાદિ સર્વ સ્થાનોમાં સંતાનોવાળી અને પતિને ઘેર જનારી આ સ્ત્રીની રક્ષા થાઓ એટલે કે કોઇ રાક્ષસ તેને દુઃખ ન પહોંચાડે (૭)

જે માર્ગ સુગમ અને નિર્ભય હોય તેના પરથી જ આગળ વધો તમો તે માર્ગે જ જાઓ કે જે માર્ગ પર ઉત્તમ નિવાસના સાધનો મળતા રહે (૮)

સર્વ લોકો આ ઘોષણાને સાંભળે કે આ વિવાહિત સ્ત્રીપુરુષ આ સંસારમાં સુખપૂર્વક રહે વનવાસી અને શહેરમાં રહેનારા લોક પણ તેમને દુઃખ ન દે તેઓ બીજા ગામમાં જવા નીકળે તો પણ તેમને કોઇ પણ જાતનું દુઃખ ન થાય (૯)

જનસમુદાયમા જવાથી જે રોગો સંસર્ગને કારણે થાય છે, અને વધૂને માર્ગમાં જે રોગ થવાનો સંભવ છે તે સર્વ રોગો દૂર થઇ જાય (૧૦)

માર્ગમાં જે લુટારાઓ હોય તેમનાથી આ દંપતીને જરા પણ અડચણ કે હરકત ન થાય. પતિ-પત્ની ઘણી જ સહેલાઇથી અઘરા પ્રસંગોમાંથી પાર ઉતરી જાય અને તેમના બધા શત્રુઓ દૂર થઇ જાય. (૧૧)

सं काशयामि वहतुं ब्रह्मणा गृहैरघोरेण चक्षुषा मित्रियेण ।
पर्याणद्धं विश्वरूपं यदस्ति स्योनं पतिभ्यः सविता तत्कृणोतु ॥ १२ ॥
शिवा नारीयमस्तमागन्निमं धाता लोकमस्यै दिदेश ।
तामर्यमा भगो अश्विनोभा प्रजापतिः प्रजया वर्धयन्तु ॥ १३ ॥
आत्मन्वत्युर्वरा नारीयमागन्तस्यां नरो वपतु बीजमस्याम् ।
सा वः प्रजां जनयद्वक्षणाभ्यो बिभ्रती दुग्धमृषभस्य रेतः ॥ १४ ॥
प्रति तिष्ठ विराडसि विष्णुरिवेह सरस्वति । सिनीवालि प्र जायतां भगस्य सुमतावसत् ॥ १५ ॥
उद्व ऊर्मिः शम्या हन्त्वापो योक्त्राणि मुञ्चत । मादुष्कृतौ व्येनसावघ्न्यावशुनमारताम् ॥ १६ ॥

---

અર્થ — ( वहतुं ) વધૂના દાયજા યુક્ત રથને ( गृहैः ब्रह्मणा अघोरेण मित्रियेण चक्षुषा ) ચારે બાજુના લોકો જ્ઞાનપૂર્વક શાંત અને મિત્રતાભરી નજરે જુએ, એમ હું ( सं काशयामि ) તેને પ્રકાશિત કરું છું ( यत् विश्वरूपं पर्याणद्धं अस्ति ) જે વિવિધ રૂપવાળો બન્ધાએલો છે તેને ( सविता पतिभ्यः स्योनं कृणोतु ) ઈશ્વર પતિને માટે સુખદાયી બનાવે [ ૧૨ ]

( इयं शिवा नारी अस्तं आगन् ) આ કલ્યાણકારીણી સ્ત્રી પતિને ઘેર આવી ગઈ છે ( धाता अस्यै इमं लोकं दिदेश ) ઈશ્વરે આ પતિલોકનો માર્ગ દર્શાવ્યો છે ( अर्यमा भगः उभा अश्विना प्रजापति ) આ સર્વ દેવો ( तां प्रजया वर्धयन्तु ) તેને પ્રજાની સાથે વધારે [ ૧૩ ]

( आत्मन्वती ऊर्वरा इयं नारी आगन् ) આત્મિક બળથી યુક્ત તથા સુપુત્ર ઉત્પન્ન કરનારી આ નારી પતિને ઘેર આવી ગઈ છે. ( नरः तस्यां अस्यां बीजं वपत ) હે મનુષ્યો ! તે સ્ત્રીમાં બી વાવો, વીર્યનું આધાન કરો. ( सा वः ) તે તમારે માટે ( ऋषभस्य दुग्धं रेतः बिभ्रती ) વીર્યવાન પુરુષનું વીર્ય ધારણ કરતી ( वक्षणाभ्यः प्रजां जनयत् ) પોતાના ગર્ભાશયથી સંતાન ઉત્પન્ન કરે [ ૧૪ ]

હે સ્ત્રી ! તું ( प्रति तिष्ठ ) અહીં પ્રતિષ્ઠા મેળવ, તું ( विराट् असि ) વિશેષ તેજસ્વી છે તારો પતિ ( विष्णुः इव इह ) વિષ્ણુના જેવો અહીં છે હે ( सरस्वति सिनीवालि ) વિદ્યા દેવી અને અન્નવતી દેવી ! આને ( प्रजायतां ) સંતાન થાઓ અને તે ( भगस्य सुमतौ असत् ) ભાગ્યના દેવે આપેલા સુમતિમાં રહે [ ૧૫ ]

( वः ऊर्मिः शम्याः उत् हन्तु ) આપની લહેર શાન્તિનો–સ્થીરતાનો ભંગ કરે હે ( आपः ) જળ ( योक्त्राणि मुञ्चत ) યુગોને છોડી દો ( अदुष्कृतौ व्येनसौ अघ्न्यौ ) દુષ્ટ કર્મ ન કરનારા, ગાડામાંથી છુટા થએલા બન્ને બળદો ( अशुनं मा आरतां ) અશુભને ન પ્રાપ્ત થાઓ [ ૧૬ ]

---

ભાવાર્થ— જ્યારે વરદક્ષિણાનો રથ અથવા પતિને ઘેર જવાનો પત્નીનો રથ માર્ગપરથી ચાલ્યો જાય ત્યારે બન્ને બાજુના ઘરવાળા એ કન્યાને પ્રેમપૂર્ણ અને મિત્રદૃષ્ટિથી જુએ જે કાંઇ વિવિધ રૂપ રંગવાળા પદાર્થો હોય તે સર્વ પદાર્થો ઈશ્વરની કૃપાથી આ પતિપત્નીને માટે સુખદાયી બનો ( ૧૨ )

આ સુસ્વભાવવાળી સ્ત્રી પતિને ઘેર જાય છે કારણ કે વિધાતાએ આ સ્થાન તેને માટે નિર્દિષ્ટ કરેલ છે સર્વ દેવો તેને ઉત્તમ સંતાન આપે ( ૧૩ )

આ સ્ત્રી આત્મબળથી યુક્ત છે, અને પુત્ર ઉત્પન્ન થવાની શક્તિથી યુક્ત છે, અર્થાત્ તે વંધ્યા નથી, પતિ આ સ્ત્રીમાં પોતાનું વીર્ય સ્થાપન કરે અને પછી તે સ્ત્રી વીર્યને ધારણ કરતી પોતાના ગર્ભાશયથી સંતાનોત્પત્તિ કરે ( ૧૪ )

સ્ત્રી પોતાના પતિગૃહમાં પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાઓ સ્ત્રી ઘરની સમ્રાજ્ઞી છે તેનો પતિ દેવ છે અને તે તેની દેવી છે આ પતિ પત્ની ઉત્તમ સંતાન પ્રાપ્ત કરો અને આ બન્ને ઉત્તમ બુદ્ધિશાળી બને ( ૧૫ )

પ્રવાસમાં જ્યારે શાંતિનો ભંગ થાય અર્થાત્ મનમાં દુઃખ ઉત્પન્ન થાય છે તે સમયે વાહન ( ગાડું )ના બળદ છોડી મૂકવામાં આવે અને તેમને ઉત્તમ સુરક્ષિત સ્થળમાં રાખવામાં આવે ( ૧૬ )

अघोरचक्षुरपतिघ्नी स्योना शग्मा सुशेवा सुयमा गृहेभ्यः ।
वीरसूर्देवृकामा सं त्वयैधिषीमहि सुमनस्यमाना ॥ १७ ॥
अदेवृघ्न्यपतिघ्नीहैधि शिवा पशुभ्यः सुयमा सुवर्चाः ।
प्रजावती वीरसूर्देवृकामा स्योनेममग्निं गार्हपत्यं सपर्य ॥ १८ ॥
उत्तिष्ठतः किमिच्छन्तीदमागा अहं त्वेडे अभिभूः स्वाद्गृहात् ।
शून्यैषी निर्ऋते याजगन्थोत्तिष्ठाराते प्र पत मेह रंस्थाः ॥ १९ ॥
यदा गार्हपत्यमसपर्यैत्पूर्वमग्निं वधूरियम् । अधा सरस्वत्यै नारि पितृभ्यश्च नमस्कुरु ॥ २० ॥
शर्म वर्मैतदा हरास्यै नार्या उपस्तरे । सिनीवालि प्र जायतां भगस्य सुमतावसत् ॥ २१ ॥

---

અર્થ—( **गृहेभ्यः** ) પોતાના ઘરને માટે ( **अघोरचक्षुः अपतिघ्नी स्योना** ) ક્રૂર દષ્ટિ ન કરનારી, પતિહત્યા ન કરનારી, સુખ આપનારી ( **शग्मा सुशेवा सुयमा** ) કલ્યાણકારિણી, સેવા કરવા યોગ્ય, સુનિયમોથી ચાલનારી ! ( **वीरसूः देवृकामा** ) વીરપુત્ર ઉત્પન્ન કરનારી, દીયેરની ઇચ્છા પૂર્ણ કરનારી, અને ( **सुमनस्यमाना** ) ઉત્તમ અન્તઃકરણ યુક્ત ( **त्वया एधिषीमहि** ) તારાથી અમો સમ્પન્ન થઇએ [ ૧૭ ]

( **अदेवृघ्नी अपतिघ्नी** ) દિયરનો નાશ ન કરનારી, પતિનો ઘાત ન કરનારી ( **पशुभ्यः शिवा** ) પશુઓનું કલ્યાણ કરનારી, ( **सुयमा सुवर्चाः** ) ઉત્તમ નિયમોથી ચાલનારી અને ઉત્તમ તેજથી યુક્ત ( **प्रजावती वीरसूः** ) સંતાનયુક્ત અને વીરપુત્રો ઉત્પન્ન કરનારી, ( **देवृकामा स्योना** ) પતિના ઘરમાં દિયેર રહે એવી કામના કરનારી, સુખદાયિની, ( **इमं गार्हपत्यं अग्निं सपर्य** ) તું આ ગાર્હપત્ય અગ્નિની પૂજા કર [ ૧૮ ]

હે ( **निर्ऋते** ) દરિદ્રતા ! ( **उत् तिष्ठ इतः** ) અહીંથી ઉઠ અને કહે કે ( **किं इच्छन्ती** ) તું શું ઇચ્છતિ ( **इदं आगाः** ) અહીં આવી ગઇ છે. ( **अहं अभिभूः** ) હું તારો પરાભવ કરનારો ( **स्वात् गृहात् त्वा ईडे** ) પોતાના ઘરથી તને હરાવી દઉં છું ( **या शून्य एषि** ) જે ઘરને શૂન્ય કરવાની ઇચ્છા કરતી તું ( **आजगन्था** ) અહીં આવી ગએલ છે. હે ( **अराते** ) શત્રુભૂત દરિદ્રતા ! ( **उत्तिष्ठ** ) અહીંથી ઉઠીજા, અને ( **प्र पत** ) દૂર નાસી જા. ( **इह मा रंस्थाः** ) અહીં જરા પણ રમવાની ઇચ્છા કરીશ નહિ [ ૧૯ ]

( **यदा इयं वधूः** ) જ્યારે આ સ્ત્રી ( **गार्हपत्यं अग्निं पूर्वं असपर्यैत्** ) ગાર્હપત્ય અગ્નિની પ્રથમ પૂજા કરે ( **अधा** ) તત્પશ્ચાત્ હે ( **नारि** ) સ્ત્રી ! તું ( **सरस्वत्यै पितृभ्य च नमस्कुरु** ) સરસ્વતીને અને પિતૃઓને નમન કર. [ ૨૦ ]

( **अस्यै नार्यै** ) આ સ્ત્રીને માટે ( **उपस्तरे एतत् शर्म वर्म** ) પાથરવા માટે આ સુખ અને સંરક્ષણ ( **आहर** ) લઇ જા હે **सिनी-वाली** ) અન્ન આપનારી દેવી ! ( **प्र-जायतां** ) આ સ્ત્રી ઉત્તમ રીતે સંતાન ઉત્પન્ન કરે. અને ( **भगस्य सुमतौ असत्** ) ભગવાન પ્રત્યે ઉત્તમ મતિ ધારણ કરે. [ ૨૧ ]

---

ભાવાર્થ— આ સ્ત્રી પતિના ઘરમા આવીને આનદથી રહે. આખો ક્રોધથી લાલ ન કરે, પતિની હિતકારિણી બને, ધર્મનિયમોનું પાલન કરે, સર્વને સુખ આપે. પોતાના સતાનોને વીરતાનુ શિક્ષણ આપે, દિયેર ઇત્યાદિ સબધીઓને સંતુષ્ટ રાખે. અન્ત:કરણમા શુભ ભાવ રાખે. આવી સ્ત્રીથી ઘર સુસપન્ન બને છે. (૧૭)

સ્ત્રી પતિના ઘરમાં આવીને દિયેર અને પતિનું કલ્યાણ કરે પશુઓનુ ઉત્તમ પાલન કરે, ધર્મના નિયમાનુસાર ચાલે. તેજસ્વીની અને પોતાના સંતાનોને વીરતાનું શિક્ષણ આપે અને અગ્નિની હવનદ્વારા ઉપાસના કરે (૧૮)

ગૃહસ્થીના ઘરમાં દરિદ્રતા ન રહે ગૃહસ્થ પોતાના પ્રયત્નથી દારિદ્ર દૂર કરે. જે ઘર પુરુષાર્થ વગરનું હોય છે તે ઘરમાં દારિદ્ર રહે છે તેથી પ્રયત્નપૂર્વક દરિદ્રતાને દૂર કરવા યોગ્ય છે. (૧૯)

સ્ત્રી પતિગૃહમાં સર્વથી પ્રથમ ગાર્હપત્યાગ્નિની હવનદ્વારા ઉપાસના કરે, પછીથી વિદ્યાદેવીની અને પછીથી પિતરોની પૂજા કરે. (૨૦)

પતિ પોતાની સ્ત્રીને પ્રત્યેક રીતે સુખ આપે તેની ઉત્તમ રક્ષા કરે આ સ્ત્રી ઉત્તમ અન્ન સેવન કરી ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરે. અને એવું આચરણ કરે કે [illegible] (૨૧)

उत्तिष्ठेतो विश्वावसो नमसेडामहे त्वा ।
जामिमिच्छ पितृषदं न्यक्तां स ते भागो जनुषा तस्य विद्धि ॥ ३३ ॥
अप्सरसः सधमादं मदन्ति हविर्धानमन्तरा सूर्यं च ।
तास्ते जनित्रमभि ताः परेहि नमस्ते गन्धर्वर्तुना कृणोमि ॥ ३४ ॥
नमो गन्धर्वस्य नमसे नमो भामाय चक्षुषे च कृण्मः ।
विश्वावसो ब्रह्मणा ते नमोऽभि जाया अप्सरसः परेहि ॥ ३५ ॥
राया वयं सुमनसः स्यामोदितो गन्धर्वमावीवृताम ।
अगन्त्स देवः परमं सधस्थमगन्म यत्र प्रतिरन्त आयुः ॥ ३६ ॥

---

અર્થ—( હે વિશ્વાવસો ) સર્વધનથી યુક્ત વર ! ( इतः उत्तिष्ठ ) અહીંથી ઉઠ ( त्वा नमसा इडामहे ) તારી નમસ્કારથી પૂજા કરીએ છીએ ( पितृषदं न्यक्तां जामिं इच्छ ) પિતાના ઘરમાં રહેનારી સુશોભિત વધૂને તું પ્રાપ્ત કરવાની ઇચ્છા કર. ( सः ते भागः ) તે તારો ભાગ છે ( तस्य जनुषा विद्धि ) તેનું જન્મથી જ જ્ઞાન પ્રાપ્ત કર. [ ૩૩ ]

( हविर्धानं अन्तरा सूर्यं च ) હવિર્ધાન અને સૂર્યની વચ્ચે ( अप्सरसः सधमादं मदन्ति ) અપ્સરાઓ એકી સાથે મળીને આનંદ આપનારા કર્મમાં આનંદિત બને છે. ( ताः ते जनित्रं ) તે તારું જન્મ સ્થાન છે ( ताः अभि परेहि ) તેની પાસે જા ( गन्धर्वः ऋतुना ते नमः कृणोमि ) ગન્ધર્વો અને ઋતુઓ સાથે તને હું નમન કરું છું [ ૩૪ ]

( गंधर्वस्य नमसे नमः ) ગંધર્વના નમસ્કારને અમે નમસ્કાર કરીએ છીએ. તેની ( भामाय चक्षुषे च नमः कृण्मः ) તેજસ્વી આંખને માટે અમે નમન કરીએ છીએ હે ( विश्वावसो ) સર્વ ધનથી યુક્ત ! ( ते ब्रह्मणा नमः ) તને અમે જ્ઞાનપૂર્વક નમન કરીએ છીએ ( अप्सरसः जायाः अभि परेहि ) અપ્સરા જેવી સ્ત્રીઓની સાથે દૂર જા [ ૩૫ ]

( वयं राया सुमनसः स्याम ) અમે ધનની સાથે ઉત્તમ મનવાળા થઈએ ( इतः गंधर्वं उत् आवीवृताम ) અહીં ગંધર્વને ઘેરી લે, સ્વીકાર કરે, પ્રાપ્ત કરે, ( सः देव परमं सधस्थं अगन् ) તે દેવ પરમ શ્રેષ્ઠ સ્થાનને પ્રાપ્ત થયો છે ( यत्र आयु प्रतिरन्तः अगन्म ) જ્યાં આયુષ્યને દીર્ઘ બનાવીને અમે પહોંચીએ છીએ [ ૩૬ ]

---

ભાવાર્થ— હે ધનવાન પુરુષ ! ત્યાંથી ઉઠીને અહીં આવ ! અમે આપનું સ્વાગત કરીએ છીએ આ વધૂ અત્યાર સુધી પોતાના પિતાને ઘેર રહેતી હતી તમો જો આ વધૂને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતા હો તો તે તમારી ભાગીદાર પણ બની શકે છે તે આપના ભાગનો, આ સ્ત્રીના જન્મથી સર્વ વૃતાન્ત આપની ઈચ્છા હોય તો આપ જાણી શકો છો ( ૩૩ )

આ યજ્ઞસ્થાન ભૂમિ અને આ સૂર્ય તેની વચ્ચે અન્તરિક્ષમા અપ્સરાઓ એક ઘરમા આનંદથી રહીને ખૂબ આનંદ પ્રાપ્ત કરતી હતી તેવી જ રીતે ગૃહસ્થ પોતાના ઘરમા આનંદથી રહે સ્ત્રી સર્વની ઉત્પત્તિનું સ્થાન છે તેથી તેની સાથે પુરુષ રહે અને ઋતુને અનુસાર આદરપૂર્વક ઋતુગામી બને ( ૩૪ )

બીજા આપણને નમસ્કાર કરે તો તેને સામે નમન કરવુ ઉચિત છે તેની તેજસ્વી આંખ સાથે આંખ મેળવીને નમન કરવુ ઉચિત છે આ પ્રમાણે પરસ્પરને જાણીને–ઓળખીને–નમસ્કાર કરવામા આવે અને પુરુષ સ્ત્રીની સાથે દૂર જઈને એકાન્તમા રહે ( ૩૫ )

મનુષ્યને જેમ જેમ ધન મળે તેમ તેમ તે મનમા શુભ સંસ્કારોથી યુક્ત બને અને તેઓ ઇશ્વરને માનવાવાળા બને તે ઇશ્વર પરમ ઉચ્ચસ્થાનપર વિરાજમાન છે જ્યા અમે અમારા આયુષ્યને દીર્ઘ બનાવીને પહોચી શકીએ છીએ. ( ૩૬ )

सं पितरावृत्विये सृजेथां माता पिता च रेतसो भवाथः ।
मर्य इव योषामधिरोहयैनां प्रजां कृण्वाथामिह पुष्यतं रयिम् ॥ ३७ ॥

तां पूषं छिवतमामेरयस्व यस्यां बीजं मनुष्याइ वपन्ति ।
या न ऊरू उशती विश्रयाति यस्यामुशन्तः प्रहराम शेपः ॥ ३८ ॥

आ रोहोरुमुप धत्स्व हस्तं परि ष्वजस्व जायां सुमनस्यमानः ।
प्रजां कृण्वाथामिह मोदमानौ दीर्घं वामायुः सविता कृणोतु ॥ ३९ ॥

आ वां प्रजां जनयतु प्रजापतिरहोरात्राभ्यां समनक्त्वर्यमा ।
अदुर्मङ्गली पतिलोकमा विशेमं शं नो भव द्विपदे शं चतुष्पदे ॥ ४० ॥

---

અર્થ—હે ( पितरौ ) માતા પિતાઓ ! ( ऋत्विये संसृजेथां ) ઋતુ કાળમાં સંયુકત થાઓ. ! ( रेतसः माता च पिता च भवाथः ) વીર્યના યોગથી જ તમો માતા અને પિતા બની શકશો. ( मर्यः इव एनां योषां अधिरोहय ) મર્દની જેમ આ સ્ત્રીની સાથે શૈય્યાપર ચઢ. ( इह प्रजां कृण्वाथां ) અહીં સંતાન ઉત્પન્ન કરો અને ( रयिं पुष्यतं ) ધનને પુષ્ટ કરો અર્થાત્ વધારો. [ ૩૭ ]

હે ( पूषन् ) પૂષા ! ( तां शिवतमां एरयस्व ) તે કલ્યાણમયી સ્ત્રીને પ્રાપ્ત કર. ( यस्यां मनुष्याः बीजं वपन्ति ) જેનામાં મનુષ્ય બીજ વાવે છે. ( या उशती नः ऊरू विश्रयाति ) જે ઇચ્છા કરીને અમારે માટે પોતાનું શરીર સમર્પે છે. ( यस्यां उशन्तः शेपः प्रहरेम ) જેની કામના કરનારા અમે વિષય સેવન કરીએ. [ ૩૮ ]

( उरुं आरोह ) ઉપરની બાજુએ ચઢ ( हस्तं उपधत्स्व ) હાથ લગાવી, દે. ( सुमनस्यमान-जायां परिष्वजस्व ) ઉત્તમ મનવાળો બનીને સ્ત્રીને આલિંગન કર. ( इह मोदमानौ प्रजां कृण्वाथां ) અહીં આનંદ ભોગતાં ભોગતાં પ્રજાને ઉત્પન્ન કરો. ( सविता वां दीर्घः आयुः कृणोतु ) સૂર્ય આપની બન્નેની દીર્ઘઆયુ કરે. [ ૩૯ ]

( प्रजापतिः वां प्रजां जनयतु ) પ્રજાપતિ ઇશ્વર તમારાં સંતાનોને ઉત્પન્ન કરે ( अर्यमा अहोरात्राभ्यां समनक्तु ) અર્યમા દિવસ રાત તમો બન્નેને સંયુકત કરે. ( अ-दुर्मंगली इमं पतिलोकं आविश ) અશુભ ભાવને ન ધારણ કરનારી સ્ત્રી તું આ પતિસ્થાનને પ્રાપ્ત કર. ( नः द्विपदे चतुष्पदे शं भव ) તું અમારા દ્વિપાદ તેમજ ચતુષ્પાદ માટે સુખદાયીની થા. [ ૪૦ ]

---

ભાવાર્થ— હે સ્ત્રીપુરૂષો ! તમે તમારા રજવીર્યના બળથી જ માતાપિતા બની શકો છો ( અર્થાત્ સન્તાન ઉત્પન્ન કરી શકો છો ) તેથી ઋતુકાળમા સંયુક્ત થાઓ મર્દની જેમ સ્ત્રીથી યુક્ત બનો સન્તાન ઉત્પન્ન કરો અને ધન પણ પ્રાપ્ત કરીને તેની વૃદ્ધિ કરો ( ૩૭ )

શુભ સંસ્કારોથી યુક્ત વધૂને પુરૂષ પ્રાપ્ત કરે મનુષ્ય ઉત્તમ સ્ત્રીમાં બીજારોપણ કરે છે પુરૂષ પ્રાપ્તિની ઇચ્છાથી સ્ત્રી પોતાનું શરીર પુરૂષને સમર્પણ કરે છે, જેમા પુરૂષ પોતાના વીર્યનું ધારણ કરે ( ૩૮ ).

પુરૂષ સ્ત્રીની સાથે પ્રેમથી મળે અને તેને આદરપૂર્વક આલિંગન આપે બન્ને સ્ત્રીપુરૂષ આનંદથી રમમાણ થાય અને સંતાન ઉત્પન્ન કરે. આ સ્ત્રીપુરૂષોની આયુષ્ય સવિતા અતિદીર્ઘ બનાવે. ( ૩૯ )

પ્રજાપાલક ઇશ્વર આ સ્ત્રીપુરૂષોમા સંતાન ઉત્પન્ન કરે તેજ દિવસરાત તેમને પ્રેમની સાથે એકત્રિત રાખે. વધૂમાં કોઈ દુષ્ટ દુર્ગુણ ન હોય અને ઉત્તમ શુભ ગુણવાળી સ્ત્રી જ પતિને પ્રાપ્ત કરે આ સ્ત્રીથી ઘરમા સર્વ દ્વિપાદ અને ચતુષ્પાદનું કલ્યાણ થાઓ ( ૪૦ )

*

यं बल्वजं न्यस्यथ चर्म चोपस्तृणीथन । तदा रोहतु सुप्रजा या कन्या विन्दते पतिम् ॥ २२ ॥
उप स्तृणीहि बल्वजमधि चर्मणि रोहिते । तत्रोपविश्य सुप्रजा इममग्निं सपर्यतु ॥ २३ ॥
आ रोह चर्मोप सीदाग्निमेष देवो हन्ति रक्षांसि सर्वा ।
इह प्रजां जनय पत्ये अस्मै सुज्यैष्ठ्यो भवत्पुत्रस्त एषः ॥ २४ ॥
वि तिष्ठन्तां मातुरस्या उपस्थान्नानारूपाः पशवो जायमानाः ।
सुमङ्गल्युप सीदेममग्निं संपत्नी प्रति भूषेह देवान् ॥ २५ ॥
सुमङ्गली प्रतरणी गृहाणां सुशेवा पत्ये श्वशुराय शंभूः ।
स्योना श्वश्र्वै प्र गृहान्विशेमान् ॥ २६ ॥
स्योना भव श्वशुरेभ्यः स्योना पत्ये गृहेभ्यः । स्योनास्यै सर्वस्यै विशे स्योना पुष्टायैषां भव ॥ २७ ॥

અર્થ— ( यं बल्वजं न्यस्यथ ) જે ચટાઇ નીચે પાથરે છે. ( च चर्म उपस्तृणीथन ) અને ચામડું ઉપર પાથરે છે ( या कन्या पतिं विन्दते ) જે કન્યા પતિને પ્રાપ્ત કરે છે, ( सुप्रजा तत् आरोहतु ) ઉત્તમ સંતાન ઉત્પન્ન કરનારી તેનાપર ચઢે. [ ૨૨ ]

( बल्वज उपस्तृणीहि ) પ્રથમ ચટાઇ પાથરી દો પશ્ચાત્ ( अधि चर्मणि रोहिते ) મૃગચર્મની ઉપર ( तत्र सुप्रजा उपविश्य ) ત્યાં સુપ્રજા ઉત્પન્ન કરનારી આ સ્ત્રી બેસીને ( इम अग्निं सपर्यतु ) આ અગ્નિની ઉપાસના કરે. [ ૨૩ ]

( चर्म आरोह ) આ ચર્મ પર ચઢ, ( अग्निं उप आसीद ) અગ્નિની નજીક બેસ ( एषः देवः सर्वा रक्षांसि हन्ति ) આ દેવ સર્વ રાક્ષસોનો નાશ કરે છે. ( इह अस्मै पत्ये प्रजां जनय ) અહીં આ પતિને માટે સંતાન ઉત્પન્ન કર. ( ते एषः पुत्रः सुज्यैष्ठ्य भवतु ) તારો આ પુત્ર ઉત્તમ શ્રેષ્ઠ બને [ ૨૪ ]

( अस्या मातुः उपस्थात् ) આ માતાની પાસે ( जायमाना नानारूपा पशवः वि तिष्ठन्तां ) ઉત્પન્ન થનારા અનેક પ્રકારના પશુઓ અહીં રહે ( सुमगली सपत्नी इमं अग्निं उपसीद ) ઉત્તમ મંગલ કામનાવાળી અને ઉત્તમ પતિની સાથે આ સ્ત્રી આ અગ્નિની ઉપાસના કરે અને ( इह देवान् प्रतिभूष ) અહીં દેવોની સેવા કરે, શોભા વધારે. [ ૨૫ ]

( सुमंगली ) ઉત્તમ મંગળ આભૂષણો ધારણ કરનારી ( गृहाणां प्रतरणी ) ઘરોને દુઃખથી દૂર કરનારી ( पत्ये सुशेवा ) પતિની ઉત્તમ સેવા કરનારી, ( श्वशुराय शंभू ) શ્વશુરને સુખ આપનારી, ( श्वश्र्वै स्योना સાસુને આનંદ આપનારી તુ ( इमान् गृहान् प्रविश ) આ ઘરોમાં પ્રવેશ કર [ ૨૬ ]

( श्वशुरेभ्यः स्योना भव ) સાસરાને માટે સુખ આપનારી થાઓ ( पत्ये गृहेभ्यः स्योना ) પતિ અને ઘરને માટે હિતકારિણી બનો ( अस्यै सर्वस्यै विशे स्योना ) આ સર્વ પ્રજા સમુહને સુખદાયિની, ( स्योना एषां पुष्टाय भव ) સુખ દાયક બનીને એ સર્વની પુષ્ટીને માટે જ હો [ ૨૭ ]

ભાવાર્થ—પ્રથમ ઘાસની ચટાઇ પાથરવામા આવે. તેના પર કૃષ્ણાજીન બિછાવવામા આવે જે સ્ત્રી પતિને પ્રાપ્ત કરે છે. તે સુપ્રજા ઉત્પન્ન કરનારી સ્ત્રી આ બિછાના પર ચઢે. ( ૨૨ )

પ્રથમ ચટાઇ પાથરો. તેના પર મૃગચર્મ પાથરો, તેનાપર બેસીને ઉત્તમ સંતાન ઉત્પન્ન કરનારી અગ્નિની ઉપાસના કરે ( ૨૩ )

તે ચર્મપર ચઢ અને અગ્નિની પૂજા કર. આ અગ્નિદેવ સર્વ દુષ્ટ રાક્ષસોનો નાશ કરે છે આ સંસારમા પોતાના પતિને માટે સંતાન ઉત્પન્ન કર આ તારો પ્રથમ પુત્ર ઉત્તમ શ્રેષ્ઠ બને ( ૨૪ )

જ્યારે આ સ્ત્રી માતા થશે ત્યારે તેની સાથે વિવિધ રંગ રૂપવાળા પશુઓ અને ગાયો રહેશે. આ સ્ત્રી ઉત્તમ મંગળ ધારણાની કામના કરીને અગ્નિની ઉપાસના કરે અને દેવોને સુંદર રીતે ભૂષિત કરે ( શણગારે ) ( ૨૫ )

ઉત્તમ મંગળ કામનાવાળી ઘરના લોકોને દુઃખથી છોડવનારી, પતિની સેવા કરનારી, શ્વશુરને સુખ આપનારી, સાસુનું હિત કરનારી સ્ત્રી પોતાના ઘરમા પ્રવેશ કરે ( ૨૬ )

सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत । सौभाग्यमस्यै दत्त्वा दौर्भाग्यैर्विपरेतन ॥ २८ ॥
या दुर्हार्दो युवतयो याश्चेह जरतीरपि । वर्चो न्वस्यै सं दत्ताथास्तं विपरेतन ॥ २९ ॥
रुक्मप्रस्तरणं वह्यं विश्वा रूपाणि बिभ्रतम् । आरोहत्सूर्या सावित्री बृहते सौभगाय कम् ॥ ३० ॥
आ रोह तल्पं सुमनस्यमानेह प्रजां जनय पत्ये अस्मै ।
इन्द्राणीव सुबुधा बुध्यमाना ज्योतिरग्रा उषसः प्रति जागरासि ॥ ३१ ॥
देवा अग्रे न्यपद्यन्त पत्नीः समस्पृशन्त तन्वस्तनूभिः ।
सूर्येव नारि विश्वरूपा महित्वा प्रजावती पत्या सं भवेह ॥ ३२ ॥

અર્થ— ( इयं सुमंगली वधूः ) આ સુમંગળયુક્ત વધૂ છે, ( सं एत, इमां पश्यत ) એકત્ર થાઓ અને તેને જુઓ ( अस्यै सौभाग्यं दत्वा ) તેને સૌભાગ્યનો આશીર્વાદ આપીને ( दौर्भाग्यैः वि परेतन ) દુષ્ટ ભાગ્યને દૂર કરતાં કરતાં પાછા જાઓ. [ ૨૮ ]

---

( या दुर्हार्दः युवतयः ) જે દુષ્ટ હૃદયવાળી સ્ત્રીઓ છે. ( याः च इह जरतीः अपि ) જે અહીં વૃદ્ધ સ્ત્રીઓ છે તેઓ ( अस्यै नु वर्चः स दत्त ) તેને નિશ્ચયપૂર્વક તેજ અર્પે. ( अथ अस्तं विपरेतन ) અને ઘેર પાછી જાય [ ૨૯ ]

( रुक्मप्रस्तरणं ) સભા માટેના બિછાનાથી યુક્ત ( विश्वा रूपाणि बिभ्रतं ) અનેક સુંદર સજાવટો ધારણ કરનારા ( कं वह्यं ) સુખદાયક રથપર ( सूर्या सावित्री बृहते सौभगाय आरोहत् ) સૂર્યા સાવિત્રી મહાન સૌભાગ્યને પ્રાપ્ત કરવા માટે ચઢેલ છે [ ૩૦ ]

( सुमनस्य माना तल्पं आरोह ) ઉત્તમ મનના ભાવ ધારણ કરનારી આ સ્ત્રી આ બિછાનાપર ચઢે. ( इह अस्यै पत्ये प्रजां जनय ) અહીં આ પતિને માટે સંતાન ઉત્પન્ન કરે. ( इन्द्राणी इव सुबुधा ) ઇન્દ્રાણીની જેમ ઉત્તમ જ્ઞાનવાળી બનીને ( ज्योतिः अग्राः उषसः बुध्यमाना ) જેના પછી સૂર્યનો પ્રકાશ આવવાનો છે એવી ઉષાની પહેલા જાગીને ( प्रति जागरासी ) નિદ્રાનો ત્યાગ કરીને ઉઠે [ ૩૧ ]

( अग्रे देवाः पत्नीः नि अपद्यन्त ) પૂર્વ સમયમાં દેવ લોકો પોતાની સ્ત્રીઓ સાથે સૂતા હતા ( तन्वः तनूभिः सं अस्पृशन्त ) પોતાના શરીરોથી સ્ત્રીઓના શરીરને સ્પર્શ કરતા હતા તે પ્રકારે હે ( नारि ) સ્ત્રી ! તુ ( इह ) આ સંસારમાં ( सूर्या इव ) સૂર્યપ્રભાની જેમ ( महित्वा विश्वरूपा ) મહત્ત્વથી અનેક રૂપવાળી બનીને ( प्रजावती पत्या संभव ) પ્રજાયુક્ત બનીને પતિની સાથે સંતાન ઉત્પન્ન કર [ ૩૨ ]

---

ભાવાર્થ— સર્વ મિત્રો એકત્ર બનીને અહીં આવે અને આ વધૂના દર્શન કરે આ વધૂ ઘણુજ કલ્યાણ કરનારી છે. તેથી તેઓ આ વધૂને શુભાશીર્વાદ આપીને, તેનુ જે દુર્ભાગ્ય છે તેને દૂર હટાવીને તેઓ પાછા પોતાને ઘેર જાય ( ૨૮ )

જે દુષ્ટ હૃદયવાળી અને ઘરડી સ્ત્રીઓ છે, તે પણ સર્વ સ્ત્રીઓ આ વધૂને પોતાનુ તેજ અર્પણ કરે અને પોતાને ઘેર પાછી ચાલી જાય. ( ૨૯ )

જેનાપર સોનેરી ઝીક અને કસબથી ભરેલા ગાદલા પાથરેલા છે તથા જેને વિવિધ હુન્નર અને કલાથી શણગારવામા આવ્યો છે તેવા રથપર ચઢીને વધૂ પોતાના પતિને ઘેર જાય અને મહાન સૌભાગ્ય પ્રાપ્ત કરે ( ૩૦ )

આ સ્ત્રી મનમા ઉત્તમ ભાવ ધારણ કરી શૈય્યાપર ચઢે અને પતિને માટે ઉત્તમ સંતાન નિર્માણ કરે ઉત્તમ જ્ઞાન સંપાદન કરીને ઉષઃકાળ પહેલાં જાગૃત થઇ નિદ્રાનો ત્યાગ કરી ઉઠી જાય ( ૩૧ )

પૂર્વ સમયમાં દેવો પણ પોતાની ધર્મપત્નીઓ સાથે સૂતા હતા, પોતાના શરીરથી સ્ત્રીના શરીરને આલિંગન કરતા હતા. તેજ પ્રમાણે આ સ્ત્રી પણ અનેક પ્રકારે પોતાના રૂપની સજાવટ કરીને ઉત્તમ પ્રજા નિર્માણ કરવાની ઇચ્છાથી પતિની સાથે મળીને રહે ( ૩૨ )

देवैर्दत्तं मनुना साकमेतद्वाधूयं वासो वध्वश्च वस्त्रम् ।
यो ब्रह्मणे चिकितुषे ददाति स इद्रक्षांसि तल्पानि हन्ति ॥ ४१ ॥
यं मे दत्तो ब्रह्मभागं वधूयोर्वाधूयं वासो वध्वश्च वस्त्रम् ।
युवं ब्रह्मणेऽनुमन्यमानौ बृहस्पते साकमिन्द्रश्च दत्तम् ॥ ४२ ॥
स्योनाद्योनेरधि बुध्यमानौ हसामुदौ महसा मोदमानौ ।
सुगू सुपुत्रौ सुगृहौ तराथो जीवावुषसो विभातीः ॥ ४३ ॥
नवं वसानः सुरभिः सुवासा उदागां जीव उषसो विभातीः ।
आण्डात्पतत्रीवामुक्षि विश्वस्मादेनसस्परि ॥ ४४ ॥
शुम्भनी द्यावापृथिवी अन्तिसुम्ने महिव्रते । आपः सप्त सुस्रुवुर्देवीस्ता नो मुञ्चन्त्वंहसः ॥ ४५ ॥

---

અર્થ—( देवैः दत्तं ) દેવોદ્વારા અપાએલું ( मनुना साकं ) મનુની સાથે પ્રાપ્ત થએલ ( एतत् वाधूयं वासः ) આ વિવાહના સમયનું વસ્ત્ર અને ( वध्वः च वस्त्रं ) જે વધૂનું વસ્ત્ર છે, તે ( यः चिकितुषे ब्रह्मणे ददाति ) જે જ્ઞાની બ્રાહ્મણને દાન કરવામાં આવે છે ( स इत् तल्पानि रक्षांसि हन्ति ) તે નિશ્ચયપૂર્વક શૈય્યાપર રહેલા રાક્ષસોનો નાશ કરે છે. [ ૪૧ ]

હે ( बृहस्पते ) બૃહસ્પતિ ! અને ( साकं इन्द्रः च ) સાથે રહેનારા ઇન્દ્ર ! તમો બન્ને ( वधूयोः वाधूयं वासः ) વધૂનું વિવાહ સમયનું વસ્ત્ર અને ( वध्वः च वस्त्रं ) જે વધૂનું વસ્ત્ર છે ( यं ब्रह्मभागं मे दत्त ) તે બ્રાહ્મણના ભાગને તમો બન્ને મને આપો છો ( युवं ब्रह्मणे अनुमन्यमानौ ब्रह्मणे दत्तं ) તમો બન્ને બ્રાહ્મણને પ્રદાન કરવાની સમ્મતિ આપનારા બ્રાહ્મણને ઉક્ત વસ્ત્ર પ્રદાન કરો છો. [ ૪૨ ]

( हसामुदौ महसा मोदमानौ ) હાસ્યવિનોદ કરનારા, મહત્ત્વના વિચારથી આનંદિત થનારા ( स्योनात् योनेः अधि बुध्यमानौ ) સુખદાયક શયન મંદિરમાંથી જાગીને ઉત્સાહ પૂર્વક ઉઠનારા, ( सुगू सुपुत्रौ सुगृहौ ) ઉત્તમ ઇન્દ્રિયો અને ગાયોથી યુક્ત, ઉત્તમ સંતાનોવાળા અને ઉત્તમ ઘરવાળા, ( जीवौ ) બે જીવ અર્થાત્ સ્ત્રી અને પુરુષ ( विभातीः उषसः तराथः ) પ્રકાશમય ઉષઃકાળવાળા દીર્ઘ આયુષ્યના દિવસો સુખપૂર્વક તરી જાવ ( પસાર કરે ) [ ૪૩ ]

હું ( नवं वसानः सुरभिः सुवासाः जीव ) નવું વસ્ત્ર પહેરીને, સુગંધી વસ્તુઓ ધારણ કરીને ઉત્તમ વસ્ત્ર પહેરનારા જીવધારી મનુષ્ય, ( विभातीः उषसः उदागाम् ) તેજસ્વી ઉષઃકાળમાં જાગું છું ( अण्डात् पतत्री इव ) ઇંડામાંથી નીકળનારા પક્ષીની જેમ હું ( विश्वस्मात् एनसः परि अमुक्षि ) બધાં પાપોથી મુક્ત થાઉં [ ૪૪ ]

( द्यावा पृथिवी अन्तिसुम्ने महिव्रते शुम्भनी ) દ્યાવા અને પૃથ્વી આ બન્ને લોકો નજીકથી સુખ આપનારા, મહાન નિયમોનું પાલન કરનારા, અને શોભાસ્પદ છે ( देवीः सप्त आपः सुस्रुवुः ) દિવ્ય સાત જળ પ્રવાહ વહેવા લાગ્યા છે ( ताः अंहसः नः मुञ्चन्तु ) તે જળ પ્રવાહો અમારા બધાનો પાપથી બચાવ કરે [ ૪૫ ] ( અથર્વ ૧૪।૨।૪૧ )

---

ભાવાર્થ— વધૂને પહેરવાને માટે લવાએલાં વસ્ત્રો વિદ્વાન બ્રાહ્મણોને દાનમાં આપવાથી શયનસ્થાનમાં ઉત્પન્ન થનારા કુસંસ્કાર દૂર થઇ શકે છે ( ૪૧ )

વધૂને પહેરવાને માટે લવાએલા વસ્ત્રો એ બ્રાહ્મણનો ભાગ છે તે અનુમતિપૂર્વક બ્રાહ્મણને આપવામાં આવે ( ૪૨ )

સ્ત્રીપુરુષ હાસ્ય વિનોદ કરતા કરતા સુખદાયક શયન મંદિરમાં નિદ્રા લઇને યોગ્ય સમયે જાગૃત થઇને ઉત્તમ ગાયોથી યુક્ત, ઉત્તમ પુત્રોથી યુક્ત, ઉત્તમ ઘરથી યુક્ત બનીને પોતાના દીર્ઘઆયુષ્યના સર્વ દિવસો આનંદપૂર્વક વ્યતીત કરે ( ૪૩ )

ઉત્તમ વસ્ત્ર ધારણ કરીને, સુગંધી દ્રવ્યો લગાડીને, શરીરને સુશોભિત બનાવીને હું એવા સદાચારથી રહીશ કે જેથી સર્વ પ્રકારના પાપ દૂર થઇ જશે ( ૪૪ )

દ્યુલોક અને પૃથ્વીલોક એ બન્ને સર્વને સુખ આપનારા છે, તેઓ પોતાના નિયમોથી ચાલે છે તેમના મધ્યમાં સાત પ્રવાહ વહી રહ્યા છે તે અમો સર્વને પાપથી બચાવે ( ૪૫ )

सूर्याय देवेभ्यो मित्राय वरुणाय च । ये भूतस्य प्रचेतसस्तेभ्य इदमकरं नमः ॥ ४६ ॥
य ऋते चिदभिश्रिषः पुरा जत्रुभ्य आतृदः ।
संधाता संधिं मघवा पुरूवसुर्निष्कर्ता विहृतं पुनः ४७ ॥
अपास्मत्तम उच्छतु नीलं पिशङ्गमुत लोहितं यत् ।
निर्दहनी या पृषातक्यस्मिन्तां स्थाणावध्या सजामि ॥ ४८ ॥
यावतीः कृत्या उपवासने यावन्तो राज्ञो वरुणस्य पाशाः ।
व्यृद्धयो या असमृद्धयो या अस्मिन्ता स्थाणावधि सादयामि ॥ ४९ ॥
या मे प्रियतमा तनूः सा मे बिभाय वाससः ।
तस्याग्रे त्वं वनस्पते नीविं कृणुष्व मा वयं रिषाम ॥ ५० ॥

---

અર્થ—( सूर्याय देवेभ्यः मित्राय वरुणाय च ) ઉદા, અગ્નિ ઇત્યાદિ દેવ, સૂર્ય, વરુણ તથા ( ये भूतस्य प्रचेतस ) જે પ્રાણીના જ્ઞાન દાતા દેવતાઓ છે ( तेभ्यः इद नम अकर ) તેમને માટે આ નમસ્કાર હું કરું છુ [ ૪૬ ] ( ઋ ૧૦।૮।૧૭ )

( य ऋते अभिश्रिषः ) જે ચેટાડ્યા વગર, તેમજ ( चित् जत्रुभ्यः आतृद ) ગરદનના હાડકામાં છેદ પાડ્યા સિવાય ( संधिं संधाता ) સાંધીને જોડનારો અને ( विहृत पुन निष्कर्ता ) ફાટી ગએલાને ફરીથી ઉત્તમ બનાવનાર ( पुरूवसु मघवा ) ઉત્તમ પુષ્કળ ધન આપનાર ઇશ્વર છે [ ૪૭ ]

( यत् नीलं पिशङ्ग उत लोहित तम. ) જે વાદળી, પીળી અથવા લાલ રંગની મલિનતા છે તે ( अस्मत् अप उच्छत ) અમારા બધાથી દૂર થાઓ ( या निर्दहनी पृषातकी अस्मिन् ) જે દહન કરનારી દોષસ્થિતિ તેમાં છે ( तां स्थाणौ अधि आ सजामि ) તેને આ થાંભલામાં પૂરી દઉં છુ [ ૪૮ ] ( ઋ ૮।૧।૧૨ )

( यावती कृत्या उपवासने ) જે હિંસા કૃત્ય ઉપવસ્ત્રમાં છે ( यावन्त राज्ञः वरुणस्य पाशा. ) જેટલા રાજા વરુણના પાશ છે. ( याः व्यृद्धय या असमृद्धय ) જે દરિદ્રતા અને ખરાબ સ્થીતિ છે ( ताः अस्मिन् स्थाणौ अधि सादयामि ) તે સર્વને હું આ થાંભલામાં સ્થાપન કરૂં છુ [ ૪૯ ]

( या मे प्रियतमा तनू ) જે મારૂં અત્યંત પ્રિય શરીર છે, ( सा मे वाससः बिभाय ) તે મારા વસ્ત્રથી ડરે છે તેથી હે ( वनस्पते ) વૃક્ષ ( अग्रे त्वं तस्य नीविं कृणुष्व ) પ્રથમ તું તેની ગાંઠ બનાવ જેથી ( वय मा रिषाम ) અમે દુ ખી ન થઇએ [ ૫૦ ]

---

ભાવાર્થ — સૂર્ય અન્યદેવ મિત્ર, વરૂણ ઇત્યાદિ સર્વને હું નમસ્કાર કરૂ છુ ( ૪૬ )

જે ઇશ્વર માનવી શરીરમા બે હાડકાઓને ચોટાડ્યા વગર અથવા છીદ્ર પાડ્યા વગર જોડે છે તેજ સર્વને જોડનારો છે. તે સર્વ તૂટી ગએલાને સારી રીતે ઠીક કરે છે ( ૪૭ )

જે સર્વપ્રકારનુ અમારૂ અજ્ઞાન છે તે સર્વ અમારામાંથી પૂર્ણપણે દૂર થઇ જાય જે હૃદયને દઝાડનારી દોષસ્થીતિ છે તે અમારાથી સર્વથી દૂર નાસી જાય ( ૪૮ )

જે કાઇ હીંસા અથવા મારફાડના કૃત્યો છે, જે દરિદ્રતા અને દુષ્ટ ( ખરાબ ) સ્થિતિઓ છે તે સર્વ અમારાથી દૂર થઇ જાય ( ૪૯ )

મારૂ શરીર સુડોળ અને રૂપપુષ્ટ છે, વસ્ત્ર ધારણથી તેની શોભા ઘટે છે, તો પણ જૂના વસ્ત્રોને સીવીને અમો ધારણ કરીએ છીએ, જેથી અમને કોઇપણ પ્રકારનુ કષ્ટ થાય નહિ ( ૫૦ )

ये अन्ता यावतीः सिचो य ओतवो ये च तन्तवः ।
वासो यत्पत्नीभिरुतं तन्नः स्योनमुप स्पृशात् ॥ ५१ ॥
उशतीः कन्यला इमाः पितृलोकात्पतिं यतीः । अव दीक्षामसृक्षत स्वाहा ॥ ५२ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । वर्चो गोषु प्रविष्टं यत्तेनेमां सं सृजामसि ॥ ५३ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । तेजो गोषु प्रविष्टं यत्तेनेमां सं सृजामसि ॥ ५४ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । भगो गोषु प्रविष्टो यस्तेनेमां सं सृजामसि ॥ ५५ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । यशो गोषु प्रविष्टं यत्तेनेमां सं सृजामसि ॥ ५६ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । पयो गोषु प्रविष्टं यत्तेनेमां सं सृजामसि ॥ ५७ ॥
बृहस्पतिनावसृष्टां विश्वे देवा अधारयन् । रसो गोषु प्रविष्टो यस्तेनेमां सं सृजामसि ॥ ५८ ॥
यदीमे केशिनो जना गृहे ते समनर्तिषू रोदेन कृण्वन्तोऽघम् ।
अग्निष्ट्वा तस्मादेनसः सविता च प्र मुञ्चताम् ॥ ५९ ॥
यदीयं दुहिता तव विकेश्यरुदद् गृहे रोदेन कृण्वत्यघम् ।
अग्निष्ट्वा तस्मादेनसः सविता च प्र मुञ्चताम् ॥ ६० ॥
यज्जामयो यद्युवतयो गृहे ते समनर्तिषू रोदेन कृण्वतीरघम् ।
अग्निष्ट्वा तस्मादेनसः सविता च प्र मुञ्चताम् ॥ ६१ ॥

---

અર્થ—( ये अन्ताः यावती सिचः ) જે ઝાલરો છે અને કિનારીઓ છે ( ये ओतवः ये च तन्तवः ) જે તાણો વાણો છે, જે સૂતર છે, ( यत् वास· पत्नीभि· उत ) જે વસ્ત્ર સ્ત્રીઓએ વણેલ છે ( तत् न स्योनं उपस्पृशात् ) તે અમારા શરીરને સુખ સ્પર્શ કરનારૂ બને [ ૫૧ ]

( उशतीः इमा· कन्यला. ) પતિની મનોકામના કરનારી આ કન્યાઓ ( पितृलोकात् पतिं यतीः ) પિતાના સ્થાનેથી પતિને ઘેર જતી ( दीक्षां अव सृक्षत, सु-आहा ) દીક્ષા વ્રતને ધારણ કરે. આ ઉત્તમ ઉપદેશ છે. [ ૫૨ ]

( बृहस्पतिना अवसृष्टां ) બૃહસ્પતિએ રચેલ આ દીક્ષા તો ( विश्वे देवाः अधारयन् ) સર્વ દેવોએ ધારણ કરેલ છે ( यत् वर्चः गोषु प्रविष्ट ) જે બળ ગાયોમાં પ્રવિષ્ટ થએલ છે, ( तेन इमां सं सृजामसि ) તેનાથી તેને સંયુક્ત કરીએ છીએ [ ૫૩ ]

બૃહસ્પતિએ રચેલ આ દીક્ષાને બધા દેવોએ ધારણ કરેલ છે. જે ( तेज.... भगः ..यशः...पय . रसः ] તેજ, ભાગ્ય, યશ, પય, અને રસ ગાયોમાં પ્રવેશ પામેલ છે તેનાથી તેને સંયુક્ત કરીએ છીએ [ ૫૪-૫૮ ]

( यदि इमे केशिनो जनाः ) જો આ લાંબાવાળ વાળા લોકો. ( ते गृहे समनर्तिषुः ) તારા ઘરમાં નાચતા રહે અને ( रोदेन अघं कृण्वती ) રડવાથી પાપ કરતા રહે. ( यदि इयं दुहिता ) જો આ પુત્રી ( विकेशी तव गृहे अरुदत् ) વાળ ખૂલ્લા રાખીને તારા ઘરમા રડની રહે અને રડીરડીને પાપ કરતી રહે ( यत् जामयः यत् युवतयः ) જે

---

ભાવાર્થ— અમારા સ્ત્રીવર્ગે જે ઉત્તમ વસ્ત્ર વણેલ છે, જેને સુંદર કિનારીઓ અને ઝાલરો લગાડેલી છે, તે વસ્ત્ર અમને સુખ આપનારૂ થાય ( ૫૧ )

આ કન્યાઓ ઉપવર થવાથી પતિની કામના કરે છે અને પતિની પાસે પહોંચે છે અર્થાત્ ગૃહસ્થધર્મની દીક્ષાઓ સ્વીકારે છે (૫૨)

આ ગૃહસ્થાશ્રમની દીક્ષા બૃહસ્પતિએ શરૂ કરી છે, જે બળ, તેજ, ભાગ્ય, યશ દૂધ અને રસ ગાયોમાં છે તે સર્વ આ ગૃહસ્થાશ્રમમા રહેનારાઓને પ્રાપ્ત થાય ( ૫૩-૫૮ )

यत्ते प्रजायां पशुषु यद्वा गृहेषु निष्ठितमघकृद्भिरघं कृतम् ।
अग्निष्ट्वा तस्मादेनसः सविता च प्र मुञ्चताम् ॥ ६२ ॥
इयं नार्युप ब्रूते पूल्यान्यावपन्तिका । दीर्घायुरस्तु मे पतिर्जीवाति शरदः शतम् ॥ ६३ ॥
इहेमाविन्द्र सं नुद चक्रवाकेव दंपती । प्रजयैनौ स्वस्तकौ विश्वमायुर्व्यश्नुताम् ॥ ६४ ॥
यदासन्द्यामुपधाने यद्वोपवासने कृतम् । विवाहे कृत्यां यां चक्रुरास्नाने तां नि दध्मसि ॥ ६५ ॥
यद्दुष्कृतं यच्छमलं विवाहे वहतौ च यत् । तत्संभलस्य कम्बले मृज्महे दुरितं वयम् ॥ ६६ ॥
संभले मलं सादयित्वा कम्बले दुरितं वयम् । अभूम यज्ञियाः शुद्धाः प्र ण आयूंषि तारिषत् ॥ ६७ ॥

---

બહેનો અને સ્ત્રીઓ તારા ઘરમાં રોતી રહી અને પાપ કરતી રહી ( यत् ते प्रजायां पशुषु यत् वा गृहेषु निष्ठित ) જે તારી પ્રજામાં, પશુઓમાં અને જે તારા ઘરમાં ( अघकृद्भि अघ कृत ) પાપિયોએ પાપ કર્યું છે ( अग्नि सविता च ) અગ્નિ અને સવિતા ( तस्मात् एनस त्वा प्रमुञ्चतां ) તે પાપથી તને બચાવે [ ૫૯-૬૨ ]

( इय नारी पूल्यानि आवपन्तिका ) આ સ્ત્રી રાંધેલા ધાન્યની આહુતિ આપે છે ( उप ब्रूते ) અને કહે છે કે ( मे पति दीर्घायुः अस्तु ) મારો પતિ દીર્ઘાયુ થાય, આ ( शरद शत जीवाति ) સો વર્ષ સુધી જીવન્ત રહે [ ૬૩ ]

હે ઇન્દ્ર ! ( चक्रवाका इव ) ચક્રવાક પક્ષીના જોડાની જેમ ( इमौ दम्पती इह स नुद ) આ પતિપત્નીને આ સંસારમાં પ્રેરિત કર. ( एनौ सु-अस्तकौ प्रजया ) આ બન્ને ઉત્તમ ઘરવાળા બનીને સંતાનની સાથે ( विश्व आयु व्यश्नुता ) સર્વ આયુષ્યનો ઉપભોગ લે [ ૬૪ ]

( यत् आसंद्यां ) જે બેઠક પર અથવા ખુરસીપર ( यत् उपधाने ) જે શૈયાપર અથવા જે ઓશિકાપર ( यत् वा उपवासने कृत ) જે ઉપવસ્ત્રપર કરવામાં આવેલ છે તથા ( विवाहे यां कृत्यां चक्रुः ) વિવાહમાં જે હિંસક પ્રયોગ કરવામાં આવ્યો હતો ( ता आस्नाने निदध्मसि ) તેને અમે સ્નાનથી ધોઇ નાખીએ છીએ [ ૬૫ ]

( यत् विवाहे यत् च वहतौ ) જે વિવાહમાં અને જે જાનના રથમાં ( दुष्कृत यत् शमल ) જે દુષ્ટ કૃત્ય અને મલિન કાર્ય કર્યું ( तत् दुरित संभलस्य कम्बले मृज्महे ) તે પાપ અમે કિનારવાળી કામળીથી ધોઇ નાખીએ છીએ [ ૬૬ ]

( संभले मल सादयित्वा ) કિનારા પર મળને નાખીને અને ( दुरितं कम्बले ) પાપને કામળીમાં મૂકીને ( वय यज्ञियाः शुद्धाः अभूम ) અમે યજ્ઞ કરવા યોગ્ય શુદ્ધ થઇએ તે ( न आयूंषि प्रतारिषत् ) અમારી આયુષ્યને દીર્ઘ બનાવે [ ૬૭ ]

---

**ભાવાર્થ—** જે વાળવાળા લોકો, જે કુમારિકાઓ, જે સ્ત્રીઓ રોકકળ કરીને પાપ કરે છે, જે પોતાના વાળ છુટ્ટા રાખીને આક્રંદ કરે છે, આવા પ્રકારનું સંતાનો અને પશુઓના સંબંધમાં ઘણા ઘરોમાં જે પાપ થાય છે તે સર્વ અમારાથી દૂર થઇ જાય (૫૯-૬૨)

આ નારી રાંધેલા અનાજનું હવન કરીને ઇશ્વરની પ્રાર્થના કરે છે કે મારો પતિ દીર્ઘાયુ બનીને સો વર્ષ સુધી જીવતો રહે (૬૩)

હે પ્રભુ ! પતિપત્ની એકબીજા સાથે હળીમળીને એક વિચારથી સાથે રહે ચક્રવાક પક્ષીના જોડલાની જેમ સાથે જ આનંદથી રહો ઉત્તમ ઘરબાર બનાવીને તથા ઉત્તમ પ્રજાનું નિર્માણ કરીને સંપૂર્ણ આયુષ્ય આનંદથી વ્યતીત કરે (૬૪)

બેઠક, ઓશિકું, પથારી વસ્ત્ર તથા વિવાહના વિષયમાં જે કાંઇ પાપ અથવા ઘાતક દોષ થાય છે તે બધા આત્મશુદ્ધિથી દૂર કરવામાં આવે (૬૫)

વિવાહમાં અને જાનમાં જે કાંઈ પાપ અથવા દોષ થતો હોય તે પણ વિચારપૂર્વક દૂર કરવામાં આવે (૬૬)

અમારા મળ તથા દોષ દૂર કરીને અમે બધા પૂજ્ય અને પવિત્ર બનીને તથા દોષરહિત થઈને દીર્ઘાયુ બનીએ (૬૭)

कृत्रिमः कण्टकः शतदन्य एषः । अपास्याः केश्यं मलमप शीर्षण्यं लिखात् ॥ ६८ ॥
अङ्गादङ्गाद्वयमस्या अप यक्ष्मं नि दध्मसि ।
तन्मा प्रापत्पृथिवीं मोत देवान्दिवं मा प्रापदुर्वन्तरिक्षम् ।
अपो मा प्रापन्मलमेतदग्ने यमं मा प्रापत्पितॄंश्च सर्वान् ॥ ६९ ॥
सं त्वा नह्यामि पयसा पृथिव्याः सं त्वा नह्यामि पयसौषधीनाम् ।
सं त्वा नह्यामि प्रजया धनेन सा संनद्धा सनुहि वाजमेमम् ॥ ७० ॥
अमोऽहमस्मि सा त्वं सामाहमस्म्यृक्त्वं द्यौरहं पृथिवी त्वम् ।
ताविह सं भवाव प्रजामा जनयावहै ॥ ७१ ॥
जनियन्ति नावग्रवः पुत्रियन्ति सुदानवः । अरिष्टासू सचेवहि बृहते वाजसातये ॥ ७२ ॥

---

અર્થ—( यः एषः शतदन् कृत्रिमः कंटकः ) જે આ સેંકડો દાંતાવાળો કૃત્રિમ દાંતિયો છે તે ( अस्याः शीर्षण्यं केश्यं मलं अप अप लिखात् ) તેના માથાના મળને દૂર કરે. [ ૬૮ ]

( वयं अस्याः अंगात् अंगात् यक्ष्मं ) અમે તેના પ્રત્યેક અંગમાંથી રોગોને ( अप निदध्मसि ) દૂર કરીએ છીએ ( तत् पृथ्वीं मा प्रापत् ) તે રોગ પૃથ્વીને પ્રાપ્ત થાય નહિ, ( उत देवान् मा ) અને દેવોને પ્રાપ્ત થાય નહિ ( दिवं उरु अन्तरिक्षं मा प्रापत् ) દ્યુલોક અને અન્તરિક્ષ લોકને પણ તે પ્રાપ્ત થાય નહિ. હે અગ્નિ ! ( एतत् मलं अपः मा प्रापत् ) આ જળમાં પણ પ્રાપ્ત ન થાય. ( यमं सर्वान् पितॄन् च मा प्रापत् ) યમને અને સર્વ પિતૃઓને પ્રાપ્ત ન થાય. [ ૬૯ ]

( त्वा पृथिव्याः पयसा संनह्यामि ) તને પૃથ્વીના પોષક પદાર્થથી યુક્ત કરું છું ( त्वा ओषधीनां पयसा संनह्यामि ) હું તને ઔષધિના પૌષ્ટિક સત્ત્વથી યુક્ત કરું છું. ( त्वा प्रजया धनेन संनह्यामि ) તને પ્રજા અને ધનથી યુક્ત કરું છું. ( सा संनद्धा इमं वाजं सनुहि ) તે તું સ્ત્રી ઉક્ત ગુણોથી યુક્ત થઈને આ બળને પ્રાપ્ત કર [ ૭૦ ]

( अहं अमः अस्मि ) હું પ્રાણ છું. અને ( सा त्वं ) તું શક્તિ છે. ( साम अहं ऋक् त्वं ) સામ હું છું અને ઋચા તું છે. ( द्यौः अहं पृथिवी त्वं ) દ્યુલોક હું છું અને પૃથ્વી તું છે ( तौ इह संभवाव ) તે અમો બન્ને એકત્રિત થઈએ અને ( प्रजां आ जनयावहै ) સંતાન ઉત્પન્ન કરીએ [ ૭૧ ]

( अग्रवः नौ जनियन्ति ) અવિવાહિત લોકો અમારી માફક વિવાહની ઇચ્છા કરે છે. ( सुदानवः पुत्रियन्ति ) દાતા લોકો પુત્રની કામના કરે છે. ( अरिष्टासू बृहते वाजसातये सचेवहि ) પ્રાણ જ્યાં સુધી રહે ત્યાં સુધી અમે બન્ને બળ પ્રાપ્તિને માટે સાથે સાથે હળીમળીને રહીએ [ ૭૨ ] ( ઋ ૭।૯૬।૧૪ )

---

ભાવાર્થ—દાંતિયાથી સ્ત્રીના માથાનો મેલ દૂર કરવામાં આવે અને તે સ્વચ્છ બનાવવામાં આવે ( ૬૮ )

આ પ્રમાણે સ્ત્રીના શરીરનો પ્રત્યેક ભાગ સ્વચ્છ કરવામાં આવે, પરન્તુ આ મેલ પૃથ્વી, અન્તરિક્ષ, આકાશ, જળ, વનસ્પતિ વગેરે પાસે ન જાય પરન્તુ તે એવી જગાએ દાટી દેવામાં આવે કે જ્યાંથી તે ફરીથી કોઈને ત્રાસ દે નહિ ( ૬૯ )

સ્ત્રીને પૃથ્વી અને ઔષધિઓના રસથી પુષ્ટ કરવામાં આવે. તેને ધન આપવામાં આવે, અને ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય સ્ત્રી બળશાલિની બની ઘરમાં વિરાજે. ( ૭૦ )

પુરુષ પ્રાણ છે અને સ્ત્રી ચેતના છે. પુરુષ સામગાન છે તો સ્ત્રી મંત્ર છે પુરુષ સૂર્ય છે તો સ્ત્રી પૃથ્વી છે તેઓ બન્ને મળીને આ સંસારમાં રહે અને ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરે ( ૭૧ )

અવિવાહિત સ્ત્રીપુરુષ પોતાના સહધર્માચરણ માટે યોગ્ય પુરુષ અને યોગ્ય સ્ત્રીની અપેક્ષા કરે છે જેઓ ઉદાર દાતા હોય છે તેમને જ ઉત્તમ સંતાનો થાય છે તેઓ મનુષ્ય બનીને ઉત્તમ બળથી પ્રાપ્તિ માટેનો પ્રયત્ન કરે ( ૭૨ )

य पितरो वधूदर्शा इमं वहतुमागमन् । ते अस्यै वध्वै संपत्न्यै प्रजावच्छर्म यच्छन्तु ॥ ७३ ॥
येदं पूर्वागन्रशनायमाना प्रजामस्यै द्रविणं चेह दत्त्वा ।
तां वहन्त्वगतस्यानु पन्थां विराडियं सुप्रजा अत्यजैषीत् ॥ ७४ ॥
प्र बुध्यस्व सुबुधा बुध्यमाना दीर्घायुत्वाय शतशारदाय ।
गृहान्गच्छ गृहपत्नी यथासो दीर्घं त आयुः सविता कृणोतु ॥ ७५ ॥

અર્થ—( ये वधूदर्शा पितरः ) જેવધૂને જોવાની ઇચ્છા કરનારા મોટા લોકો ( इमं वहतुं आगमन् ) આ જાનને જોવા માટે આવી ગયા છે ( ते अस्यै वध्वै संपत्न्यै ) તેઓ આ વધૂ અર્થાત્ ઉત્તમ પત્નીને માટે ( प्रजावत् शर्म यच्छन्तु ) પ્રજા યુક્ત સુખ પ્રદાન કરે [ ૭૩ ]

( या रशनायमाना पूर्वा इदं आ अगन् ) જે કે દોરાની જેમ સારાસબધવાળી પ્રથમ સ્ત્રી આ સ્થાનપર પ્રાપ્ત થઈ છે, ( अस्यै प्रजां द्रविणं च इह दत्त्वा ) તેને માટે અહીં સંતાન અને ધન આપીને ( तां अगतस्य पन्थां अनु वहन्तु ) તેને ભવિષ્યના માર્ગથી સુરક્ષિત રીતે લઈ જાય ( इयं विराट् सुप्रजा आत अजैषीत् ) આ વધૂ તેજસ્વિની અને ઉત્તમ પ્રજાવાળી બનીને વિજયી થાય [ ૭૪ ]

( सुबुधा बुध्यमाना ) ઉત્તમ જ્ઞાનયુકત જાગૃત રહીને ( शतशारदाय दीर्घायुत्वाय प्र बुध्यस्व ) સો વર્ષના દીર્ઘજીવન સુધી જાગૃત રહે, ( गृहान् गच्छ ) તારા પતિને ઘેર જા ( यथा गृहपत्नी असः ) ગૃહસ્વામિની જેવી બનીને રહે, ( सविता ते आयु दीर्घं कृणोतु ) સવિતા તારૂં આયુષ્ય દીર્ઘ બનાવે [ ૭૫ ]

ભાવાર્થ— નવવધૂને જોવા જાન જતી વખતે અનેક સ્ત્રીપુરૂષો એકત્રિત થાય છે, તેઓ બધા નવવધૂને સુસંતાન થાય એવો શુભ આશીર્વાદ આપે (૭૩)

જેવી રીતે દોરીમા કેટલા બધા સુતરના તાતણા ભેગા વણેલા હોય છે, તેવી રીતે ગૃહસ્થાશ્રમ એ સાથે મળીને રહેવાનો આશ્રમ છે ગૃહસ્થાશ્રમમા એકત્રિત થએલા સર્વ લોકો સ્ત્રીને ધન અને સુસંતાન પ્રાપ્ત થવાનો શુભાશીર્વાદ આપીને તેને શુભ માર્ગથી ચલાવે આ પ્રમાણે આ સ્ત્રી તેજસ્વિની, યશસ્વિની તથા સુસતાનયુક્ત બનીને વિજયી બને (૭૪)

સ્ત્રી વિદુષી થાય સવારમા પરોઢીએ ઉઠે સો વર્ષની દીર્ઘઆયુષ્ય માટે જ્ઞાનપ્રાપ્તિપૂર્વક પ્રયત્ન કરે, પોતાના પતિના ઘરમા રહે. પોતાના ઘરની સ્વામિની બનીને વિરાજે પરમાત્મા તેને દીર્ઘઆયુષ્યનુ પ્રદાન કરે (૭૫)

---

# વિવાહ—પ્રકરણ

## વૈદિક વિવાહનું સ્વરૂપ
### પ્રથમ સૂક્ત

અથર્વવેદના આ ચૌદમાં કાંડમાં વૈદિક વિવાહનું સ્વરૂપ અને વૈદિક વિવાહ પદ્ધતિ દર્શાવી છે. જે પાઠક તેમની વિવાહ પદ્ધતિનો વિચાર કરવા ઇચ્છતા હોય તેમણે આ બે સૂક્તોનુ વિશેષ રીતે મનન કરવુ જોઇએ પ્રથમ સૂક્તના પ્રારંભમાં પાંચ મંત્રો કેવળ સામાન્ય ઉપદેશ આપનારા છે. તેમાં સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, પૃથ્વી અને સોમ ઇત્યાદિનુ વર્ણન છે પરંતુ આ મંત્રોમાં આ દેવતાઓનું વર્ણન કરતી વખતે વિવાહનો તથા પતિપત્નીનો આદર્શ દર્શાવ્યો છે જુઓ—

### દ્યૌઃ તથા ભૂમિ

પ્રથમ મંત્રમાં ભૂમિને પત્નીને સ્થાને અને સૂર્યને અથવા દ્યુલોકને પતિને સ્થાને વર્ણવામાં આવેલ છે માનો કે સર્વની માતા પૃથ્વી છે અને સર્વના પિતા સૂર્ય છે આ સમસ્ત સંસાર

પૃથ્વી અને સર્વ આ માતા-પિતાના સંતાનરૂપે છે. આપણે બધા એક જ કુટુંબના સભ્યો છીએ. આ વિશ્વમાં જેટલાં મનુષ્યો છે તથા જેટલાં પશુપક્ષીઓ છે તે બધાં જ એક પરિવારના સભ્યો છે. સર્વ માનવોમાં તો ભાઈભાઈનો સંબંધ પ્રવર્તે જ છે. પતિનો આદર્શ સર્વ છે અથવા દ્યુલોક છે. દ્યુલોક એટલે ખગોળ જે સદા પ્રકાશિત રહે છે. તે બધાને પ્રકાશ આપે છે. તેજ પ્રમાણે પતિ પોતાના પરિવારને ઉત્તમ જ્ઞાનરૂપી પ્રકાશ આપે અને બધાં સંતાનોને જ્ઞાનવાન બનાવે. તે જ પ્રમાણે ભૂમિ સર્વને આધાર આપે છે, ફળો અને અન્ન આપીને સર્વને તૃપ્ત કરે છે. તે જ પ્રમાણે માતા પોતાના સર્વ સંતાનોને પોતાના પ્રેમનો આધાર આપે અને સર્વને ખાન-પાન દ્વારા યોગ્ય રીતે પુષ્ટ રાખે. આ પ્રમાણે વિચાર કરવાથી તથા દ્યાવાભૂમિના આદર્શોનું મનન કરવાથી સ્ત્રીપુરૂષના અથવા પતિપત્નીના આદર્શનો ઉપદેશ આ મંત્રમાં સ્પષ્ટ રીતે જણી શકાય છે.

ગૃહસ્થધર્મનો ' સત્ય ' આધાર છે. આ વાત આ સૂક્તનો આરંભ જ " સત્ય " શબ્દ દ્વારા કરીને દર્શાવેલ છે. સ્ત્રી-પુરૂષનો વ્યવહાર સત્યની મર્યાદામાં રહીને જ થવો જોઇએ, તેમાં અસત્ય, કપટ, છળ ઇત્યાદિનો પ્રવેશ પણ થવો ન જોઇએ. આથી જ આદર્શ ગૃહસ્થધર્મ જળવાઇ રહે છે. બીજું બળ " ઋત " છે. ઋતનો અર્થ સરળતા છે સત્ય અને ઋત આ બંને ઉન્નતિના નિયમ છે. સર્વ ધર્મ નિયમોનો એ સાર છે. ઋત અને સત્યનો ત્યાગ કરીને કોઇ પણ ધર્મ પોતાના સ્થાન પર સ્થીર રહી શકે નહિ.

### સોમ

દ્વિતીય મંત્રમાં ' સોમ ' ના મહાત્મ્યનું વર્ણન કરેલુ છે. આ સોમ સ્વર્ગમાં છે, પૃથ્વીપર છે અને નક્ષત્રોમાં પણ છે. પાઠક સમજી શક્યા હશે કે નક્ષત્રોમાં જે સોમ છે તે જ ચંદ્ર છે, તે સર્વ નક્ષત્રોની શોભા વધારે છે. રાત્રીને સમયે તો તેની શોભા અવર્ણનીય છે. તે શાન્તિનો આદર્શ છે. મનુષ્ય આ શાન્તિના આદર્શને હંમેશાં મનમાં ધારણ કરે અને શાન્ત રહે. ક્રોધ અને અશાન્તિ જેવા દુર્ગુણોને દૂર રાખે. આ આદર્શ સોમ દ્વારા પતિને માટે આ મંત્રમાં વ્યક્ત કર્યો છે.

પૃથ્વી પર પણ સોમ છે. અહીં સોમનો અર્થ ' વનસ્પતિ તથા અન્ન ' છે. આકાશના સોમના પૃથ્વીપરના આ પ્રતિનીધિઓ છે. આ પૃથ્વીપર રહેનારાં મનુષ્યો અને પશુ પક્ષીઓને તૃપ્ત કરે છે' પાઠક અહીં પૃથ્વીના સોમને અને આકાશના સોમને યથાવત્ જાણે. બંનેનાં નામ સોમ છે પરન્તુ બંને એક જ નથી. સોમના અનેક અર્થો છે અને સોમ શબ્દ દ્વારા અનેક પદાર્થોનો ઉલ્લેખ વેદમાં થાય છે. તેથી સર્વત્ર સોમ શબ્દથી એક જ પદાર્થનો અર્થ માનવો અયોગ્ય છે.

આગળ તૃતીય મંત્રમાં પૂર્વાર્ધમાં સોમરસનું પાન કરવાનું વર્ણન છે. આ સોમ પાન યજ્ઞમાં થાય છે, આ વાત બધા બરાબર જાણે છે. પરન્તુ આ મંત્રના ઉત્તરાર્ધમાં આગળ ઉપર વિશેષ અર્થમાં સોમપાનનો ઉલ્લેખ કર્યો છે. ત્યાં કહ્યું છે કે, " જે સોમપાન બ્રહ્મજ્ઞાની કરે છે, તે સોમપાન કોઇ અન્ય, સામાન્ય માનવી કરી શકતો નથી. " અહીંઆ આ સોમપાન બ્રહ્માનંદનું છે, જે માત્ર બ્રહ્મજ્ઞાની જ કરી શકે છે. આ પણ સોમ જ છે. આ પરમાત્માના અખંડ આનંદનો રસ છે. પરમાત્માને એક રસ તરીકે વર્ણવવામાં આવે જ છે. આ અન્તિમ અને અતિશ્રેષ્ઠ સોમપાન છે. ધર્મ આ સોમપાન માટે મનુષ્યને યોગ્ય બનાવે છે. સાધારણ મનુષ્ય આ સોમ-પાન કરી શકતો નથી, કારણ વિશેષ ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત થયા પછી જ આ સોમપાન થવું શક્ય છે.

પાઠક અહીં જોઇ શકશે કે પરમાત્માના અખંડાનન્દ રસરૂપ સોમના વિચાર સાથે સાથે વનસ્પતિના સોમ સુધીની અનેક સોમવિષયક કલ્પનાઓ વેદમાં દર્શાવવામાં આવી છે. આ બેની વચ્ચે બીજા બધા પ્રકારના સોમ આવી જાય છે. આ પ્રમાણે સોમપાનનું આ મહાત્મ્ય છે. અહીં આ વર્ણન કરવાનો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે ગૃહસ્થી લોકો પોતાના ઘરમાં સોમપાન કરે. સર્વ સાધારણ રીતે સોમપાનનો અર્થ ઔષધિ રસનું સેવન કરવાનો છે. આ પાન સર્વ ગૃહસ્થીઓ કરે. ગૃહસ્થીઓનું આ અન્ન છે. વનસ્પતિ, ધાન્ય, ફળ, શાક ઇત્યાદિનું સેવન ગૃહસ્થીઓના કુટુંબમાં થતુ રહે માંસ, ઇંડા, રક્ત વગેરેનું સેવન નિષિદ્ધ છે. પૃથ્વીમાતા જે સોમ રસથી સર્વની પુષ્ટિ કરે છે તે આજ વનસ્પતિનો સોમ છે. આ પ્રમાણે સર્વ ગૃહસ્થી કુટુંબોમાં વનસ્પતિરૂપી અન્ન હોવું જોઇએ એ વાત સ્પષ્ટ રીતે કહી છે.

આ પછી ઋષિ, મુનિ, સાધુસંત, ઇત્યાદિ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરતાં કરતાં પરમાત્માના આનંદનું રસપાન કરે છે તે વર્ણવેલું છે. આ પણ સોમ પાન જ છે. પરન્તુ સર્વ સામાન્ય ગૃહસ્થીઓમાં આ રસપાન કરવાની

હોય તેજ તેનું દાન કરી શકે. પુરૂષનું દાન કદી થઇ શકતું નથી. કારણ કે તે સ્વતંત્ર છે. કન્યાનું જ દાન અહીં કહેલું છે.

**सूर्यां सविता पत्ये अददात् ।** ( અથર્વ. ૧૪।૧।૯ )
**मह्य त्वाऽदुर्गार्हपत्याय देवाः ।**
( ઋ ૧૦।૮૫।૩૬, અથર્વ. ૧૪।૧।૫૦ )

આ બને સ્થળે અર્થાત્ ઋગ્વેદ અને અથર્વવેદમાં ( **अददात्, अदुः** ) કન્યાદાન જ લખેલું છે. તેથી જે લોકો એમ માને છે કે વૈદિક કાળમાં સ્ત્રીઓ સ્વતંત્ર હતી તે તેમની ભૂલ છે.

**न स्त्री स्वातंत्र्यमर्हति ।**

આ સ્મૃતિકથન વેદસંમત જ છે એમ અહીં પ્રતીત થાય છે. જે લોકો આ સ્મૃતિવચનનો ઉપહાસ કરે છે, તેઓ આ વેદવચનનું અધિક મનન કરે. સ્ત્રીઓ સ્વતંત્ર ન રહે. બાલ્યકાળમાં માતાપિતાની કેળવણીમાં રહે, વિવાહ થયા પછી પતિ પાસેથી કેળવણી લે વર કન્યાની માગણી વધૂના પિતા પાસે કરે અને પિતા ( **मनसा अददात्** ) પોતાના મનથી ( ઇચ્છાથી ) સંમતિ આપે. અને ત્યાર પછી વિવાહ થાય. કન્યા પોતાની ઇચ્છા પ્રમાણે પિતાની અનુમતિ સિવાય સ્વયંવર કરી શકે નહિ. વેદમાં અત્યાર સુધી સ્વયંવરના મંત્રો કોઇ પણ સ્થળે જોવામાં આવ્યા નથી. આથી એમ પ્રતીત થાય છે કે સ્વયવરની પ્રથા પાછળથી ચાલુ થઇ હશે. અસ્તુ.

આ પ્રમાણે કન્યાદાનપૂર્વક વિવાહ થયા પછી વધૂ પોતાના પતિને ઘેર ચાલી જાય છે તે વખતે ઉત્તમ સુદર રથ તૈયાર કરવામાં આવે તેમા ગાદીતકીયા મૂકવામાં આવે. રથને સુદર રીતે શણગારવામાં આવે. ઉત્તમ બળદો તેને જોડવામાં આવે. કોઇ ઘોડા જોડે તેને માટે પ્રતિબંધ નથી રથના પૈડાં પણ ( **शुची** ) સુદર, સ્વચ્છ અને શણગારેલાં હો. આ પ્રમાણે સર્વ પ્રકારે સુદર અને શણગારેલા, મનોરમ, સુખદાયી રથમાં બેસીને વધૂ પોતાના પતિના ઘર પ્રતિ ચાલી જાય.

### દાયજો

વિવાહ થવા પહેલાં વધૂના પિતા પોતાના જમાઇને માટે પોતાની શક્તિ પ્રમાણે ( **वहतुः** ) દાયજો ( કરીઆવર ) મોકલી આપે. મંત્ર ૧૩માં ( **गावः** ) ગાયો દાયજામાં આપવાનો ઉલ્લેખ છે. ગાયો જ ખરેખર મોટું ધન છે. બીજું ધન તેના કરતાં ઓછી યોગ્યતાવાળું છે. ગાયોના દૂધથી ઘરમાં સર્વ આબાલવૃદ્ધ માણસોને પોષણ મળે છે, આ માટે જ વધૂના પિતાએ પોતાની કન્યાના પતિને ઉત્તમ ગાયો આપવી અને આ ગાયો વિવાહની પહેલાં પતિને ઘેર પહોંચાડવી. ત્યાર પછી જ વિવાહ થાય અને ત્યાર પછી વધૂ પોતાના પતિને ઘેર જાય. ચંદ્ર મઘા નક્ષત્રમાં હોય ત્યારે દાયજો મોકલ્યો હોય તો ચંદ્ર ફાલ્ગુની નક્ષત્રમાં આવે ત્યારે વિવાહ થાય, ઘણું ખરૂં આ ગાળો ઓછામાં ઓછો પંદર દિવસનો હોય છે. વધારેમાં વધારે પંદરના વર્ગમાં જેટલા દિવસો આવે તેટલા માની શકાય. જમાઇને ઘેર ગાયો પહોંચ્યા પછી તેમને જમાઇના ઘરનાં માણસો સાથે માયા બંધાય ત્યાં સુધીનો સમય વીત્યા પછી વિવાહ થાય એવું કહેવાનું તાત્પર્ય છે. જ્યારે આ વધૂ પોતાના પતિને ઘેર ચાલી જશે ત્યારે તેને પોતાની પરિચિત ગાયો મળશે અને ગાયોને પણ તેમના પરિચયની સ્વામીની મળવાથી, પરસ્પરનો પ્રેમ હોવાથી વધૂને ત્યાં વધારે સરળતા જણાશે. આ પ્રમાણે કન્યાદાન પહેલાં ગાયોનું દાન વૈદિક વિવાહમાં એક મુખ્ય અંગ છે.

મંત્ર ૧૪ અને ૧૫માં કહ્યું છે કે વધૂપક્ષના બે માણસો ( **अश्विनौ** ) ઘોડા પર બેસીને વર પક્ષ પાસે પહોંચી જાય છે. વરને તે દાયજો સુપ્રત કરે છે. આ પ્રમાણે આ અરસપરસના મિલાપને બીજા કુટુંબીઓ સંમતિ આપે છે. આવી રીતે આ વિવાહ થાય છે અને સર્વનાતની તેમાં સંમતિ હોય છે. માગા વખતે, વિવાહ વખતે અને જાન જાય તે વખતે નાતના બધા માણસો તથા સજ્જનો ત્યાં હાજર રહે છે. આ વાત " **देवा** " પદથી સિદ્ધ થાય છે. સૂર્યદેવ અને સોમદેવના કુટુંબનાં માણસો તથા તેમની જાતના સજ્જનોને ( **देवाः** ) દેવો કહેવામાં આવે છે. આ પ્રમાણે મનુષ્યના વિવાહમાં વધૂ અને વરપક્ષના કુટુંબીઓ તથા નાતના લોકોએ હાજર રહેવું જોઇએ આ વાત આ વર્ણનથી સ્વયંસિદ્ધ બને છે. કારણ કે જેવી રીતે સૂર્યે પોતાની પુત્રી સૂર્યાના વિવાહ સોમની સાથે કર્યા તેવી રીતે જ માનવીઓએ પોતાની પુત્રીઓના વિવાહ કરવા જોઇએ. વસ્તુતઃ સૂર્યે પોતાની પુત્રી સૂર્યાના વિવાહ કર્યા એ હકીકત તો અલંકારિક ભાષાની છે. આ વર્ણન વેદમાં એટલા માટે કરવામાં આવ્યું છે કે તેને જોઇને લોકો પોતાનો વિવાહ આ વિધિને અનુસાર કરે. વેદનું આ રૂપક સૂર્યનાં કિરણો ચંદ્રમાને પ્રકાશિત કરે છે એ મૂળ સિદ્ધાંતને લક્ષમાં રાખીને રચવામાં આવ્યું છે. અને વિવાહના આવશ્યક સિદ્ધાંત આ આલંકારિક વર્ણનમાં ઉત્તમ રીતે

સંગ્રહિત કરવામાં આવ્યા છે

## જૂનો અને નવો સબંધ

મંત્ર ૧૭ અને ૧૮માં વધૂનો સબંધ પિતૃકુળથી કેવી રીતે છૂટે છે અને પતિના કુળની સાથે કેવી રીતે બંધાય છે, તેનું એમા ઉત્તમ વર્ણન છે

**इत वचनात् प्रमुञ्चामि, न अमुतः। ( મં ૧૭ )**
**इतः प્रमुञ्चामि न अमुत सुबद्धा करम्। ( મં ૧૮ )**

આ મંત્રોમાં સ્પષ્ટ કહ્યુ છે કે, " આ પુત્રીને અમે પિતૃકુળથી છોડાવીએ છીએ અને પતિકુળની સાથે એવી મજબૂત રીતે બાંધીએ છીએ કે તે પતિકુળથી કદી પણ ન છૂટી શકે" કન્યાનું પિતૃકુળથી છૂટા થવુ તો આવશ્યક છે જ, પરંતુ મોટો પ્રશ્ન તો અહીં એ થાય છે કે આ કન્યા પતિના કુળથી કોઇ પણ પ્રકારે છૂટી થઇ શકે કે કેમ? આ પ્રશ્નના ઉત્તરમાં વેદનુ કથન એવુ છે કે તે પતિના કુળથી કોઇ રીતે પોતાનો સબંધ છોડી શકતી નથી કોઇ પણ સ્થિતિમાં તેનો પતિકુળ સાથેનો સબંધ છૂટવો એ વૈદિકધર્મની દૃષ્ટિએ અસંભવ છે ઉક્ત મંત્રોમાં સુસ્પષ્ટરીતે જણાવ્યુ છે કે ( **न अमुतः सुबद्धा कर** ) તે છૂટી શકતો નથી. પતિકુળથી તો તેનો સબંધ બહુ જ મજબુત રીતે જોડ્યુ છુ આમ મજબુત રીતે જોડવાનો અર્થ એ કે તે પતિકુળથી કદી વિભક્ત થઇ શકે નહિ નિયોગની રીતિમાં પણ નિયુક્ત પુરૂષની સાથે સબંધ થવાથી પતિકુળનો સબંધ સુદૃઢ રહે છે અને સંતાન તો પૂર્વપતિના જ ગણાય છે પરંતુ પુનર્વિવાહ તો તદ્દન અશક્ય છે કારણ કે પુનર્વિવાહથી તો પતિના કુળનો સબંધ છૂટી જાય છે. આ કારણે વૈદિક ધર્મમાં સ્ત્રીના પુનર્વિવાહની સંભાવના સુદ્ધા નથી વૈદિક ધર્મી દ્વિજજાતિયોમાં તો તે સર્વથા અસંભવ જ છે

આજ કાલનો પતિત્યાગ ( ડાયવોર્સ ) અથવા પત્નીત્યાગ તો તદ્દન અવૈદિક છે આજકાલ યુરોપ અમેરિકાનુ અનુકરણ કરનારા કેટલાક થોડા લોકો વિવાહિત સબંધને ન્યાયાલયથી તોડવાના મતના દેખાય છે પરંતુ આ રીત વૈદિક ધર્મને અનુકૂળ નથી. સ્વયંવરની પ્રથામાં પણ પતિ-પરિત્યાગ અથવા પત્નીપરિત્યાગ મંજુર નથી, તો પછી બાલવિવાહના અનુસાર તો કેમ જ મંજુર ગણી શકાય? પૂર્વોક્ત મંત્રમાં ઉપમા આપી છે કે જેવી રીતે કોઇ ફળ ( **उर्वारुक बंधनात्** ) પરિપક્વ થવાથી વૃક્ષથી અથવા વેલાપરથી બંધનમાંથી છુટુ થાય છે, તેવી રીતે આ કન્યા પિતૃકુળના સબંધથી વિવાહને સમયે મુકત થઇ ગઇ છે તેનો સબંધ પતિ કુળથી થયો છે અને તે સબંધ સુબદ્ધ એટલે કે દસ્તર થઇ ચૂકયો છે, તેમાથી મૂકતતા મળી શકતી નથી અહીં પાઠક વૈદિક વિવાહની કલ્પના સારીરીતે મનમાં ગ્રહણ કરે આ સ્થિર સંબંધ છે, યૂરોપની માફક ક્ષણભંગુર નથી જ

આગળ ૧૯ માં મંત્રમાં કહ્યુ છે કે કન્યા વરુણના પાશથી પિતૃકુળની સાથે સુસંબંધિત થઇ હતી વિવાહને સમયે આ પાશ તોડી નાખવામાં આવ્યા છે વરુણના પાશ બીજી કોઇ રીતે તૂટી શકતા નથી પિતૃકુળથી સંબંધ તોડીને પતિના કુળ સાથે નવો સબંધ જોડવામાં આવ્યો છે પતિના કુળથી જે આ સબંધ જોડાયો છે ( **सह-सम्भलायै** ) સાથે સાથે સંભાળી રાખવા માટે પણ છે પતિના કુળના કુટુંબીઓ સાથે આ સ્ત્રીનુ પણ સંરક્ષણ થતું રહે અર્થાત્ આ કન્યા બાલ્યકાળમાં પિતૃકુળની સાથે પાશથી બાંધેલી હતી તે વરુણ દેવના પાશથી બાંધેલી હતી અને વરુણના પાશ એવા છે કે તે તોડવાનું સામર્થ્ય કોઇનામા હોતું નથી આ વરુણના પાશ વિવાહ વિધિથી તૂટી જાય છે પરંતુ તે વધૂ પતિકુળથી એવી બંધાઇ જાય છે કે તેમાંથી તે આમરણ પોતાનો સંબંધ છોડી શકતી નથી આ પતિકુળમાં રહેતી તે—

**ऋतस्य योनौ सुकृतस्य लोके स्योनम् ॥**
( મં ૧૯ )

" સત્યના સ્થાનમાં અને પુણ્યવાનોના સ્થાનમાં જે સુખ પ્રાપ્ત થઇ શકે છે તે તેને પતિને ઘેર પ્રાપ્ત થાઓ " તે પતિના ઘરમાં રહેતાં રહેતાં સત્યમાર્ગે ચાલે અને પુણ્ય કાર્ય કરતાં કરતાં સુખને પ્રાપ્ત કરે આ સ્ત્રીનો ધર્મ છે પતિ જીવીત હોય ત્યાં સુધી અથવા તેના મરણ પછી પણ સ્ત્રીનો આજ ધર્મ છે આ ધર્મથી તે પતિત ન થાય અને આ ધર્મનું આચરણ કરતા કરતા તે સુખને પ્રાપ્ત કરે સ્ત્રીનો સ્વતંત્ર આચાર અથવા સ્વેચ્છાચાર હમેશને માટે ત્યાજ્ય માન્યો છે સ્ત્રી પિતૃઘરમાં પણ સ્વતંત્ર નથી અથવા તો પતિના ઘરમાં પણ સ્વતંત્ર નથી અથવા ન તો તે પતિના મૃત્યુ પછી પણ સ્વતંત્ર થઇ શકે

કન્યાના બાલ્યકાળમાં તો સવિતા દેવે વરુણના પાશથી તેને પિતૃકુળ સાથે બાંધી રાખી હતી ( મં ૧૯ ) વિવાહ થયા પછી આ પાશ તો તૂટી ગયા, પરંતુ ભગ દેવતાએ

તેનો હાથ પકડીને તેને જાનના રથ સુધી ચલાવી, પછી તે જ્યારે પતિને ઘેર જવા માટે રથમાં બેઠી ત્યારે અશ્વિનોદેવ તેના રક્ષક બન્યા, ( મ ૨૦ ) જ્યાં સુધી આ વધૂ પતિના ઘરે પહોંચે નહિ ત્યાં સુધી અશ્વિનો દેવોના રક્ષણ નીચે તે હોય છે ત્યાર પછી—

**गृहान् गच्छ, गृहपत्नी यथाऽसो वशिनी त्वम् ॥ ( મ. ૨૦ )**

પતિ ઘેર આ નવવધૂ પહોંચે છે અને ત્યાં બધાને વશ કરનારી બનીને રહે છે તે પોતે પોતાની ઇન્દ્રિયો કાબૂમાં રાખે છે. ઘરના કુટુંબીઓને વશમાં રાખે છે અને તે પોતે મોટેરાઓની આજ્ઞામાં રહે છે પતિઘર પહોંચ્યા પછી આ પ્રમાણેનુ તેનું વર્તન હોય છે આ પ્રમાણે તે પિતૃગૃહે વરુણના પાશથી બંધાએલી રહે છે ત્યાં તે સ્વતંત્ર નથી તેના પર માતા અથવા પિતા દેખરેખ રાખે છે, દેવતાઓની દેખરેખ હોય છે. ત્યાર પછી તે પતિની દેખરેખ નીચે રહે છે આજકાલ યૂરોપ અમેરિકા અને વિશેષતઃ રશિયામાં જે પ્રકારની સ્વતંત્રતા સ્ત્રીઓને આપવામાં આવે છે તે પ્રકારની સ્વતંત્રતા વેદકાળમાં ભારતમાં સ્ત્રીઓને આપવામાં આવી નથી નિયમબદ્ધતામાં જેટલી હદસુધીની સ્વતંત્રતા મળી શકે તેટલી હદની સ્વતંત્રતા તો તેમને હતી જ વિદ્યા, કળા સંસ્કૃતિ ઇત્યાદિની પ્રાપ્તિ અર્થે જેટલી સ્વતંત્રતાની આવશ્યકતા હોય તેટલી તે તેમને મળતી જ હતી પરંતુ આજે કોલેજોમાં કુમાર, કુમારીઓને જે સાથે શિક્ષણ અપાય છે એ પદ્ધતિ વૈદિક સમયમાં ન હતી તે સમયે પ્રત્યેક કુમારી જરૂર પુરતું શિક્ષણ માતા પિતા પાસેથી મેળવતી અને પછીથી પતિ પાસેથી સ્વતંત્ર રીતે કોલેજ હોસ્ટેલોમાં રહીને અને કુમારોની સાથે હળીમળીને શિક્ષણ મેળવવુ તે ઘણુંખરૂ વૈદિક સમયમાં અસંભવિત જ હતું

### ગૃહસ્થાશ્રમનો આદર્શ

આગળ ૨૧થી ૨૩ મંત્રો સુધી ગૃહસ્થાશ્રમનું સુંદર વર્ણન છે પ્રત્યેક ગૃહસ્થીને આ સુખ મેળવવાનો અધિકાર છે જે ધર્મને અનુકૂળ રહીને ગૃહસ્થધર્મનું પાલન કરે તે આ સુખને પ્રાપ્ત કરી શકે છે

**( ૧ ) अस्मिन् गृहे गार्हपत्याय जागृहि । ( મ ૨૧ )**

" આ પતિના ઘરમાં પોતાનો ગૃહસ્થધર્મ જાગૃત રહીને પાળ " તારા ગૃહસ્થધર્મમાં જરા પણ અશુદ્ધિ ન આવવા દે દક્ષતાથી પોતાના પતિના ઘરમાં રહે અને તારૂં કર્તવ્ય કર

**( ૨ ) इह ते प्रजायै प्रियं समृध्यताम् । ( મ. ૨૧ )**

" આ ગૃહસ્થાશ્રમમાં રહીને તારાં સંતાનોનું પ્રિય, શુભ, અને કલ્યાણ કરવાનું તરૂં મુખ્ય કર્તવ્ય છે સુસંતાનો નિર્માણ કરવાં એ ગૃહસ્થનો ધર્મ છે. ગૃહસ્થધર્મરૂપી વૃક્ષનાં આ પુષ્પો અને ફળો છે તેમને સુયોગ્ય બનાવવા માટે જેટલો પરિશ્રમ કરવામાં આવે તેટલો થોડો છે માતાપિતાના સર્વ સંસ્કારો અંશરૂપે પણ સંતાનોમાં ઉતરે છે તેથી માતાપિતાની જવાબદારી છે કે તેમણે પોતામાં કોઇ અશુભ સંસ્કારો દાખલ થવા દેવા નહિ શરીરના રોગ, ખરાબ ટેવ અને અન્ય કુસંસ્કાર સંતાનોમાં અંશરૂપે ઉતરે છે તેથી માતા પિતા માટે એ આવશ્યક છે કે તેઓ પોતે પરિશુદ્ધ રહે અને શુભ સંસ્કારી સંતાનો ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે. આ પ્રમાણે પ્રયત્ન કરતાં કરતાં સંતાનોમાં શુભ સંસ્કારો જ ઉતરશે અને ક્રમશઃ પ્રજા સુધરેલી અને સુસંસ્કાર સમ્પન્ન બનતી જશે

**( ૩ ) एना पत्या तन्वं सं स्पृशस्व । ( મ ૨૧ )**

" આ પતિની સાથે આનંદથી પ્રસન્ન બનીને રહે " સર્વ પ્રકારના ધર્માનુકૂળ ઉપભોગો પ્રાપ્ત કર હંમેશાં પ્રસન્નતાથી આખા દિવસનું કામકાજ કરી દિવસ વ્યતીત કર દુઃખી, કષ્ટિ રહેવાથી એવુ ચિડીયાપણુ સંતાનોમાં દાખલ થશે તેટલા માટે જે ઐશ્વર્ય પ્રાપ્ત થયુ છે તેના ઉપભોગથી પ્રસન્ન ચિત્ત રાખી એ જ પ્રમાણે અન્યાન્ય પ્રસંગોમાં પણ અન્તઃકરણને સદા શુભવૃત્તિઓથી જ પરિપૂર્ણ રાખવુ યોગ્ય છે આ સંસારમાં રહેવાનો મુખ્ય નિયમ જ આ છે

**( ૪ ) अथ जिर्विः विदथ आ वदासि । ( મં ૨૧ )**

" આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહીને જ્યારે તારૂણ્ય ચાલ્યુ જાય અને વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થાય, અર્થાત્ ઘણા અનુભવો મેળવે ત્યાર પછી તારા એ અનુભવોનો ઉપદેશ બીજાઓને આપ ' વૃદ્ધ થઇને અનુભવ પ્રાપ્ત કર્યા સિવાય નહિ તે પહેલાનો સમય જ્ઞાન પ્રાપ્ત કરવાનો છે ઉપદેશ આપવાનો નથી ઉપદેશ આપવો એ અનુભવી વૃદ્ધોનું જ કાર્ય છે આ સંસારમાં પૂરતો અનુભવ પ્રાપ્ત કર્યાં પછી જ મનુષ્ય ઉપદેશ કરે તે પહેલાં જેઓ ઉપદેશ આપે છે તેથી લાભ થવાને બદલે હાનિ થવાની વધુ શક્યતા છે જેનો જેટલો અનુભવ

વધારે તેટલો તેને ઉપદેશ કરવાનો અધિકાર વધારે મળે છે.

( ૫ ) इहैव स्त, मा वियौष्ट, विश्वमायुर्व्यश्नुतम् ।
( મ. ૨૨ )

" પતિ-પત્ની આ ગૃહસ્થાશ્રમમાં સ્થિર રહે તેમનામાં વિયોગ ન થાય પૂર્ણ આયુષ્યની સમાપ્તિ સુધી તેઓ બન્ને એક વિચારથી રહે " આ વિવાહિત કુટુંબનો આદર્શ છે વિવાહ થતાની સાથે જ વૈવાહિક સંબંધોનો પરિત્યાગ કરવાની જે કુપ્રથા કેટલાક અનાર્ય દેશોમાં પ્રચલિત છે તેવી પ્રથા વૈદિક વિવાહમાં રજ માત્ર પણ છે નહિ વેદ તો એમ જ ઇચ્છે છે કે જે વિવાહ એક વખત થયો તે જીવનના અંત સુધી સ્થિર રહે, તેમા કોઇ પણ પ્રકારનો વિરોધ ઉત્પન્ન ન થાય ઝગડાઓ થઇને તેમના વૈવાહિક સંબંધો તૂટે નહિ

( ૬ ) स्वस्तकौ मोदमानौं पुत्रै नप्तृभिः क्रीडन्तौ ।
( મ ૨૨ )

" પતિપત્ની ઉત્તમ ઘરવાળા હોય, આનંદથી પ્રસન્ન રહીને પુત્રો તથા પૌત્રો સાથે હસતાં રમતાં સુખથી ગૃહસ્થાશ્રમનું કર્તવ્ય કરતાં રહે " ગૃહસ્થાશ્રમમાં રહેનારા દુખી ચિડિયા સ્વભાવવાળાં ન થતાં ચિત્તને આનંદથી પ્રસન્ન રાખીને સુખ સાથે પોતાનાં કર્તવ્યો ગૃહસ્થ લોકો કરતાં રહે

( ૭ ) સૂર્ય ચંદ્રના જેવા તેજસ્વી પુત્ર થાઓ ( મ. ૨૩ )

" જેવી રીતે સૂર્ય અને ચંદ્ર સર્વ જગતને પ્રકાશ આપનારા છે તેજ પ્રમાણે ગૃહસ્થના ઘરમાં ઉત્તમ તેજસ્વી સંતાન હો તેઓ વિવિધ રમતોમાં ( क्रीडन्तौ ) પ્રવીણ હો. ( मायया चरत ) કૌશલ્યની સાથે જગતમાં પરિભ્રમણ કરે, અર્થાત્ કુશળતાનાં કાર્યો કરે તેઓ કલાવાન બને અને વિશ્વનું ભ્રમણ કરનારા થાય પોતાની કલાનો ખુબ વિકાસ કરે " ઉક્ત ઉપમામાં ચંદ્રમા કલાયુક્ત હોય છે તેને કલાનિધિ કહેવામાં આવે છે તેવા જ તેઓ પણ કલાના નિધિ બને અને કળાકુશળતાથી પોતાની અને રાષ્ટ્રની ઉન્નતિ સિદ્ધ કરે, પોતાનાં સંતાનોને કળાકારીગિરીનું શિક્ષણ આપવું જોઇએ આ વાત અહીં સ્પષ્ટ થાય છે

### બ્રાહ્મણોને ધન અને વસ્ત્રદાન

મંત્ર ૨૫ માં ( ब्राह्मणेभ्यो वसु विभज शामुल्य च देहि ) ( મ ૨૫ ) બ્રાહ્મણોને ધનદાન અને વસ્ત્રનું દાન કરો આમ બ્રાહ્મણોને દાન કરવાની આજ્ઞા અહીં આપી છે. વિવાહ વખતે સુયોગ્ય વિદ્વાન્ બ્રાહ્મણોને ધન અને વસ્ત્ર આપવાં જોઇએ. ગાયો, જમીન ઇત્યાદિનું દાન પણ આપવું જોઇએ આ દાન વધૂની સમક્ષ આપવામા આવે અને તેનું સાત્વિક પરિણામ વધૂપર થાય. આ દાન આપવું જોઇએ એ હકીકત નવવધૂના મનપર બરાબર ઠસાવવી જોઇએ જો દાન આપવાનો ગુણ વધૂમાં ન હોય અને કેવળ ભોગભાવ તે વધૂનું મન વધુ પ્રમાણમાં લાગી જાય તો તે કુટુંબનો નાશ કરનારી એક રાક્ષસી જ સિદ્ધ થશે, આવી ભોગી સ્ત્રી—

पद्या पद्धता कृत्या जाया पतिं विशते ॥ ( મ ૨૫ )

" આ એક બે પગવાળી વિનાશક રાક્ષસી ભાર્યારૂપથી પતિના ઘરમાં પ્રવેશ કરે છે " જે સ્ત્રીના મનપર દાન આપવાનો ભાવ પ્રતિબિમ્બિત થયો નથી તેવી ભોગેચ્છુ સ્ત્રી એવી જ એક ઘાતકી રાક્ષસી માનવી જોઇએ ગૃહસ્થીનું ભૂષણ ઉદાર સ્ત્રી છે ઉદારતાનું શિક્ષણ તે સ્ત્રીને તેના પિતાના ઘરમાં તેમજ તેના પતિના ઘરમાં મળવું જોઇએ અને એટલા માટેજ દાન આપવાનું મહત્ત્વ તે સ્ત્રીના મનપર બરાબર ઠસાવવું જોઇએ ગૃહશિક્ષણનો આ એક અતિ મહત્ત્વનો ભાગ છે જેનામાં દાનની ભાવના જાગૃત થઇ નથી તે ( कृत्या सक्ति ) તેનામાં વિનાશ અથવા મારફાડ કરવાની વૃત્તિ પ્રગટ થાય છે કોઇ પણ સ્ત્રીમાં આવી ક્રૂર બુદ્ધિ ઉત્પન્ન થાય નહિ એટલા માટે દાનની બુદ્ધિ વધૂમાં વૃદ્ધિ પામવી જોઇએ જો એમ ન થાય અને પત્ની સ્વૈરાચરણ કરનારી બની ગઇ તો અન્તમાં પતિકુળનો જ નાશ થાય છે

वर्धन्ते अस्या ज्ञातय, पतिर्बन्धेषु बध्यते ॥
( મં ૨૬ )

" તેની નાતમાં કલહ પ્રબળ બને છે અને અંતમાં બિચારો પતિ કલહનાં બંધનમાં બંધાઇ જાય છે " આ માટેજ કન્યામાં અને વધૂમાં પ્રથમથી જ દાન આપવાની બુદ્ધિ, પરોપકાર કરવાની બુદ્ધિ સ્થિર હોવી જોઇએ પોતાના સુખનો ત્યાગ કરીને પણ સજ્જનોની સેવા કરવાની બુદ્ધિ સ્થિર હોવી જોઇએ. ધર્મસેવા, રુગ્ણસેવા ઇત્યાદિ સેવા ભાવ સર્વમાં વૃદ્ધિ પામે અને આ સેવાથી જ સર્વ દ્વેષભાવ દૂર થશે આ વાત સર્વ લોકો જાણે

### પુરૂષ સ્ત્રીનાં વસ્ત્રો ન પહેરે

મંત્ર ૨૭ માં કહ્યું છે કે, પુરૂષ કદી સ્ત્રીના વસ્ત્રો ન પહેરે પુરૂષનું શરીર ગમે તેટલું સુંદર હોય પરંતુ સ્ત્રીનું વસ્ત્ર પહેરવાથી તે અવીર બની જાય છે, શોભારહિત બની જાય છે

આ નિષેધ સ્ત્રીએ એકવાર પહેરેલાં વસ્ત્રો પુરુષોએ પહેરવાં જોઈએ નહિ એમ છે કે નાટકમાં જેમ પુરુષો સ્ત્રીઓનાં કપડાં પહેરે છે તે કાર્યનો નિષેધ છે એ એક વિચારણીય પ્રશ્ન છે પાઠક તેનો વધુ વિચાર કરે કુટુંબમાં પતિ કદી સ્ત્રીનાં કપડાં ન પહેરે એ બોધ અહીં છે એ વાત નિઃસંદેહ છે આવા પ્રકારનો નિષેધ સ્ત્રીએ પુરુષનાં કપડાં ન પહેરવાં એવા વિષયમાં જોવામાં આવતો નથી, આ બીના વિશેષ મનન કરવા યોગ્ય છે આથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીએ પહેરેલાં વસ્ત્રો આરોગ્યની દૃષ્ટિએ ફરી પહેરવાને લાયક હોતાં નથી અહીં સ્ત્રીનાં વસ્ત્રો બીજી સ્ત્રી પહેરે કે ન પહેરે એ વિષયમાં પણ નિષેધ નથી સ્ત્રીનાં વસ્ત્રો પુરુષ ન પહેરે એ વાત અહીં સ્પષ્ટ અથવા અસંદિગ્ધ છે પાઠક આ વાતનો અધિક વિચાર કરે અને નિશ્ચય કરે

વિવિધ પ્રકારનાં વસ્ત્રો પહેરવાથી સ્ત્રીના રૂપમાં વિશેષ શોભા ઉત્પન્ન થાય છે એમ મં ૨૮ માં કહેલું છે (आशसन) કિનારીવાળું વસ્ત્ર (विशसन) માથાપર ઓઢવા યોગ્ય ઓઢણી અને (अधिविकर्तन) આ સર્વાંગ પર ઓઢવાનું વસ્ત્ર છે સ્ત્રીઓનાં પહેરવાનાં આ ત્રણ વસ્ત્રો છે આ વસ્ત્રોના વિવિધ રંગરૂપથી સ્ત્રીઓના રૂપરંગને સુંદરતામાં પણ વૃદ્ધિ થાય છે

### કન્યાના ગુરુ

કન્યાને કેવી જાતની કેળવણી મળવી જોઈએ એ પણ એક મહાન વિકટ પ્રશ્ન છે આજકાલ કન્યાઓ અને કુમારો એક જ પાઠશાળામાં શિક્ષણ લે છે, અને તેમનો અભ્યાસક્રમ પણ એક સરખો જ હોય છે વાસ્તવિક રીતે જોવામાં આવે તો પુરુષો અને સ્ત્રીઓનાં કાર્યો આ સંસારમાં વિભિન્ન હોય છે તેથી એક જ પ્રકારનો અભ્યાસક્રમ બન્ને માટે સરખો લાભદાયી થવાનો નથી આજકાલ સ્ત્રીઓનું પુરુષીકરણ થઈ રહ્યું છે અને પુરુષોનું સ્ત્રીકરણ થઈ રહ્યું છે મિશ્ર અભ્યાસક્રમ અને સહશિક્ષણનો આ દોષ છે વેદના ઉપદેશ મુજબ સ્ત્રી અને પુરુષનો શિક્ષણક્રમ ભિન્ન હોવો જોઈએ સ્ત્રીઓને મુખ્યત સૂપશાસ્ત્ર એટલે કે રસોઈના વિષયોનું વધુ જ્ઞાન હોવું જોઈએ (एतत् तृष्ट) આ પદાર્થ તૃષા ઉત્પન્ન કરનારો અર્થાત્ પિત્તકારક છે (एतत् कटुक) આ કડવું છે, (एतत् अपाष्ठवत् विषवत्) આ પદાર્થ સ્વાસ્થ્ય બગાડનારો છે, આ પદાર્થ વિષની માફક મૃત્યુ ઉત્પન્ન કરનારો છે, (एतत् अत्तवे न) આ પદાર્થ ખાવા યોગ્ય નથી આ પ્રકારનું નિષિદ્ધ પદાર્થોનું જ્ઞાન કન્યાઓના અભ્યાસક્રમમાં હોવું જોઈએ તેમજ ખાવાયોગ્ય પૌષ્ટિક અને સાત્વિક પદાર્થોનું પણ યોગ્ય જ્ઞાન સ્ત્રીઓને શીખવવામાં આવે સ્ત્રીઓપર બાળબચ્ચાંઓના લાલનપાલનની જવાબદારી હોય છે તેથી તેમને ભક્ષ્ય ભોજ્ય લેહ્ય, પેય, ઇત્યાદિ ખાદ્ય પદાર્થોનું ઉત્તમ જ્ઞાન હોવું અત્યંત આવશ્યક છે આ પ્રકારનો અભ્યાસક્રમ સ્ત્રીઓને માટે હોવો જોઈએ અને તેમનાપર ભવિષ્યમાં જે કાર્યનો બોજો આવી પડવાનો છે તેને ઉપાડવાની અને જવાબદારી પૂર્ણ કરવાની યોગ્યતા તેમનામાં ઉત્પન્ન કરવી જોઈએ

જે ગુરુ આ પ્રકારનું શિક્ષણ કન્યાઓને આપે છે તેને કન્યાના વિવાહ પ્રસંગે વસ્ત્રોનું દાન કરવું એ યોગ્ય છે

આ પ્રમાણે ૩૦ મા મંત્રમાં કહ્યું છે કે જે ગુરુ (प्रायश्चित्तिं अध्येति) ચિત્તશુદ્ધિ કરવાનો ઉપદેશ આપે છે, ચિત્ત ખરાબ રસ્તે જવા માંડે ત્યારે તેને ધર્મ માર્ગપર લાવવાનો વિવેક જે સદ્ગુરુની કૃપાથી મનમાં ઉત્પન્ન થાય છે તે સદ્ગુરુનો સન્માન અવશ્ય થવો જોઈએ તે કન્યાના વિવાહ વખતે (सुमंगल स्योन वास) ઉત્તમ મંગળ અને શુભ વસ્ત્ર તે બ્રાહ્મણને અવશ્ય આપવામાં આવે, જેણે તે કન્યાને પૂર્વોક્ત જ્ઞાન આપ્યું છે, ભણાવી છે અને ઉત્તમ પ્રકારે શિક્ષણ આપ્યું છે કારણ કે આ જ્ઞાનથી (येन जाया न रिष्यति) તે સ્ત્રીનું પતન થતું નથી તે સુશિક્ષિત સ્ત્રી પોતાના ધર્મ પથમાં રહીને સર્વને આનંદ આપે છે આ શિક્ષણનો પ્રભાવ છે આવું શિક્ષણ સ્ત્રીને આપવું જોઈએ

સ્ત્રીને જો યોગ્ય શિક્ષણ ન આપવામાં આવે તો તે પોતાના પતિના કુળનો નાશ કેવી રીતે કરી શકે છે તેનું વર્ણન મંત્ર ૨૫–૨૬ માં પૂર્વ ભાગમાં કરેલું છે આથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીના સુશિક્ષણની અત્યંત આવશ્યકતા છે શિક્ષણ ન મળવાથી ઘણાંજ ભયંકર અને ગુંચવણ ભરેલાં પરિણામો આવે છે

### સદ્વ્યવહારથી ધન કમાઓ

ગૃહસ્થાશ્રમમાં ધનની આવશ્યકતા હમેશાં રહે જ છે કોઈ પણ કાર્ય ધન વગર થઈ શકતું નથી તેથી ગૃહસ્થે ધન કમાવવું એ અત્યંત આવશ્યક છે આ ધન કેવી રીતે કમાવવું

જોઈએ એ એક મહાન સમસ્યા ગૃહસ્થની સન્મુખ હરહમેશ ઉભી રહેય છે તેનો ઉત્તર ૩૦ મા મંત્રમાં આપવામાં આવ્યો છે

( ऋत-उद्येषु ऋत वदन्तः ) સરળ વ્યવહારમાં સરળ ભાષણ કરો તેમાં છળ કપટ હોવુ જોઈએ નહિ સર્વ પ્રથમ વાંકાચુંકા વ્યવહારમાં દાખલ થવુ ન જોઈએ જે કાંઈ વ્યવહાર કરવો હોય તે સરળતાથી કરો અને તે વ્યવહાર કરતી વખતે પણ સરળ ભાષણ કરો, અને આ પ્રમાણે ધર્માનુકૂળ સરળ વ્યવહાર કરીને ( समृद्ध मगं समस्त ) પણું જ ધન પ્રાપ્ત કરો તમારે મારે જેટલા ધનની આવશ્યકતા હોય તેટલુ ધન કમાઓ ધર્માનુકૂળ વ્યવહાર કરવાથી નિઃસંદેહ યશ પ્રાપ્ત થશે, અને સમૃદ્ધિ પણ થશે

પતિપત્ની પોતાના ઘરમાં પ્રેમપૂર્વક રહે ( सभल वाच वाच वदतु ) પોતાની ધર્મપત્ની સાથે મીઠું ભાષણ કરે, મંગળ શબ્દો બોલે, અને સુંદર વાણીથી સત્કાર કરે તથા ( अस्यै पतिं रोचय ) આ રીતે પતિના વિષયમાં ખૂબ જ રૂચિ રહે ઘણો જ પ્રેમ પરસ્પરમાં હોય, આ પ્રમાણે બન્ને પ્રેમથી સાથે રહે, વ્યવહાર કરે અને ઉન્નતિ સાધે

### ગૌરક્ષા

મંત્ર ૩૨ માં અને ૩૩ માં ગૃહસ્થે ગૌરક્ષા કરે એ વિષયનો ઘણો જ ઉપયોગિ ઉપદેશ છે ગાયો એ ગૃહની શોભા છે બાળકોની ઉન્નતિ તેમનાથી જ થાય છે સર્વ પ્રકારનો ઉત્કર્ષ ગાયોથી જ થાય છે, એટલે ગોપાલન એ ગૃહસ્થનો ધર્મ છે

### સરળ માર્ગ

સર્વને માટે ચાલવાના માર્ગ સરળ અને નિષ્કંટક હોય, આ વિષયમાં ૩૪ મા મંત્રનો આદેશ ધ્યાનમાં રાખવા જેવો છે—

पन्थानः अनृक्षरा ऋजवः सन्तु ॥ (મં ૩૪)

" માર્ગ કંટકરહિત અને સરળ હોય " ઘેર પહોંચવાના માર્ગ, ઘરની આસપાસના માર્ગ, રાષ્ટ્રમાં જવા આવવાના સર્વ માર્ગો નિષ્કંટક અને સરળ હોય તેમનામાં બનેત્યાં સુધી વાંકાપણુ (વળાંક) ન હોય, મનુષ્યના વ્યવહારના માર્ગ પણ સરળ જ હોય અહીં માત્ર જવાના અને આવવાના જ માર્ગો સરળ હોય એમ કહેવાનું તાત્પર્ય નથી, કારણ કે આ માર્ગો તો જેવી જાતની ભૂમિ હશે તેવા બનશે પરંતુ મનુષ્યોના વ્યવહારમાર્ગ સરળ હોવા જોઈએ, એ વાત વિશેષ પૂર્વક અહીં કહી છે. તેમાં કાંટા ન પાથરવામાં આવે, આજકાલ રાષ્ટ્રના અને સમાજના વ્યવહાર જોવાથી એમ જણાઈ આવે છે કે મનુષ્ય પોતે જ પોતાની મતિહીનતા તે લીધે પોતાના માર્ગ પર કાંટા પાથરે છે અને જવા સીધો અને સરળ વ્યવહાર થવાની શક્યતા છે ત્યાં પણ વક્રરીતે વ્યવહાર કરે છે અને તેને લીધે સુખ પ્રાપ્તિને બદલે હમેશાં દુઃખ પ્રાપ્ત કરે છે આ પ્રમાણે આ ગૃહસ્થી પોતાના માર્ગ માં કાંટા ન પાથરે એ ઉપદેશ વેદ અહીં ગૃહસ્થાશ્રમના પ્રારંભમાં આપે છે સર્વ ગૃહસ્થો આ ભાષણ અવશ્ય સ્મરણમાં રાખે આ પ્રકારનાં સરળ સીધા માર્ગ પર ચાલવાથી ( धाता भगेन वर्चसा स सृजतु ) પરમેશ્વર ધન અને તેજ આપે તે પરમેશ્વર સરળ વ્યવહાર કરનારને અવશ્ય આ કૃપા આપે જ છે તેમાં કોઈએ સંદેહ રાખવાની આવશ્યકતા છે જ નહિ પરમેશ્વરની સહાય પ્રાપ્ત કરવાનો માર્ગ પણ સીધો અને નિષ્કંટક છે એજ ધર્મમાર્ગ છે આ માર્ગ પર ચાલવાથી સુખધામને પહોંચી શકાય છે. આ પ્રકારે આ મંત્રનો ઉપદેશ ખૂબ જ મનન કરવા યોગ્ય છે, અને પ્રત્યેક ગૃહસ્થે તે સદા ધ્યાનમાં રાખવા યોગ્ય છે, કારણ કે પ્રત્યેકની ઉન્નતિ સરળ અને નિષ્કંટક માર્ગથી જ થવાનો સંભવ છે ઉન્નતિનો બીજો કોઈ માર્ગ જ નથી

### તેજસ્વી બનો

ગૃહસ્થ તેજસ્વી બને, ઉત્સાહી બને, કદી પણ નિરૂત્સાહિ ન થાય ગૃહસ્થનો ધર્મ જ ઉત્સાહ છે આ તેજસ્વી મનુષ્યોનો ધર્મ છે, એટલે વેદ ઉપદેશ આપે છે કે ગૃહસ્થ તેજસ્વી બને અહીં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે ગૃહસ્થ તેજસ્વી શી રીતે બને ? તેના ઉત્તરમાં વેદ કહે છે કે—

यत् वर्चः अक्षेषु सुरायाम् ॥ (મં ૩૫)

' જે તેજ આંખોમાં અથવા જુગારના પાસાઓમાં અથવા મદ્યમાં રહેલુ છે " તે તેજ આ ગૃહસ્થમાં આવે આ વાંચીને પાઠક એમ કહેશે કે આ શો અનર્થ છે વેદ આવો ઉપદેશ કેમ આપે છે ? આ ઉપદેશથી વેદ શુ ગૃહસ્થને જુગારી મદ્યપી બનાવવા માગે છે ? પરન્તુ અહીં તેજસ્વી ઉત્સાહનું વર્ણન છે કયા લોકમાં તેજસ્વી ઉત્સાહ અત્યધિક દેખાય છે, ઉત્તરમાં એમ જ કહેવુ પડશે કે જુગારી અને દારૂડિયા લોકોમાં ઉત્સાહ ઉત્કટતાથી દેખાય છે કારણ કે જુગાર

રમવાનો સરકારી પ્રતિબંધ છે, જુગારીઓને સરકારી અમલદારો પકડે છે, ન્યાયાલયમાં તેમને દંડ થાય છે અને અંતમાં તેમને સજા પણ થાય છે ઘરના માણસો તેના વિરોધી હોય છે, કુટુંબ અને તેના કુટુંબીઓ ચાહે છે કે તે જુગાર ન રમે તો પણ જુગારી માણસ રાતને વખતે અંધારામાં લપાતો છૂપાતો, કષ્ટ સહન કરતો, ભૂખ્યો તરસ્યો જુગાર, ખાનામાં જાય છે. તેને કોઇનો ભય નથી હોતો તે પોતાના નિશ્ચયને અતૂટ રીતે વળગી રહે છે તે પોતાના નિશ્ચયથી કદી ચલાયમાન થતો નથી આ તેનો નિશ્ચય, પ્રયત્ન અને ઉત્સાહ તથા એકાગ્ર મન જોવા જેવું નથી શું ? જે તેજસ્વી ગુણ તે પાસાની રમતમાં લગાડે છે તે ગુણ જો તે શ્રેષ્ઠ પુરુષાર્થના કાર્યમાં લગાડે તો તેનો બેડો પાર થઇ જાય તેમાં શી શંકા ? તેથી વેદ કહે છે કે જે તેજ અને ઉત્સાહ તથા નિશ્ચય જુગારી લોકો પોતાની રમતમાં દર્શાવે છે તે તેજ અને ઉત્સાહ ગૃહસ્થ પોતાના ગૃહસ્થધર્મ પાલનમાં દર્શાવે, તેટલો મનોનિગ્રહ, તેટલો નિશ્ચય, તેટલો ઉત્સાહ તેટલો પ્રયત્ન ગૃહસ્થ પોતાના ધર્મપાલનમાં દર્શાવે એ ઉપદેશ અહીં વેદ આપે છે દારૂડીઓ પણ આ પ્રમાણે જ્યારે દારૂપીવાનો સમય થાય છે ત્યારે મયખાનામાં ચોક્કસ રીતે પહોંચી જાય છે, અને દારૂપીએ જ છે તેનો સમય ટળતો નથી પોતાના ઇષ્ટ મિત્રોને પણ સાથે સાથે પાય છે આ ઉદારતા પણ મદ્યપીમાં હોય છે આ દારૂડીઆમાં સમયસર તે કાર્ય કરવાની જે આતુરતા હોય છે, અને પોતાના સાથીઓને પિવડાવવાની જે આતુરતા હોય છે તે આતુરતા અને ઉદારતા ગૃહસ્થમાં અવશ્ય રહે ગૃહસ્થ પોતાનાં કર્તવ્ય કર્મ ખૂબજ ઉત્સાહ પૂર્વક કરે અને ઉદારતાથી દાન આપતા રહે આ ઉપદેશ ગૃહસ્થો આ મંત્રમાંથી મેળવી શકે છે

આજ સુરા અને પાસાઓનો દષ્ટાંત મંત્ર ૩૬માં ફરી વખત જુદી રીતે આવેલ છે તેનો ભાવ પણ આવોજ છે તેમાંથી જે ઉપદેશ લેવો જોઇએ તેજ લેવો જોઇએ મહાત્માઓ કૂતરા પાસેથી અને કીડીઓ પાસેથી પણ ઉપદેશ લે છે જાગ્રત નિદ્રા અને સ્વામિનિષ્ઠાનો ઉપદેશ કૂતરા પાસેથી લેવો જોઇએ અને પ્રયત્નશીલતાનો ઉપદેશ કીડી પાસેથી લેવો જોઇએ તેમના અન્ય દુર્ગુણ તરફ મહાત્મા લોકો લક્ષ આપતા નથી કેમકે તેમના સદ્‌ગુણોજ તેઓ સ્વીકારે છે આ પ્રમાણે જુગારી અને દારૂડીઓ પણ ઉપર સમજાવ્યું તેમ ગૃહસ્થને ઉપદેશ આપે છે. આ ઉપદેશ ગૃહસ્થ તેમની પાસેથી પ્રાપ્ત કરે અને પોતાના ગૃહસ્થધર્મનું પાલન ઉત્તમ રીતે કરીને કૃતકૃત્ય બને

પાઠક એમ પૂછશે કે આવા ઉદાહરણો અહીં કેમ આપ્યાં છે ? શું ઉત્તમ ઉદાહરણો જગતમાં નહિ મળી શકે ? તેના ઉત્તરમાં એટલું જ કહી શકાય કે માનવની વ્યસનો અર્થે જેટલી તન્મયતા હોય છે તેટલી અને તેવી સદાચાર અર્થે હોતી નથી ઘણું ખરું આજ નિયમ સર્વત્ર છે સંસારમાં રહીને મનુષ્ય પરમાર્થ સાધન કેવી રીતે કરી શકે ? તેના ઉત્તરમાં વ્યભિચારીણી સ્ત્રીની જેમ તે કરી શકે એવો ઉત્તર શાસ્ત્રકારો આપે છે જેવી રીતે વ્યભિચારણી સ્ત્રી પોતાના વિવાહિત પતિની સાથે રહી સર્વ કાર્ય વ્યવહાર કરતાં કરતાં પોતાના મનમાં પરપુરુષનું ધ્યાન હમેશાં કર્યા કરે છે અને તક મળતાંજ તેની પાસે પહોંચી જાય છે, તેવી રીતે સંસારી જીવ સંસારનાં કાર્યો કરવા છતાં સર્વ ધ્યાન પરમાત્મામાં રાખે અને જો તક મળે તો તે સમયે પરપુરુષ અથવા પરમ પુરુષ પરમાત્માની ઉપાસના કરે તેજ પર પુરુષ, પરમ પુરુષ, અને ઉપાસ્ય સર્વને માટે છે આ ઉપમા જો કે હીન છે તથાપિ અર્થમાં સંપૂર્ણ છે તેજ પ્રમાણે જુગારી અને દારૂડીઆની ઉપમા પણ હીન હોવા છતાં અર્થમાં સંપૂર્ણ છે માનવી માટે એ યોગ્ય છે કે તેઓ તેમની કાર્યતત્પરતા પોતામાં લાવે અને તેથી સુયોગ્ય કાર્ય કરીને કૃતકૃત્ય બને.

મંત્ર ૩૫ માં ગાયોના સ્તનમાં તેજસ્વિતા દુધ રૂપે ભરેલી છે, એ તેજસ્વિતાથી સર્વ ગૃહસ્થો યુક્ત બને એમ કહ્યું છે "गोषु वर्चः । महानघ्न्या जघन" આ શબ્દો દ્વારા ગાયોનું દુગ્ધસ્થાન દર્શાવ્યું છે ખરેખર ગાયનું દૂધ અત્યંત તેજસ્વી છે જો સતું દૂધ ભારે અને સુસ્તી લાવનારૂં છે જ્યારે ગાયનું દૂધ સુસ્તી દૂર કરનારૂં છે તેથી સર્વ ગૃહસ્થો અને તેનાં ઘરનાં સર્વ બાળબચ્ચાં ગાયનું દૂધ પીને જ તેજસ્વિ, વર્ચસ્વી, ઓજસ્વી આયુષ્યમાન અને પુરુષાર્થી બને

મંત્ર ૩૭ માં કહ્યું છે કે જળમાં એક પ્રકારનું તેજ છે જેનાથી તેજસ્વિતા, માધુર્ય, વીર્ય, અને સામર્થ્યની વૃદ્ધિ થાય છે. ગૃહસ્થી કુટુંબો આ જળથી આ ગુણો પ્રાપ્ત કરે. વેદમાં અન્યત્ર જળને જીવનનું એક માત્ર સાધન દર્શાવ્યું છે, રોગનાશક કહ્યું છે, આરોગ્ય વર્ધક માન્યું છે, તેજ સર્વ આશય આ મંત્રમાં સારાંશ રૂપથી કહેલ છે ગૃહસ્થો આ

મંત્રનુ ખૂબ ઉત્તમ રીતે મનન્ કરે

મંત્ર ૩૮ મો તો સર્વ લોકોએ મનન કરવા યોગ્ય મંત્ર છે, તેને સહુ મોઢે કરે અને રોજ પાઠ કરે—

(૧) दशान्त तनूदूर्षि ग्राम अपोह्यामि ॥
(२) मद्रः रोचनः त उद्यामि ॥ (મ. ૩૮)

"(૧) જે શરીરને ક્ષીણ કરનારો, શરીરમાં વિષ ઉત્પન્ન કરનારો અને શરીરમા દાખલ થઇ સ્થીર બની રહેનારો દોષ અથવા રોગબીજ જે હશે તેને હું દૂર કરૂ છુ. અને (૨) જે શરીરનું તેજ વધારનારો અને પોતાનું સર્વથા કલ્યાણ કરનારો છે તેને હું મારી પાસે રાખુ છુ" આ નિયમ તો સર્વ મનુષ્યોએ સદા સર્વદા ધ્યાનમાં ધારણ કરવો જોઇએ અને તે પ્રમાણે પોતાનુ આચરણ કરવુ જોઇએ. પ્રત્યેક સ્થળે દોષને દૂર કરવા અને ગુણોને પોતામાં વધારવા એ યોગ્ય છે ઉન્નતિનો તે એક માત્ર ઉપાય છે વધૂ વર તો પોતાના ઘરમાં આજ નિયમનું પાલન કરે

મંત્ર ૩૮ માં કહ્યુ છે કે (श्वशुरः देवरः च प्रतीक्षन्ते) પતિના ઘરમાં સસરો અને દિયર વધૂના આવવાની માર્ગ-પ્રતિક્ષા કરતા હોય છે વધૂનુ સ્વાગત કરવા માટે સર્વ લોકો ઉત્સુક બની બેઠા છે. આ મંગળકારક વધૂ પોતાના પતિના ઘરમાં પ્રવેશ કરે, ત્યાં પહોચતાં જ અગ્નિને પ્રદક્ષિણા કરે, અગ્નિને નમન કરે અને પછી શ્વશુર વગેરેનું દર્શન કરે ત્યાં બ્રાહ્મણ મંત્રથી પવિત્ર કરેલા જળથી આ વધૂનો અભિષેક કરે આ જળ વધૂની અંદર જે ભીરૂતા (अघों-रघ्नी. आप) હશે, તેને દૂર કરશે આ અત્યત મહત્ત્વની વાત છે આર્યોમાં ભીરૂતા નહિ રહેવી જોઇએ આર્યો તો હમેશા નિડર અને ધૈર્યના મેરૂપર્વત જેવા અચળ હોવા જોઇએ તેથી વધૂ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પતિના ઘરમાં જે પ્રથમ સ્નાન કરે છે, તે સ્નાન બ્રાહ્મણો દ્વારા વેદમંત્રોથી પવિત્ર અને નિર્દોષ બનાવેલા જળથી સ્નાન કરે આ મંત્રથી પવિત્ર કરેલા જળના સ્નાનથી આ વધૂમાં ભીરૂતા વગેરે જે દોષો રહેતા હશે તે દૂર થઇ જશે અને તે પવિત્ર મંગળ અને ધૈર્યશાળી બનશે એવી સુયોગ્ય ગૃહસ્વામિની બને કે જે પોતાના સંતાનોને સુયોગ્ય ઉપદેશ દ્વારા ઉત્તમ આર્ય બનાવે

પતિના ઘરના સુવર્ણ, રત્નઆદિના આભૂષણો આ નવવધૂને કલ્યાણકારી થાઓ, તેનું પતન કરનારાં ન હોય કારણ કે ધન મનુષ્યને પતન તરફ ધકેલે છે ધનથી ઉત્પન્ન થએલ ઘમંડ મનુષ્યની અધોગતિ કરે છે. તેથી સાવધાનતાની સૂચના આપવા માટે અહીં કહ્યુ છે કે સુવર્ણ વગેરે ધન વધૂની અવનતિનું કારણ ન બને બીજા ઘરની સ્ત્રીઓના ઉત્તમોત્તમ આભૂષણો જોઇ તેવાં જોઇએ એવી હઠ ઘણી સ્ત્રીઓ કરે છે અને પતિને ખૂબજ સતાવે છે, કષ્ટ આપે છે એવું કોઇ સ્ત્રી ન કરે પરન્તુ જે સુવર્ણ પોતાને મળ્યું હોય તેથીજ સંતુષ્ટ રહે સુવર્ણ, આભૂષણો, ગાડી, ઘોડા વગેરે સુખ સાધનો બધાં જ ભોગવર્ગમાં આવી જાય છે ભોગેચ્છાને લીધે ઘરમાં અનેક પ્રકારના ઝગડા થાય છે તેથી કહ્યુ છે કે આ ભોગ સાધનોથી કોઇ પણ પ્રકારના ઝગડા ન થાય, પરંતુ (शं भवतु) પતિના ઘરમા શાન્તિ રહે ઝગડા થઇને અશાન્તિ ન થાય, અને પત્ની (पत्या तन्व शं स्पृशस्व) પોતાના પતિની સાથે સુખ પૂર્વક આનન્દથી પ્રસન્ન ચિત્ત બનીને રહે પતિપત્ની એવાં એક વિચારનાં બનીને રહે કે તેઓમા કોઇ પણ પ્રકારનો વાદવિવાદ ન થાય, કારણ વિવાદથી વિખવાદ થાય અને તેથી ઘરમાં અશાન્તિ વધે અને એક બીજાનાં મન ઉંચા થાય તેમ ન થતાં બન્ને શાંતિથી રહે અને બન્નેને કૌટુંબિક સુખ યથા યોગ્ય રીતે પ્રાપ્ત થાય

## સ્ત્રીની ઇચ્છા

**आशासाना सौमनसं प्रजां सौभाग्यं रयिम् ॥**
(મ. ૪૨)

પતિને ઘેર આવેલી નવવધૂ અર્થાત્ ગૃહિણી શાની આશા રાખે છે ? અર્થાત્ તે શુ ઇચ્છે છે ? એ પ્રશ્ન કોઇ પૂછે તો તેના ઉત્તરમાં એમ કહી શકાય કે સ્ત્રી (सौ-मनस) પોતાનાં ઘરનાં સર્વ માણસો આનંદમાં અને પ્રસન્ન ચિત્ત વાળાં રહે, ટંટો ફિસાદ ન થાય, પરસ્પરનો વ્યવહાર પ્રેમ-પૂર્વકનો હેય ઘરમાં ઉત્તમ શાન્તિ, આનંદ અને પ્રસન્નતાનું રાજ્ય પ્રવર્તે એજ ઇચ્છા કૂલસ્ત્રીઓની હોઇ શકે, બીજી ઇચ્છા એ હોય કે, (प्रजा) ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય, પોતાના સંતાનો સુયોગ્ય બને, પોતાની સંતતિથી કૂળનું વૃક્ષ ફુલ્યુફાલ્યુ રહે ત્રીજી ઇચ્છા એ હોય કે (सौभाग्य) ઉત્તમ ભાગ્ય પ્રાપ્ત થાય, પોતાના પતિના ઘરમાં ઉત્તમ ભાગ્ય વૃદ્ધિ ગત થતુ રહે સૌભાગ્યમાં એ ભાગ્યનો વિશેષે કરીને સમાવેશ થાય કે જે પતિ તરફથી પત્નીને અને પત્ની તરફથી

પતિને લીધે સુખ પ્રાપ્ત થાય છે તે હોય આ સુખ પ્રાપ્તિને માટે જ વિવાહ થતા હોય છે. આ સૌભાગ્ય પોતાના ઘરમાં વધતું રહે એજ ધર્મપત્નીની ઇચ્છા હોય છે. ત્યાર પછી ચતુર્થ ઇચ્છા એ હોય છે કે ( रयिं ) ધનની પ્રાપ્તિ થાય, પોતાના પતિના ઘરમાં કોઇ પણ પ્રકારનું દારિદ્ર ન આવે ઐશ્વર્ય, ધન, સુવર્ણ, આભૂષણ વગેરે સર્વ વિપુલ પ્રમાણમાં રહે અને તેથી સર્વને સુખ પ્રાપ્ત થતું રહે ધર્મપત્નીની પતિના ઘરમાં આ ચાર પ્રકારની ઇચ્છાઓ હોય અહીં પાઠક ધ્યાનમાં રાખે કે સર્વથી પ્રથમ ઉત્તમ મનની ઇચ્છા કહી છે, ત્યાર પછી પતિપત્નીના ઉત્તમ સુખની ઇચ્છા દર્શાવી છે અને અંતમા ધનની ઇચ્છા છે કારણ ધન એ સુખનું *સાધન તો છેજ પરંતુ સુ-મન સારું મન ન હોય તો,* ઘરમાં સુસંતાન ન થાય તો, પતિપત્નીના સંબંધ વિપરિત બની જાય તો તેથી કોઇને સુખ મળતું નથી પરંતુ એ સ્થિતિમાં તે દુઃખદાયી જ બને છે તેથી કઇ આશા પ્રથમ કરવી જોઇએ અને કઇ આશા પછી કરવી જોઇએ તેનો વિચાર ગૃહસ્થ આ મંત્રના મનનથી કરે

### સ્ત્રી કેવી હોય !

( पत्युः अनुव्रता ) પતિને અનુકૂળ રહીને નિયમ પાલન કરનારી સ્ત્રી હોવી જોઇએ સ્ત્રી કદી પણ પતિને પ્રતિકૂળ આચરણ ન કરે આ નિયમમા જો કે પત્ની પતિને અનુકૂળ રહે એ આજ્ઞા તો છેજ પરંતુ તે સાથે પતિ પણ સ્ત્રીને અનુકૂળ રહે એ ભાવ પણ નીકળી આવે છે પતિ પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરે અને કેવળ પત્ની જ પતિને આધીન રહે આ ભાવ આ મંત્રનો નથી ધર્મોપદેશ બન્ને બાજુ સમાન જ હોવો જોઇએ, તે જો એકને લાગુ પડતો હોય તો બીજાને પણ લાગુ પડવો જ જોઇએ તાત્પર્ય એ છે કે જેવી રીતે ધર્મપત્ની પતિને અનુકૂળ રહે તેજ પ્રમાણે પતિ પણ પત્નીને અનુકૂળ રહે બન્ને પરસ્પર અનુકૂળ રહીને એક બીજાનું સુખ વધારે અને ગૃહને સ્વર્ગધામ બનાવે ( अमृताय कं सनह्यस्व ) અમૃતની પ્રાપ્તિને માટે સુખપૂર્વક સિદ્ધ થાઓ ધર્મપત્ની અને પતિ એ બન્નેનું પોતાનુ સાધ્ય અમૃતત્વ છે અર્થાત્ મોક્ષ છે એનુ નિત્યસ્મૃતિમાં રાખે તે અમૃતમય મોક્ષધામને પહોંચવા માટેનો જે માર્ગ છે તે માર્ગપર સુખથી જવા માટે આ ગૃહસ્થાશ્રમનો યોગ છે એ વાત કોઇ ગૃહસ્થ કદી પણ ન ભૂલે.

આ વાતને માટે બધા ગૃહસ્થોએ સિદ્ધ તૈયાર રહેવું જોઇએ પોતાના સર્વ વ્યવહાર આ ઉદ્દેશની સિદ્ધિને માટે જ કરે, અર્થાત્ ધર્માનુકૂળ વ્યવહાર કરતાં કરતાં મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત કરે ગૃહસ્થનું આ કર્તવ્ય છે પ્રત્યેક ગૃહસ્થ પ્રત્યેક વ્યવહાર કરતી વખતે એ લક્ષમાં રાખે કે મારૂ આ કર્મ મોક્ષનું સાધન છે અને તેથી તે કદી મોક્ષને બાધક ન થાય પ્રત્યેક કાર્ય યોગ્ય રીતે કરવાથી મોક્ષને માટે સાધક બની શકે છે જો પ્રત્યેક કાર્યફળ ત્યાગપૂર્વક કરવામાં આવે તો, લોભનો ત્યાગ કરવામાં આવે તો સર્વ કાર્યો તે મોક્ષધામને પ્રાપ્ત કરવા માટે સહાયક થઇ શકે છે, ફળભોગથી સ્વાર્થેચ્છાથી જ મનુષ્યનું પતન થાય છે તેથી કહ્યું છે કે ( मा गृधः । यजु ४०।१ ) *લાલચમાં ન પડ, સર્વ પ્રકારનો લોભ છોડી દો અને કર્મ* કરો આ પ્રમાણે નિર્લોભવૃત્તિથી કરાએલું કર્મ મોક્ષમાર્ગમાં સુખદાયક બને છે. ગૃહસ્થધર્મના બધાં જ કર્મ સુખ આપતાં આપતાં મોક્ષમાર્ગના સાધન થઇ શકે છે.

### ગૃહસ્થનું સામ્રાજ્ય

ગૃહસ્થનું ઘર એ એક મોટું સામ્રાજ્ય છે તે સાધારણ રાજ્ય નથી એક મોટુ સામ્રાજ્ય છે. યજમાન ગૃહસ્થ પોતે સમ્રાટ છે પત્ની તેની સમ્રાજ્ઞી છે આ ગૃહસ્થની સહધર્મચારિણી છે, તે તેની મંત્રણા ( સલાહ ) આપનારી છે તેમાં જે પરિવાર ( કુટુંબીજનો ) છે તે પ્રજાજન છે ૧૧ કુટુંબીઓ જ પ્રજાજન છે એમ નહિ પરન્તુ તેમના ઘરમાં જે ગાયો, ઘોડા, ઇત્યાદિ જે પશુ, પક્ષી વગેરે છે તે સર્વ આ સામ્રાજ્યની પ્રજા છે અને આ પ્રજાનું યથાયોગ્ય પાલન કરવું એ ગૃહસ્થનું આવશ્યક કર્તવ્ય છે ( साम्राज्य सुवये वृषा મ ૪૩ ) જે બળવાન હશે તેજ આ સામ્રાજ્યનુ પાલન અને સંવર્ધન કરી શકશે અશક્તનું એ કાર્ય જ નથી ( वृषा ) જે બળશાળિ હશે તેજ આ ગૃહસ્થધર્મમાં યશસ્વી થઇ શકશે. બળવાનનું જ સામ્રાજ્ય હોઇ શકે જે અશક્ત છે તેમનુ સામ્રાજ્ય હશે તે પણ નષ્ટ થશે આ નિયમ પાઠક અહીં બરાબર જોઇ શકે છે

પતિ સમ્રાટ બને અને તેની ધર્મપત્ની સમ્રાજ્ઞી બને તેનો અર્થ પૂર્વાનુમાનથી એ થાય કે પતિ પણ બળવાન બને પત્ની પણ બળશાલિની બને અને બંને મળીને આ ગૃહસ્થાશ્રમના સામ્રાજ્યને યોગ્ય રીતે ચલાવે મ. ૪૪ માં નવવધૂને કહ્યુ છે કે તે સસરો, દિયેર, નણંદ, તથા સાસુ વગેરે

કુટુંબીઓ સાથે સમ્રાજ્ઞી બનીને યોગ્ય વર્તન રાખે એનો અર્થ એ થાય કે આ સ્ત્રીનો પતિના ઘરમાં એ દરજ્જો હોય કે જે સમ્રાજ્ઞીનો સામ્રાજ્યમા હોય જે લોકો વૈદિકધર્મમા સ્ત્રીની યોગ્યતા કેટલા પ્રમાણમાં હોય છે તેનો વિચાર કરે છે તેમને માટે ઉચિત છે કે તેઓ આ સમ્રાજ્ઞી શબ્દનો બરોબર વિચાર કરે વૈદિક ધર્માનુસાર ધર્મપત્ની 'સમ્રાજ્ઞી' છે અને પતિ સમ્રાટ છે અર્થાત્ સ્ત્રીનો અધિકાર અસાધારણ શ્રેષ્ઠ છે પાછળના ભાગમાં કહેવામાં આવ્યુ છે કે સ્ત્રી સ્વતંત્ર નથી કાંતો તે માતા પિતાને આધીન રહે અથવા તો પતિને આધીન રહે આ કથનની સાથે આ વિધાન વિરોધક નથી કારણ કે કોઇ પણ સમ્રાટ અથવા સમ્રાજ્ઞી પૂર્ણપણે સ્વતંત્ર તો નથી જ હોતી સામ્રાજ્યના નિયમોથી તેઓ બંધાએલા છે સમ્રાજ્ઞી સાધારણ સ્ત્રીની જેમ અહીં તહીં ભટકી શકતી નથી તેની સાથે હમેશાં તેના અંગરક્ષકો રહેલા હોય જ છે આ પ્રમાણે સમ્રાજ્ઞી પરતંત્ર હોવા છતાં વિશેષ સન્માનીત હોય છે આ જ વાત ગૃહસ્થપત્નીની પણ હોય છે. ધર્મ-નિયમોથી બંધાએલી ધર્મપત્ની પરતંત્ર હોવા છતા પણ પૂર્ણ રીતે સમ્રાજ્ઞી છે ધાર્મિક ઉન્નતિ કરવા માટે તે સ્વતંત્ર છે પાઠક આ પ્રમાણે વિચાર કરવાથી જાણી શકશે કે વૈદિકધર્મ-ની પરતંત્રતા પણ અન્ય સ્થાનોની સ્વતંત્રતા કરતા અધિક પ્રશંસનીય છે મનુષ્યે પોતાનો મુક્તિધામનો માર્ગ આક્રમણ કરવાનો છે, તેજ તેનુ ધ્યેય છે આ ધ્યેયની સિદ્ધિને માટે જેટલી સ્વતંત્રતા જોઇએ તેટલી સ્વતંત્રતા આપેલી છે તેના કરતા જે વધારે સ્વતંત્રતા આપવામાં આવી છે તે પતનનુ સાધન બને છે

### સ્ત્રીઓએ સૂતર કાંતવું

વૈદિક ધર્માનુસાર સર્વ સાધારણ રીતે સ્ત્રીઓ અને પુરુષોનો અને ખાસ કરીને સ્ત્રીઓનો ગૃહવ્યવસાય સૂતર કાંતવુ અને તેનું કાપડ વણવુ એ છે પ્રત્યેક ગૃહસ્થીના ઘરની સર્વ સ્ત્રીઓ આમ સૂતર કાંતવાનુ કામ જરૂર કરે. ( **देवीं अकृन्तन्** મં. ૪૬ ) ઘરની દેવીઓ સૂતર કાંતે, જેઓ સૂતર કાંતે છે તેઓજ દેવીઓ છે, તેમનેજ આપણે ખરા અર્થમાં દેવી કહી શકીએ છીએ આ દેવીઓ જ ( **तन्निरे** ) તાણો તાણે છે સૂતરને બરાબર કરીને તાણો ગોઠવે છે તથા ( **अभितः अन्तान् ददन्त** ) ચારે બાજુના છેડાઓને સરખા કરે છે, બન્ને બાજુની કિનારીઓ અને બન્ને બાજુની ઝાલરો કાપડ વણતી વખતે સારી કરવી જોઇએ આમાં જો કાંઇ દોષ થઇ જાય તો કાપડ ખરાબ થઇ જાય આ પ્રમાણે બધુ બરાબર થયા પછી ( **अवयन्, सव्ययन्तु** ) ઉપર કહેલી દેવીઓ કાપડ વણે, સારીરીતે વણે તરુણ અવસ્થામાં કાપડ વિશેષ શ્રમથી સારૂં વણે, જેથી ( **जरसे** ) વૃદ્ધાવસ્થામાં, જ્યારે વિશેષ શ્રમ થવો અસંભવિત છે ત્યારે કામમા આવે. ( **आयुष्मती इदं वासः परिधत्स्व** ) દીર્ઘ આયુ પ્રાપ્ત કરતીકરતી આ સ્ત્રી પોતે પ્રયત્નથી ઉત્પન્ન કરેલ વસ્ત્ર પરિધાન કરે. આવા વસ્ત્રો જ સ્ત્રીઓ અને પુરુષો માટે ભૂષણાસ્પદ છે પ્રત્યેક કુટુંબ આ પ્રમાણે વસ્ત્રની બાબતમાં સ્વાવલંબી બને પોતાનાં વસ્ત્રો માટે બીજાપર આધાર રાખવો પડે, એ તદ્દન અયોગ્ય છે આ ઉપદેશ અહીં વેદ આપી રહ્યા છે વેદના ઉપદેશાનુસાર પ્રત્યેક કુટુંબ ના લોકો જો વસ્ત્ર નિર્માણનો ઉદ્યોગ ગૃહઉદ્યોગ તરીકે અપનાવે તો કેટલુ બધુ કલ્યાણ થાય તે વિચાર પાઠક કરે જે લોકો વૈદિકધર્મી છે, તેમને માટે ઉચિત છે કે તેઓ પોતાના ઘરમાં રેંટીઓ રાખે, સૂતર કાંતે અને કાપડ વણે

મંત્ર ૪૬ મા કહ્યુ છે કે સ્ત્રી પુરુષ પોતાના દીર્ઘજીવનનો માર્ગ ( **दीर्घां प्रसितिं अनुदीध्युः** ) લક્ષમાં રાખીને પોતાના ( **पितृभ्य वामं** ) માતા પિતાને સુખ આપે અને સ્ત્રીપુરુષ પરસ્પર સુખદાયી બનીને આનંદથી પોતાનું કર્તવ્ય કરે ગૃહસ્થાશ્રમનો માર્ગ ઘણોજ દીર્ઘ છે. ઓછામા ઓછા સો વર્ષ સુધી તો તેનાપર ચાલવાનું છે જ. સો વર્ષ ચાલ્યા પછી પણ આ ધર્મમાર્ગની સમાપ્તિ થતી નથી. એટલો દીર્ઘ માર્ગ આમ ગૃહસ્થની સામે પડેલો છે આટલા લાંબા માર્ગપર સુખથી પ્રવાસ કરવાનો છે એ કારણે પોતાના માતાપિતાને સુખ આપવુ જોઇએ માતા પિતાનો સત્કાર કરવો એ પણ એક આવશ્યક કર્તવ્ય છે જો કોઇ ગૃહસ્થ પોતાના માતા-પિતાની સંભાળ ન રાખે તો તેનાં બાળકો તેની પણ સંભાળ નહિ રાખે પોતાનાં માબાપની સંભાળ રાખવાથી પોતાનાં બાળકોને પણ તેવુ શિક્ષણ મળે છે તેથી આપણાં બાળકો પણ માતાપિતાનો આદર સત્કાર કરતાં શીખે છે. સમસ્ત ગૃહસ્થાશ્રમ જો સુખી અને આનંદી બનાવવો હોય તો તેમા વૃદ્ધો અને બાળકોનુ પાલન પોષણ ઉત્તમ રીતે થવુ જરૂરી છે ગૃહસ્થાશ્રમમાં સુખની વૃદ્ધિ કરવાનુ આ મહાતત્ત્વ છે.

ગૃહસ્થો પર સુપ્રજા નિર્માણની મહાન ભારે જવાબદારી છે પ્રત્યેક ગૃહસ્થને માટે એ ઉચિત છે કે તે ( **પ્રજાયૈ સ્યોન ધ્રુવ** ) પોતાનાં સંતાનોને માટે સુખ અને સ્થૈર્યનો સુપ્રબંધ કરે પોતાનાં સર્વ સંતાનો સુખી હોય, સ્થિર હોય, સુદૃઢ હોય અને દીર્ઘાયુ બને સંતાનોની દીર્ઘ આયુ શી રીતે બની શકે ? તેના ઉત્તરમાં વેદનું કહેવુ છે કે ( **સવિતા આયુઃ દીર્ઘં કૃણોતિ** । મં ૪૭ ) સૂર્ય જ મનુષ્યનું આયુષ્ય દીર્ઘ બનાવે છે સૂર્ય પ્રકાશથી મનુષ્યની આવરદા દીર્ઘ બની શકે છે મનુષ્ય સૂર્યકિરણોમાં ફરે હરે સૂર્યના તડકામાં ખૂલ્લે શરીરે બેસે એટલે કે સૂર્યસ્નાન કરે, સૂર્યની ઉપાસના કરે અને પોતાનું આયુષ્ય દીર્ઘ બનાવે

પાણિગ્રહણ

પુરૂષ સ્ત્રીનું પાણિગ્રહણ કરે છે આ પાણિગ્રહણ થવાની સાથે જ સ્ત્રી પુરૂષનો પતિપત્નીનો સંબંધ શરૂ થાય છે આ વખતે પતિ પોતાની પત્નીની સાથે પ્રેમથી વાતચીત કરે અને તેને કહે—

( ૧ ) **તે હસ્તં ગૃહ્ણામિ, મા વ્યથિષ્ઠાઃ,**
( ૨ ) **મયા પ્રજયા ધનેન સહ** ॥ ( મં ૪૮ )

" હે પત્ની ! હું તારો હાથ પકડુ છુ જરા પણ દુઃખી થઈશ નહિ મારી સાથે, સંતાનો સાથે અને ધનની સાથે સુખથી રહે આ પ્રમાણે પતિ પોતાના ધર્મપત્ની સાથે પ્રેમપૂર્વક ભાષણ કરે નવવધૂ બીજાના કુળમાથી આવે છે, તેનું પતિના ઘરમાં કોઇ પરિચિત હોતું નથી, તેથી આ નવવધૂ સાથે પતિના કુટુંબીઓ પ્રેમપૂર્વક વર્તાવ કરે પતિ નવવધૂને કહે કે " હે પત્ની મેં તારો હાથ પકડ્યો છે તેથી તું એમ સમજી લે કે દરેક પરિસ્થીતિમાં મે તેને આધાર આપેલ છે હાથ પકડવાનો અર્થ આધાર આપવો એવો છે તેથી જ્યાં સુધી હુ જીવુ છુ ત્યાં સુધી તારે ડરવાનું કોઇ કારણ નથી અહીં તુ સર્વ પ્રકારે સુરક્ષિત છે જે મારૂ ધન છે તે તારૂ પણ છે તેનાથી ક્ષેમ અને સુખ મળશે તેમજ તને પણ સુખ જરૂર મળશે આપણા બન્નેથી જે સંતાનો ઉત્પન્ન થશે તેમનું યથાયોગ્ય પાલન કરવુ એ આપણા બન્નેનું કાર્ય છે જો આ કાર્ય આપણે બન્ને સાથે મળીને કરીએ તો તે સર્વ સંતાનો પણ આપણા સુખનું કારણ બની શકે છે આ પ્રમાણે હે પત્ની ! મારી સાથે રહીને તુ આ સંસારમાં સુખથી રહે અને આપણે બન્ને ગૃહસ્થધર્મનું પાલન કરતાં કરતાં મોક્ષના માર્ગનું આક્રમણ કરીએ. આમ પતિ અને પતિના ઘરના માણસો નવવધૂની સાથે મધુર, પ્રિય અને સુખદાયક ભાષણ કરે અને તેના મનમાં પતિના ઘર વિષે પ્રેમ ઉત્પન્ન થાય એવુ વર્તન રાખે

જ્યાં જ્યાં વેદમાં પાણિગ્રહણનો વિષય આવેલ છે ત્યા ત્યા પતિ પત્નીનું પાણિગ્રહણ કરે છે એવા જ શબ્દ પ્રયોગો છે

૧ **તે હસ્તં ગૃહ્ણામિ** ॥ ( અથર્વ ૧૪।૧।૪૮,૫૦ )
૨ **તે હસ્તં ગૃહ્ણાતુ** । ( અથર્વ ૧૪।૧।૪૯ )
૩ **તે હસ્તં ગૃભ્ણામિ** । ( ઋગ્વેદ ૧૦।૮૫।૩૬ )
૪ **તે હસ્તં અગ્રહીત્** । ( અથર્વ ૧૪।૧।૫૧ )

આ સ્થળોમાં હાથ પકડનાર પુરૂષ છે અને જેનો હાથ પકડવામાં આવે છે તે સ્ત્રી છે આથી પણ ગૃહસ્થાશ્રમમાં પુરૂષની વિશિષ્ટતા છે એ વાત સ્પષ્ટ થાય છે વેદમાં કોઇ પણ સ્થળે સ્ત્રી પુરૂષનો હાથ પકડે છે એવો ઉલ્લેખ નથી, પરન્તુ સર્વત્ર પુરૂષ જ સ્ત્રીનો હાથ પકડે છે પાણિગ્રહણ કરવાનો અધિકાર પુરૂષનો છે એ વાત આ મન્ત્રોથી સિદ્ધ થાય છે તેટલા માટે મંત્ર ૪૩ માં ( **સિન્ધુઃ નદીનાં સામ્રાજ્યં સુષુવે** ) એમ કહેવામાં આવ્યું છે એકજ સમુદ્ર અનેક નદીઓનો સમ્રાટ બને છે અર્થાત્ એક પતિ અનેક સ્ત્રીઓનું પાણિગ્રહણ કરીને ગૃહસ્થાશ્રમરૂપી મહાસામ્રાજ્યનો સમ્રાટ બને છે આ મંત્રમાં અનેક પત્નીઓ હોય એમ સુચિત કર્યુ છે ઉપમામાં આ ભાવ નિઃસંદેહ છે જ, જે પ્રકારે એક જ સાગરને અનેક સરીતાઓ આવીને મળે છે તેવી જ રીતે એક જ પુરૂષ અનેક સ્ત્રીઓને પ્રાપ્ત કરી શકે છે જો પૂર્વોક્ત ઉપમામાં આ ભાવ ન હોય તો તે ઉપમામાં બહુવચનનો બીજો શો અર્થ હોઇ શકે તેનો વાચક વિચાર કરે પતિ જ પાણિગ્રહણ કરનારો છે આ કથનમાં પણ પતિ મુખ્ય છે એમ સિદ્ધ થાય છે સ્ત્રીનુ દાન પતિને કરવામાં આવે છે એ વિષયના મંત્રો પણ આપણે પાછળ જોઇ ગયા છીએ આ સર્વ વાતોથી નિઃસન્દેહ વૈદિકધર્મ દ્વારા ગૃહસ્થાશ્રમમાં પુરૂષનું મુખ્ય સ્થાન છે એમ દર્શાવવામાં આવ્યુ છે

આગળના ત્રણે મંત્રોમાં પાણિગ્રહણનો જ વિષય છે અને તે મંત્રોમાં સ્ત્રીનો હાથ પુરૂષ પકડે છે એવો જ ભાવ છે તેમજ આગળ વધારે સ્પષ્ટિકરણ કર્યું છે

**ત્વં ધર્મણા પત્ની અસિ, અહં તવ ગૃહપતિઃ** ॥
( મં ૫૧ )

**इयं मम पोष्या, मह्यं त्वा प्रजापतिः अदात् ॥**
( મં. ૫૨ )

" પુરુષની ધર્મ પ્રમાણે સ્ત્રી પત્ની છે. અને પતિ સ્ત્રીનો ગૃહ પાલક છે. આ સ્ત્રી પતિદ્વારા પોષણ મેળવવા યોગ્ય છે. કારણ કે આ પતિના અધિકારમાં પ્રજાપતિએ આ સ્ત્રીને સોંપી દીધી છે. "

સ્ત્રીના પોષણનો ભાર પતિ ઉપર છે. આ વાત આ મંત્રથી સ્પષ્ટ થાય છે. પતિ પત્નીનું પાલન પોષણ કરે. પાલન પોષણનો વિચાર પત્ની ન કરે. પોષણ સામગ્રી ઘરમાં આવ્યા પછી પત્ની તે સામગ્રીનો યોગ્ય વિનિયોગ કરીને સર્વને યથા યોગ્ય અન્ન ભાગ પહોંચાડે.

સુપુત્ર નિર્માણ કરવામાં દેવતાઓની સહાયતા પ્રાપ્ત થવી જોઇએ, તે સહાયતા આ સ્ત્રીને પ્રાપ્ત થાય. આ પ્રકારનો આશીર્વાદ મંત્ર ૫૩ અને ૫૪માં છે. ઇન્દ્ર, અગ્નિ વગેરે સર્વ દેવતાઓ આ સ્ત્રીને પોતાનું તેજ અર્પણ કરે અને આ સ્ત્રીથી ઉત્તમ સંતાનો ઉત્પન્ન થાય અને આવા સુસંતાનોથી જ આ સ્ત્રી ઉન્નત બનતી રહે

## કેશની સુંદરતા

**( शीर्ष्णे केशान् अकल्पयत् )** માથાપર પરમેશ્વરે લાંબા લાંબા વાળ ઉત્પન્ન કર્યા છે વિશેષતઃ સ્ત્રીનું સૌન્દર્ય કેશની સુંદર રચનાથી જ વધે છે. **( तेन इमा नारीं पत्ये संशोभयामसि )** તેથી પતિને સુંદર દેખાય તેટલા માટે જ સ્ત્રીના માથાને સજાવવામાં આવે છે અને સૌન્દર્યમાં વધારો કરવામાં આવે છે. સ્ત્રીના માથાના વાળને સુંદર રીતે સજાવવા અને શોભાને માટે તેને સુવ્યવસ્થિત રાખવા જોઇએ.

**( मनसा चरन्तीं जायां जिज्ञासे )** સ્ત્રીનું માનસિક ચાલચલણ કેવું છે તે જાણવું જરૂરી છે. માત્ર બાહ્ય ચાલ-ચલણથી જ કોઇની પરીક્ષા કરવી એ યોગ્ય નથી. મન કેવું છે, વિચાર કેવો છે, મનમાં કેવી વાતોનો વિચાર કરે છે, મનમાં કોનું મનન કરે છે આ સર્વ વાતોનો વિચાર કરવો જોઇએ. જે મનથી શુદ્ધ છે એજ ખરેખર શુદ્ધ છે એમ માનવું જોઇએ. તેથી મન શુદ્ધ રાખવા માટે જે શિક્ષણ આપવું યોગ્ય હોય તેજ શિક્ષણ દેવું જોઇએ. સ્ત્રી હોય અથવા પુરુષ તેનું મન શુદ્ધ રહે એવો શિક્ષણક્રમ રાખવો જોઇએ. પ્રચલિત અભ્યાસક્રમ આ દષ્ટિએ કેવો છે તે વાતનો વિચાર પાઠક કરે અને આર્ય સંતાનોને સુસંતાન બનાવવા માટે શું કરવું યોગ્ય છે તે કરવામાં આવે.

**( योषा यत् अवस्त तत् रूपं )** સ્ત્રી જે વસ્ત્ર પરિધાન કરે છે, તેથી તેના રૂપની શોભા વધે છે. અર્થાત્ સ્ત્રીને એવાં વસ્ત્રો પહેરવા માટે આપવાં જોઇએ કે જેથી તેનું સૌન્દર્ય વધે. અહીં સૂર્યા સાવિત્રીનું ઉદાહરણ પાઠક જુએ. સંધ્યા સમયે આ સૂર્યપુત્રી સંધ્યા કેટલાં વિવિધ રંગનાં વસ્ત્રો પહેરે છે અને પોતાનું સૌન્દર્ય વધારે છે. પ્રતિદિન સૂર્યપુત્રીની આ સજાવટ કેવી રીતે કરવામાં આવે છે તે પાઠક જુએ અને પોતાની શક્તિ પ્રમાણે સ્ત્રીને ઉત્તમ વસ્ત્રો પહેરાવે. આનો અર્થ એવો કોઇ ન કરે કે રોજ સ્ત્રી નવાં જ વસ્ત્રો પહેરે. પરંતુ જે વસ્ત્રો પહેર્યા હોય તે સુવ્યવસ્થિત હોય અને તેથી તે સ્ત્રીનું સૌન્દર્ય વધે. ઘરની દેવી સ્ત્રી છે. અને ઘર ઘરમાં આ ગૃહસ્વામિનીની મંગળ વસ્ત્રો અને આભૂષણોથી પૂજા થતી રહે. અને તે પૂજા ઘરના સ્વામિની આર્થિક અનુકૂળતા પ્રમાણે થાય.

**( नवग्वैः सगणैः तां अन्वर्तिष्ये )** જેમાં નવ ગાયો અર્થાત્ સર્વ ઇન્દ્રિયોનું સમર્પણ કરવામાં આવે છે તે યજ્ઞની સાથે અને જે અમારા મિત્રજન તે યજ્ઞમાં ભાગ લે છે તેમની સાથે યજ્ઞમય જીવન બનાવીને આ સ્ત્રીની સાથે હું સર્વ વ્યવહાર કરતો રહું. અર્થાત્ હું પોતે અને મારી ધર્મપત્ની મળીને અમારું સર્વ જીવન અમે યજ્ઞરૂપ બનાવીએ છીએ. જે જે કર્મ અમે કરીએ છીએ તે યજ્ઞરૂપ કરીએ છીએ. તેથી અમો બન્ને યજ્ઞરૂપ બનીશું અને અન્તમાં અમારા યજ્ઞથી યજ્ઞસ્વરૂપ પરમેશ્વર પ્રસન્ન થશે અને અમને કૃતકૃત્ય બનાવશે.

**( विद्वान् पाशान् विचर्चत )** સ્ત્રીપુરુષો વિદ્વાન બનીને પોતાના પાશ કાપી નાખે અને બન્ધન મુક્ત બને. સર્વ પ્રયત્નો બંધનથી મુક્તિ મેળવવા માટે થવા જોઇએ. મનુષ્ય અનેક પ્રકારનાં પ્રલોભનોમા ફસાઇ જાય છે. અને પોતે જ પોતા માટે બંધન નિર્માણ કરે છે અને તેમાં બંધાય છે. આ સર્વ બંધનો કાપી નાખવાં જોઇએ અને મુક્ત થવું જોઇએ. આમ મુક્ત થવાનું જ્ઞાન જેને હોય છે તેને જ્ઞાની અથવા વિદ્વાન કહેવામાં આવે છે. મનુષ્ય પછી તે સ્ત્રી હોય કે પુરુષ-આ મુક્તિની વિદ્યાને પ્રાપ્ત કરે અને તેની સહાયતાથી મુક્ત થઇ જાય.

પ્રત્યેક મનુષ્ય કહે કે **( अहं विष्यामि )** હું આ સર્વ

અનેક માર્ગો છે પરંતુ આ સરળ માર્ગ જ મનુષ્યે આક્રમણ કરવો જોઇએ એ યોગ્ય છે પતિ માટે એ યોગ્ય છે કે તે પોતાની પત્નીને સુશિક્ષણ આપે તેને સરળ માર્ગે ચલાવે અને તેનાં બન્ધન તોડવાને માટે જે જે પુરૂષાર્થ કરવાની આવશ્યકતા હોય તે સર્વ સ્ત્રી પાસે કરાવે પાઠક અહીં વિચાર કરે કે પુરૂષપર કેટલી મોટી અને ભારે જવાબદારી નાખેલી છે પુરૂષે પોતાની મુક્તિ તો સિદ્ધ કરવી જોઇએ જ અને તે સાથે પોતાની સ્ત્રીને પણ મુક્તિના પથપર મૂકવી જોઇએ સ્ત્રીના યોગ્ય અથવા અયોગ્ય આચરણની જવાબદારી પુરૂષની છે સ્ત્રીશિક્ષણનો બધો ભાર પુરૂષપર છે જો સ્ત્રી વિદ્યાહીન હોય તો તેનો દોષ પુરૂષનો છે પાઠક આ બાબતનો બરાબર વિચાર કરે અને આ વિષયમાં પોતાનું કર્તવ્ય જાણીને તેને પૂર્ણ કરે આ જ વાત આગળના ૫૯ મંત્રમાં પણ કહેલ છે—

( **इमां नारीं सुकृते दधात** ) ( મં. ૫૯ ) ' આ સ્ત્રીને પુણ્ય માર્ગે ચલાવો ' પુણ્યકર્મો થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ. જો સ્ત્રી ખરાબ વ્યવહાર કરતી હોય તો પુરૂષ તેને સારૂં શિક્ષણ નથી આપ્યું એ વાત સિદ્ધ થશે પુરૂષનું એ કર્તવ્ય છે કે તેણે પોતાની સ્ત્રીને તેના આવશ્યક કર્તવ્યના જ્ઞાનથી જાણકાર બનાવવી જોઇએ અને સ્ત્રીને ધર્મશીલ બનાવી જોઇએ ( **धाता अस्यै पतिं विवेद** ) પરમેશ્વરે આ સ્ત્રીને માટે પતિ પ્રાપ્ત કરાવી દીધો છે ત્યાર પછી તેસ્ત્રીના શિક્ષણ માટેની જવાબદારી પતિપર છે. તે પતિ ( **रक्षः अप हताय** ) રાક્ષસી ભાવનાનો નાશ કરો આ સ્ત્રીમાં જે આસુરીવૃત્તિઓ છે તેનો નાશ કરવો એ પતિનું કર્તવ્ય છે પતિ સ્ત્રીને એવું શિક્ષણ આપે કે તેથી તેની આસુરીવૃત્તિઓનો નાશ થાય અને દૈવીવૃત્તિઓ તેનામાંથી નાશ ન પામે અને તે ખરેખર ' દેવી " બને આ સ્ત્રીને ( **उत् यच्छध्व** ) ઉચ્ચ બનાવવા માટે તમે પોતે સજ્જ રહો, તમારાં શસ્ત્રાસ્ત્રો ઉપર ઉઠાઓ, તેનું ઉત્તમ રક્ષણ કરો તેને ઉત્તમ ધર્મનિયમમાં રાખો જે પ્રયત્નોથી સ્ત્રીની સાચી ઉન્નતિ થઇ શકે તે સર્વ પ્રયત્ન કરો સ્ત્રીની ઉન્નતિનો ભાર બાલ્યકાળમાં પિતૃકુળપર અને વિવાહ થયા પછી પતિના કુળ પર છે તેની ઉન્નતિ કરવા માટે જ ( **धाता पतिं विवेद** ) ઇશ્વરે તેને પતિ પ્રદાન કરેલ છે તેથી પતિનું કર્તવ્ય છે કે તે પોતાની ધર્મપત્નીનો સર્વાંગી વિકાસ અને ઉન્નતિને માટે પ્રયત્ન કરે.

( **सा सुमंगली अस्तु** । ( મં ૬૦ ) તે સ્ત્રી ઉત્તમ મંગળ કરનારી બને મંગળમયી મૂર્તિ બને તે સ્ત્રીને લીધે ઘરનું અને કુળનું મંગળ થાય. આ સ્ત્રીની મંગળમૂર્તિ જોઇને સર્વ લોકો આનંદિત થાય તેની ઉન્નતિને માટે સર્વ દેવતાઓ ( ભગ, ધાતા, ત્વષ્ટા વગેરે ) સહાયતા આપે

## જ્ઞાનનો રથ

જ્ઞાનના રથનું વર્ણન ફરીથી મંત્ર ૬૧ માં આવેલું છે આ રથ ઉત્તમ ( **सु-किंशुक** ) ફુલોથી સુશોભિત કરવામાં આવે તથા ઉત્તમ સુંદર લાલ ફૂલોથી શણગારવામાં આવે ( **विश्वरूप** ) તેના પર અનેક પ્રકારની શોભા કરવામાં આવે ( **हिरण्यवर्ण** ) સોનેરી રંગનો તે રથ હોય, તેનાપર ઉત્તમ ચમકદાર રંગ કરવામાં આવે ( **सुवृत सुचक्र** ) ઉત્તમ આવરણ તેને લગાડેલી હોય અને તેનાં પૈડાં ઉત્તમ હોય, આ પ્રમાણે સુંદર શણગારાએલો રથ ( **वहतु** ) જાન લગ્ન જવાના કામમાં આવે આ જાન પતિને ઘેરપહોંચે અને ત્યાંના સ્થાનને ( **अमृतस्य लोकं कृणु** ) અમરલોક, સુખપૂર્ણ સ્થાન બનાવે ધર્મપત્ની પોતાના પતિને ઘેર પહોંચીને ત્યાંનું સુખ વધારે પતિના ઘરમાં ધર્મપત્ની ( **अ-भ्रातृ-घ्नी** ) ભાઇઓનું પાલન કરનારી, ભાઇઓનો નાશ ન કરનારી, ( **अ-पशुघ्नी** ) પશુઓનું પાલન કરનારી, ગાય, ઘોડા આદિ પશુઓનું યોગ્ય પ્રતિપાલન કરનારી, ( **अ पति-घ्नी** ) પતિનું પાલનપોષણ કરનારી, પતિને સુખ આપનારી, તેને કષ્ટ ન દેનારી તથા પતિનો ઘાતપાત ન કરનારી, ( **पुत्रिणी** ) પુત્રોથી યુક્ત, સંતાનથી યુક્ત, એવી સ્ત્રી આ જાનને લીધે પતિને ઘેર પહોંચે આ સ્ત્રી ( **देव-कृते पथि** ) દેવોએ બનાવેલા માર્ગોએ જવા ઇચ્છે છે, તેથી તેનો વિવાહ થયો છે, એ કારણે ( **कुमार्य मा हिंसिष्ट** ) અત્યાર સુધી કુમારી રહેલી આ નવવધૂ છે તેને અહીં પતિના ઘરમાં કોઇપણ પ્રકારનો ત્રાસ ન થાય ( **वधूपथ स्योनं कृणम** ) આ વધૂનો માર્ગ અમે સુખદાયક બનાવીએ છીએ તેને ચાલવાનો જે દેવ માર્ગ છે તે આ વધૂને માટે સુખદાયી થાઓ એવો પ્રબંધ અમે કરીએ છીએ ( **शालाया द्वारं स्योनं कृण्मः** ) આ સ્ત્રીને માટે ગૃહ પ્રવેશ કરતી વખતે પતિના ઘરનું દ્વાર અમે સુખમય બનાવીએ છીએ આ સ્ત્રીને તેના પતિગૃહમાં ઉત્તમ સુખ પ્રાપ્ત થાય અને તે પોતાની ઉન્નતિ યથાયોગ્ય રીતે પ્રાપ્ત કરે, નિર્વિઘ્નતાથી આ દેવી ઉત્કર્ષને પ્રાપ્ત થાઓ.

બન્ધનો તોડું છું હું બન્ધનથી મુક્ત થવાનો પ્રયત્ન કરું છું કારણ કે મનુષ્ય જન્મની સાર્થકતા બંધમુક્ત થવામાં જ છે મનુષ્યનો જન્મ જ આને માટે છે આ સર્વ બંધનો મનના કારણે હોય છે તેથી કહ્યું છે કે ( **मनस कुलाय पश्यन् पश्यत्** ) મનનો આ માળો છે એ વાત મનુષ્ય જુએ અને મનદ્વારા જ ઉત્પન્ન થએલાં આ સર્વ બન્ધનો છે એમ જાણે જો મનુષ્યને આ વાતનું ભાન હોય કે ( **मन एव मनुष्याणाम् कारणं बंधमोक्षयोः** ) મન જ મનુષ્યના બંધન માટે અથવા મોક્ષને માટે કારણ છે તો તેનો બેડો પાર થઇ જાય. સાધારણ મનુષ્યને એમ ભાસ થાય છે કે પોતાનાં બંધનો બાહ્ય કારણોને લીધે છે, પરન્તુ તે અસત્ય છે બાહ્યકારણો મનુષ્યને બંધનમાં ફસાવવા અસમર્થ છે મનુષ્યનું મન જ તેને તેનાં બંધન તૈયાર કરે છે, અને તેમાં તે પોતે જ ફસાય છે અને બીજા મનુષ્યોને ફસાવે છે આથી બન્ધનથી મુક્ત થનારા મનુષ્યો માટે ઉચિત છે કે તે પોતાના મનને જ્ઞાનથી શુદ્ધ કરે અને તે શુદ્ધ મનથી પોતાના સર્વ પાશ કાપી નાખે નિશ્ચિત વાત એ છે કે ( **मनसा उत् अमुच्ये** ) પોતાના મનથી જ મનુષ્ય ઉન્નત બનીને મુક્ત બને છે મનુષ્ય પોતાના મનથી જ બંધનોમાં બંધાતો જાય છે અથવા પોતાના મનથી જ તે બંધનોથી મુક્ત થતો જાય છે મનુષ્યના મનમાં કેટલી મોટી શક્તિ રહેલી છે તે વાચક અહીં જુએ આટલી મહાન શક્તિ મનુષ્યના મનમાં ભરેલી હોવા છતાં મનુષ્ય પોતે પોતાને અસમર્થ માને છે અને અન્ય સહાયતાની યાચના કરે છે પરન્તુ તે જો પોતાની શક્તિથી જ બંધનમાં પડ્યો છે તો તે પોતાની શક્તિથી જ તે બંધનોને તોડીને મુક્ત પણ બની શકે છે અર્થાત્ મુક્ત થવાની શક્તિ તેના પોતામાં જ છે તેથી કહ્યું છે કે ( **स्वयं श्रथ्नान** ) સ્વયં હું પોતે જ મારા પાશોને શિથિલ કરું છું તમારા પાશોને અન્ય કોઇ શિથિલ કરી શકે નહિ જો તમો તમારાં બંધનો તોડવા ઇચ્છતા હો તો તે તમે તમારા પોતે જ તોડી શકશો જો બન્ધનમાં જ પડયા રહેવા માગતા હો તો તેમ પણ બની શકે છે જે તમારા મનમાં હશે તેજ થઇ શકશે તમો જ તમારા ઉદ્ધારક અથવા તમારા ઘાતક થઇ શકશો બીજો તમને હેરાન કરે છે એ વાત તદ્દન ભ્રામક છે આ વાત જેટલી વૈયક્તિક વિષયમાં સત્ય છે તેટલી જ તે સામાજીક અને રાષ્ટ્રીય મુક્તિની બાબતમાં પણ સત્ય છે તેથી સર્વ સ્ત્રીપુરુષો માટે એ ઉચિત છે કે તેઓ પોતાનાં બંધનો શિથિલ કરવાનો યત્ન કરે અને પોતે મુક્ત થવાનો યત્ન કરે જો પ્રયત્ન કરવામાં આવે તો જ તે સિદ્ધિ થઇ શકે

### ચોરીનું અન્ન ન ખાઓ

આવી યોગ્યતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આ નિશ્ચય કરવો જોઇએ કે ( **न स्तेयं अद्मि** ) હું ચોરીનું અન્ન ખાઇશ નહિ બધા વાચકોએ વિચાર કરવો જોઇએ કે આપણે જે અન્ન ખાઇએ છીએ તે ચોરીનું તો નથી ને ? અહીં પાઠકો વિચાર કરશે તો તેમને સ્પષ્ટ જણાઇ આવશે કે જે અન્ન ઘણા લોકો ખાય છે તે તેમની પોતાની મહેનતથી મેળવાએલું હોતું નથી તે ચોરીનું અન્ન છે જેનાપર બીજાનો અધિકાર છે તો અમે તે ભક્ષણ કરીશું તો તે ચોરીનું જ છે આ ચોરી ઘરમાં પણ થઇ શકે છે અને સમાજમાં પણ થઇ શકે છે કોઇ મનુષ્ય કોઇ પદાર્થ ઘરમાં લાવીને બધાને વેંચ્યા સિવાય જો એકલો ખાઇ જાય તો તે ચોરી કરીને ખાય છે પોતાના ગામડામાં જે અન્ન ઉત્પન્ન થાય છે તે સર્વ ગ્રામવાસીઓ માટે છે જો કોઇ ગામડાના કેટલાક લોકો પોતાની પાસે અન્ન સંગ્રહ કરે અને તેથી બીજા લોકો ભૂખે મરે તો જરૂર તે સંગ્રહ કરનાર જે અન્ન ખાય છે તે ચોરીનું અન્ન છે આ પ્રમાણે વિચાર કરવાથી ચોરીની કેટલી વ્યાપકતા છે તેનો વિચાર પાઠકોને થઇ શકશે આ સર્વ વસ્તુનો વિચાર કરીને કુટુંબના માણસોએ નિશ્ચય કરવો જોઇએ કે તેઓ ચોરીનું અન્ન ખાય છે અથવા યજ્ઞનું અન્ન ખાય છે મનુષ્યને માટે એ યોગ્ય છે કે યજ્ઞશેષ અન્ન ખાય અને પવિત્ર બને જે મનુષ્ય યજ્ઞ કર્યા સિવાય માત્ર પોતાને માટે જ રસોઇ કરીને જમે છે તે ચોરીનું અન્ન જમે છે તે ચોર છે બધા મનુષ્યોને જે શિક્ષણ મળવું જોઇએ તે આ છે

**यत् त्वा अबध्नात्, पाशात् त्वा प्रमुञ्चामि ॥**
( મં ૫૮ )

" જે બંધનથી તને બાંધી રાખેલ હતી તે બન્ધનમાંથી હું તને મુક્ત કરું છું " આ વચન પતિ પોતાની ધર્મપત્નીને કહે છે, અને તેને વિશ્વાસ આપે છે કે મારી સહાયતાથી તું હવે ( **उरु लोक** ) વિસ્તૃત લોકને પ્રાપ્ત થઇ છે અને ( **अत्र तुभ्यं सुगं पथां कृणोमि** ) અહીં તારે માટે હું ઘણો જ સુગમ માર્ગ બનાવી દઉં છું જો તું આ માર્ગથી જશે તો તારૂં કલ્યાણ થશે આ ગૃહસ્થાશ્રમ એક મહાન વિશાળ અને અતિવિસ્તૃત કાર્યક્ષેત્ર છે પુરુષાર્થી લોકો અહીં પુરુષાર્થ કરીને પોતાનો ભાગ્ય વધારી શકે છે. અહીં

અનેક માર્ગો છે પરંતુ આ સરળ માર્ગ જ મનુષ્યે આક્રમણ કરવો જોઇએ એ યોગ્ય છે. પતિ માટે એ યોગ્ય છે કે તે પોતાની પત્નીને સુશિક્ષણ આપે, તેને સરળ માર્ગે ચલાવે અને તેનાં બન્ધન તોડવાને માટે જે જે પુરૂષાર્થ કરવાની આવશ્યકતા હોય તે સર્વ સ્ત્રી પાસે કરાવે. પાઠક અહીં વિચાર કરે કે પુરૂષપર કેટલી મોટી અને ભારે જવાબદારી નાખેલી છે. પુરૂષે પોતાની મુક્તિ તો સિદ્ધ કરવી જોઇએ જ અને તે સાથે પોતાની સ્ત્રીને પણ મુક્તિના પથપર મૂકવી જોઇએ. સ્ત્રીના યોગ્ય અથવા અયોગ્ય આચરણની જવાબદારી પુરૂષની છે. સ્ત્રીશિક્ષણનો બધો ભાર પુરૂષપર છે. જો સ્ત્રી વિદ્યાહીન હોય તો તેનો દોષ પુરૂષનો છે. પાઠક આ બાબતનો બરાબર વિચાર કરે અને આ વિષયમાં પોતાનું કર્તવ્ય જાણીને તેને પૂર્ણ કરે. આ જ વાત આગળના ૫૯ મંત્રમાં પણ કહેલ છે—

( **इमां नारीं सुकृते दधात्** ) ( મં. ૫૯ ) ' આ સ્ત્રીને પુણ્ય માર્ગે ચલાવો.' પુણ્યકર્મો થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ, જો સ્ત્રી ખરાબ વ્યવહાર કરતી હોય તો પુરૂષે તેને સારૂં શિક્ષણ નથી આપ્યું એ વાત સિદ્ધ થશે. પુરૂષનું એ કર્તવ્ય છે કે તેણે પોતાની સ્ત્રીને તેના આવશ્યક કર્તવ્યના જ્ઞાનથી જાણકાર બનાવવી જોઇએ. અને સ્ત્રીને ધર્મશીલ બનાવી જોઇએ ( **धाता अस्यै पतिं विवेद** ) પરમેશ્વરે આ સ્ત્રીને માટે પતિ પ્રાપ્ત કરાવી દીધો છે. ત્યાર પછી તે સ્ત્રીના શિક્ષણ માટેની જવાબદારી પતિપર છે. તે પતિ ( **रक्षः अपहनाय** ) રાક્ષસી ભાવનાનો નાશ કરો. આ સ્ત્રીમાં જે આસુરીવૃત્તિઓ છે તેનો નાશ કરવો એ પતિનું કર્તવ્ય છે. પતિ સ્ત્રીને એવું શિક્ષણ આપે કે તેથી તેની આસુરીવૃત્તિઓનો નાશ થાય. અને દૈવીવૃત્તિઓ તેનામાંથી નાશ ન પામે, અને તે ખરેખર "દેવી" બને આ સ્ત્રીને ( **उत् वच्छध्वं** ) ઉચ્ચ બનાવવા માટે તમે પોતે સજ્જ રહો, તમારાં શસ્ત્રાસ્ત્રો ઉપર ઉઠાઓ, તેનું ઉત્તમ રક્ષણ કરો. તેને ઉત્તમ ધર્મનિયમમાં રાખો. જે પ્રયત્નોથી સ્ત્રીની સાચી ઉન્નતિ થઇ શકે તે સર્વ પ્રયત્ન કરો. સ્ત્રીની ઉન્નતિનો ભાર બાલ્યકાળમાં પિતૃકુળપર અને વિવાહ થયા પછી પતિના કુળ પર છે. તેની ઉન્નતિ કરવા માટે જ ( **धाता पतिं विवेद** ) ઇશ્વરે તેને પતિ પ્રદાન કરેલ છે. તેથી પતિનું કર્તવ્ય છે કે તે પોતાની ધર્મપત્નીનો સર્વાંગી વિકાસ અને ઉન્નતિને માટે પ્રયત્ન કરે.

( **सा सुमंगली अस्तु** । ( મં. ૬૦ ) તે સ્ત્રી ઉત્તમ મંગળ કરનારી બને. મંગળમયી મૂર્તિ બને, તે સ્ત્રીને લીધે ઘરનું અને કુળનું મંગળ થાય. આ સ્ત્રીની મંગળમૂર્તિ જોઇને સર્વ લોકો આનંદિત થાય. તેની ઉન્નતિને માટે સર્વ દેવતાઓ ( ભગ, ધાતા, ત્વષ્ટા વગેરે ) સહાયતા આપે.

### જ્ઞાનનો રથ

જ્ઞાનના રથનું વર્ણન ફરીથી મંત્ર ૬૧ માં આવેલું છે. આ રથ ઉત્તમ ( **सु-किंशुकं** ) ફૂલોથી સુશોભિત કરવામાં આવે તથા ઉત્તમ સુંદર લાલ ફૂલોથી શણગારવામાં આવે ( **विश्वरूपं** ) તેના પર અનેક પ્રકારની શોભા કરવામાં આવે ( **हिरण्यवर्णं** ) સોનેરી રંગનો તે રથ હોય, તેનાપર ઉત્તમ ચમકદાર રંગ કરવામાં આવે. ( **सुवृतं सुचक्रं** ) ઉત્તમ ઝાલરો તેને લગાડેલી હોય અને તેનાં પૈડાં ઉત્તમ હોય, આ પ્રમાણે સુંદર શણગારાએલો રથ ( **वहतुं** ) જાન લગ્ન જવાના કામમાં આવે આ જાન પતિને ઘેરપહોંચે અને ત્યાંના સ્થાનને ( **अमृतस्य लोकं कृणु** ) અમરલોક, સુખપૂર્ણ સ્થાન બનાવે. ધર્મપત્ની પોતાના પતિને ઘેર પહોંચીને ત્યાંનું સુખ વધારે. પતિના ઘરમાં ધર્મપત્ની ( **अ-भ्रातृ-घ्नी** ) ભાઇઓનું પાલન કરનારી, ભાઇઓનો નાશ ન કરનારી, ( **अ-पशुघ्नी** ) પશુઓનું પાલન કરનારી, ગાય, ઘોડા આદિ પશુઓનું યોગ્ય પ્રતિપાલન કરનારી, ( **अ-पति-घ्नी** ) પતિનું પાલન પોષણ કરનારી, પતિને સુખ આપનારી, તેને કષ્ટ ન દેનારી તથા પતિનો ઘાતપાત ન કરનારી, ( **पुत्रिणी** ) પુત્રોથી યુક્ત, સંતાનથી યુક્ત, એવી સ્ત્રી આ જાનને લીધે પતિને ઘેર પહોંચે. આ સ્ત્રી ( **देव-कृते पथि** ) દેવોએ બનાવેલા માર્ગોએ જવા ઇચ્છે છે, તેથી તેનો વિવાહ થયો છે, એ કારણે ( **कुमार्यं मा हिंसिष्ट** ) અત્યાર સુધી કુમારી રહેલી આ નવવધૂ છે તેને અહીં પતિના ઘરમાં કોઇપણ પ્રકારનો ત્રાસ ન થાય. ( **वधूपथं स्योनं कृण्मः** ) આ વધૂનો માર્ગ અમે સુખદાયક બનાવીએ છીએ તેને ચાલવાનો જે દેવ માર્ગ છે તે આ વધૂને માટે સુખદાયી થાઓ એવો પ્રબંધ અમે કરીએ છીએ. ( **शालायाः द्वारं स्योनं कृण्मः** ) આ સ્ત્રીને માટે ગૃહ પ્રવેશ કરતી વખતે પતિના ઘરનું દ્વાર અમે સુખમય બનાવીએ છીએ. આ સ્ત્રીને તેના પતિગૃહમાં ઉત્તમ સુખ પ્રાપ્ત થાય અને તે પોતાની ઉન્નતિ યથાયોગ્ય રીતે પ્રાપ્ત કરે, નિર્વિઘ્નતાથી આ દેવી ઉત્કર્ષને પ્રાપ્ત થાઓ.

આ સ્ત્રીને ( अपरं-पूर्वं-मध्यतः ब्रह्म युज्यतां । મં ૬૪ ) આગળ, પાછળ, વચમાં અને ચારે તરફથી જ્ઞાન પ્રાપ્ત થાય. જ્ઞાનથી જ સર્વની ઉન્નતિ થાય છે અહીં "બ્રહ્મ" શબ્દનો અર્થ– "ઈશ્વર, મંત્ર, વેદજ્ઞાન, શક્તિ, તપ, ધર્મ, પવિત્રતા, બ્રહ્મચર્ય, ધન, શબ્દ" એવા થાય છે. સ્ત્રી પતિઘરમાં જ્યાં જાય ત્યાં તેને આ પદાર્થ પ્રાપ્ત થાય, તેમનાથી વિમુખતા કદી પણ થાય નહિ આ ધર્મપત્ની ( अनाव्याधां देवपुरां प्रपद्य ) વ્યાધિ રહિત દિવ્ય નગરીને અર્થાત્ પતિના સ્થાનને પ્રાપ્ત થઈને પતિગૃહમાં રોગરહિત રહીને, નિરોગતાની સાથે, પોતાના સર્વ વ્યવહાર કરીને ( शिवा स्योना पतिलोके विराज ) શુભ મંગળમયી ગૃહદેવતા બનીને પતિના સ્થાનમાં વિરાજતી રહે આ સ્ત્રી પતિના ઘરની શોભા વધારે, સુખની વૃદ્ધિ કરે અને ત્યાંનું મંગળ કરવામાં હેતુરૂપ બને.

અહીં સુધી પ્રથમ સૂક્તનો વિચાર કર્યો, હવે આપણે બીજા સૂક્તનો વિચાર કરીએ—

### દ્વિતીય સૂક્તનો વિચાર

દ્વિતીય સૂક્તમાં પણ વિવાહનો જ વિચાર છે પહેલા ચાર મંત્રોમાં કુમારિકાના ચાર પતિ હોવાનો ઉલ્લેખ છે. આ વિષયમાં આ પ્રમાણે સ્પષ્ટ કહ્યું છે કે—

**सोमस्य जाया प्रथमं गन्धर्वस्तेऽपरः पतिः ।**
**तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥** (મં ૩)

"કુમારિકાનો પહેલો પતિ સોમ, બીજો પતિ ગંધર્વ, ત્રીજો પતિ અગ્નિ અને ચોથો મનુષ્યયોનિમાં ઉત્પન્ન અર્થાત્ મનુષ્ય છે" આ ચાર પતિ કૌમાર્યના છે એવો ઉલ્લેખ છે ઋગ્વેદમાં આ મંત્ર આ પ્રમાણે છે

**सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।**
**तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥ ४० ॥**
(ઋગ્વેદ ૧૦।૮૫)

આ મંત્રનો અર્થ ઉપર આપેલા મંત્રના જેવો જ છે આ કન્યાને પહેલાં સોમ દેવતાએ પ્રાપ્ત કરી, પછી ગંધર્વે પ્રાપ્ત કરી, ત્રીજો પતિ અગ્નિ છે અને ચોથો પતિ માનવ છે આ મંત્રમાં ચતુર્થ પતિને 'मनुष्यजाः' કહ્યો છે. આ વાતથી પૂર્વના પતિ મનુષ્ય યોનિના નથી એ વાત સિદ્ધ થાય છે તેથી જો કે આ મંત્રમાં ચાર પતિનો ઉલ્લેખ છે તો પણ આ મંત્ર નિયોગ અથવા બહુ પતિત્વની રજુઆત કરે છે એમ માનવુ અસંભવ છે, કારણ કે તેમ થવાને માટે ત્રણે પતિ પણ "મનુષ્ય-જ" હોવા જોઈએ અહીં તો મંત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે પહેલા ત્રણ પતિ મનુષ્ય યોનિના નથી, માત્ર ચોથો પતિ જ મનુષ્ય યોનિનો છે, આ કારણે તેનાથી નિયોગ અથવા પુનર્વિવાહ સિદ્ધ થવો અસંભવ છે.

ચતુર્થ મંત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે સોમ એ કન્યાને ગંધર્વની પાસે આપી, ગંધર્વે અગ્નિને સ્વાધીન કરી અને અગ્નિએ માનવી પતિના હાથમાં તેને સોંપી દીધી આથી પહેલા ત્રણ પતિ દૈવી શક્તિના કેન્દ્ર છે એ વાત સિદ્ધ થાય છે. માતા-પિતાના ઘરમાં રહેતી આ કન્યા બાલ્યકાળમાં આ દેવતને આધીન હોય છે, અથવા તેમનો પ્રભાવ તેનાપર પડેલો હોય છે જ્યારે વિવાહનો હોમ થાય છે, ત્યારે એ હવનાગ્નિ તે કન્યાને માનવી પતિના હાથમાં સોંપે છે.

કેટલાએ અવિચારી લેખકો આ મંત્ર માટે એવી વિચિત્ર કલ્પનાઓ કરી ગયા છે અને તે માટે લેખો પણ લખી નૂક્યા છે કે પૂર્વકાળમાં કન્યાનો વિવાહ થવા પહેલાં તેને સોમ, ગંધર્વ અને અગ્નિ નામની જાતિઓના પુરુષોની પાસે રાખવામાં આવતી અને ત્યાર પછી તે કન્યા તેમની અનુમતિથી માનવને પ્રાપ્ત થતી હતી ખરેખર આ કલ્પના વિચિત્ર અને હાસ્યાસ્પદ છે આ તો વ્યભિચારને જ ધર્મ માનવામાં આવ્યો છે પરંતુ અમે જ્યાં સુધી તપાસ કરી છે ત્યાં સુધી સોમ અથવા અગ્નિ નામની કોઈ જાતિ હતી એ બાબતમાં પ્રમાણ ઉપલબ્ધ થતું નથી. ગંધર્વ જાતિ હતી પરંતુ અહીં એકથી જ કામ ચાલે તેમ નથી. તેથી અમો આ કલ્પનાને તિરસ્કારની દૃષ્ટિએ જોઈએ છીએ

તે ઉપરાંત સંપૂર્ણ વૈદિક સાહિત્યમાં સ્ત્રીને એટલું સ્વાતંત્ર્ય આપેલું હોય એવુ ક્યાંય જણાતુ નથી, જેથી તે પતિને આધીન રહે નહિ. અને તેથી આ પ્રમાણે અન્ય પુરુષોની પાસે જઈને રહેવાને માટે તેને સમય જ મળી શકે નહિ વેદમાં બીજે કોઈ સ્થળે આ પ્રમાણે વિવાહ થવા પહેલાં ત્રણ પતિ હોય એવો ઉલ્લેખ નથી તેથી આ બધાનો કલ્પના અસત્ય છે જે લોકો આવી કલ્પના કરતા હોય તેમના મગજમાં કોઈ પણ જાતનો વિકારી હોય જ હશે અમે અમને લાગે છે કારણ કે મંત્રમાં સ્પષ્ટ કહેલું છે કે વિવાહ પૂર્વના, મનુષ્ય પતિના પૂર્વના પતિ અમનુષ છે, અર્થાત્ દૈવત છે દેવતાઓનું સ્વામિત્વ કોઈ પણ પ્રકારે દોષમય હોઈ શકે નહિ જેવી રીતે કોઈ ભક્ત પોતાના ઉપાસ્ય

દેવને અન્નનો નૈવેદ્ય અર્પ્યા પછીજ અન્ન ભક્ષણ કરે છે અને તેમાં ઉચ્છિષ્ઠ ભોજનનો કાઇ દોષ તેનાપર આવતો નથી કારણ કે તે અન્ન સમર્પણ માત્ર એક ભાવનાનું કાર્ય છે તે પ્રમાણે કન્યાના બાલ્ય કાળમાં માતા પિતા એમ માને કે તે આ વખતે સોમ દેવતાના અધિકારમાં છે ત્યારપછી તે ગંધર્વના અધિકારમા છે અને ત્યાર પછી તે અગ્નિ દેવતાના અધિકારમાં ત્યારપછી તે માનવી પતિના અધિકાર તળે આવશે કુમારિકાનું જીવન આ પ્રમાણે દેવતામય હોવુ જોઇએ દેવતાઓની સમીપ હોવાનો અર્થ કુમારિકાનુ પવિત્ર ચરણ અવશ્યમેવ હોવુ જોઇએ જ છે જો કોઇ મનુષ્ય થોડા વખત રાજા પાસે રહે તો તે તેટલો વખત વધુ પવિત્ર રહેશે તે પ્રમાણે તે કન્યા થોડો સમય તે દેવતાઓની પાસે રહેશે તો તેની પવિત્રતા અધિક થશે એમાં કાઇ સદેહ નથી. દેવતાઓ સર્વજ્ઞ હોય છે, તેથી અમારાં પાપ તેમનાથી છૂપાં રહે એ અસભવ છે આ સર્વ કથનનુ તાત્પર્ય એટલું જ છે કે આ ત્રણ દેવી પતિ કેવળ કન્યાનુ મનોબળ વધારવાને માટે છે. ચોથો માનવી પતિ જ સાચો પતિ છે આ પ્રમાણે આ મત્રને આધારે જે અનેક પતિની કલ્પનાઓ કરવામા આવે છે તે નિરાધાર છે

## વિવાહનો સમય

આગળના બે મત્રોમાં વિવાહ વખતે વધૂ અને વરની ઉમર કેટલી હોવી જોઇએ તે નક્કી કરી શકાય છે ( **सुमति आगन्** । મ ૫ ) ઉત્તમમતિ આવી ગઇ છે એટલે કે બુદ્ધિ બરાબર ખીલી ગઇ છે આથી એમ સાબિત થાય છે કે વિદ્યાના સસ્કાર તેની બુદ્ધિપર બરાબર પડ્યા છે ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કર્યા પછી જ વિવાહનો વિચાર કરી શકાય બુદ્ધિ સુસસ્કૃત થયા પછી વિવાહ થાય ( **हृत्सु कामा अरसत** । મં ૫ ) હૃદયમાં કામે પોતાનું સ્થાન બરાબર જમાવ્યુ છે જ્યારે આટલી પ્રૌઢ અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે જ વિવાહ થવા જોઇએ હૃદયમાં કામનું બીજ ઉત્પન્ન થવુ જોઇએ ( **वाजिनी-वसु** ) અન્ન અને ધનથી યુક્ત હોવુ જોઇએ ત્યાર પછી વિવાહ થવો જોઇએ વિદ્યા પ્રાપ્ત કર્યા પછી ધન પ્રાપ્ત કરીને પ્રૌઢ વયમા આવ્યા પછી વિવાહ કરવો યોગ્ય છે. ( **मिथुना शुभस्पती गोपा अमूत** ) સાથે સાથે રહેવાની ઇચ્છા કરનાર ઉત્તમ પાલક અને સરક્ષક જ્યારે થાય ત્યારે વિવાહનો વિચાર કરે ( **अर्य-मण -अर्य मनः** ) આર્ય અર્થાત્ શ્રેષ્ઠ મનવાળાં વધૂવર હોય, ત્યારે વિવાહનો સમય છે એમ માનવુ પાઠક આ શબ્દોનો અર્થ બરોબર મનન કરે અને પછી જ વિવાહનો સમય નક્કી કરે

વિવાહ સમયે સ્ત્રી પણ ( **मन्दसाना** । મ ૬ ) આનંદથી ભરેલી, પ્રસન્ન ચિત્તવાળી પ્રફુલ્લ મનવાળી ( **शिवेन मनसा** ) શુભ મનવાળી, કલ્યાણ પૂર્ણ વિચારોથી યુક્ત હોવી જોઇએ ( **सर्ववीर वचस्य रयिं** ) સર્વ પ્રકારના વીરતાના ભાવ જેનામા છે, ઉત્તમ વક્તૃત્વ જેનામાં છે આ પ્રકારની શોભા ધારણ કરનાર અને ( **दुर्मतिं हत** ) દુષ્ટ બુદ્ધિનો નાશ કરે આ પ્રમાણે સ્ત્રીની યોગ્યતાના વિષયમા અમોને નિર્દેશ પ્રાપ્ત થાય છે

અર્થાત્ વિવાહ વખતે સ્ત્રી અને પુરૂષ વિદ્યા, ધન, બળ, સુવિચાર આદિ ગુણોથી યુક્ત હોવાં જોઇએ કુટુબનો પુરેપુરો ભાર ઉઠાવવાની શકિત તેમનામા હોવી જોઇએ આ સર્વ બાબતોનો વિચાર કરવાથી જાણ થાય છે કે વધૂવર પ્રૌઢ ઉમરમાં આવે ત્યારે જ વિવાહ કરવા જોઇએ. અર્થાત્ બાલ્યકાળમાં વિવાહ થવા જોઇએ નહિ વેદાદિ મત્રોનો અર્થ અને વેદોક્ત પ્રતિજ્ઞાનો ભાવ સમજી શકાય એટલી યોગ્ય બુદ્ધિવાળાં વધૂવર હોવાં જોઇએ વૈદિક મત્રોમા કુમાર-કુમારિકાઓ પર માતાપિતાનો અધિકાર પુરેપુરો છે, તથા કન્યાદાન પણ વેદમાં કહેલુ છે અહીં કુમાર-કુમારિકાઓનો સ્વયવર વેદને માન્ય નથી, આ વાત સિદ્ધ થાય છે સ્વયવરનો સ્પષ્ટ ઉલ્લેખ વેદમાં કોઇ પણ સ્થળે સ્પષ્ટપણે છે નહિ અને કન્યાદાન પદ્ધતિમા તો સ્વયવરને સ્થાન મળી શકે જ નહિ જ્યાં સ્વયવર હોય ત્યાં કન્યાદાન કેવી રીતે થઇ શકે કન્યાદાનની પ્રથા વૈદિક હોવાને કારણે માતા પિતાની અનુમતિથી જ વિવાહ થઇ શકે છે તેથી જેઓ એમ સમજે છે કે વેદમાં યુરોપીઅનોની જેમ સ્વયવરની રીત છે અને જેઓ સ્વયવરને વૈદિક વિવાહ કહે છે અને જેઓ "પ્રથમ દર્શને પ્રેમ" થવાની સભાવના વૈદિક વિવાહમાં માને છે તે સર્વ વૈદિક ધર્મના ઉચ્છેદ છે આ પ્રમાણે વૈદિક વિવાહમાં કુમાર-કુમારિકાઓ પ્રૌઢ અને સુમનસ્ક હોય એમ સિદ્ધ થાય છે, તો પણ માતાપિતાની સમતિ પણ એટલી જ પ્રબળ છે એ વાત અહીં વિશેષ રીતે ધ્યાનમાં રાખવી જોઇએ

આગળ મત્ર ૭ થી ૯ સુધીમાં નવ વિવાહિત વધૂવરને અભિરુચિ તનપૂર્વક આશીર્વાદ છે રાક્ષસ, દુષ્ટ, દુરાચારિ-

*

એવી વધૂની રક્ષા થવાની પ્રાર્થના આઠમા મંત્રમાં કરેલી છે વધૂને માટે બધા માર્ગો સુરક્ષિત થાય એવો આશીર્વાદ આઠમા મંત્રમાં છે અને નવમા મંત્રમાં વધૂવરને ગંધર્વ અપ્સરાનું, દેવી ઇત્યાદિ સુખદાયક થાય અને આ વધૂવરની કોઇ હિંસા ન કરે આ પ્રાર્થના છે

## યજ્ઞથી યક્ષ્મનાશ

દસમા મંત્રમાં યજ્ઞથી યક્ષ્મ રોગનો નાશ થવાનો સંદેશ પણ જે કાવ્યમયી વાણીમાં આપવામાં આવ્યો છે તેનો વિચાર સહેજ રીતે વિચારપૂર્વક કરવો ઉચિત છે—

ये वध्वश्चन्द्रं वहतुं यक्ष्मा यन्ति जनाँ अनु ।
पुनस्तान् यज्ञिया देवा नयन्तु यत आगताः ॥

( મં ૧૦ )

" જે ( यक्ष्मा ) ક્ષયરોગ ( जनान् अनु यन्ति ) મનુષ્યની સાથે સાથે ચાલે છે તે ( वध्वः चन्द्रं वहतुं ) વધૂની તેજસ્વી જાનના રથની સાથે આવી ગયેલ હોય તો ( तान् ) તે યક્ષ્મ રોગોને ( यज्ञियाः देवाः नयन्तु ) યજ્ઞના દેવ દૂર લઇ જાય, અર્થાત્ વધૂ અથવા વરની સાથે આવવા ન દે ' યજ્ઞના દેવ અગ્નિ વનસ્પતિ વગેરે છે જેનાથી યજ્ઞ થાય છે અને યજ્ઞ કરતી વખતે જેનો નામ નિર્દેશ વાર વાર થયા કરે છે આ સર્વ દેવો મનુષ્યની સાથે આવેલા યક્ષ્મને દૂર લઇ જાય આ મંત્રના મનનથી સિદ્ધ થાય છે કે જ્યાં મનુષ્યોની ખૂબ ગિરદી જામેલી હોય ત્યાં રોગી મનુષ્યોની સાથે યક્ષ્માદિ રોગનાં બીજ આવવાનો વધુ સંભવ છે જાનમાં જ્યાં ઘણાં બધાં માણસો એકત્ર થાય છે ત્યાં કોનો કયો રોગ છે તે જાણવું અશક્ય છે આથી આવી ગિરદીને પ્રસંગે સ્પર્શજન્ય રોગનો ફેલાવો થવાની શક્યતા વધારે છે અથી આવે પ્રસંગે બૃહત્ યજ્ઞ કરીને આવા યક્ષ્મોનો નાશ કરવો એ વધારે યોગ્ય છે જ્યાં જ્યાં જાન અથવા એવે જ પ્રસંગે ઘણા લોકોની મેદની એકત્ર થાય છે ત્યાં ત્યાં આ નિયમ ધ્યાનમાં રાખવા યોગ્ય છે

## શત્રુઓ દૂર થાય

અગિયારમા મંત્રમાં શત્રુઓને દૂર કરવાનો ઉપદેશ આપેલ છે પહેલાના મંત્રમાં વ્યાધિરૂપ શત્રુઓને દૂર કરવાનો ઉપદેશ છે અને આ મંત્રમાં માનવી શત્રુઓને દૂર કરવાનો ઉપદેશ છે ( परिपन्थिन मा विदन् ) દુષ્ટમાર્ગથી ચાલનારા દુરાચારીઓ આ દંપતિને નડે નહિ દુરાચારી લોકો અનેક પ્રલોભન બતાવીને મનુષ્યોને છેતરે છે, બનાવટ કરે છે, ફસાવે છે, લૂટે છે અને પોતાનો સ્વાર્થ સાધે છે તેથી આવા દુષ્ટોની સંગતના સંબંધથી નવવિવાહિત વધૂવર દૂર રહે એટલું જ નહિ અન્ય લોકો પણ તેમનાથી દૂર રહે આ સર્વ સામાન્ય ઉપદેશ છે ( अरातय अप द्रान्तु ) શત્રુઓ દૂર નાસી જાય અનુદાર મનુષ્ય જે આ નવવિવાહિત વધૂવરને ફસાવવા ઇચ્છતા હોય તેઓ તેમનાથી દૂર રહે. તેમનાથી આ દંપતિ સુરક્ષિત રહે તથા આ બંને પુરુષ ( सुगेन दुर्गं अतीताम् । મં. ૧૧ ) સુખપૂર્વક સર્વ કઠીન પ્રસંગોમાંથી મુક્ત થઇ જાય

બારમા મંત્રમાં પ્રાર્થના છે કે " સર્વનો ઉત્પત્તિ કર્તા સવિતા દેવ આ સર્વ વિશ્વના રૂપને આ પતિ-પત્ની માટે સુખદાયક બનાવે " અર્થાત્ આ સર્વ વિશ્વ આ દંપતિને સુખ આપે, તેનાથી દુઃખ ન થાય અહીં પાઠક સ્મરણમાં રાખે કે જગતના બધા પદાર્થો સુખદાયક પણ બની શકે છે અને દુઃખદાયક પણ બની શકે છે પોતાના વ્યવહારપર જ સુખ અથવા દુઃખનો આધાર છે. તેથી વધૂવર એવા ધર્મિક સુનિયમોથી વ્યવહાર કરે કે જેથી તેમને સદા સુખ જ મળતું રહે અને દુઃખ કદી પણ મળે નહિ

## વિવાહમાં ઇશ્વરનો હાથ

તેરમા મંત્રમાં ( धाता इमं लोकं वरर्थं दिदेश । મં ૧૩ ) વિધાતાએ આ પતિનું સ્થાન આ વધૂને માટે નિર્દિષ્ટ કરી રાખ્યું છે એમ કહ્યું છે આનો સરળ અર્થ તો એટલો જ થાય કે જ્યારે સ્ત્રી અથવા પુરુષ ઉત્પન્ન થાય છે ત્યારે તેના વિવાહની યોજના વિધાતા દ્વારા નિશ્ચિત કરવામાં આવે છે વિધાતાનો સંદેશો ગ્રહણ કરીને જે લોકો વર્તે છે તેમને માટે યથાયોગ્ય ધર્મપત્ની મળે છે જેઓ પોતે પોતની હઠ વચમાં લાવે છે તેઓ કષ્ટ ભોગવનારા થાય છે જેઓ આજન્મ બ્રહ્મચર્ય પાળે છે તેમનો હેતુ પણ ઇશ્વરની કૃપાથી જ સિદ્ધ થાય છે જેઓ વિવાહની ઇચ્છા કરે છે તેમને માટે યોગ્ય છે કે તેઓ પોતાનું આચરણ ધર્મ પ્રમાણે રાખે, ઉત્તમ સુનિયમોનું પાલન કરે અને સાથે સાથે યોગ્ય સમયની પ્રતીક્ષા કરે વિધાતાના નિયમાનુસાર તેનો સંબંધ સુયોગ્ય વધૂ સાથે અવશ્ય થશે જ પાઠક અહીં ઉપહાસ ન કરે ધર્માનુકૂળ, સંયમપૂર્વક ચાલનાર બની મનુષ્યનો સર્વ પ્રકારે યોગક્ષેમ ઇશ્વરના નિયમ પ્રમાણે ચાલતો જ રહે છે જેનો

પરમપિતા એકમાત્ર સહાયક અને તેને કોઇ વાતની ન્યૂનતા રહેશે નહિ

**( इयं शिवा नारी अस्तं आगन् )** આ શુભ આચારવાળી સ્ત્રી પતિને ઘેર આવી ગઇ છે. આ શુભ આચારવાળી સ્ત્રી એવા જ ધર્માત્મા પુરૂષને પ્રાપ્ત થાય છે અને તેનો ગૃહસ્થાશ્રમ સુખપૂર્વક ચાલવામાં સહાયતા પ્રાપ્ત થાય છે. ધર્મપત્ની શુભ આચારવાળી મળવી એ પણ એક ભાગ્યનું લક્ષણ છે અને તે ધર્માચારથી જ પ્રાપ્ત થઇ શકે છે.

**( देवाः प्रजया वर्धयन्तु । મં. ૧૩ )** સર્વ દેવો આ દંપતિને ઉત્તમ સંતાન આપીને તેમની વૃદ્ધિ કરે. સુસંતતિ આપે અને અન્ય સર્વ પ્રકારનું ભાગ્ય અર્પણ કરે. દરેક પ્રકારનું સુખ આ દંપતિને પ્રાપ્ત થાય. આ બધું ઈશ્વર ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. વિધાતાની કૃપાથી જ આ બધું થાય છે.

### ગર્ભાધાન

વિવાહ પછી ગર્ભાધાન પ્રકરણ આવે એ સ્વાભાવિક અને ક્રમ પ્રમાણે યોગ્ય છે. તે બાબતનો નિર્દેશ ૧૪ મા મંત્રમાં છે. **( आत्मन्वतीं उर्वरा नारी )** આત્મિક બળવાળી સુપુત્ર અથવા સુસંતાન ઉત્પન્ન કરનારી હોવાથી કઠણ પ્રસંગે પણ જેનું ધૈર્ય નષ્ટ થતું નથી એવી હોવી જોઇએ. **" उर्वरा "** શબ્દ અહીં ઉપજાઉના અર્થમાં વપરાએલ છે. જેવી રીતે ભૂમિ ઉત્તમ ઉપજાઉ હોય છે, વનસ્પતિઓ રસયુક્ત ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે સ્ત્રી પણ ઉત્તમ હૃષ્ટપુષ્ટ સુમતિયુક્ત, સંતતિ ઉત્પન્ન કરનારી બને. રોગી સંતતિ ઉત્પન્ન ન થાય. આ સર્વ સ્ત્રીના ધર્માનુકૂળ આચરણ આચરવાપર નિર્ભર છે. જેવી રીતે આયુર્વેદમાં કહ્યું છે તેજ પ્રમાણેનું આચરણ સ્ત્રી પુરૂષો કરશે તો ઉત્તમ સંતતિ ઉત્પન્ન થઇ શકશે.

**( तस्यां नरो वीजं वपत )** આવી ગુણવતી, કુલવતી, આત્મબળ શક્તિની ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવામાં સમર્થ સ્ત્રીમાં જ પુરૂષ ગર્ભાધાન કરે કોઇ અન્ય સ્થળે વીર્યનો નિક્ષેપ ન કરે. ધર્મપત્ની સિવાય કોઇ અન્ય સ્થળે વીર્યપાત કરવો એ સર્વથા અયોગ્ય અધાર્મિક અને અવનતિકારક છે. પુરૂષ **( वृषभः )** બળદના જેવો વીર્યવાન્ હોવો જોઇએ. વૃષભ શબ્દ જ એ વીર્યદર્શક છે. વીર્યવાન્ સદ્‌ગુણવાળો પુરૂષજ ગર્ભાધાન કરે. રોગી, દુર્ગુણી, નિર્વીર્ય પુરૂષ ગર્ભાધાન કરશે તો તેનાં સંતાન તેના જેવાં જ ક્ષીણ અને દીન બનશે. તેથી આ સાવધાનતા જાળવવી આવશ્યક છે.

સ્ત્રી પોતાના પતિને ઘેર **( विराट् )** વિશેષ તેજસ્વિની બનીને પોતાના સર્વ વ્યવહાર કરે. **( सरस्वती )** વિદ્યાદેવીની મૂર્તિ બનીને રહે. અર્થાત્ વિદુષી કહેવરાવવાને યોગ્ય જ્ઞાનવાળી બને, **( सिनीवाली )** વિવિધ અન્નરસ પાસે રાખનાર ગૃહસ્વામિની બને. પોતાનો પતિ **( विष्णुः इव )** સાક્ષાત્ વિષ્ણુ ભગવાન જ છે અને હું તેની ધર્મપત્ની છું એવો ભાવ મનમાં રાખે. જેવી રીતે વિષ્ણુ ભગવાન સમસ્ત જગતનું પાલન પોષણ કરે છે તેવી રીતે મારા પતિ પણ કુટુંબનું પાલન પોષણ કરનાર છે. એવો વિચાર મનમાં રાખીને પતિની બાબતમાં ઘણો આદરભાવ પોતાના મનમાં રાખે. અને **( भगस्य सुमतौ असत् । મં. ૧૫ )** પોતાના પતિની બુદ્ધિમાં પોતાની બુદ્ધિનો સમાવેશ કરે અર્થાત્ તેને વિષે ઉત્તમ વિચાર મનમાં ધારણ કરે અને પતિના મનમાં પોતા માટે ઉત્તમ વિચાર રહે એવું પોતાનું આચરણ રાખે. પતિ પણ પોતાની સ્ત્રીએ માટે પુષ્કળ આદરભાવ રાખે. આ પ્રમાણે પતિપત્ની પરસ્પરનો સત્કાર કરીને પોતાના ગૃહસ્થ ધર્મનું પાલન કરે.

પતિ-પત્નીના અંદર અંદરના વ્યવહાર એવા સરળ અને સુંદર હોય કે એકબીજામાં કદી ઝગડા કે મન દુઃખ થવાનો પ્રસંગ ન આવે ઘરની શાંતિનો ભંગ થવાનો પ્રસંગ ન આવે. બંને જણાં પ્રેમથી એકબીજાની સાથે હળીમળીને રહે. **( अदुष्कृतौ )** બંને પતિપત્ની ખરાબ કામ અથવા દુરાચાર ન કરે. હંમેશાં સારાં શુભ કર્મોમાં દત્તચિત્ત રહે. **( वि-पनसौ )** તેઓ બંને હમેશાં નિષ્પાપ રહે. કદી ભૂલથી પણ પાપ માર્ગમાં પ્રવૃત્ત ન થાય. **( अशुनं मा आरतां મં. ૧૬ )** અશુભ વ્યવહાર કદી પણ ન કરે. બંને હળીમળીને પરસ્પરને ધર્મ કરવામાં સહાયતા આપતા રહે, અને પોતાની ઉન્નતિનો માર્ગ આક્રમણ કરતા રહે.

### પતિના ઘરમાં પત્નીનો વ્યવહાર

હવે પતિના ઘરમાં સ્ત્રીનો નિવાસ સ્થિર થયો. ગર્ભ ધારણ થયા પછી વધૂનું ચિત્ત પતિના ઘરમાં સ્થિર થઇ જાય છે. ત્યાં સુધી તે પોતાના પિતાના ઘરનું સ્મરણ કરતી રહે છે. જ્યારે ગર્ભ ધારણ થાય છે ત્યારે પતિના ઘરનો પ્રેમ વધે છે. આવી સ્થિતિમાં તે નારી પતિના ઘરમાં કેવી રીતે વ્યવહાર કરે એ વિષયમાં ઉત્તમ ઉપદેશ મંત્ર ૧૭માંથી પ્રારંભ થાય છે. દરેક સ્ત્રીએ આ મંત્ર કંઠસ્થ કરવો જોઇએ.

**( अ-घोर-चक्षु )** સ્ત્રી ક્રૂર દૃષ્ટિ કરનારી ન બને,

હંમેશાં સૌમ્ય બની આનંદી અને પ્રસન્ન દૃષ્ટિથી ઘરનાં કાર્ય કરતી રહે. કોઈપર ક્રોધ ન કરે. વક્ર (વાંકી) દૃષ્ટિથી કોઈ પ્રત્યે ન જુએ. (**अपति-घ्नी**) પતિનો ઘાતપાત, અપમાન તથા વિરોધ કદી પણ ન કરે, સદા પતિનું હિત કરવામાં દક્ષ રહે. (**स्योना शिवा**) સ્ત્રી સર્વને સુખ આપે, સર્વનું હિત કરે. સર્વનું કલ્યાણ કરવામાં દત્તચિત્ત રહે, (**शग्मा**) હંમેશાં શુભ કાર્ય કરે, સર્વ હિતકારી કાર્યમાં પોતાના ચિત્તની લગની રાખે. (**सु-यमा**) સ્ત્રી પોતાના પતિના ઘરમાં ઉત્તમ ધર્મ નિયમોને અનુકૂળ આચરણ કરે. કદી પણ નિયમ બાહ્ય આચરણ ન કરે, (**सु-सेवा**) ગુરુજનોની સેવા ઉત્તમ રીતિથી કરે, સેવા કરનારાઓ પર ક્રોધ ન કરે. પ્રસન્નતાપૂર્વક સેવકોની સાથે વર્તે, (**वीरसूः प्रजावती**) વીર સંતાન ઉત્પન્ન કરવા માટે જે જે પથ્ય વ્યવહાર કરવા આવશ્યક હોય તે કરતી રહે. પોતાની વીરભાવનાથી જ સંતાન પણ વીરપ્રભાવ યુક્ત થઈ શકે છે એમ જાણીને પોતાના મનમાં વીરતાના વિચારો ધારણ કરે, અને બાળપણમાંજ પોતાના સંતાનોને વીરતાનું શિક્ષણ આપતી રહે. આ પ્રમાણે પોતાનાં સંતાન સુવીર બનવા માટે જે જે ઉપાયો કરવા આવશ્યક હોય તે કરતી જાય (**देवृ-कामा, अदेवृ-घ्नी**) પોતાના દિયરોનું હિત કરે, તેમનો કદી પણ દ્વેષ ન કરે, દિયરોનો કદી ઘાતપાત ન કરે. (**सुमनस्यमाना**) જેના અંતઃકરણની ભાવના ઉત્તમ છે. જેની મનોવૃત્તિ ઉત્તમ છે, એવી સ્ત્રી હો, અર્થાત્ વિદ્યા અને સુનિયમોથી સ્ત્રી પોતાનું મન ઉત્તમ, શાંત, ગંભીર અને વિનયયુક્ત બનાવે ને ઘરમાં સર્વના મન પોતા તરફ આકર્ષિત કરે, (**सुवर्चाः**) સ્ત્રી ઉત્તમ તેજસ્વિની બને, ઘરની શોભા બનીને પતિના ઘરમાં રહે (**पशुभ्यः शिवा**) પશુ વગેરેનું હિત પણ ગૃહિણી કરે. પશુઓને યોગ્ય સમયે ઘાસ, દાણોપાણી બરાબર મળ્યું છે કે નહિ, તેમનું આરોગ્ય કેવું છે, વગેરેનો વિચાર કરીને એ બાબતમાં જે આવશ્યક કર્તવ્ય હોય તે કરે. (**गार्हपत्यं सपर्य**) ગાર્હપત્ય અગ્નિમાં પ્રતિદિન હવન કરે. ઈશ્વરની હંમેશાં ઉપાસના કરે. આગળ ૨૬ અને ૨૭ મંત્રમાં પણ ફરીથી એજ વિષય આવેલ છે. તેમાં ગૃહપત્નીના કર્તવ્ય આ શબ્દો દ્વારા વર્ણવવામાં આવ્યાં છે. સ્ત્રી (**सुमंगली**) ઉત્તમ મંગળ કરવાવાળી, શુભ મંગળ કામના કરવાવાળી, (**प्रतरणी**) દુઃખમાંથી પાર કરનારી (**सुसेवा**) ઉત્તમ સેવા કરનારી, ઉત્તમ સેવનીય. (**पत्यै श्वशुराय शंभूः**) પતિનું, સસરાનું ઉત્તમ હિત કરનારી, (**श्वश्र्वै स्योना**) સાસુનું સુખ વધારનારી (**श्वशुरेभ्यः, गृहेभ्यः, पत्ये, अस्यै सर्वस्यै विशे स्योना**) સસરો, ઘરવાળા, પતિ અને સર્વ કુટુંબના લોકોને માટે સુખ દેનારી ગૃહિણી હો.

આ ઉપદેશને લક્ષમાં રાખીને જે સ્ત્રી પોતાના પતિના ઘરમાં વ્યવહાર કરે તે સર્વના આદરપાત્ર બને એ નિઃસંદેહ છે. એમાં શંકાને સ્થાન નથી જ. ગૃહિણીનો આમ ઉત્તમ આદર્શ અહીં દર્શાવ્યો છે. સ્ત્રીનું પતિને ઘેર કેવું વર્તન હોવું જોઈએ એ વિષયમાં આ કાંડના પ્રથમ સૂક્તના ૪૨ થી ૪૭ સુધીના મંત્રો અને તેમનું સ્પષ્ટીકરણ પાઠક અહીં પણ જોઈ જાય, અને પ્રૌઢ ઉપવર કન્યાઓને આ મંત્રના ભાવ બરાબર સમજાવી દે.

## દરિદ્રતાને દૂર કરો

પતિના ઘરમાં ધર્મપત્નીનો પ્રવેશ થયા પછી વધૂ અને વર બન્નેએ મળીને પ્રયત્ન કરવો જોઈએ કે જેથી પોતાના ઘરનું દારિદ્ર દૂર થાય, તે ઘરમાં રહે નહિ. આ વિષયનો સંદેશ આપતાં ૧૯ મા મંત્રમાં કહ્યું છે—

(**हे निर्ऋते! प्रपत मा रंस्थाः। अभिभूः स्यात् गृहात्। त्वा ह्वये। मं. १९**)

વધૂ અને વર કહે છે, 'હે દળદર! અહીંથી દૂર નાસી જા અહીં અમારા ઘરમાં ન રહે, અમો તારો પરાભવ કરીશું અને અમારા ઘરમાંથી તને બહાર કાઢી મૂકીશું આ વાત સત્ય રીતે કહીએ છીએ.' આ પ્રમાણે નિશ્ચયપૂર્વકનાં વાક્યો દારિદ્રને કહેવામાં આવે. તેનું તાત્પર્ય એવું છે કે પતિ અને પત્ની પોતાના ઘરના દળદરને દૂર કરવાનો નિશ્ચય કરે અને તદનુસાર પ્રયત્ન કરે.

## મોટેરાંઓને નમસ્કાર

વીસમા મંત્રમાં કહ્યું છે કે જ્યારે વધૂ અગ્નિની પૂજા કરી લે અને પોતાની ઈશ્વરોપાસના સમાપ્ત કરે ત્યારે તે (**पितृभ्यः नमस्कुरु मं. २०**) પોતાના ઘરનાં મોટાં માણસોને નમસ્કાર કરે અને પછી પોતાના કાર્યમાં લાગે. આથી એક મહાન વૈદિક આદર્શ દર્શાવેલ છે. સ્ત્રી પ્રાતઃકાળમાં ઉઠે, શરીર શુદ્ધિ, સ્નાન વગેરે પરવારીને, ઈશ્વર ઉપાસના, હવન ઇત્યાદિથી નિવૃત્ત થઈને પોતાના ઘરનાં મોટાં લોકો જેવાં કે પતિ, સાસુ, સસરા, જેઠ તથા અન્ય ગુરુજન જે કોઈ ઘરમાં હોય તેમને યથાયોગ્ય રીતે નમસ્કાર કરી

તેમના આશીર્વાદ પ્રાપ્ત કરે અને પછીથી પોતાનું કાર્ય શરૂ કરે આ નિયમન માત્ર નવવધૂને માટે જ ઉત્તમ છે એટલું જ નહિ પરન્તુ ઘરના સર્વ કુમાર-કુમારીકાઓ માટે પણ ઉત્તમ છે અમોને ખૂબ જ આશા છે કે પ્રત્યેક આર્યના ઘરમાં આ પ્રણાલિ ચાલુ રહે અને ગુરૂજનોને નમસ્કાર કરવા એ એક હમેશનો આવશ્યક કાર્યક્રમ જ સમજવામાં આવે

આ પ્રમાણે ગુરૂજનોને સત્કારમાં નમસ્કાર કરવો એ એક પ્રકારનુ ( **शर्म वर्म एतत्** । મં ૨૧ ) સુખદાયક અને સંરક્ષક કવચ છે આ રીતે કુમાર કુમારીઓની ઘણી આપત્તિઓથી રક્ષા થાય છે આથી આ પદ્ધતિનો પ્રચાર બધા ગૃહોમાં થવો યોગ્ય છે

( સૂચના - મંત્ર ૧૫ નો ઉત્તરાર્ધ અહીં મંત્ર ૨૨ માં ફરી વખત આવેલ છે )

નવવધૂ ઈશ્વર ઉપાસના અને અગ્નિમાં હવન કરતી વખતે ચર્મ પર-ઘણું ખરૂં કૃષ્ણાજીન પર બેસે અને પોતાની ઉપાસના કરે ( જુઓ મંત્ર ૨૨-૪૪ )

**रोहिते चर्मणि उपविश्य सुप्रजा अग्निं सपर्यतु ।** ( મં ૨૩ )

" કૃષ્ણાજીનપર બેસીને ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરનારી સ્ત્રી અગ્નિની ઉપાસના કરે " અગ્નિની ઉપાસના કરવાનું કારણ વેદમંત્રમાં આ પ્રમાણે આપેલ છે—

**एष देव सर्वा रक्षांसि हन्ति ॥** ( મં ૨૪ )

' આ અગ્નિદેવ સર્વ રોગબીજરૂપ રાક્ષસોનો નાશ કરે છે " અને કુટુમ્બીઓને રોગ મુક્ત કરે છે આ અગ્નિ ઉપાસનાનું મહત્ત્વ છે તેથી હવન પ્રત્યેક કુટુમ્બમાં થવો જોઇએ આ પ્રમાણે જે સ્ત્રી કરે છે તેનો ( **सुज्येष्ठ पुत्र** । મં ૨૪ ) ઉત્તમ શ્રેષ્ઠ પુત્ર થાય છે સુપ્રજા નિર્માણ માટે ઇશ્વરની ઉપાસનાની અત્યંત આવશ્યકતા છે તેથી માતાપિતા અને કુટુમ્બના ઇતર માણસોના મન સુસંસ્કાર સમ્પન્ન થય છે અને તેનું પરિણામ સુપ્રજા નિર્માણ થવામાં થાય છે ૨૫ માં મંત્રમાં પણ ફરીથી એજ કારણ આપ્યું છે—

**प्रतिभूष देवान् ।** ( મં ૨૫ )

દેવોને સુશોભિત બનાવો ' એમ આજ્ઞા આપેલ છે ઇશ્વરોપાસના કરવા માટે જ આ આજ્ઞા પ્રેરિત કરે છે દેવતાઓને આભૂષણોથી સુભૂષિત કરો, એવી આજ્ઞા અહીં છે માતૃદેવ પિતૃદેવ અતિથિદેવ પતિદેવ આદિ અનેક દેવો ઘરમાં હોય છે તેમને સુભૂષિત કરવાના વિષયમાં આ આજ્ઞા હોય એ પણ સંભવિત છે ઘરમાં જે જે દેવતાઓ હોય તેમની બધાની શોભા વધારવી એ ગૃહસ્થીઓનુ પરમ કર્તવ્ય છે

કેટલાક લોકો ' દેવતાઓની ' મૂર્તિઓની સજાવટ કરવી જોઇએ એવો અર્થ આ મંત્રનો માને છે અને આ મતના ટેમમાં કહે છે કે વેદમાં ઇન્દ્રાદિ દેવતાઓની મૂર્તિઓનું વર્ણન કરેલ છે તે વિષયમાં તેમના પ્રમાણુ આમ છે—

**क इमं दशभिर्ममेन्द्रं क्रीणाति धेनुभि ।** ( ઋ ૪।૨૪।૧૦ )

**महे चन त्वामद्रिव परा शुल्काय देयाम् ।**
**न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ ॥** ( ઋ ૮।૧।૫ )

' ( **इम इन्द्र** ) આ ઇન્દ્રને ( **दशभि धेनुभि** ) દશ ગાયો આપીને ( **क्रिणाति** ) ખરીદે છે સેંકડો અથવા હજારો ગાયો મળવા છતાં પણ ( **शुल्काय न परा देया** ) ગમે તેટલું મૂલ્ય મળવા છતાં પણ આ ઇન્દ્રને વેચીશ નહિ ' આ મંત્રમાં આ લોકો કહે છે કે ઇન્દ્રની મૂર્તિ ખરીદવી અને વેચવાનો ઉલ્લેખ છે શ્રી બાબુ અવિનાશ પ્રસાદ દાસ એમ એ પીએચ ડી એ પોતાના ' વૈદિક કલ્ચર ' નામના પુસ્તકમાં પૃ ૧૪૫ થી ૧૪૮ પર આ મંત્રો માટે વિચાર કર્યો છે અન્તમાં આટલા મંત્રો આપીને પણ વેદમાં નિઃસંદેહ મૂર્તિપૂજા છે એવો પોતાનો મત જાહેર કર્યો નથી તેથી તેમના મત પ્રમાણે પણ વેદમાં મૂર્તિ પૂજાની હસ્તિ સિદ્ધ થતી નથી તેથી જે વિષયમાં આ પક્ષના આધાર આપનારનો પણ સંદેહ છે તે વિષયનુ ખંડન મંડન કરવાની અમારે અહીં કોઇ આવશ્યકતા નથી અમે આ મત અહીં એટલા માટે આપ્યો છે કે આ મંત્રોપર પૂર્વોક્ત બાબુ મહાશય આ કલ્પના કરે છે જે પાઠકો શોધની દૃષ્ટિએ અધ્યયન કરતા હોય તેમણે આ મંત્રોનો અધિક વિચાર કરવો ઉક્ત બાબુ મહાશયનુ બીજુ પણ કથન ( ઋ ૮।૬૯।૧૫।૧૬ ) મંત્રોમાં જ્યાં ઇન્દ્રના રથમાં બેસવાનો ઉલ્લેખ છે ત્યાં ઇન્દ્રની મૂર્તિ બનાવનાર રથમાં બેસે એવો અર્થ સમજવો જોઇએ એમ છે જો આ પ્રમાણે કલ્પના કરવી હોય તો સર્વ દેવતાઓની મૂર્તિઓનું વેદમાં વર્ણન છે. એમ તે કહી શકે છે કારણ કે વેદમાં અનેક દેવતાઓના વર્ણનોમાં રથમાં બેસવાનું વર્ણન

છે. દેવતાનું રથમાં બેસવું તેનો આધ્યાત્મિક અર્થ શું છે તેની ચર્ચા અમે " વૈદિક અગ્નિવિદ્યા " નામના પુસ્તકમાં અગ્નિદેવતાના વિષયમાં કરેલ છે એ જ પ્રમાણે ઇન્દ્ર દેવતાપર સ્વતંત્ર એક પુસ્તક લખીને ઇન્દ્ર દેવતાનું રથમાં બેસવું એટલે શું, તેનો આશય શો છે તેનો વિચાર અહીં સંક્ષેપમાં કહેવાથી કાંઇ પણ હેતુ સરી શકશે નહિ તેથી એ વિષય અમો અહીં લેતા નથી. અમારા વિચાર પ્રમાણે અહીં આ " **देवान् प्रति भूष** " નો અર્થ પોતાના કુટુંબમાં જે ગુરુજન હોય તેમને સુભૂષિત કરે એવો છે. આગળ ઉપર શોધ થયા પછી જે વાત સિદ્ધ થશે તે પ્રકાશિત કરીશું. અસ્તુ

ઉપરોક્ત સુમંગળી વધૂને સજ્જન સ્ત્રી પુરુષો જુએ અને આશીર્વાદ આપે, તેનું ભલું ઇચ્છે અને તેની સદ્ભાવના કરે એ ભાવ ૨૮ મા મંત્રનો છે જે દુષ્ટ હૃદયવાળી ( **दुर्हार्दः युवतयः** ) સ્ત્રીઓ તરુણ યુવતિઓને છેતરતી રહે છે અને તેમને કુમાર્ગમાં પ્રવૃત્ત કરતી રહે છે. એવી દુષ્ટ યુવતીઓ આ નવવિવાહિત વધૂવરની સમીપ ન આવે અર્થાત્ એવી દુષ્ટ સ્ત્રીઓ અને દુષ્ટ પુરુષોના પ્રભાવથી આ નવવિવાહિત સ્ત્રી પુરુષ બચીને રહે.

## ગુપ્તવાત

આ પછી મંત્ર ૩૦ થી મંત્ર ૪૦ સુધી સ્ત્રી પુરુષના સંબંધની અર્થાત્ ગર્ભાધાન પ્રસંગનું વર્ણન છે તેમાં મનન કરવા યોગ્ય અનેક નિર્દેશ છે તો પણ તે વિષય માત્ર ગૃહસ્થને માટે જ ઉપયોગી છે, અને બ્રહ્મચારી તેને વાંચી શકે નહિ તેથી આ ગુપ્ત વિષય છે. તે કારણે તેનું વિવરણ અમો અહીં કરતા નથી જે પાઠકો તેને જાણવાની ઇચ્છા કરે તેઓ મંત્રના અર્થનો વિચાર કરીને જાણી લે

## વધૂનું વસ્ત્ર

વધૂના વિવાહ સમયે જ્ઞાની બ્રાહ્મણને વસ્ત્રનું દાન કરવાનો આદેશ મંત્ર ૪૧ અને ૪૨ માં છે. આ વસ્ત્ર આપવું અત્યંત આવશ્યક છે કારણ કે આ ( **ब्रह्मभागः** ) બ્રાહ્મણનો ભાગ છે આ દાન ( **देवैःदत्त** ) દેવો દ્વારા અપાયું હતું ( **मनुना सार्क** ) મનુની સાથે તે આવેલું છે અથવા મનુએ તે પહેરવાની પ્રથા પાડી છે આ ( **ब्रह्मणे** ) બ્રાહ્મણને આપવા યોગ્ય દાન છે આ ( **चिकितुषे ब्रह्मणे यः ददाति** ) જે જ્ઞાની બ્રાહ્મણને આ વસ્ત્રનું દાન કરે છે તેને લાભ થાય છે. આ પ્રમાણે વસ્ત્રદાનનો મહિમા આ મંત્રોમાં વર્ણવ્યો છે. બ્રાહ્મણોને આ પ્રમાણે વસ્ત્રદાન કરવામાં આવે એ તેનું તાત્પર્ય છે વિદ્વાન્ બ્રાહ્મણોને આ પ્રમાણે વસ્ત્રદાન આપીને તેમનો યોગક્ષેમ ચલાવવો જોઇએ, એ ઉપદેશ આ મંત્રોમાંથી મળે છે. આ ગૃહસ્થી લોકોપર એક પ્રકારની ધાર્મિક જવાબદારી છે. આ પ્રકારે આવાં દાન ગૃહસ્થી આપતા રહે તો તે દાનથી મોટા મોટા ગુરુકુળ ચાલી શકે છે, અને વિદ્યાનો પ્રસાર પણ પુષ્કળ થઇ શકે છે.

## ગૃહસ્થીનાં ઘર

૪૩માં મંત્રમાં ગૃહસ્થનું ઘર કેવું હોવું જોઇએ તે જાણવા મળે છે. ( **सुगृहः** ) સ્ત્રી પુરુષ ઉત્તમ ઘરમાં રહે અંદરથી તેમજ બહારથી ઉત્તમ સુવ્યવસ્થિત હોય જેવું તેવું ન હોય પ્રત્યેક ઓરડો અને ઘરનો બહારનો ભાગ સર્વ યથાયોગ્ય, સ્વચ્છ, સુંદર અને સુડોળ હોય ( **स्योनात् योनेः अधि बुध्यमानौ** ) સ્ત્રી પુરુષનો શયન ખંડ અત્યંત સુખદાયક હોય ઉનાળામાં તે શાન્ત અને ઠંડક વાળો હોય, શિયાળામાં તે સુખદાયક બને, ચોમાસાના દિવસોમાં તેમાં રહેનારાને જરા પણ કષ્ટદાયક ન હોય આવા સુખદાયી ખંડમાં સ્ત્રી પુરુષ સુવે આ ખંડનું સ્વાસ્થ્ય ઉત્તમ હોવાથી તેમાં સુનારાઓને ઉત્તમ નિદ્રા આવશે. અને તેઓ બ્રાહ્મમુહૂર્તમાં ( **अधि बुध्यमानौ** ) પોતાના શયનમંદિરમાંથી ઉઠી શકશે અને તેમના ધર્મકર્મોની શરૂઆત કરી શકશે તે સ્ત્રીપુરુષ પોતાના સુંદર મંદિરમાં રહે અને ( **हसा मुदौ** ) હાસ્ય વિનોદ કરતાં કરતાં પોતાના દૈનિક વ્યવહાર કરે કદી કોઇપર ક્રોધ, દ્વેષ આદિ વિકારયુક્ત આચરણ ન કરે આનંદથી રહે ( **महसा मोदमानौ** ) મહત્ત્વના જ્ઞાન સાથે આનંદ પ્રસન્ન રહે તે સ્ત્રીપુરુષોના પરસ્પરના વ્યવહારથી એવું જણાય આવે કે તેઓ ખૂબ જ આનંદથી પોતાનો વ્યવહાર કરી રહ્યાં છે તેમના ચહેરાપરથી તેમનો આનંદ જણાઇ આવવો જોઇએ

( **सु-गू** ) ઉત્તમ ગાયોનું પાલન કરનારા આ ગૃહસ્થી હોય ઘરમાં દૂધ આપનારી ઉત્તમ ઉત્તમ ગાયો હોય તેમનું દૂધ, દહી, છાસ, માખણ, ઘી વગેરે કુટુંબીઓને પ્રતિદિન પ્રાપ્ત થતું રહે અને તેઓ તેનું સેવન કરીને હૃષ્ટપુષ્ટ અને આનંદિત થતા રહે ' **सु-गू** ' શબ્દનો બીજો અર્થ ઉત્તમ ઇન્દ્રિય યુક્ત એવો પણ થાય છે આ સ્ત્રીપુરુષો પોતાના ઉત્તમ ઘરમાં રહી બ્રહ્મચર્યાદિ સુનિયમોનું પાલન કરીને પોતાની ઇન્દ્રિયોને ઉત્તમ સ્થિતિમાં રાખે, ( **सु-पुत्रौ** ) જેને ઉત્તમ

બાળબચ્ચાં થયાં છે અને તેઓ ઉત્તમ શિક્ષણસમ્પન્ન બની રહ્યાં છે, એવાં એ માતાપિતા હો સુસંતાન ઉત્પન્ન કરવાં અને તેમને ઉત્તમ શિક્ષણસંપન્ન બનાવવાં તે પ્રત્યેક ગૃહસ્થીનો ધર્મ છે, કર્તવ્ય છે વિશેષ ઉત્તમ પ્રબંધથી રહેવાથી ઉત્તમ સંતાન ઉત્પન્ન થઇ શકે છે આ પ્રમાણે સર્વ ગૃહસ્થો પોતાના ઘરમાં આનંદથી પ્રસન્નચિત્ત રહે અને પોતાના દીર્ઘાયુની પ્રાપ્તિનુ સાધન કરે અહીં ઉત્તમ ઘરનો આદર્શ દર્શાવ્યો છે પાઠક તેને સ્મરણમાં રાખે અને પોતાનું ઘર તેવુ બનાવવાનો યત્ન કરે

( अण्डात् पतत्री एव ) જેવી રીતે ઇંડામાંથી પક્ષી મુક્ત થાય છે અને સ્વેચ્છાથી આકાશમા સંચાર કરવાનો આનંદ પ્રાપ્ત કરે છે તેવી રીતે, પ્રત્યેક ગૃહસ્થ પ્રયત્ન કરીને ( विश्वस्मात् एनस परि समुक्षि । મ ૪૩ ) સર્વ પાપથી મુક્ત થઇને નિષ્પાપ થઇને વિચરે આ પ્રત્યેક ગૃહસ્થનો આદર્શ હોય, હું નિષ્પાપ બનીશ એવો નિશ્ચય પ્રત્યેક ગૃહસ્થી કરે અને તેની સિદ્ધિ માટે પોતાનાં પ્રયત્નોની પરાકાષ્ઠા કરે પ્રતિદિન ( नव वसान ) નવુ એટલે કે ધોયેલું સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરે અને ( सुवासा ) ઉત્તમ શોભાયમાન વસ્ત્રોથી પોતાને સુશોભિત બનાવે પોતાના શરીરને સુંદર રીતે શણગારે શરીરની સુંદરતા વધારવામાં દત્તચિત્ત રહે, આ બાબતમાં કદી ઉદાસ ન રહે સ્ત્રીપુરુષ સુંદર વસ્ત્રો અને સુંદર આભૂષણોથી પોતાનાં શરીર અધિક સુંદર અને રમણીય તથા દર્શનીય બનાવે. ( सुरभि ) સુગંધિત ચંદન અત્તર વગેરેનો ઉપયોગ કરીને આનંદથી પ્રસન્ન રહે શરીર પર દુર્ગંધીયુક્ત કોઇ પણ પદાર્થ ન હોય સ્નાનથી દરરોજ શરીરને દુર્ગંધથી મુક્ત બનાવવું જોઇએ દરરોજ ધોએલાં વસ્ત્રો પરિધાન કરવાં જોઇએ ચંદન વગેરેનો લેપ કરીને સુગંધી ધારણ કરવી જોઇએ આ પ્રમાણે સુંદર બનીને સ્ત્રીપુરુષ પોતાના ઘરમાંથી ( विभातौ उषस उदृञ्जागा ) પ્રકાશિત ઉષ કાળમાં જ બહાર નીકળી પડે પ્રાત કાળમાં સ્નાનાદિ તથા ઉપાસનાથી નિવૃત્ત થઇને આ શુભ સમયમાં ફરવા જાય ઉષ કાળમાં સ્ત્રી વા પુરુષ કોઇ પણ પથારી પર ઉંઘતું ન રહે આ પ્રમાણે કોઇ પણ ગૃહસ્થ આળસુ ન રહે હમેશાં ઉદ્યમી પ્રયત્નશીલ, સુસંસ્કાર સંપન્ન એવા ગૃહસ્થી લોકો પ્રશંસનીય રીતે પોતાના કાર્યમાં દત્તચિત્ત રહે

૯ [ અથર્વ અનુ વા ૩ ]

પ્રત્યેક ગૃહસ્થની ઇચ્છા હોય કે ( न संहस' मुचन्तु ) ( મ ૪૫ ) અમો સર્વ પાપમાથી મુક્ત થઇએ ગૃહસ્થીઓએ હમેશાં પોતાના આચારશુદ્ધતાનો જ વિચાર કરવો જોઇએ કારણ કે ગૃહસ્થાશ્રમમાં હમેશાં ધનની આવશ્યકતા હોય છે અને તેને કારણે મનુષ્યો ખરાબ વ્યવહારમાં ફસાઇ જવાનો અધિક સંભવ હોય છે તેથી પાપથી બચવા માટેનો વિચાર શ્રમ કરનારા ગૃહસ્થોના મનમાં હમેશાં રહેવો ઉચિત છે જો આ વિચાર તેમના મનમાં સ્થિર રહે તો કઠણ પ્રસંગમાં દક્ષતાપૂર્વક રહીને પાપથી પોતાનો બચાવ તે કરી શકે છે

દ્યાવા અને પૃથ્વી આ બે લોક કેવા નિયમપૂર્વક પોતાના કર્મો કરી રહ્યા છે એ સર્વ આ ગૃહસ્થી જુએ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારાગણઆદિ સર્વ પોતાની કક્ષામાં ભ્રમણ કરી રહેલ છે. તેઓ કદી બીજાના કાર્યક્ષેત્રમા દખલ કરતા નથી કદી આળસ કરતા નથી, અને કદી પોતાનું કાર્ય છોડતા પણ નથી સર્વ ઋતુ અને સર્વકાળ યથાયોગ્ય રીતે થઇ રહ્યા છે કોઇ પણ કોઇ જાતની શિથિલતા રાખતા નથી આ સૃષ્ટિક્રમને જોઇને ગૃહસ્થી લોકો પોતાના મનમાં નિશ્ચય કરે કે અમે પણ અમારું આચરણ એવું જ રાખીશુ અને આ સૃષ્ટિમાં રહેવા યોગ્ય બનીશુ ( महिव्रत ) મહાન નિયમોનું પાલન કરવાથી જ મનુષ્ય સુયોગ્ય બની શકે છે મનુષ્યની વિશેષ ઉચ્ચ યોગ્યતા હોવાને લીધે એ યોગ્ય છે કે તે સુયોગ્ય ધર્મનિયમોનુ પાલન કરે અને સૃષ્ટિના નિયમોને અનુકૂળ રહીને વિશેષ પ્રભાવશાળી બને

( ये प्रचेतस तस्य नम । મ ૪૬ ) જે વિશેષ જ્ઞાની છે તેને નમન કરવુ જોઇએ કારણ કે નમનપૂર્વક તેમની પાસે જવાથી તેઓ જ્ઞાનોપદેશ આપે છે અને તે જ્ઞાનથી મનુષ્ય કૃતાર્થ થઇ શકે છે તેથી ગૃહસ્થી માટે એ ઉચિત છે કે તે જ્ઞાની ગુરુજનોને નમસ્કાર કરવામાં જરા પણ આનાકાની ન કરે, અથવા પીછે હઠ ન કરે

ઇશ્વરના અદ્દભુત કાર્યનુ વર્ણન મ ૪૭ માં કર્યું છે ઇશ્વર ચોંટાડ્યા વગર અને કાણુ પાડ્યા વગર સાધાઓને જોડી દે છે આપણા શરીરમાં સર્વ હાડકા કેવાં એકમીજા સાથે જોડી રાખ્યા છે તેમા કેઇ કાણુ નથી અથવા તો કોઇ પણ ઠેકાણે ચોંટાડવાનો પ્રસંગ આવ્યો નથી આ અદ્દભુત રચના કૌશલ્ય પરમેશ્વરનું છે પાઠક પોતાના શરીરમાં તથા જગતમા તેનો અનુભવ કરે અને પરમેશ્વરની અદ્દભુત શક્તિનો

પરિચય કરે (પિ-હૃતાઃ પુનઃ નિષ્કર્તા) અમારા રોગોને ફરીવાર કાપીને ઠીક કરી દે છે તેથી તેને નમન કરીને તેની શક્તિ આપણે અનુકૂળ કરવાનો યત્ન કરવો જોઈએ ઉપાસનાથી જ આ સર્વ સાધ્ય થઈ શકે છે.

મંત્ર ૪૮માં કહ્યું છે કે (तमः असत् अप उच्छतु) (મં. ૪૮) અંધકાર અમારા બધાથી દૂર રહે અંધકાર સાત્વિક, રાજસ, અને તામસ હોવાથી અનેક પ્રકારના છે, આત્મિક, બૌદ્ધિક, માનસિક અને ઇન્દ્રિય વિષયક અંધકાર પરસ્પર ભિન્ન છે આ સર્વ અંધકાર અમારા બધાથી દૂર રહે અમારામાંથી કોઈની પાસે આ અંધકાર અથવા આ વિષયનું અજ્ઞાન ન રહે, કારણ કે સર્વ પ્રકારના દોષ અને સર્વ પ્રકારની અધોગતિઓ અજ્ઞાનને કારણે જ થાય છે અને અજ્ઞાન દૂર થાય ત્યાં સુધી તેના દોષોથી બચવું અસંભવ છે તથા સર્વ પ્રકારના અજ્ઞાનને દૂર કરવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેકનું કર્તવ્ય છે આ પ્રમાણે જે (यावतीः कृत्याः) જે ઘાતપાતના વિચાર છે, (यावन्तः पाशाः) જે અનેક પ્રકારનાં બંધન છે (याः दुरृद्धयः याः असमृद्धय) જે દારિદ્ર અને અસમૃદ્ધિઓ છે, તે સર્વને દૂર કરવી જોઈએ ગૃહસ્થીઓનાં કર્તવ્ય આમ ૪૯માં મંત્રમાં આ પ્રમાણે કહેલાં છે ઘાતપાતના વિચાર અને દળદરી વિચારો તથા આચાર સર્વ દૂર કરવા જોઈએ અને અહિંસાના, રત્નત્રતાના વિચાર, સંપન્નતાના આચાર પોતામાં લાવવાના પ્રયત્ન કરવા જોઈએ મનુષ્યના જેવા વિચારો હોય છે તેવા તેના આચાર થતા જાય છે આ દૃષ્ટિથી આ મંત્ર ખૂબ જ બોધપ્રદ છે

## સ્ત્રીઓનાં બનાવેલાં વસ્ત્ર

કાપડ વણવાનો વ્યવસાય ગૃહઉદ્યોગ તરીકે વિકસે બીજું કોઈ વસ્ત્ર કોઈ ન પહેરે. મં ૫૦ અને ૫૧માં સ્ત્રીઓદ્વારા બનાવેલ વસ્ત્ર પરિધાન કરવાનું કહેવામાં આવ્યું છે

यत् पत्नीभिः उत वासः तत् नः स्योनं उपस्पृशात्।
(મં ૫૧)

" જે કાપડ અમારી સ્ત્રીઓ દ્વારા વણાએલું છે તેજ અમોને સુખસ્પર્શ દેનારૂં પ્રતીત થાઓ " જેની (अन्ता सिचः) કિનારીઓ અને ધારો, તેનો (ओतवः तन्तवः) તાણોવાણો અમને સુખ આપનાર થાઓ અર્થાત્ પોતાના ઘરની જ સ્ત્રીઓ પોતાના ઘરનાં વસ્ત્રો બનાવે, ઘરમાં સૂતર કંતાય, તેનો તાણોવાણો પણ ઘરમાં જ થાય, કિનારીઓ અને ધારો પણ સુંદરમાં સુંદર ઘરમાં જ બનાવ ય અને આમ ઘરમાં વણાએલ કાપડ જ ઘરનાં સ્ત્રીપુરૂષો પહેરે તેમને પોતાના ઘરમાં બનાવેલ કપડાં પહેરવાથી આનંદ અને અભિમાન ઉત્પન્ન થાય પોતાના ઘરના લોકોએ બનાવેલાં વસ્ત્રો પહેરવામાં કોઈ આનાકાની ન કરે, પરંતુ તેજ વસ્ત્રો પહેરવામાં દરેકને પ્રેમ અને આનંદ પ્રાપ્ત થાય. પોતાના ઘરમાં બનાવેલ વસ્ત્ર ન પહેરીને અને પારકાએ બનાવેલ વસ્ત્ર પહેરીને (वयं मा रिषाम। મં ૫૦) અમારામાંથી કોઈ પણ નાશને પ્રાપ્ત ન થય કારણ કે પોતાનું બનાવેલ વસ્ત્ર ન પહેરવાથી તથા બીજાએ બનાવેલ વસ્ત્રો પહેરવાથી નિસંદેહ નાશ થશે જ આ નાશમાંથી ગૃહઉદ્યોગને બચાવવાનો માત્ર એક જ માર્ગ છે કે પ્રત્યેક ઘરમાં સૂતર કાંતવામાં આવે અને તેનાં વસ્ત્રો બનાવી તેજ ઉપયોગમાં લેવાય. આપત્તિથી બચવાનો અને સમ્પત્તિમાન બનવાનો આ એકમાત્ર ઉપાય છે પ્રત્યેક ઘરમાં આ વૈદિકધર્મના આદર્શનું પાલન થતું રહે પોતાના બનાવેલા વસ્ત્રની કોઈ ઘૃણા ન કરે અને પારકાઓએ બનાવેલ વસ્ત્ર પર કોઈ માયા ન રાખે આજ ઉદ્ધારનું એકમાત્ર સાધન છે

મંત્ર ૫૨ માં કહ્યું છે કે, " પતિની ઇચ્છા કરીને પતિના ઘરમાં દાખલ થનારી કન્યા આ દીક્ષાવ્રતનું પાલન કરે આ દીક્ષાવ્રત એટલે જાતે સૂતર કાંતવું અને તેનાં કપડાં ઘરવાળાઓ માટે બનાવવાં એજ છે જે સ્ત્રી આ વ્રતનું પાલન કરશે તેજ દીક્ષાને ધારણ કરનારી બની શકશે અને કુળનો ઉદ્ધાર કરી શકશે પરંતુ જે સ્ત્રી પોતે સૂતર કાંતશે નહિ અને પારકાઓએ બનાવેલાં વસ્ત્રો પહેરવાનો આગ્રહ રાખશે તે પોતાના ઘરમાં પોતેજ દળદરને બોલાવશે તેથી ઘરના સર્વ કુટુંબીઓ માટે એ ઉચિત છે કે તેઓ બધાજ આ દીક્ષાવ્રતને ધારણ કરે અને આ વ્રતનું પાલન કરીને ઉન્નતિને પ્રાપ્ત કરે વેદનો આ આદેશ સર્વ ગૃહસ્થીઓ માટે છે જેઓ તેનું પાલન કરશે તેઓ અભ્યુદયને પ્રાપ્ત કરશે અને જેઓ તેથી વિમુખ થશે તેઓ અસફળતાનું જીવન વીતાવશે

## ગાયોનો યશ

મંત્ર ૫૩ થી ૫૮ સુધીમાં ગાયોના યશનું વર્ણન છે બધા ગૃહસ્થો માટે એ ઉચિત છે કે તેઓ પોતાના ઘરમાં ગાયોનું પાલન કરે અને તેમનું જ દૂધ, દહીં, ઘી, માખણ વગેરે

સેવન કરે. ગાયોમાં ( वर्चः ) તેજ. ( तेजः ) સ્ફૂર્તિ, ( भगः ) ઐશ્વર્ય, ( यशः ) યશ ( पयः ) દૂધ, ( रसः ) અન્નરસ રહેલ છે. ગાયોના દૂધમાં આ બધાની પ્રાપ્તિ મનુષ્યને થાય છે. તે ઉપરાંત શુદ્ધ ગોમૂત્ર, ગોમય ઇત્યાદિ પણ ઔષધિ ગુણોથી ભરપુર છે. આ સર્વ પદાર્થો દ્વારા ગાય મનુષ્યને સુખ આપે છે. આ બધા લાભ ગાયનું ઘરમાં પાલન થયા સિવાય મળી શકતા નથી. તેથી ગૃહસ્થીઓએ પોતાના ગૃહમાં ગોપાલન કરી વર્ચસ્વી, તેજસ્વી, ભગવાન્ અને યશસ્વી થવું જોઇએ.

આગળ મંત્ર ૫૯ થી ૬૨ સુધીના મંત્રોમાં પાપથી બચવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. જેઓ પોતાના ( केशिनः ) વાળ વધારે છે, ( अघं कृण्वन्तः ) પાપ કરે છે, ( रोदेन समनर्तिषुः ) રડે છે અને નાચે કૂદે છે, સ્ત્રીઓ ( विकेशी ) વાળને ખેંચીને ઘરમાં રોકકળ કરે છે, આક્રોશ કરે છે, ઘરની સ્ત્રીઓ જે કારણે ઘરમાં આક્રોશ કરે છે, નાના પ્રકારનાં પાતક કરે છે, તેઓ બધાજ પાપકારી લોકો છે અને તેમને સમાજમાંથી દૂર કરવા યોગ્ય છે. જે પાપકારી ભાવ છે તે મનમાંથી દૂર થાય અને જે પાપી લોકો છે તેઓ સમાજમાંથી દૂર થાય. આ પ્રમાણે પાપી વિચારોથી મન શુદ્ધ થાય અને પાપી મનુષ્યોથી સમાજ શુદ્ધ થાય. અને મનમાંથી અને સમાજમાંથી ગર્વ અને નાશનું મૂળ કારણ દૂર થાય, અને સંપૂર્ણ સમાજમાં આનન્દ અને પ્રસન્નતા નિવાસ કરે. આજ ગૃહસ્થધર્મનું ધ્યેય છે

મંત્ર ૬૩ અને ૬૪માં કહ્યું છે કે, ( मे पतिः दीर्घायुः अस्तु ) મારો પતિ દીર્ઘાયુ થાય એ સ્ત્રીની ઇચ્છા હોય. સ્ત્રી કદી પણ પોતાના પતિનું અહિત ન ચાહે, પતિનું હિત કરવામાં સદા દક્ષ રહીને તેના દીર્ઘાયુ માટેનું ચિંતન કરતી રહે. ( चक्रवाका इव दम्पती ) જેવી રીતે ચક્રવાક પક્ષીઓ જોડામાં રહે છે અને પરસ્પરના પ્રેમથી સાથે સાથે વિહાર કરે છે તેમ આ દમ્પતી ગૃહસ્થાશ્રમમાં પ્રેમથી રહી એક બીજા સાથે વિહાર કરે. પત્નીને માટે એક માત્ર પતિ અને પતિને માટે એક માત્ર પત્ની એજ ભાવના ચક્રવાક પક્ષીઓની જાતિમાં હોય છે. તેવીજ સ્થિતિ ગૃહસ્થાશ્રમીઓમાં હોવી જોઇએ. ધર્મપત્નીને માટે એક માત્ર પતિ અને પતિને માટે એક માત્ર ધર્મપત્નીજ પ્રેમનું એકમેવ સ્થાન રહે. તેમનામાં કોઇ વ્યભિચારના દોષ ઉત્પન્ન ન થાય. તેઓ એક અંતરથી અને એકવિધથી બની ગૃહસ્થાશ્રમમાં રહે. આ પ્રમાણે ( सु-अस्तकौ ) પોતાનાં ઉત્તમોત્તમ ઘરબાર બનાવીને તેમાં રહે અને ( विश्वं आयुः व्यश्नुताम् ) સત્ય પૂર્ણ આયુ વ્યતીત કરે. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં પતિ અને પત્ની સુખથી રહે અને આનંદથી અને પ્રસન્ન ચિત્તે ગૃહસ્થધર્મનું કાર્ય ચલાવે.

આગળ ઉપર મંત્ર ૬૫ થી ૬૭ સુધીના ત્રણ મંત્રોમાં વિશેષ રીતે કહ્યું છે કે વિવાહાદિ સમયમાં ( कार्यां ) જે ઘાત પાતના વિચારો કર્યા હોય, જે ( दुष्कृतं दुरितं ) જે દુષ્કર્મો અથવા પાપાચાર થયા હોય, જે ( मलं ) મલીન આચાર તથા ( दुरितं ) ખરાબ વ્યવહાર થઇ ગયા હોય તે બધાજ અમારાથી દૂર થઇ જાય અને અમે ( शुद्धाः यज्ञिया अभूम ) શુદ્ધ પવિત્ર અને પૂજ્ય બની જઇએ. અને ( नः आयूंषि प्रतारिषत् ) અમને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાઓ. સાધારણતઃ એવો નિયમ છે કે મોટા મોટા ઉત્સવોમાં અને વિવાહાદિક કાર્યો જેમાં ઘણાં સારાં-નરસા માણસો એકત્રિત થાય છે ત્યાં કોઇને કોઈ પ્રકારે કોઇ પણ હીન આચાર કરેજ છે, કોઇ પણ જાતના દોષ થયા જ કરે છે. આવા દોષ વિશાળ સમાજ એકત્રિત થવાને કારણે બને છે, એમ માનીને તેમાંથી પોતે પોતાને બચાવવાનો ઉદ્યોગ કરવો જોઇએ. અને શુદ્ધ પવિત્ર અને યજ્ઞને માટે યોગ્ય બનવાનો યત્ન પ્રત્યેક ગૃહસ્થીએ કરવો જોઇએ. કદાચ પહેલાં કોઇ દોષ થઇ ગયા હોય તો તેના વિષે બહુ ચિન્તા કરવામાં સમય ન બગાડતાં આગળ ઉપર આત્મશુદ્ધિ કરવાના પ્રયત્નમાં દત્તચિત્ત રહેવું જોઇએ. આ પ્રમાણે શુદ્ધ અને પવિત્ર બનીને ગૃહસ્થીઓએ આદર્શ જીવન વ્યતીત કરવું જોઇએ

### વાળની પવિત્રતા

સ્ત્રીઓના વાળની સ્વચ્છતા અને પવિત્રતા કરવાનો ઉપદેશ મંત્ર ૬૮ અને ૬૯ માં આપ્યો છે. ( कंटकः अस्याः केश्यं मलं अप लिखात् મં. ૬૮ ). દાંતિઓ આ સ્ત્રીના વાળમાં રહેલો મેલ દૂર કરે. આ પ્રતિદિનનું કાર્ય છે. સ્ત્રીને માટે એ ઉચિત છે કે તે દરરોજ માથાના વાળ ખુલ્લા કરીને તેમાં ઉત્તમ સ્વચ્છ તેલ લગાવે અને દાંતિયાથી બધા વાળ ઓળીને પછીથી વાળની ઉત્તમ રીતે વેણી ગુંથે. ચાર અથવા આઠ દિવસમાં એક અથવા બેવાર

પોતાના વાળને કોઈ મળનિવારણ વસ્તુથી, શુદ્ધ પાણીથી ધોઈ નાખે અને સ્વચ્છ કપડાથી લૂછી નાખી સૂકવીને પછી દાંતિઆ વડે એમને ઉત્તમ રીતે ગુંથે. વાળની ચોખાઈ રાખવી એ સ્ત્રીઓને માટે એક આવશ્યક કાર્ય છે

એના ( अंगादङ्गात् यक्ष्मं अपानिर्दधामसि । મં ૬૯ ) પ્રત્યેક અંગ અને અવયવમાંથી મળોને અથવા રોગ બીજોને દૂર કરવાં જોઈએ કારણ કે સ્ત્રી એ રાષ્ટ્રીય સંતાનોની જનેતા છે તે જો મલીન, અપવિત્ર અથવા રોગ યુક્ત રહેશે, તો રાષ્ટ્રની ભવિષ્યની પ્રજા પણ તેના જેવી જ બનશે એટલા માટે જ સ્ત્રીઓનાં શરીર પવિત્ર નીરોગ અને સબળ હોવાં જોઈએ, જેથી પ્રજા ઉત્તમોત્તમ ઉત્પન્ન થતી રહે બધો મેલ પાણીથી દૂર કરી શકાય છે એ વાત સત્ય છે તેટલા માટે જળસ્થાન પવિત્ર રાખવાના યત્નો કરવા જોઈએ પીવાના પાણીના જળ સ્થાનોમાં જો લોકો સ્નાન કરશે તો તેમનો મેલ પાણીમાં ભળશે અને પછી આ પાણી પીવાથી જે જળથી પવિત્રતા અને શુદ્ધતા થવી જોઈએ તેને બદલે તે જ પાણીથી અપવિત્રતા અને રોગી સ્થિતિ વધશે એથી કહ્યું છે કે ( अप मलं मा प्रापत् । મં. ૬૯ ) જળ-સ્થાનમાં મળ ન પડે અર્થાત્ સંપૂર્ણ જળસ્થાન સ્વચ્છ, પવિત્ર અને નિર્મળ રહે આજકાલ લોકો તળાવોમાં કુવા પર નદીઓમાં તથા અન્યાન્ય જળ સ્થળો પર સ્નાન કરે છે, કપડાં ધુએ છે, વાસણ માંજે છે અને બીજી ઘણી રીતે ગંદવાડ કરે છે અને પછી ત્યાંથી જ પીવાનું પાણી ભરી લાવે છે આથી અનંત રોગ ઉત્પન્ન થાય છે આથી વેદનો આ આદેશ ગૃહસ્થીઓએ અવશ્ય સ્મરણમાં રાખવો જોઈએ કોઈ પણ જળાશયમાં કોઈ પણ મનુષ્ય જરા પણ મલિનતા ન કરે જળાશયને પવિત્ર શુદ્ધ, નિરોગી અને સ્વચ્છ સ્થિતિમાં રાખે અને આવા શુદ્ધ જળનો ઉપયોગ કરીને પોતાના શરીરનું આરોગ્ય સાધ્ય કરે જળની સ્વચ્છતા પર મનુષ્યોના તથા પશુપક્ષીઓના આરોગ્યનો આધાર છે આ ધ્યાનથી સર્વે લોકો વૈદિક આદેશનું વિશેષ સ્મરણ રાખે

### પુષ્ટિનું સાધન

આ દ્વિતીય સૂક્તના ૭૦માં મંત્રમાં ગૃહસ્થોના પુષ્ટિનું સાધન કહેવામાં આવ્યું છે આથી કેવું અન્ન સેવન કરવું જોઈએ એનો ઉપદેશ આપણને મળે છે ( पृथिव्याः पयसा ) પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારા દૂધનું સેવન કરવું જોઈએ અહીં વનસ્પતિઓનો રસ અને ભૂમિનો રસ એમ બે પ્રકારના રસ જ મનુષ્યના આહાર માટે કહેલા છે ઔષધિઓના રસને તો બધા જાણે જ છે ઔષધી, ફળ, ફૂલ, પાંદડાં ઇત્યાદિનું સેવન મનુષ્ય કરે જ છે. ગૃહસ્થોની એ ફરજ છે કે તેઓ પુષ્ટિકારક ઔષધિઓની વૃદ્ધિ કરે અને તેના સેવનથી પુષ્ટ અને હૃષ્ટ બને. ભૂમિના દૂધનું સેવન પણ આ મંત્રમાં કહેલ છે ભૂમિનો રસ એક તો શુદ્ધ અને પવિત્ર સોતનું જળ છે, બીજો રસ ધાન્ય વગેરે છે આ પ્રમાણે શુદ્ધ જળ શુદ્ધ અન્ન અને શુદ્ધ ફળાદિનું સેવન કરવું જોઈએ અહીં પાઠક સ્મરણમાં રાખે કે કોઈ પણ સ્થળે પશુના માંસનું ભક્ષણ મનુષ્યોને માટે કહેલ નથી, અર્થાત્ માંસનું ભોજન માનવો માટે વૈદિક મર્યાદાનુકૂળ નથી અમોએ જ્યાં જ્યાં ભોજન બ બનનો વિષય વેદમાં જોયો છે ત્યાં ત્યાં કોઈ પણ સ્થળ પર માંસનું નામનિશાન અમને જોવા મળ્યું નથી. પરંતુ ત્યાં ધાન્ય, ઔષધિ, વનસ્પતિ, ફળ-મૂળ ઇત્યાદિનો ઉલ્લેખ છે તેથી અમે કહી શકીએ છીએ કે વૈદિક ભોજન શુદ્ધ નિર્માંસ ભોજન અર્થાત્ શાકાહારી ભોજન જ છે આ શાક ભોજનથી જ ( यान सन्तुहि ) બળને પ્રાપ્ત કરો એ વેદનો આદેશ છે

આગળના ૭૧ મા મંત્રમાં સ્ત્રી તથા પુરૂષ કયા પ્રકારનો વ્યવહાર ચલાવે એ વિષય ઉત્તમ ઉપદેશ છે હવે તે કોષ્ટક રૂપે જુઓ—

| પુરૂષ | સ્ત્રી |
|---|---|
| अम | सा |
| साम | ऋक् ( ऋचा ) |
| द्यौः | पृथिवी |

અહીં સ્ત્રી અને પુરૂષ આપસમાં એકમતથી રહે આ ઉત્તમ ઉપદેશ છે ઋગ્વેદના મંત્રોને તાન અને આલાપની સાથે ગાવાથી તે સામ મંત્ર બને છે વસ્તુત ઋક્મંત્ર અને સામ મંત્ર એક જ છે આ પ્રમાણે સ્ત્રી અને પુરૂષ એક જ સ્વરૂપે છે માત્ર એક સ્થળે સૌમ્ય ગુણોનો વિકાસ અને બીજે સ્થળે ઉગ્ર ગુણોનો વિકાસ છે આજ ભાવ સ્ત્રીને પૃથ્વી અને પુરૂષને દ્યૌલોક દર્શાવીને વર્ણવેલ છે સ્ત્રી પુરૂષ આ પ્રમાણે એકમત બનીને રહે અંદર અંદર ઝગડા વગેરે કાંઈ પણ થવું જોઈએ નહિ આનંદથી અને પ્રસન્નતાથી સર્વે ગૃહસ્થધર્મના આચાર વ્યવહાર થાય આ બન્ને (इह संभवाथप्रजां

प्रजनयावहै । મ ૭૧ ) સતાન ઉત્પન્ન કરે, સુપ્રજા નિર્માણ કરે પોતાનાં બાળબચ્ચાંઓને સુસંસ્કારથી સમ્પન્ન કરે અને સર્વ પ્રકારની ઉન્નતિથી યુક્ત બને બન્નેએ એવા પ્રયત્નો કરવા જોઈએ કે સર્વ પ્રકારનો અભ્યુદય અને નિઃશ્રેયસ ઉત્તમ રીતે સિદ્ધ થાય

( **अग्रवः जनियन्ति** ) આગળ વધનારા લોકો જ સ્ત્રી પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે, પાછળ પડી જનારા, પ્રયત્ન ન કરનારા લોકો વિવાહિત થવાની ઇચ્છા ન કરે, કારણ કે એવા આળસુ લોકોનાં તેમનાં જેવાં જ અપ્રબુદ્ધ સતાન થશે અને અંતમાં જાતિને તેમના દોષને કારણે કલક લાગશે ( **सुदानव पुत्रियन्ति** ) ઉત્તમ દાન આપનારા, પરોપકાર કરનારા, માનવ સમાજનુ ભલું કરનારા, તેને માટે આત્મસમર્પણ કરનારા જ પુત્ર પ્રાપ્તિની ઇચ્છા રાખે કારણ કે આવા લોકોના શુભ સસ્કાર તેમના પુત્રોમાં ઉતરી આવે છે અને આવાં શુભ સતાન હોવાથી જ રાષ્ટ્રનુ તથા માનવસમાજનું કલ્યાણ થઈ શકે છે તેથી ઉત્તમ દાન આપનાર જ વિવાહિત થાય અને જેઓ દાન કરતા નથી તથા સ્વાર્થી છે તેઓ અવિવાહિત રહે ( **अ-रिष्ट-असू वाजसातये सचेवहि ।** મ ૭૨ ) પોતાના પ્રાણોને સુરક્ષિત રાખીને મહાન બળ પ્રાપ્ત કરવા માટે આ સ્ત્રીપુરુષ યત્ન કરે દરેક સ્ત્રીપુરુષે મહાન બળ પ્રાપ્ત કરવુ જોઈએ એ ઉચિત છે કોઈ પણ કમજોર અથવા નિર્બળ ન રહે બળ પ્રાપ્ત કરીને જગતના વ્યવહારયુદ્ધમાં આગળ વધીને વિજય પ્રાપ્ત કરે અપુરુષાર્થ-વૃત્તિ કોઈ પણ ધારણ ન કરે. સર્વ લોકો પુરુષાર્થી બને અને પોતપોતાનાં કર્તવ્યો કરતાં રહે

### આશીર્વાદ

અંતિમ ત્રણ મંત્રોમાં નવવધૂવરને શુભ આશીર્વાદ આપેલ છે મંત્ર ૭૩ માં કહ્યુ છે કે જે સબંધીઓ અને ન તીવાઓ જાનમાં એકઠા થએલા છે તેઓ પોતપોતાને ઘેર પાછા ફરતાં પહેલાં ( **ते अस्यै सपत्न्यै प्रजावत् शर्म यच्छन्तु ।** મંત્ર ૭૩ ) તેઓ આ શુભ પત્નીને માટે પ્રજાયુક્ત સુખ આપે અર્થાત્ તેને સુપ્રજા થાય અને તેને ઉત્તમ ગૃહસૌખ્ય પ્રાપ્ત થાય એવો શુભાશીર્વાદ આપે અને પછી પોતપોતાને ઘેર જાય.

જે સ્ત્રીઓ આ જાનમા આવી હોય તેઓ પોતાને ઘેર જતા પહેલાં પ્રજા અને ધન પ્રાપ્ત થવાનો શુભાશીર્વાદ આપતી જાય. **अगतस्य पथां अनुवहन्तु** ) ભવિષ્યનો માર્ગ સારી રીતે પસાર કરી શકાય તેવા આચાર તેનાથી થાય તેનો નિર્દેશ કરતી જાય તથા આ ( **विराट् सुप्रजा** ) વિશિષ્ટ સમ્રાજ્ઞી જેવી બનીને ઉત્તમ પ્રજાયુક્ત થાય એવો સુદર આશીર્વાદ આપે અને પછી જ પોતાને ઘેર પાછી જાય જાનમા આવેલ કોઈ પણ માણસ તેમને આશીર્વાદ આપ્યા સિવાય ઘેર પાછુ ન જાય

વિવાહિત સ્ત્રી અર્થાત્ ધર્મપત્ની ( **दीर्घायुत्वाय शतशारदाय** ) દીર્ઘાયુ અને શતાયુ બનાવવાનો પ્રયત્ન કરે. એવો આહાર વિહાર કરે કે જેથી ઘરવાળા બધા દીર્ઘજીવી બને ( **सुबुधा बुध्यमाना प्र बुध्यस्व** ) ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનો યત્ન કરે પ્રત્યેક પ્રકારની સુવિદ્યા પ્રાપ્ત કરીને ઉત્તમ શુભ મગળમય સંસ્કાર યુક્ત બને પોતાના પતિને ઘેર જઈને ( **गृहपत्नी** ) પોતાના ઘરની સ્વામિની બનીને ત્યાં રહે સ્વામિની, ઘરની દેવી બનવાનો તેનો અધિકાર છે. તેની ( **सविता दीर्घं आयुः कृणोतु ।** મ ૭૫ ) સવિતા તેની આવરદા દીર્ઘ બનાવે આ પ્રમાણે દીર્ઘાયુ બનીને તે પોતાના ઘરમા વિરાજે

અથર્વવેદના ચાદમા કાંડમાં વિવાહ વિષયક બે સૂક્તો છે તે સૂક્તોના સર્વ મંત્રોનો આશય આ પ્રમાણે છે. જે પાઠકો આ મંત્રોનું વધુ મનન કરશે તેમને અધિક બોધ પ્રાપ્ત થશે પાઠકોને અમારુ એ નિવેદન છે કે તેઓ વેદોએ આ મંત્રોમાં જે ઉપદેશ આપેલ છે તેનુ મનનપૂર્વક સ્મરણ કરે અને પ્રયત્નપૂર્વક તેમને આચરણમાં લાવવાનો યત્ન કરે, કારણ કે વેદનો ધર્મ કેવળ શબ્દજ્ઞાનથી જ સિદ્ધ થઈ શકતો નથી

સર્વ લોકોનો ગૃહસ્થાશ્રમ ધર્માનુકૂળ થાય અને તે સર્વને સુખ આપીને જગતના ઉપકારક બને

# પતિ અને પત્નીનો મેળ

### કાંડ ૨, સૂક્ત ૩૦

( ऋषिः- प्रजापतिः । देवता- अश्विनौ । )

यथेदं भूम्या अधि तृणं वातो मथायति ।
एवा मथ्नामि ते मनो यथा मां कामिन्यसो यथा मन्नापगा असः ॥ १ ॥
सं चेन्नयाथो अश्विना कामिना सं च वक्षथः । सं वां भगासो अग्मत सं चित्तानि समु व्रता ॥ २ ॥
यत्सुपर्णा विवक्षवो अनमीवा विवक्षवः । तत्र मे गच्छताद्धवं शल्य इव कुल्मलं यथा ॥ ३ ॥
यदन्तरं तद्बाह्यं यद्बाह्यं तदन्तरम् । कन्यानां विश्वरूपाणां मनो गृभायौषधे ॥ ४ ॥
एयमगन्पतिकामा जनिकामोऽहमागमम् । अश्वः कनिक्रदद्यथा भगेनाहं सहागमम् ॥ ५ ॥

---

અર્થ— ( यथा वातः ) જેવી રીતે વાયુ ( भूम्या अधि ) ભૂમપર ( इद तृण मथायति ) આ ઘસને હલાવે છે, ( एव ते मनः मथ्नामि ) તેજ પ્રમાણે હું તારૂં મન હલાવું છું જેથી તું ( मा कामिनी असः ) મારી ઇચ્છા કરનારી થા અને ( यथा मत् अप-गा। न अस ) મારાથી દૂર જનારી ન થાય [ ૧ ] હે ( कामिनौ अश्विनौ ) પરસ્પર કામના કરનારા બે બળવાનો ! ( च इत् स नयाथ ) મળીને ચાલો, ( च स वक्षथ ) અને મળીને આગળ વધો ( वां भगास स अग्मत ) તમો બન્નેને ઐશ્વર્ય એક સાથે પ્રાપ્ત થાઓ ( चित्तानि स ) તમારાં બન્નેનાં ચિત્ત એકબીજા સાથે મળે અને ( व्रतानि स ) તમારાં કર્મ પણ એકબીજા સાથે હળીમળીને થય [ ૨ ] ( यत् ) જ્યાં ( विवक्षवः सुपर्णाः ) બોલનારાં અને સુંદર પાંખવાળાં પક્ષીઓ જાય છે અને ( विवक्षव अनमीवाः ) બોલનારા નીરોગી મનુષ્યો જાય છે ( तत्र ) ત્યાં ( म इव गच्छतात् ) મારી પ્રેરણાનુસાર જાઓ, ( यथा शल्यः कुल्मल इव ) જેવી રીતે બાણની અણી પોતાના લક્ષ્યબિંદુપર બરાબર પહોંચે છે [ ૩ ] ( यत् अन्तर तत् बाह्य ) જે અંદર છે તેજ બહાર છે, અને ( यत् बाह्य तत् अन्तर ) જે બહાર છે તેજ અંદર છે હે ઔષધે ! ( विश्व रूपाणा कन्याना ) વિવિધ રૂપવાળી કન્યાઓનું ( मन गृभाय ) મન ગ્રહણ કર [ ૪ ] ( इय पति-कामा आ अगन् ) આ કન્યા પતિની ઇચ્છા કરતી આવી છે અને ( जनि कामः अह आ अगम ) સ્ત્રીની ઇચ્છા કરનાર હું પણ આવ્યો છું ( अह भगेन सह आ अगम ) હું ધનની સાથે અહીં આવ્યો છું ( यथा कनिक्रदत् अश्व ) જેવી રીતે હણહણતો ઘોડો આવે છે [૫]

---

ભાવાર્થ— જે રીતે પવન ઘાસને હલાવે છે તે રીતે હું તારૂં મન હલાવું છું, જેથી તું મારા પર પ્રેમ કરનારી થા અને સદૈવ મારી સાથે રહેનારી અને મારાથી કદી વિભક્ત ન થનારી એવી તું બન (૧) હે પરસ્પર પ્રેમ કરનાર સ્ત્રીપુરૂષો ! તમો બંને સાથે મળીને ચાલો, મળીને આગળ વધો, મળીને ઐશ્વર્ય પ્રાપ્ત કરો. તમારાં બંનેનાં ચિત્ત પરસ્પર મળીને (એકત્ર) રહે તેમ જ તમારાં કાર્ય પણ એકબીજા સાથે હળીમળીને થતાં રહે (૨) જ્યાં સુંદર પાંખોવાળાં પક્ષીઓ શબ્દો ઉચ્ચારે છે અને જ્યાં તંદુરસ્ત મનુષ્ય ફરવા માટે જાય છે એવા સુંદર સ્થાનપર તું મારી પ્રેરણાથી ચાલ (૩) જે અમારી અંદર છે તેજ બહાર છે અને જે બહાર છે તેજ અમારી અંદર છે હું નિષ્કપટભાવથી વર્તન કરૂં છું અને આ નિષ્કપટ આચરણથી હું વિવિધ રૂપવાળી કન્યાઓનું મન આકર્ષિત કરૂં છું (૪) પતિની ઇચ્છા કરનારી આ સ્ત્રી અહીં આવી છે અને સ્ત્રીની ઇચ્છા કરનાર હું ઘોડાની જેમ હણહણતો ધનની સાથે આવ્યો છું અમારા બંનેનો આ પ્રમાણે મેળ મળ્યો છે (વિવાહ થયો છે) (૫)



પ્રથમ મંત્રમાં ધન કમાયા પછી જ વિવાહ કરવાનો ઉપદેશ તો વિશેષ જ મનન કરવા યોગ્ય છે ' ધી:, ધી:, ધી: ' આ વૈદિક ક્રમ પ્રસિદ્ધ છે

## નિષ્કપટ વર્તન

સ્ત્રીપુરુષોનો પરસ્પરનો વર્તાવ, પતિપત્નીનો પરસ્પર વ્યવહાર નિષ્કપટ ભાવથી અને હૃદયની એકતાથી જ થવો જોઈએ ત્યારે જ ગૃહસ્થાશ્રમી પુરુષને સુખ પ્રાપ્ત થઈ શકે છે આ વિષયમાં ચતુર્થ મંત્રનો ઉપદેશ વિશેષ મહત્ત્વપૂર્ણ છે—

**यदन्तरं तद्बाह्यं यद्बाह्यं तदन्तरम् ।** ( મં ૪ )

' જે અંદર છે તેજ બહાર છે, જે બહાર છે તેજ અંદર છે " આ નિષ્કપટ વ્યવહારનો પરમ ઉચ્ચ આદર્શ છે પતિ પત્નીના વિષયમાં અને પત્ની પતિના વિષયમાં અંતર્બાહ્ય એક જ સરખો વ્યવહાર કરે અંદરખાને એક ભાવ હોય અને બહારથી બીજો ભાવ ન રાખવો જોઈએ ગૃહસ્થીઓ માટે વ્યવહારનો આદર્શ અહીં વેદે બહુ જ સુબોધ શબ્દો દ્વારા દર્શાવ્યો છે વૈદિકધર્મનું પાલન કરનારા ગૃહસ્થો આનું અવશ્ય આચરણ કરે અને પોતાના ગૃહસ્થાશ્રમનું સૌખ્ય વધારે

**विश्वरूपाणां कन्यानां मनः गृभाय ।** ( મં ૪ )

" વિવિધ રૂપવાળી કન્યાઓનું મન આ પ્રમાણે આકર્ષિત કરવામાં આવે " કોઈ પણ તરુણ કોઈ પણ કન્યાની સાથે વાતચીત કરતી વખતે અથવા અન્ય વ્યવહાર કરતી વખતે પોતાનું અંદરનું અને બહારનું વર્તન સીધું સરળ કપટરહિત રાખે કપટભાવથી કન્યાને છેતરીને તેને ફસાવવાનો યત્ન કોઈ ન કરે સરળ નિષ્કપટ ભાવથી જ પોતાની ધર્મપત્ની બનવા માટે કોઈ પણ કન્યાનું મન આકર્ષિત કરવામાં આવે કદી કોઈ પણ પ્રકારનું છળકપટ કરવામાં ન આવે સ્ત્રીપુરુષના વ્યવહારની બાબતમાં આ મંત્રનો આ ઉપદેશ અત્યંત મહત્ત્વપૂર્ણ છે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારા અથવા પ્રવેશ પામેલા પાઠક આ મંત્રનું મનન વાર વાર કરે

## આદર્શ પતિપત્ની

ચતુર્થ મંત્રમાં એકબીજા સાથે નિષ્કપટ વ્યવહાર કરવાનો ઉપદેશ આપેલ છે, એ ઉપદેશનું પાલન કરવાથી આદર્શ કુટુંબ બની શકે છે, તેમાં કોઈ શંકાને સ્થાન નથી. તેનો થોડો નમૂનો દ્વિતીય મંત્રમાં દર્શાવ્યો છે તેમાં પાંચ પ્રકારના ઉપદેશ છે, જુઓ—

१ **सनयथ** – સન્માર્ગે ચાલો અને ચલાવો એકમનથી ચાલો એકમતથી જ સંસાર ચલાવો સ્ત્રીપુરુષ એક હૃદયવાળાં બનીને ચાલે અને કુટુંબને ચલાવે

२ **सयक्षथ** – મળીને આગળ વધો, સ્ત્રી અને પુરુષ એક વિચારથી આગળ વધે તથા ઉન્નતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરે

३ **भगस्य सं अगमत**– સર્વ મળીને ઐશ્વર્ય પ્રાપ્ત કરે મળીને એવો પ્રયત્ન કરે કે વિપુલ પ્રમાણમાં ધન પ્રાપ્ત થાય

४ **चित्तानि सं** તમારાં ચિત્ત, મન મળેલાં હોય

५ **व्रतानि सं**– તમારાં કાર્યો પણ હળીમળીને કરવામાં આવે

અર્થાત્ પતિપત્નીમાં વેરભાવ, દ્વેષભાવ અથવા કઠોર ભાવ ન હોય, ત્યાં સુધી ઐક્યનો ભાવ ઉત્પન્ન થાય કે બંને મળીને એક જ શરીરના અવયવ છે એમ માનવામાં આવે અહીંના આ શબ્દો જો કે સામાન્યતઃ પતિપત્નીના કર્તવ્ય દર્શાવવા માટે વાપરવામાં આવ્યા છે તો પણ ઐક્ય પ્રતિપાદન કરવા માટેનો ભાવ પણ આ મંત્રમાંથી લઈ શકાય છે અને એ દૃષ્ટિથી જ આ મંત્ર સામાજીક ઐક્યભાવનો ઉત્તમ ઉપદેશ આપી રહ્યો છે પાઠક એ દૃષ્ટિથી પણ આ મંત્રનો વિચાર કરે અને આદર્શ પતિપત્નીના વિષયમાં તેનો ઉજ્જ્વલ ઉપદેશ સ્મરણમાં રાખે

## ફરવાનું સ્થળ

પતિપત્નીને સાથે મળીને ફરવા જવું હોય તો કેવા પ્રકારના સ્થાનમાં ફરવા જાય એ બાબતનો ઉપદેશ તૃતીય મંત્રમાં આપવામાં આવ્યો છે તને પણ અહીં જુઓ—

**यत् सुपर्णा विवक्षवः ।**
**अनमीवा विवक्षवः ॥**
**तत्र मे हव गच्छतात् ॥** ( મં ૩ )

" જ્યાં સુંદર પાંખોવાળાં પક્ષીઓ મધુર નાદ કરે છે તથા જ્યાં નીરોગી સ્ત્રીપુરુષ વાર્તાલાપ કરતાં કરતાં જાય છે ત્યાં પ્રેરણા પ્રમાણે જાય " આવા સ્થળમાં પતિપત્ની પરસ્પરની ઇચ્છાનુસાર અથવા પ્રેરણાનુસાર પરસ્પરની રુચીને અનુકૂળ ભ્રમણ કરવા માટે જાય જ્યાં સુંદર સુંદર પક્ષીઓ મંજુલ શબ્દો ઉચ્ચારતાં હોય અને જ્યાં તંદુરસ્ત મનુષ્યો

જવાની ઇચ્છા કરતા હોય છે ત્યાં જાય. આ સ્થળનું વર્ણન કેટલું મનોરમ્ય છે. પાઠક પોતેજ પોતાના મનમાં તેનો અનુભવ કરી લે. ઉત્તમ ભાગ્યથી જ આવાં વન અથવા ઉદ્યાન સ્ત્રી પુરૂષોને ભ્રમણને માટે પ્રાપ્ત થાય છે. અહીં વેરે ફરવા માટેનું આદર્શ સ્થાન પણ દર્શાવ્યું છે. જો આવું સ્થળ દરેક કુટુંબ માટે ન મળી શકે તો તેના જેવું જ કોઇ બીજું સ્થળ ફરવા જવા માટે પસંદ કરવામાં આવે અને નિષ્કપટ ભાવથી ઉત્તમ વાર્તાલાપ કરતા કરતા તેઓ ફરવા જાય.

### સ્ત્રી સાથેનું વર્તન

પુરૂષ સ્ત્રીની સાથે અને સ્ત્રી પુરૂષની સાથે કેવું વર્તન કરે એ વિષયમાં એક ઉત્તમ ઉપમા પ્રથમ મંત્રમાં લીધી છે અને આ વિષયનો ઉપદેશ કર્યો છે. "જે રીતે પવનથી ઘાસ હલાવાય છે તે રીતે સ્ત્રીનું મન હલાવું છું." (મં. ૧) આ કથન ખૂબ જ બોધપ્રદ છે. વાયુમાં પ્રચંડ શક્તિ છે. પવન જો જોસથી ફૂંકાવા માંડે તો મોટાં મોટાં વૃક્ષો પણ તૂટી પડે છે, પરંતુ તેજ વાયુ કોમળ ઘાસને તોડી પાડતો નથી, પરંતુ માત્ર હલાવે છે. એ પ્રમાણે વીર પુરૂષનો કોપ પ્રબળ શત્રુને છિન્ન ભિન્ન કરી શકે છે પરંતુ તેજ વીર પુરૂષ સ્ત્રીઓની સાથે તેવું ક્રૂરતાનું વર્તન ન ચલાવે જેવી રીતે મોટાં વૃક્ષોને તોડી પાડનાર વાયુ ઘાસને માત્ર હલાવે છે તે પ્રમાણે શત્રુને નષ્ટ, ભ્રષ્ટ કરનારો પુરૂષ સ્ત્રીઓની સાથે કોમળ વર્તન રાખે. કઠોર વ્યવહાર કદી પણ ન કરે.

સ્ત્રીઓ પણ પોતામાં ઘાસની કોમળતા ધારણ કરે અને પ્રચંડ વાયુ ફૂંકાવા છતાં જેમ ઘાસ તૂટતું નથી તેમ ગમે તેટલું સંકટ આવે તો પણ પોતાના કુટુંબના સ્થાનથી કદી વિચલિત થાય નહિ.

અહીં આ ઉપમાથી બંનેનાં ઉત્તમ કર્તવ્ય દર્શાવ્યાં છે. તે ઉપમાનો જેટલો અધિક વિચાર કરવામાં આવે તેટલો અધિક બોધ મળી શકે છે. આ પૂર્ણ ઉપમા છે. આટલી યોગ્ય ઉપમા બીજે ક્યાંય મળી શકે નહિ. પાઠક તેનો વિચાર કરે અને બોધ ગ્રહણ કરે, અને તે બોધ પોતાના કુટુંબમાં ઉતારવાનો પ્રયત્ન કરે.

આ સૂક્ત પતિ-પત્નીના ગૃહસ્થધર્મનો આદર્શ દર્શાવી રહ્યું છે. જો પાઠક તેનો અધિક વિચાર કરશે તો તેમને ઉત્તમ ઉપદેશ મળી શકશે વિવાહ વિષયનાં અન્ય સૂક્તોની સાથે પાઠક આ સૂક્તનો પણ વિચાર કરે

---

## દમ્પતિનો પરસ્પર પ્રેમ

### કાંડ ૬, સૂક્ત ૮-૯

( ऋषिः-जमदग्निः । देवता-कामात्मा. । )

**यथा वृक्षं लिबुजा समन्तं परिषस्वजे ।**
**एवा परि ष्वजस्व मां यथा मां कामिन्यसो यथा मन्नापगा असः** ॥ १ ॥
**यथा सुपर्णः प्रपतन्पक्षौ निहन्ति भूम्याम् ।**
**एवा नि हन्मि ते मनो यथा मां कामिन्यसो यथा मन्नापगा असः** ॥ २ ॥

અર્થ—( यथा लिबुजा वृक्षं समन्तं परिषस्वजे ) જેવી રીતે વેલી વૃક્ષને ચારે બાજુથી ઘેરી વળે છે, ( एव मां परिष्वजस्व ) તે પ્રકારે તું મને આલિંગન આપ. ( यथा मां कामिनी असः ) જેથી તું મારી કામના કરનારી થાય અને ( यथा मत् अपगा न असः ) જેથી તું મારાથી દૂર જનારી ન થાય. [ ૧ ]

( यथा प्रपतन् सुपर्णः ) જેવી રીતે ઉડનારાં પક્ષીઓ ( भूम्यां पक्षौ निहन्ति ) ભૂમિ તરફ પોતાની બન્ને પાંખોને દબાવે છે ( एव ते मनः निहन्मि ) તે પ્રમાણે હું તારૂં મન મારામાં ખેંચી લઉં છું. ( यथा० ) જેથી તું મારી ઇચ્છા કરનારી મારાથી દૂર ન જનારી બને. [ ૨ ]

यथेमे द्यावापृथिवी सद्यः पर्येति सूर्यः ।
एवा पर्येमि ते मनो यथा मां कामिन्यसो यथा मन्नापगा असः ॥ ३ ॥

[ ९ ]

वाञ्छ मे तन्वं१ पादौ वाञ्छाक्ष्यौ३ वाञ्छ सक्थ्यौ३ ।
अक्ष्यौ३ वृषण्यन्त्याः केशा मां ते कामेन शुष्यन्तु ॥ १ ॥
मम त्वा दोषणिश्रिषं कृणोमि हृदयश्रिषम् । यथा मम क्रतावसो मम चित्तमुपायसि ॥ २ ॥
यासां नाभिरारेहणं हृदि संवननं कृतम् । गावो घृतस्य मातरोऽमूं सं वानयन्तु मे ॥ ३ ॥

---

અર્થ—(यथा इमे द्यावापृथिवी) જેવી રીતે આ દ્યુલોક અને પૃથ્વીલોકની વચ્ચે (सूर्यः सद्यः पर्येति) સૂર્યનો પ્રકાશ તત્કાળ ફેલાય છે, (एव ते मनः पर्येमि) તે પ્રમાણે હું તારા મનમાં વ્યાપી રહું છું. (यथा॰) જેથી તું મારી કામના કરનારી અને મારાથી દૂર ન જનારી બન [ ૩ ]

[ ૯ ] (मे तन्वं पादौ वाञ्छ) મારા શરીરની તેમજ બન્ને પગની ઇચ્છા કર, (अक्ष्यौ वाञ्छ) મારી બન્ને આંખોની ઇચ્છા કર, (सक्थ्यौ वाञ्छ) બન્ને જાંઘની ઇચ્છા કર. (वृषण्यन्त्याः ते अक्ष्यौ केशाः) બળની ઇચ્છા કરનારી તારી આંખો અને વાળ (कामेन माम् शुष्यन्तु) કામથી મને શોષી લે (સૂકવી નાખે) [ ૧ ]

(त्वा मम दोषणिश्रिषं) તને મારી ભૂજાઓમાં આશ્રિત અને (हृदयश्रिषं कृणोमि) હૃદયમાં આશ્રય કરનારી બનાઉં છું (यथा मम क्रतौ असः) જેથી તું મારા કાર્યમાં દક્ષ થા અને (मम चित्त उपायासि) મારા ચિત્તને અનુકૂળ તું થાય [ ૨ ]

(यासां) જેનાથી (नाभिः) મળવું (आरेहणं) આનંદદાયક છે. અને જેના (हृदि संवननं कृतं) હૃદયમાં પ્રેમની સેવા છે. (घृतस्य मातरः गावः) ઘીનું નિર્માણ કરનારી આ ગાયો (अमूं मे संवानयन्तु) આ સ્ત્રીને મારી સાથે મેળવી દે. [ ૩ ]

## સ્ત્રી અને પુરૂષનો પ્રેમ

ગૃહસ્થી ધર્મમાં રહેનારાં સ્ત્રી પુરૂષ પરસ્પર પ્રેમ કરે અને સુખપૂર્વક ગૃહસ્થાશ્રમના વ્યવહાર કરે, એ ઉપદેશ આ સૂકતોમાં કહેલ છે

આઠમા સૂકતમાં કહ્યું છે કે સ્ત્રીપુરૂષ ગૃહસ્થાશ્રમમાં પરસ્પર એકબીજા સાથે હળીમળીને રહે એકબીજાપર પ્રેમ કરે અને બેમાંથી કોઇ પણ એક બીજાથી દૂર થવાનો યત્ન ન કરે પુરૂષ પ્રયત્નપૂર્વક પોતાની સ્ત્રીનું મન પોતાના તરફ આકર્ષિત કરે અને તેને પોતાની પાસે રાખીને સંતુષ્ટ રાખે જેથી તે પતિગૃહેથી વારવાર બીજે કયાંય નાસી ન જાય, જેવી રીતે સૂર્ય આ જગતમાં પોતાના પ્રકાશથી ફેલાઇ રહે છે તેવી રીતે પતિ પણ એવું આચરણ કરે કે જેથી સ્ત્રીના મનમાં પતિના વિષે આદર સમાઇ રહે એજ પ્રમાણે સ્ત્રીનો પણ એવો વ્યવહાર હોવો જોઇએ કે જેથી પતિના મનમાં સ્ત્રી પ્રત્યેનો આદર વધે. આ પ્રમાણે બન્ને અરસપરસ એક બીજા માટે આદરભાવ રાખીને સુખથી ગૃહસ્થાશ્રમનાં કાર્યો કરે

નવમા સૂકતમાં કહ્યું છે કે પતિ સ્ત્રીને અને સ્ત્રી પતિને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે એક બીજાના વિયોગથી દુઃખ થાય અને સૂકાઇ જાય અને સાથે રહેવાથી બન્ને સુખી રહે. સ્ત્રી અને પુરૂષ પરસ્પરના કાર્યોમાં એક બીજાની સહાયતા કરે અને પરસ્પરની અનુકૂળતા પ્રમાણે વર્તે અને સર્વ વ્યવહાર કરે. સ્ત્રીઓને ધર્મ પૂર્વક મળવું સુખદાયી છે કારણ કે ઉત્તમ સ્ત્રીઓના હૃદયમાં પ્રેમ ભર્યો હોય છે પતિના ઘરની ગાયો પણ સ્ત્રીઓને આકર્ષિત કરે

આ પ્રમાણે વ્યવહાર કરીને સ્ત્રી પુરૂષ સુખ પૂર્વક ગૃહસ્થાશ્રમનાં કાર્યો કરે અને પરસ્પરની અનુકૂળતાથી સુખી થાય

આઠમા સૂકતના પ્રથમ મંત્રની સાથે અથર્વ ૧।૩૪।૫ અને ૨।૩૦।૧ આ મંત્રોની તુલના કરી જુઓ. કેટલોક ભાવ એક સરખોજ છે.

# પતિપત્નીનો પરસ્પર પ્રેમ

**કાં. ૭, સૂક્ત ૩૬**

( ऋषि-अथर्वा । देवता- अक्षि )

**अक्ष्यौ नौ मधुसंकाशे अनीकं नौ समञ्जनम् । अन्तः कृणुष्व मां हृदि मन इन्नौ सहासति ॥ १ ॥**

અર્થ— ( नौ अक्ष्यौ मधुसंकाशे ) અમારી બન્નેની આંખો મધુના જેવી મીઠી હો. ( नौ अनीकं समञ्जनम् ) અમારી બન્નેની આંખોના અગ્રભાગ ઉત્તમ અંજનથી યુક્ત થાઓ. ( हृदि मां अन्तः कृणुष्व ) તારા હૃદયમાં મને અંદરના ભાગમાં રાખ ( नौ मनः इत् सह असति ) અમારા બન્નેનું મન પરસ્પર હમેશા મળેલું રહે ( ૧ )

પતિ પત્નીની આંખો પરસ્પરનું અવલોકન પ્રેમ ભરી મીઠી નજરે કરે એકને જોઇને બીજાને આનન્દનો અનુભવ થાય પતિપત્નીમાં એવો ભાવ કદીપણ ન હોવો જોઇએ કે જેને લીધે એક બીજાને જોવાથી એક બીજાના મનમાં ક્રોધ અથવા દ્વેષનો ભાવ જાગી ઉઠે બન્નેની આંખો ઉત્તમ અંજનથી શુદ્ધ, પવિત્ર અને નિર્દોષ બનેલી હોય દૃષ્ટિ શુદ્ધ હોય, કોઇની પણ દૃષ્ટિમાં અપવિત્રતા ન હોય આંખની પવિત્રતા સાધારણ અંજણ પણ કરી શકે છે તેજ પ્રમાણે જ્ઞાનથી પણ દૃષ્ટિની પવિત્રતા થઇ શકે છે

પતિ પોતાની પત્નીને પોતાના હૃદયમ ઉત્તમ સ્થાન આપે ત્યાં ધર્મપત્ની સિવાય બીજી કોઇ સ્ત્રીને સ્થાન ન મળે. તે પ્રમાણે પત્ની પણ પતિને પોતાના હૃદયમાં સ્થાન આપે અને ધર્મપતિ સિવાય અન્ય કોઇ પરપુરુષનું સ્થાન ત્યાં ન હોય. ( हृदि मां अन्त कृणुष्व ) પતિપત્ની એક બીજાને જ પોતાના હૃદયમાં સ્થાન આપે

( मन: सह असति ) પતિપત્નીનાં મન એક બીજાની સાથે મળેલાં હોય, કદી પણ વિભક્ત ન થાય તેમાંની કોઇ એક વ્યક્તિ બીજાની સાથે લડે ઝગડે નહિ, અને પોતાનું મન બીજી કોઇ વ્યક્તિની સાથે ન મેળવે

આ પ્રમાણે પતિપત્ની એક બીજા સાથે રહે અને ગૃહસ્થાશ્રમના વ્યવહાર કરે આ મંત્રમાં પતિપત્નીનો ગૃહસ્થાશ્રમનો સર્વોત્તમ આદર્શ દર્શાવ્યો છે પાઠક આ સૂક્તના ઉપદેશને પોતાના આચરણમાં ઉતારવાનો યત્ન કરે અને ગૃહસ્થાશ્રમનો પૂર્ણ આનંદ પ્રાપ્ત કરે

---

# પતિપત્નીનો એકમત

**કાં. ૭, સૂક્ત ૩૮**

( ऋषि -अथर्वा । देवता- वनस्पति । )

**इदं खनामि भेषजं मांपश्यमभिरोरुदम् । परायतो निवर्तनमायतः प्रतिनन्दनम् ॥ १ ॥**

અર્થ— ( इद भेषज खनामि ) હું આ ઔષધિ વનસ્પતિને ખોદુ છુ આ ઔષધ ( मां-पश्य ) મારા તરફ નજર પેખનાર અને ( अभि रोरुद ) સર્વ પ્રકારે દુર્વર્તનથી રોકનારૂં, ( परायतः निवर्तनं ) દુર્માર્ગમાં દૂર ગએલાને પણ ફરીથી પાછો લાવનાર, અને ( आयतः प्रतिनन्दन ) સંયમમાં રહેનારાનો આનન્દ વધારનારૂં છે [ ૧ ]

ભાવાર્થ—હું આ ઔષધિ જમીનમાથી ખોદી કાઢું છુ મારી તરફ જ મારા પતિની આંખો લાગી રહે અર્થાત્ કોઇ બીજે સ્થળે તે જશે નહિ સર્વ પ્રકારના દુર્વર્તનથી બચાવ થશે જો તેવું પગ ગેરરસ્તે પડ્યું હશે તો તે પાછા આવશે અને તે સંયમથી રહીને આનંદ પ્રાપ્ત કરી શકશે ( ૧ )

*

येना निचक्र आसुरीन्द्रं देवेभ्यस्परि । तेना नि कुर्वे त्वामहं यथा तेऽसानि सुप्रिया ॥ २ ॥
प्रतीची सोममसि प्रतीच्युत सूर्यम् । प्रतीची विश्वान्देवान्तां त्वाच्छावदामसि ॥ ३ ॥
अहं वदामि नेत्त्वं सभायामह त्वं वद । ममेदसस्त्वं केवलो नान्यासां कीर्तयाश्चन ॥ ४ ॥
यदि वासि तिरोजनं यदि वा नद्यस्तिरः । इयं ह मह्यं त्वामोषधिर्बद्ध्वेव न्यानयत् ॥ ५ ॥

---

અર્થ— ( आसुरी ) આસુરી નામની ઔષધિને ( येन देवेभ्यः परि इन्द्रं निचक्रे ) જે ગુણને કારણે દેવોપર ઇન્દ્રને અધિક પ્રભાવશાળી બનાવ્યો ( तेन अहं त्वां निकुर्वे ) તેનાથી હું તને પ્રભાવશાળી બનાવું છું. ( यथा ते सुप्रिया असानि ) જેથી હું તારી પ્રિય ધર્મપત્ની બનીશ [ ૨ ]

( सोमं प्रतीची असि ) તું ચંદ્રની સન્મુખ રહે છે, ( उत सूर्यं प्रतीची ) અને સૂર્યની સામે પણ રહે છે તથા ( विश्वान् देवान् प्रतीची ) સર્વ દેવોની સન્મુખ થાય છે. ( तां त्वा अच्छा वदामसि ) આમ હું તારું ઉત્તમ રીતે વર્ણન કરું છું. [ ૩ ]

( अहं वदामि ) હું બોલું છું ( न इत् त्वं ) તું ન બોલ ( त्वं सभायां अह वद ) તું સભામાં નિશ્ચયપૂર્વક બોલ. ( त्वं केवलः मम इत् असः ) તું કેવળ મારો જ બનીને રહે. ( अन्यासां न चन कीर्तयाः ) બીજીનું નામ પણ ન લે. [ ૪ ]

( यदि वा तिरोजनं असि ) જો તું લોકોથી દૂર જંગલમાં રહે. ( यदि वा नद्यः तिरः ) જો તું નદીને પેલેપાર ગયો હોઇશ, તો પણ ( इयं ओषधिः ) આ ઔષધિ ( त्वां बद्ध्वा ) તને બાંધીને ( मह्यं नि आनयत् ह ) મારી પાસે લઇ આવશે [ ૫ ]

---

ભાવાર્થ— આનું નામ આસુરી વનસ્પતિ છે તેના પ્રભાવથી ઇન્દ્ર સર્વ દેવોમાં વિશેષ પ્રભાવશાળિ થવાથી તે શ્રેષ્ઠ બની ગયો. આ વનસ્પતિથી હું મારા પતિને પ્રભાવિત કરું છું, જેથી હું ધર્મપત્ની મારા પતિની પ્રિય સખી બનીને રહીશ ( ૨ )

આ વનસ્પતિ ચન્દ્રની સાથે રહેવાથી શાન્તગુણ પ્રાપ્ત કરે છે, તથા સૂર્યની સન્મુખ રહીને તેજસ્વિતા પ્રાપ્ત કરે છે અને દેવોથી અન્યાન્ય પવિત્ર ગુણો લે છે તેથી તેની પ્રશંસા કરવામાં આવે છે ( ૩ )

હે પતિ! ઘરમાં હું બોલીશ અને મારા કહેવાને તું અનુમોદન આપ. ઘરમાં તું ન બોલ, તું સભામાં ખૂબ ભાષણ કર પરંતુ ઘરમાં આવીને તું કેવળ મારો પતિ બનીને મારા અનુકૂળ રહે. આમ કરવાથી તારે બીજી કોઇ સ્ત્રીનું નામ પણ લેવાની આવશ્યકતા રહેશે નહિ ( ૪ )

જો તું ગામમાં રહે અથવા વનમાં જાય, અથવા જો નદીને પેલેપાર જાય અથવા આ બાજુ રહે, તો પણ આ ઔષધિ એવી છે કે જેના પ્રભાવથી તું મારી સાથે બંધાઇ રહીને મારી પાસે જ પાછો આવી અને બીજા કોઇ પણ સ્થળે જઇશ નહિ. ( ૫ )

આ સૂક્ત સ્પષ્ટ છે એથી અધિક વિવરણ કરવાની જરૂર નથી. પતિને માટે એક જ સ્ત્રી ધર્મપત્ની હોય અને પત્નીને માટે એક જ પુરુષ ધર્મપતિ હોય, એ વિવાહનો ઉચ્ચત્તમ આદર્શ આ સૂક્તે પાઠકોની સન્મુખ રાખેલ છે કોઇ પણ પુરુષ પોતાની વિવાહિત ધર્મપત્નીને છોડીને બીજી કોઇ પણ સ્ત્રીની અપેક્ષા ન કરે અને કોઇ સ્ત્રી પોતાના વિવાહિત ધર્મપતિને છોડીને કોઇ બીજા પુરુષની કદી અપેક્ષા ન કરે.

બન્ને એક બીજા સાથે પ્રેમથી વશ થઇને અત્યન્ત પ્રેમપૂર્વક વ્યવહાર કરે અને પોતાના ગૃહસ્થાશ્રમનો વ્યવહાર સુખપૂર્વક ચલાવે આ સૂક્તમાં " આસુરી " વનસ્પતિનો ઉપયોગ કહ્યો છે. તેનું સેવન કરવાથી મનુષ્ય પરાક્રમી અને ઉત્સાહી બને છે મનુષ્યની પ્રવૃત્તિ પાપાચરણ પ્રત્યે જાય નહિ એવું એના ફળનું વર્ણન છે આ ઔષધિ કઇ છે તેની હજી જાણ થઇ નથી સુવિજ્ઞ વૈદ્ય લોકો તેનું અન્વેષણ કરે અને જનતાની ભલાઇને માટે તેના ઉપયોગના પ્રયોગ પ્રકાશિત કરે

# એક વિચારથી રહેવું

### કાંડ ૬, સૂક્ત ૭૩

( ऋषिः-अथर्वा । देवता-सांमनस्यं, नाना देवताः )

एह यातु वरुणः सोमो अग्निर्बृहस्पतिर्वसुभिरेह यातु ।
अस्य श्रियमुपसंयात सर्वे उग्रस्य चेत्तुः संमनसः सजाताः ॥ १ ॥
यो वः शुष्मो हृदयेष्वन्तराकूतिर्या वो मनसि प्रविष्टा ।
तान्त्सीवयामि हविषा घृतेन मयि सजाता रमतिर्वो अस्तु ॥ २ ॥
इहैव स्त माप याताध्यस्मत्पूषा परस्तादपथं वः कृणोतु ।
वास्तोष्पतिरनु वो जोहवीतु मयि सजाता रमतिर्वो अस्तु ॥ ३ ॥

---

**અર્થ**— વરૂણ, સોમ, અગ્નિ, બૃહસ્પતિ, ( **इह आ यातु** ) અહીં આવે અને વસુઓની સાથે અહીં આવે. હે ( **सजाताः** ) ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલ પુરૂષો ! ( **सर्वे संमनसः** ) બધા એક મનવાળા બનીને ( **अस्य उग्रस्य चेत्तुः श्रियं उपसंयात** ) આ શૂર ચેતના દેનારાની શોભાને વધારો. [ १ ]

( **यः शुष्मः वः हृदयेषु अन्तः** ) જે બળ તમારા હૃદયમાં છે, ( **या आकूतिः वः मनसि प्रविष्टा** ) જે સંકલ્પ તમારા મનમાં પ્રવિષ્ટ થએલ છે, ( **तान् हविषा घृतेन सीवयामि** ) તેને અન્ન અને ઘીથી હું જોડી દઉં છું. હે ( **सजाताः** ) ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલ પુરૂષો ! ( **वः रमतिः मयि अस्तु** ) તમારી પ્રસન્નતા મારાપર જે હું નાયક છું તેનાપર રહે. [ २ ]

( **इह एव स्त** ) અહીં જ રહો. ( **अस्मत् अधि मा अप यात** ) અમારાથી દૂર ન જાઓ. ( **पूषा वः परस्तात् अपथं कृणोतु** ) પૂષા તમારે માટે આગળ જવાનો માર્ગ બંધ કરે. ( **वास्तोष्पतिः वः अनुजोहवीतु** ) વાસ્તુપતિ તમને અનુકૂળતાથી બોલાવે. હે ( **सजाताः** ) ઉત્તમ કુળમાં જન્મેલા મનુષ્યો ! ( **वः रमतिः मयि अस्तु** ) તમારો પ્રેમ મારા પર રહે. [ ૩ ]

---

**ભાવાર્થ**— સર્વજ્ઞાની એક સાથે એકત્ર થાય, સર્વ મનુષ્યો એક વિચારના બનીને પોતાના નાયકનું બળ વધારે. ( ૧ ) જે લોકોમાં બળ અને વિચાર છે તેમનું પોષણ યોગ્ય ઉપાયથી કરવું જોઈએ. સર્વ મનુષ્યો પોતાના નાયકપર પ્રસન્ન રહે. ( ૨ ) સર્વ લોકો એક જગાએ સ્થિર રહે અહીં તહીં ન ભાગી જાય નાસીજવાનો માર્ગ તેમને માટે ખૂલો ન રહે ઇશ્વર તેમને અનુકૂળતાથી એકજ કાર્યમાં યુક્ત રાખે. આ પ્રમાણે સર્વ લોકો પ્રેમથી એક નાયકના હાથ નીચે રહે. ( ૩ )

### સંઘટના

એક જ મુખી, નેતા અથવા નાયકને આધીન સહુ લોકો રહે, તો તેમનું સાંઘિકબળ વધે છે. જો તેજ લોકો છૂટા છવાયા રહે, એક બીજાથી અલગ રહે તો તેમનું સંઘ બળ ઘટે છે. તેથી જેઓ પોતનું સંઘબળ વધારવા ઇચ્છતા હોય તેઓ પોતાના એક નેતાને આધીન પ્રેમથી રહે. પોતાનો સંકલ્પ પણ એક રાખે, અને પોતાનું હૃદય એક જ ઇચ્છાથી ભરી દે કોઇ પણ કારણે અંદર કલહ ન કરે. આ પ્રમાણે વર્તવાથી તેમનું સંઘબળ વધી શકે છે.

# પરસ્પર પ્રેમ

## કાંડ ૬, સૂક્ત ૮૯

( ऋषिः-अथर्वा। देवता-रुद्रः, मन्त्रोक्ताः )

इदं यत्प्रेण्यः शिरो दत्तं सोमेन वृष्ण्यम्। ततः परि प्रजातेन हार्दिं ते शोचयामसि ॥ १ ॥
शोचयामसि ते हार्दिं शोचयामसि ते मनः। वातं धूम इव सध्र्यङ् मामेवान्वेतु ते मनः ॥ २ ॥
मह्यं त्वा मित्रावरुणौ मह्यं देवी सरस्वती। मह्यं त्वा मध्यं भूम्या उभावन्तौ समस्यताम् ॥ ३ ॥

---

**અર્થ**— ( *प्रेण्या इदं यत् वृष्ण्यं शिरः* ) પ્રેમ કરનારનું જે આ બળવાન શિર છે, જે ( **सोमेन दत्तं** ) સોમે આપેલ છે, ( *ततः प्रजातेन* ) તેનાથી ઉત્પન્ન થએલ ભાગથી ( *ते हार्दिं परि शोचयामसि* ) તારા હૃદયના ભાવને ઉદ્દીપિત કરે છે. [ ૧ ]

( **ते हार्दिं शोचयामसि** ) તારા હૃદયના ભાવોને ઉદ્દીપિત કરે છે. ( **ते मनः शोचयामसि** ) તારા મનને ઉત્તેજીત કરે છે. ( **वातं धूम इव** ) વાયુની પાછળ જે રીતે ધૂમાડો જાય છે. તે પ્રકારે ( *ते सध्र्यङ् मनः मा एव अन्वेतु* ) તારૂં અનુકૂળ મન મારી પાસે આવે. ( ૨ )

( **मित्रावरुणौ त्वा मह्यं** ) મિત્ર અને વરુણ તને મને આપે ( **देवी सरस्वती मह्यं** ) સરસ્વતી દેવી મને આપે. ( **भूम्या मध्यं** ) ભૂમિની વચ્ચે તથા ( **उभौ अन्तौ** ) બન્ને અન્ત ભાગ ( *त्वा मह्यं समस्यतां* ) તને મને આપે [ ૩ ]

---

**ભાવાર્થ** – પ્રેમ કરનારનું મસ્તક અને હૃદય પ્રેમથી એક સાથે ઉદ્દીપિત થાય છે ( ૧ )

હૃદય અને મનને ઉત્તેજીત કરે છે જે પ્રમાણે ધૂમાડો વાયુની પાછળ પાછળ જાય છે તેવી રીતે મન હૃદયને અનુકૂળ થાઓ, ( ૨ )

મિત્ર, વરુણ, સરસ્વતી, ભૂમિનો મધ્ય ભાગ અને અન્તિમ ભાગ એ સર્વ અમને બધાને મેળવીને રાખે ( ૩ )

### એકતાનો મંત્ર

મનુષ્યનું મસ્તક અને હૃદય પ્રેમથી ઉત્તેજીત થાય છે. આ પ્રમાણે ઉત્તેજીત થએલ અને પ્રેમથી ભરપુર મનુષ્ય આ જગતમાં કાંઇક વિશેષ કાર્ય કરવાને સમર્થ થાય છે.

મન હૃદયને એવી રીતે અનુકૂળ બને કે જેવી રીતે વાયુની ગતિને અનુકૂળ ધૂમાડો હોય છે, સરસ્વતી અર્થાત્ વિદ્યાની દેવી અને ભૂમિ અર્થાત્ માતૃભૂમિની ભક્તિ એ બન્ને મનને એવું અનુકૂળ બનાવે કે તે કદી હૃદયને છોડીને અર્થાત્ તે પોતાના હૃદયથી દૂર ન નાસી જાય.

આ પ્રમાણે મનમાં સુવિચાર અને હૃદયમાં ભક્તિ રાખવાથી મનુષ્ય ઉન્નત થઇ શકે છે.

# પરસ્પર પ્રેમ

## કાંડ ૬ સૂક્ત ૧૦૨,

( ऋषि.-जमदग्निः । देवता-अश्विनौ )

यथायं वाहो अश्विना समैति सं च वर्तते । एवा मामभि ते मनः समैतु सं च वर्तताम् ॥ १ ॥
आहं खिदामि ते मनो राजाश्वः पृष्ठ्यामिव । रेष्मच्छिन्नं यथा तृणं मयि ते वेष्टतां मनः ॥ २ ॥
आञ्जनस्य मदुघस्य कुष्ठस्य नलदस्य च । तुरो भगस्य हस्ताभ्यामनुरोधनमुद्भरे ॥ ३ ॥

અર્થ — હે ( अश्विनौ ) અશ્વિદેવો ! ( यथा अयं वाहः सं एति ) જે રીતે આ ઘોડો સાથે સાથે જાય છે, અને ( सं वर्तते च ) મળીને સાથે સાથે રહે છે. ( एवा ते मनः मां अभि ) આ પ્રકારે તારું મન મારી સાથે ( सं आ एतु ) આવે અને ( सं वर्ततां च ) સાથે રહે. [ ૧ ]

( अहं ते मनः आखिदामि ) હું તારા મનને ખેંચુ છું. ( पृष्ठ्यां राजाश्व इव ) જેવી રીતે પીઠ સાથે બાંધેલી ગાડીને ઘોડો ખેંચે છે. ( यथा रेष्म-छिन्न तृणं ) જેવી રીતે વાયુથી છિન્નભિન્ન થએલું ઘાસ એક બીજા સાથે ચોટી રહે છે તેવી રીતે ( ते मनः मयि वेष्टतां ) તારૂં મન મારી સાથે લપટાએલુ રહે [ ૨ ]

( तुरः भगस्य ) ત્વરાથી પ્રાપ્ત થનાર, ભાગ્ય યુક્ત, ( आञ्जनस्य मदुघस्य ) અંજનની જેમ હર્ષિત કરનાર ( कुष्ठस्य नलदस्य हस्ताभ्यां ) કુઠ અને પોલીનળી જેવા હાથોદ્વારા ( अनु रोधनं उद्भरे ) અનુકૂળતાને પ્રાપ્ત કરૂં છું. [ ૩ ]

ભાવાર્થ — જેવી રીતે ગાડીને જોડેલા બે ઘોડા સાથે સાથે રહે છે અને સાથે સાથે ચાલે છે, તે પ્રકારે પરસ્પરનું મન એક સાથે રહે. પરસ્પર વિરોધ ન કરે. ( ૧ )

જેવી રીતે ઘોડો ગાડીને પોતા તરફ ખેંચે છે, તે પ્રકારે એક મનુષ્ય બીજા મનુષ્યના મનને ખેંચે અને આ પ્રકારના પ્રેમના વર્તાવથી મનુષ્ય પરસ્પર સંગઠિત થાય. ( ૨ )

ઝડપથી કોઇ કાર્ય કરવુ, ભાગ્ય પ્રાપ્ત થવુ, અંજન વગેરે ભોગ વિલાસ કરવો, દરેક પ્રકારનો આનંદ કમાવવો ઈત્યાદિ અનેક કાર્યોમાં પરસ્પરની અનુકૂળતા પરસ્પરે જોવી જોઇએ ( ૩ )

### પ્રેમનું આકર્ષણ

એક મનુષ્ય બીજા મનુષ્યને પ્રેમથી આકર્ષિત કરે આ પ્રકારે સર્વ મનુષ્યો સંગઠિત થઇને રહે. સ્ત્રીપુરૂષ, પિતા પુત્ર, ભાઇભાઇ, તથા અન્ય મનુષ્ય એક બીજાને પ્રેમથી આકર્ષિત કરે અને સર્વ સંગઠિત બનીને એક વિચારથી પોતાની ઉન્નતિનું સાધન બનાવે.

# સપત્નનાશક વરણમણિ

## કાંડ ૧૦ સૂક્ત ૩

( ऋषिः-अथर्वा । देवताः-वरणमणिः वनस्पतिः चन्द्रमाः । )

अयं मे वरणो मणिः सपत्नक्षयणो वृषा । तेना रभस्व त्वं शत्रून्प्र मृणीहि दुरस्यतः ॥ १ ॥

અર્થ — ( मे अयं वरणः मणिः ) મારો આ વરણ મણિ ( वृषा सपत्नक्षयणः ) બળવાન છે અને શત્રુઓનો નાશ કરનારો છે ( तेन ) તેની સહાયતાથી ( त्वं शत्रून् आ रभस्व ) તું શત્રુનો નાશ કર અને ( दुरस्यतः प्रमृणीहि ) દુષ્ટ ઇચ્છા કરનારાઓનો નાશ કર. [ ૧ ]

प्रैणान्छृणीहि प्र मृणा रभस्व मणिस्ते अस्तु पुरएता पुरस्तात् ।
अवारयन्त वरणेन देवा अभ्याचारमसुराणां श्वःश्वः ॥ २ ॥
अयं मणिर्वरणो विश्वभेषजः सहस्राक्षो हरितो हिरण्ययः ।
स ते शत्रूनधरान्पादयाति पूर्वस्तान्दभ्नुहि ये त्वा द्विषन्ति ॥ ३ ॥
अयं ते कृत्यां विततां पौरुषेयादयं भयात् । अयं त्वा सर्वस्मात्पापाद्वरणो वारयिष्यते ॥ ४ ॥
वरणो वारयाता अयं देवो वनस्पतिः । यक्ष्मो यो अस्मिन्नाविष्टस्तमु देवा अवीवरन् ॥ ५ ॥
स्वप्नं सुप्त्वा यदि पश्यासि पापं मृगः सृतिं यति धावादजुष्टाम् ।
परिक्षवाच्छकुनेः पापवादादयं मणिर्वरणो वारयिष्यते ॥ ६ ॥
अरात्यास्त्वा निर्ऋत्या अभिचारादथो भयात् । मृत्योरोजीयसो वधाद्वरणो वारयिष्यते ॥ ७ ॥
यन्मे माता यन्मे पिता भ्रातरो यच्च मे स्वा यदेनश्चकृमा वयम् ।
ततो नो वारयिष्यतेऽयं देवो वनस्पतिः ॥ ८ ॥

---

અર્થ—( प्रैणान् प्र शृणीहि ) તેને માર ( प्रमृण ) નાશ કર. ( आ रभस्व ) નષ્ટ કર આ ( मणिः ) મણિ ( ते पुरस्तात् पुरएता अस्तु ) તારા અગ્રભાગમાં જનારા અગ્રેસર થાય ( देवाः वरणेन ) દેવોએ આ વરણ મણિથીજ ( असुराणां श्वः श्वः अभ्याचार ) અસુરો તરફથી પ્રતિદિન થતા અત્યાચારોનું ( अवारयन्त ) નિવારણ કર્યું [ ૨ ]

( अय वरणो मणिः विश्वभेषजः ) આ વરણ મણિ સર્વ ઔષધિઓનો સાર છે ( सहस्राक्षः हरितः ) સહસ્ર ચક્ષુઓવાળો સર્વ દુઃખોનું હરણ કરનારો છે અને આ ( हिरण्यय ) સુવર્ણથી યુક્ત છે. ( स ते शत्रून् अधरान् पादयाति ) તે તારા સર્વ શત્રુઓને નીચે પછાડી દે છે ( ये त्वा द्विषन्ति ) જે તારો દ્વેષ કરે છે ( तान् पूर्व दभ्नुहि ) તેમને સર્વથી પહેલાં દબાવીને નીચે રાખ [ ૩ ]

( अयं वरणः ) આ વરણ મણિ ( ते विततां कृत्यां ) તારી ચારે બાજુ ફેલાએલા કૃત્યા પ્રયોગને ( पौरुषेयात् भयात् ) મનુષ્ય કૃત ભયથી ( अयं त्वा सर्वस्मात् पापात् ) આ તારું સર્વ પ્રકારના પાપોથી, ( वारयिष्यते ) નિવારણ કરશે [ ૪ ]

( अय वरणः देवो वनस्पतिः ) આ વરણ મણિ વનસ્પતિ દેવ ( वारयाते ) દુઃખ નિવારક છે ( यः यक्ष्म अस्मिन् आविष्टः ) જે ક્ષયરોગ તેમાં પ્રવેશ થયો છે ( त उ देवा अवीवरन् ) તેને દેવ નિવારણ કરે છે [ ૫ ]

( स्वप्न सुप्त्वा ) સ્વપ્નમાં નિદ્રાને વખતે ( यदि पाप पश्यसि ) જો તું પાપી દૃશ્યો જુએ ( यति अजुष्टां सृतिं धावात् ) જો કોઇ અયોગ્ય ગતિથી દોડે, ( शकुनेः परिक्षवात् ) શકુનિના અત્યંત દુષ્ટ શબ્દથી અને ( पापवादात् ) નિન્દાના શબ્દોથી ( अय वरणो मणि वारयिष्यते ) આ વરણ મણિ નિવારણ કરે છે [ ૬ ]

( अरात्या निर्ऋत्याः ) શત્રુ ભયથી અને વિનાશથી, ( अभिचारात् अथो भयात् ) વિનાશક પ્રયોગથી અને અન્ય ભયથી, ( मृत्योः ओजीयसो वधात् ) મૃત્યુના ભયાનક વધથી ( त्वा वरणः वारयिष्यते ) તારું આ વરણ મણિ નિવારણ કરશે [ ૭ ]

( यत् मे माता ) જે મારી માતા, ( यत् मे पिता ) જે મારા પિતા ( यत् च मे भ्रातरः ) જે મારા ભાઇઓ તથા ( स्वाः ) જે મારા આપ્તજન તથા ( वयं यत् एनः चकृम ) અમે સર્વ જે પાપ કરતા રહ્યા છીએ ( ततः ) તે પાપથી ( अय वनस्पतिः देवः ) આ વનસ્પતિ દેવ ( न वारयिष्यते ) અમારું નિવારણ કરશે [ ૮ ]

वरणेन प्रव्यथिता भ्रातृव्या मे सबन्धवः । असूर्तं रजो अप्यगुस्ते यन्त्वधमं तमः ॥ ९ ॥
अरिष्टोऽहमरिष्टगुरायुष्मान्त्सर्वपूरुषः । तं मायं वरणो मणिः परि पातु दिशोदिशः ॥ १० ॥
अयं मे वरण उरसि राजा देवो वनस्पतिः । स मे शत्रून्वि बाधतामिन्द्रो दस्यूनिवासुरान् ॥ ११ ॥
इमं बिभर्मि वरणमायुष्मान्छतशारदः । स मे राष्ट्रं च क्षत्रं च पशूनोजश्च मे दधत् ॥ १२ ॥
यथा वातो वनस्पतीन्वृक्षान्भनक्त्योजसा ।
एवा सपत्नान्मे भङ्ग्धि पूर्वाञ्जाताँ उतापरान्वरणस्त्वाभि रक्षतु ॥ १३ ॥
यथा वातश्चाग्निश्च वृक्षान्प्सातो वनस्पतीन् ।
एवा सपत्नान्मे प्साहि पूर्वाञ्जाताँ उतापरान्वरणस्त्वाभि रक्षतु ॥ १४ ॥
यथा वातेन प्रक्षीणा वृक्षाः शेरे न्यर्पिताः ।
एवा सपत्नांस्त्वं मम प्र क्षिणीहि न्यर्पय पूर्वाञ्जाताँ उतापरान्वरणस्त्वाभि रक्षतु ॥ १५ ॥

---

અર્થ—( मे सबन्धवः भ्रातृव्या ) મારા બાંધવોની સાથે શત્રુગણ (वरणेन प्रव्यथिताः) વરણ મણિના કારણે પીડિત થઇને ( असूर्तं रजः अपि अगुः ) અંધકારમય, ધૂળવાળા સ્થાનને પ્રાપ્ત થાઓ, ( ते अधमं तमः यन्तु ) તેઓ તદ્દન હલકા ધિક્કારવા જેવા અંધકારને પ્રાપ્ત થાય [ ૯ ]

( अहं अरिष्टः ) હું અવિનાશી, ( अरिष्टगुः ) અવિનાશી વસ્તુઓને પ્રાપ્ત કરનારો ( आयुष्मान् सर्वपुरुषः ) દીર્ઘાયુ અને સઘળા પુરુષાર્થી જનોથી યુક્ત છુ ( अयं वरणः मणिः ) આ વરણ મણિ ( दिशोदिशः मा परि पातु ) સમસ્ત દિશાઓમાં મારી રક્ષા કરે [ ૧૦ ]

( अयं वरणः राजा वनस्पतिः देवः ) આ વરણ મણિ રાજા વનસ્પતિ દેવ ( मे उरसि ) મારી છાતીમાં વિરાજતો ( सः मे शत्रून् वि बाधतां ) મારા શત્રુઓને પીડા કરે ( इन्द्रः दस्यून् असुरान् इव ) જેવી રીતે ઇંદ્ર અસુરો અને શત્રુઓને તાપ આપે છે [ ૧૧ ]

( इमं वरणं बिभर्मि ) આ વરણ મણિને હું ધારણ કરું છું જેનાથી હું ( आयुष्मान् शतशारदः ) દીર્ઘાયુ અને શતાયુ થઇશ ( स मे राष्ट्रं च क्षत्रं च ) તે મારે માટે રાષ્ટ્ર અને ક્ષત્રિયદળનું તથા ( पशून् ओजः च मे दधत् ) પશુઓ અને ઓજને મારે માટે ધારણ કરે. [ ૧૨ ]

( यथा वातः ) જેવી રીતે વાયુ ( ओजसा ) વેગથી ( वृक्षान् वनस्पतीन् ) વૃક્ષો અને વનસ્પતિઓને ( भनक्ति ) ભાંગી નાખે છે ( एवा ) તેજ પ્રમાણે ( मे पूर्वान् जातान् ) મારાથી આગળ થઇ ગએલ ( उत अपरान् सपत्नान् ) અને બીજા શત્રુઓને ( भङ्ग्धि ) તોડી નાખે, ( वरणः त्वा अभिरक्षतु ) વરણ મણિ તારી રક્ષા કરે [ ૧૩ ]

( यथा वातः अग्निः च ) જેવી રીતે વાયુ અને અગ્નિ મળીને ( वनस्पतीन् वृक्षान् ) વૃક્ષો અને વનસ્પતિઓનો ( प्सातः ) નાશ કરે છે ( एवा सपत्नान् मे प्साहि ) એ પ્રમાણે મારા શત્રુઓનો નાશ કરે [ ૧૪ ]

( यथा वातेन प्रक्षीणाः वृक्षाः ) જેવી રીતે વાયુથી ક્ષીણ થએલ વૃક્ષો ( न्यर्पिताः शेरे ) પડી જઇને ક્ષીણ બની જાય છે ( एवा त्वं मम सपत्नान् ) તે પ્રમાણે મારા શત્રુઓને હે વરણ મણિ ! ( न्यर्पय ) નીચે પાડી દે [ ૧૫ ]

वांस्त्वं प्र च्छिन्द्धि वरण पुरा दिष्टात्पुरायुषः ।
य एनं पशुषु दिप्संन्ति ये चांस्य राष्ट्रदिप्सवः ॥ १६ ॥
यथा सूर्यो अतिभाति यथास्मिन्तेज आहितम् ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ १७ ॥
यथा यशश्चन्द्रमस्यादित्ये च नृचक्षसि ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ १८ ॥
यथा यशः पृथिव्यां यथास्मिञ्जातवेदसि ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ १९ ॥
यथा यशः कन्यायां यथास्मिन्त्संभृते रथे ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ २० ॥
यथा यशः सोमपीथे मधुपर्के यथा यशः ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ २१ ॥
यथा यशोऽग्निहोत्रे वंषट्कारे यथा यशः ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ २२ ॥
यथा यशो यजमाने यथास्मिन्यज्ञ आहितम् ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ २३ ॥
यथा यशः प्रजापतौ यथास्मिन्परमेष्ठिनि ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यंच्छतु तेजसा मा समुंक्षतु यशसा समनक्तु मा ॥ २४ ॥

---

અર્થ—હે (वरण) વરણમણિ ! (ये एनं पशुषु दिप्सन्ति) જે તેના પશુઓમાં ઘાતક હોય છે તથા (ये अस्य राष्ट्र-दिप्सवः) જે તેના રાષ્ટ્ર વિઘાતક શત્રુઓ છે, હે વરણ મણિ ! તું (पुरा आयुषः) આયુષ્ય પુરૂં થાય તે પહેલાં અને (दिष्टात् पुरा) નિશ્ચિત સમયથી પણ પહેલાં (त्वं तान् प्रच्छिन्द्धि) તું તેમને છિન્નભિન્ન કર ! [ ૧૬ ]

(यथा सूर्यः अतिभाति) જેવી રીતે સૂર્ય પ્રકાશિત થાય છે, (यथा अस्मिन् तेजः आहितं) જેવી રીતે તેનામાં તેજ રાખેલું છે (एवा वरणः मणि) તે પ્રમાણે આ વરણ મણિ (मे कीर्ति भूतिं नि यच्छतु) મને કીર્તિ અને ઐશ્વર્ય આપે (मा तेजसा समुक्षतु) મને તેજ સાથે સંયુક્ત કરે. (मा यशसा समनक्तु) મને યશથી યશસ્વી બનાવે. [ ૧૭ ]

(यथा यशः चन्द्रमसि नृचक्षसि आदित्ये) જેવો યશ ચન્દ્રમાં અને નજરે દેખાતા સૂર્યમાં છે. (यथा यशः पृथिव्यां अस्मिन् जातवेदसि॰) જેવો યશ પૃથ્વી અને જાત વેદ અગ્નિમાં છે, (कन्यायां संभृते रथे॰) જેવો યશ કન્યાઓમાં અને યુદ્ધને માટે સિદ્ધ થએલ રથમાં છે, (सोमपीथे मधुपर्के॰) જેવો યશ સોમપીથ અને મધુપર્કમાં છે. (अग्निहोत्रे वषट्कारे॰) જેવો યશ અગ્નિહોત્ર અને વષટ્કારમાં છે. (यजमाने यज्ञे॰) જેવો યશ યજમાનમાં છે અને યજ્ઞમાં છે. (प्रजापतौ परमेष्ठिनि॰) જેવો યશ પ્રજાપતિ અને પરમેષ્ઠીમાં છે, તેવોજ યશ આ વરણ મણિ મને આપે અને યશથી યુક્ત કરે. [ ૧૮–૨૪ ]

यथा देवेष्वमृतं यथैषु सत्यमाहितम् ।
एवा मे वरणो मणिः कीर्तिं भूतिं नि यच्छतु तेजसा मा समुक्षतु यशसा समनक्तु मा ॥ २५ ॥

અર્થ—(यथा देवेषु अमृतं) જેવી રીતે દેવોમાં અમૃત છે (यथा एषु सत्यं आहितं) જેવી રીતે દેવોમાં સત્ય રાખેલ છે (एवा मे वरणो मणिः) તેવી રીતે મારે માટે આ વરણ મણિ કીર્તિ અને ઐશ્વર્ય (नि यच्छतु) આપે અને મને (तेजसा समुक्षतु) તેજથી યુક્ત બનાવે અને (यशसा मा समनक्तु) યશથી સંયુક્ત કરે. [ ૨૫ ]

આ સૂક્તમાં શત્રુનાશ અને પોતાના યશની અભિવૃદ્ધિને માટે પ્રાર્થના છે. આ સૂક્ત સરળ અર્થવાળું હોવાથી અધિક સ્પષ્ટિકરણની ખાસ કોઈ આવશ્યકતા નથી.

---

## પત્ની પતિને માટે વસ્ત્ર બનાવે

### કાંડ ૭ સૂક્ત ૩૭

( ઋષિ-अथर्वा । દેવતા-लिंगोक्ता )

अभि त्वा मनुजातेन दधामि मम वाससा । यथासो मम केवलो नान्यासां कीर्तयाश्चन ॥ १ ॥

અર્થ—( मम मनुजातेन वाससा ) મેં વિચાર પૂર્વક બનાવેલા વસ્ત્રથી ( त्वा अभि दधामि ) તને હું બાંધી દઉં છું ( यथा केवलः मम असः ) જેથી તું કેવળ એક માત્ર મારો પતિ બનીને રહે અને ( अन्यासां न चन कीर्तयाः ) અન્ય સ્ત્રીઓનું નામ પણ લેનારો ન બન. [ ૧ ]

સ્ત્રી પોતાને હાથે સુતર કાંતે, રેંટીઓ ચલાવે, સુતર તૈયાર કરે અને પોતાની કુશળતા પૂર્વક બનાવેલા કાપડમાંથી પતિને પહેરવાનાં કપડાં બનાવે. પત્નીએ નિર્માણ કરેલ સુતરથી બનાવેલાં વસ્ત્રોજ પતિ પહેરે. સુતર કાંતતી વખતે પત્ની પોતાના આન્તરિક પ્રેમની સાથે સુતર કાંતે અને પતિ પણ એવાં કપડાં પહેરવામાં પોતાનું ગૌરવ માને. આ પ્રમાણે પરસ્પર પ્રેમનો વ્યવહાર કરવાથી ધર્મપતિ પણ બીજી સ્ત્રીનું નામ લેશે નહિ અને ધર્મપત્ની પણ બીજા પુરુષનું નામ લેશે નહિ. આ પ્રમાણે બન્ને ગૃહસ્થાશ્રમનો આનંદ પ્રાપ્ત કરીને સુખી થાય.

આ સૂક્ત પણ ગૃહસ્થી લોકોએ લક્ષમાં રાખવા યોગ્ય ઉપદેશ આપી રહ્યું છે.

---

## ઉન્નતિની દિશા

### કાંડ ૩, સૂક્ત ૨૬

( ઋષિ- अथर्वा । દેવતા- अग्न्यादयः )

येऽ३स्यां स्थ प्राच्यां दिशि हेतयो नाम देवास्तेषां वो अग्निरिषवः ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो वो नमस्तेभ्यो वः स्वाहा ॥ १ ॥

અર્થ—(ये अस्यां प्राच्यां दिशि) જે તમે આ પૂર્વ દિશામાં ( हेतयः नाम देवाः ) વજ્ર નામવાળા દેવ છો, ( तेषां वः ) તે તમારું ( अग्निः इषवः ) અગ્નિ બાણ છે. ( ते नः मृडत ) તે તમો અમોને સુખી કરો. ( ते नः अधिब्रूत ) તે તમો અમને ઉપદેશ કરો. ( तेभ्यः वः नमः ) તે તમારે માટે અમારું નમન હો. ( तेभ्यः स्वाहा ) તે તમારે માટે અમો અમારું સમર્પણ કરીએ છીએ. [ ૧ ]

*

ये॑इ॒स्यां स्थ दक्षि॑णायां दि॒श्य॑वि॒ष्यवो॒ नाम॑ दे॒वास्तेषां॑ व॒: काम॒ इष॑वः ।
ते नो॑ मृडत॒ ते नोऽधि॑ ब्रूत॒ तेभ्यो॑ वो॒ नम॒स्तेभ्यो॑ व॒: स्वाहा॑ ॥ २ ॥

ये॑इ॒स्यां स्थ प्र॒तीच्यां॑ दि॒शि वैरा॒जा नाम॑ दे॒वास्तेषां॑ व॒ आप॒ इष॑वः ।
ते नो॑ मृडत॒ ते नोऽधि॑ ब्रूत॒ तेभ्यो॑ वो॒ नम॒स्तेभ्यो॑ व॒: स्वाहा॑ ॥ ३ ॥

ये॑इ॒स्यां स्थोदी॑च्यां दि॒शि प्र॒विध्य॑न्तो॒ नाम॑ दे॒वास्तेषां॑ वो॒ वात॒ इष॑वः ।
ते नो॑ मृडत॒ ते नोऽधि॑ ब्रूत॒ तेभ्यो॑ वो॒ नम॒स्तेभ्यो॑ व॒: स्वाहा॑ ॥ ४ ॥

ये॑इ॒स्यां स्थ ध्रु॒वायां॑ दि॒शि नि॑लि॒म्पा नाम॑ दे॒वास्तेषां॑ व॒ ओष॑धी॒रिष॑वः ।
ते नो॑ मृडत॒ ते नोऽधि॑ ब्रूत॒ तेभ्यो॑ वो॒ नम॒स्तेभ्यो॑ व॒: स्वाहा॑ ॥ ५ ॥

ये॑इ॒स्यां स्थोर्ध्वायां॑ दि॒श्यव॑स्वन्तो॒ नाम॑ दे॒वास्तेषां॑ वो॒ बृह॒स्पति॒रिष॑वः ।
ते नो॑ मृडत॒ ते नोऽधि॑ ब्रूत॒ तेभ्यो॑ वो॒ नम॒स्तेभ्यो॑ व॒: स्वाहा॑ ॥ ६ ॥

---

અર્થ—જે તમો આ (दक्षिणायां दिशि) દક્ષિણ દિશામાં (अविष्यवो नाम देवाः) રક્ષા કરવાની ઇચ્છા કરનારા આ નામના જે દેવ છે ( तेषां वः काम इषवः ) તે તમારૂં કામબાણ છે. તે તમો અમને સુખી કરો અને અમને ઉપદેશ કરો. ને તમારે માટે અમારાં નમન હો અને તમારે માટે અમે અમારૂં અર્પણ કરીએ છીએ [ ૨ ]

જે તમો આ ( प्रतीच्यां दिशि ) પશ્ચિમ દિશામાં ( वैराजा नाम देवाः ) વિરાજ નામના દેવ છો, તે તમારૂં ( आप इषवः ) જળ જ બાણ છે. તે તમો અમોને સુખી કરો, ઉપદેશ કરો. તમારે માટે અમારૂં નમન અને સમર્પણ હો. [ ૩ ]

જે તમો આ ( उदीच्यां दिशि ) ઉત્તર દિશામા ( प्रविध्यन्तः नाम देवाः ) વેધ કરવાવાળા એવા નામના જે દેવ છો તે તમારૂં (वात इषवः ) વાયુ બાણ છે તે તમો અમોને સુખી કરો અને અમને ઉપદેશ કરો. તમારે માટે અમારૂ નમન અને સમર્પણ હોજો. [ ૪ ]

જે તમો આ ( ध्रुवायां दिशि ) ધ્રુવ દિશામા ( निलिम्पा नाम देवाः ) નિલિમ્પા નામના દેવ છો તે તમારૂં ( ओषधीः इषवः ) ઔષધી બાણ છે તે તમો અમોને સુખી કરો અને ઉપદેશ કરો તે તમારે માટે અમારૂં નમન અને સમર્પણ હોય [ ૫ ]

જે તમો આ ( ऊर्ध्वायां दिशि ) ઉર્ધ્વ દિશામાં ( अवस्वन्तः नाम देवाः ) રક્ષક નામવાળા જે દેવ છો અને તે તમારૂ ( बृहस्पति इषवः ) જ્ઞાની બાણ છે તે તમો અમોને સુખી કરો અને ઉપદેશ કરો તે તમારે માટે અમારૂં નમન અને સમર્પણ હો [ ૬ ]

---

ભાવાર્થ — પૂર્વ દક્ષિણ, પશ્ચિમ ઉત્તર, ધ્રુવ ( પૃથ્વી ) અને ઉર્ધ્વ ( આકાશ ) આ છ દિશાઓ છે. આ છ દિશાઓમા ક્રમશ ( हेति, दाखाल ) વજ્ર, રક્ષણની ઇચ્છા કરનારા સ્વયં સેવકો, ( वि-राज् ) રાજરહિત સ્થિતિ અર્થાત્ પ્રજાસત્તાક વેધકતા, લેપ કરનારા વૈદ્ય અને ઉપદેશક એમની પ્રધાનતા છે તેઓ જનતાને ઉપદેશ કરે છે, અને તેમની રક્ષા કરે છે તેથી જનતા પણ તેમનો સત્કાર કરે છે અને તેમને માટે આત્મસમર્પણ કરે છે ( ૧-૬ )

આજ પ્રકારનું પરન્તુ સહેજ જુદો ભાવ વ્યક્ત કરનારૂ આગળનું સૂક્ત છે અને બન્નેનો ઘનિષ્ઠ સબંધ છે, તેથી તેનો અર્થ પહેલા જોઇશું અને પાછીથી બન્નેની સાથે વિચાર કરીશું.

# સાંમનસ્ય

## કાંડ ૬. સૂક્ત ૭૪

( ऋषि- अथर्वा । देवता- सांमनस्यं; नानादेवताः, त्रिणामा )

सं वः पृच्यन्तां तन्वः१ सं मनांसि समु व्रता । सं वोऽयं ब्रह्मणस्पतिर्भगः सं वो अजीगमत् ॥ १ ॥

संज्ञपनं वो मनसोऽथो संज्ञपनं हृदः । अथो भगस्य यच्छ्रान्तं तेन संज्ञपयामि वः ॥ २ ॥

यथादित्या वसुभिः संबभूवुर्मरुद्भिरुग्रा अहृणीयमानाः ।
एवा त्रिणामन्नहृणीयमान इमान्जनान्त्संमनसस्कृधीह ॥ ३ ॥

---

અર્થ— ( वः तन्वः सं पृच्यन्तां ) તમારાં શરીર મળે, ( मनांसि सं ) તમારાં મન એક બીજા સાથે મળે અને ( उ व्रता सं ) તમારાં કાર્યો પણ હળીમળીને થાય. ( अयं ब्रह्मणस्पतिः वः सं ) આ જ્ઞાનપતિ તમને મેળવીને રાખે. ( भगः वः सं अजीगमत् ) ભાગ્ય આપનાર પણ તમને બધાને મેળવીને રાખે. ( ૧ )

( वः मनसः संज्ञपनं ) તમારૂં મન મળીને રહેવા માટે ટેવાય, ( अथो हृदः संज्ञपनं ) અને હૃદયને પણ મળવાનો અભ્યાસ હોય. ( अथो भगस्य यत् श्रान्तं ) અને ભાગ્યવાનનો જે પરિશ્રમ છે ( तेन वः संज्ञपयामि ) તેનાથી તમને બધાને મળીને રહેવાનો અભ્યાસ થાય. [ ૨ ]

( यथा अहृणीयमानाः उग्राः आदित्याः ) જેવી ક્રોધથી ન દબાનારા ઉગ્ર આદિત્ય ( वसुभिः मरुद्भिः संबभूवुः ) વસુઓ અને મરૂતોથી મળીને રહે ( एवा ) એ રીતે ( त्रिणामन् ) ત્રણ નામવાળા ! તું ( अहृणीयमानः ) ન દબાતાં ( इह इमान् जनान् संमनसः कृधि ) ત્યાં આ લોકોને એક એક વિચારથી યુક્ત કર. [ ૩ ]

---

ભાવાર્થ—તમારાં શરીર, મન અને કર્મ સર્વ એક સાથે મળીને અર્થાત્ સમતાથી યુક્ત બને. તમને જ્ઞાન આપનારો એકતાનું જ્ઞાન તમને આપે. તથા અમારૂં ભાગ્ય વધારનાર તમને એક સાથે મેળવીને રાખે. ( ૧ )

તમારાં મન અને હૃદય એક થાય, ભાગ્ય પ્રાપ્ત કરવાને માટે જે પરિશ્રમ કરવા પડે છે, તે શ્રમ કરતાં કરતાં તમો એક બીજા સાથે મળીને રહો. ( ૨ )

જેવી રીતે શૂર આદિત્ય, વસુઓ, અને રૂદ્રો એક સાથે મળીને રહે છે, તેજ પ્રમાણે તમો પણ જાતે મળીને રહો અને આ સર્વ માણસોને પણ એક સાથે મેળવીને રાખો. ( ૩ )

### એકતાનું બળ

આ સૂક્તમાં હળીમળીને રહેવાનો અને પોતાની એકતાથી પોતાની ઉન્નતિ સાધ્ય કરવાનો ઉપદેશ છે. હૃદય, મન, વિચાર, સંકલ્પ અને કર્મ ઇત્યાદિ સર્વમાં સમાનતા અને એકતા રહેવી જોઇએ. કોઇમાં વિપરીત ભાવ ઉત્પન્ન થયો તો ભિન્નતા ઉત્પન્ન થશે અને સંઘભાવ નષ્ટ થશે. જુઓ, આ જગતમાં આદિત્ય, વસુ અને રુદ્ર વસ્તુતઃ ભિન્ન હોવા છતાં પણ જગતના કાર્યમાં હળીમળીને લાગી રહે છે. તેજ પ્રમાણે મનુષ્યો રંગરૂપ અને જાતિની ભિન્નતા હોવા છતાં પણ રાષ્ટ્ર કાર્ય કરવા માટે તે બધા એકત્ર મળી જાય અને એક બનીને રાષ્ટ્રકાર્ય કરે.

# સૌભાગ્ય–વર્ધન

## કાંડ ૧, સૂક્ત ૧૮

( ઋષિ- દ્રવિણોદાः । દેવતા- વૈનાયકं સૌભગम् )

निर्लक्ष्म्यं ललाम्यं निररातिं सुवामसि ।
अथ या भद्रा तानि नः प्रजाया अरातिं नयामसि ॥ १ ॥
निररणिं सविता साविषक् पदोर्निर्हस्तयोर्वरुणो मित्रो अर्यमा ।
निरस्मभ्यमनुमती रराणा प्रेमां देवा असाविषुः सौभगाय ॥ २ ॥
यत्त आत्मनि तन्वां घोरमस्ति यद्वा केशेषु प्रतिचक्षणे वा ।
सर्वं तद्वाचाप हन्मो वयं देवस्त्वा सविता सूदयतु ॥ ३ ॥
रिश्यपदीं वृषदतीं गोषेधां विधमामुत । विलीढ्यं ललाम्यं ता अस्मन्नाशयामसि ॥ ४ ॥

અર્થ — ( ललाम्य ) મથાપર થનારા ( लक्ष्म्य ) ખરાબ ચિન્હને ( निः ) નિશ્ચયનાથી દૂર કરે છે, તથા ( अरातिं ) કંજુસાઈ વગેરે ( निःसुवामसि ) નિઃશેષ દૂર કરે છે ( अथ या भद्रा ) અને જે કલ્યાણકારક ચિન્હ છે ( तानि नः प्रजायै ) તે સર્વ અમે અમારાં સંતાનો માટે પ્રાપ્ત કરીએ છીએ અને ( अरातिं ) કંજૂસી વગેરેને ( नयामसि ) દૂર ભગાવી દઈએ છીએ. [ ૧ ] સવિતા, વરુણ મિત્ર, અને અર્યમા ( पदोः हस्तयोः ) પગો અને હાથોની ( अरणिं ) પીડાને ( निः नि साविषत् ) દૂર કરે ( रराणा अनुमतिः ) દાનશીલ અનુમતિથી ( अस्मभ्यं निः ) અમારે માટે નિઃશેષ પ્રેરણા કરે છે તથા ( देवाः ) દેવોએ ( इमां ) આ સ્ત્રીને ( सौभगाय ) સૌભાગ્યને માટે ( असाविषुः ) પ્રેરિત કરેલ છે [ ૨ ] ( यत् ते आत्मनि ) જે તારા આત્મામાં તથા ( तन्वां ) શરીરમાં ( या यत् केशेषु ) અથવા જે કેશોમાં ( या प्रति चक्षणे ) અથવા જે દૃષ્ટિમાં ( घोर अस्ति ) ભયાનક ચિન્હ છે ( तत् सर्वं ) તે સર્વ ( वय वाचा हन्म ) અમે વાણીથી હટાવી દઈએ છીએ. ( सविता देवः ) સવિતા દેવ ( त्वा सूदयतु ) તને સિદ્ધ કરે અર્થાત્ પરિપક્વ બનાવે [ ૩ ] ( रिश्यपदीं ) હરણના જેવા પગવાળી ( वृषदतीं ) બળદના જેવા દાંતવાળી, ( गोषेधां ) ગાયની જેમ ચાલવાવાળી, ( विधमां ), વિરૂદ્ધ શબ્દ બોલનારી, જેનો શબ્દ કઠોર છે એવી સ્ત્રી ( उत ललाम्यं विलीढ्य ) અને મસ્તકપરનું કુલક્ષણ આ સર્વ અમે ( अस्मत् नाशयामसि ) અમારામાંથી નાશ કરીએ છીએ [ ૪ ]

ભાવાર્થ— મસ્તકપર અને શરીરપર જે કુલક્ષણ હોય તેમને દૂર કરવા જોઈએ તેમજ અંતઃકરણમાં લોભવૃત્તિ વગેરે જે દુર્ગુણ હોય તેમને પણ દૂર કરવા જોઈએ, તથા જે સુલક્ષણો છે તેમને આપણા પોતામાં તથા આપણા સંતાનોમાં સ્થિર કરવા અથવા વધારવા જોઈએ. તેમજ કંજુસાઈ ઇત્યાદિ મનના ખરાબ ભાવને દૂર કરવા જોઈએ ( ૧ ) સવિતા, વરુણ મિત્ર, અર્યમા, અનુમતિ આદિ સર્વ દેવ અને દેવતા હાથ તથા પગની પીડાને દૂર કરે આ વિષયમાં તેઓ અમને ઉપદેશ આપે. કારણ કે દેવોએ સ્ત્રી અને પુરૂષને ઉત્તમ ભાગ્યને માટે જ બનાવેલ છે ( ૨ ) તમારા આત્મામાં, મનમાં, શરીરમાં, વાણીમાં તથા દૃષ્ટિમાં જે કાંઇ કુલક્ષણ હોય, જે કોઇ દુર્ગુણ હોય તેમને અમે વચનથી દૂર કરીએ છીએ પરમેશ્વર તમને ઉત્તમ લક્ષણોથી યુક્ત બનાવે ( ૩ ) હરણ જેવા પગ, બળદના દાંત જેવા ગાયના જેવી ચાલવાની ટેવ, કઠોર ખરાબ અવાજ તથા મસ્તકપરના અન્ય કુલક્ષણો એ સર્વ અમારાથી દૂર થાય.

— ❖ —

# સૌભાગ્ય-વર્ધન-સૂકત

### કુલક્ષણો તથા સુલક્ષણો

આ સૂકતમાં શરીરના તથા મનના, બુદ્ધિ, આત્મા વગેરેના જે કુલક્ષણો હોય તેમને દૂર કરવા તથા પોતે પોતાને પૂર્ણ સુલક્ષણ યુકત બનાવવાનો ઉપદેશ કરેલ છે આ સૂકતમાં વર્ણવાએલા કુલક્ષણો આ છે

( ૧ ) **ललाम्य लक्ष्म्य**– મસ્તક પરનાં લક્ષણો કપાળ નાનું હોવું, કપાળપર વાળ હોવા, બુદ્ધિહીન દેખાવ, વગેરે કુલક્ષણો ( મ ૧ )

( ૨ ) **ललाम्य विलीढ्य**– માથાપર વાળનાં ગુચ્છાં હોવાં અને તેથી માથાની શોભામાં બગાડો થવો વગેરે કુલક્ષણો ( મ ૪ )

( ૩ ) **रिश्यपदी**– હરણના જેવા સુકલકડી પગ ( મ ૪)

( ૪ ) **वृषदती**– બળદના જેવા મોટા દાંત ( મ ૪ )

( ૫ ) **गोषेधा**– ગાયના જેવી ચાલ ( મ ૪ )

( ૬ ) **वि-धमा**– કાનને કડવો લાગે તેવો અવાજ, જે મીઠો મધુર મંજુલ અવાજ નથી તે ( મ ૪ )

આ અંતિમ ( ૩ થી ૬ ) ચાર કુલક્ષણ સ્ત્રીલિંગી દર્શાવ્યા છે અને સ્ત્રીઓને માટે ઘણાજ ખરાબ છે અર્થાત્ તે સ્ત્રીઓમાં ન હોવાં જોઇએ વધૂ પસંદ કરતી વખતે આ લક્ષણોનો વિચાર કરવો યોગ્ય છે

( ૭ ) **केशेषु घोरं**– વાળોમાં ક્રૂરતા અથવા ભયાનકતા દેખાઇ આવવી અર્થાત્ વાળને લીધે મોઢું ક્રૂર જેવું દેખાવું

( ૮ ) *प्रति चक्षणे क्रूर*– *નેત્રોમાં ક્રૂરતા*, ભયાનક નેત્ર, ભયાનક દૃષ્ટિ. ( મ ૩ )

( ૯ ) **तन्वा क्रूर**– શરીરમાં ભયાનકતા, અર્થાત્ શરીરના અવયવો વાંકા ચૂકા હોવાથી ઉત્પન્ન થતું ભયાનકપણું ( મ ૩ )

( ૧૦ ) **आत्मनि क्रूर**– મન, બુદ્ધિ, ચિત્ત, આત્મામાં ક્રૂરતાનો ભાવ હોવો ( મ ૩ )

( ૧૧ ) **अ-राति**– લોભિયાપણું, ઉદારભાવનો અભાવ ( મ ૧ )

( ૧૨ ) **पदो हस्तयो अ-रणि** – પગ અથવા હાથમાં કાંઇ પીડા અથવા કોઇ પણ પ્રકારનો વિકાર ( મ ૨ )

આ બાર કુલક્ષણ આ સૂકતમાં કહેલાં છે આ સૂકતનો વિચાર કરતી વખતે આ પહેલા આવી ગએલ " કુળવધૂ સૂકત " ( અથર્વ ૧।૧૪ ) પણ જોવા જેવું છે અર્થાત્ આ બન્નેનો વિચાર કરવાથી જ વધૂવર પરીક્ષા કરવાનું જ્ઞાન થઇ શકે છે. તેથી પાઠક આ બન્ને સૂકતોનો સાથે જ વિચાર કરે આ કુલક્ષણોમાંથી કેટલાક લક્ષણો માત્ર સ્ત્રીઓમાં અને કેટલાક માત્ર પુરૂષોમાં તથા કેટલાક બન્નેમાં હોઇ શકે છે અથવા બધાંજ લક્ષણો ન્યૂનાધિક ભેદમાં સ્ત્રી પુરૂષ બન્નેમાં જોવા મળે એ પણ સંભવ છે

આ કુલક્ષણો દૂર કરવાં અને તેમનાં વિરોધી સુલક્ષણો પોતામાં વધારવાં તે દરેક મનુષ્યનું કર્તવ્ય છે આ કુલક્ષણોનો વિચાર કરવાથી સુલક્ષણોનું પણ જ્ઞાન થઇ શકે છે જેનાથી શરીર સુડોળ અને સુંદર દેખાય તે શરીરનાં સુલક્ષણો સમજવા જોઇએ એજ પ્રમાણે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વાચા ઇત્યાદિનાં પણ સુલક્ષણો છે આ સર્વનું નિશ્ચિત જ્ઞાન પ્રાપ્ત કરીને પોતામાંથી કુલક્ષણો દૂર કરવાં અને સુલક્ષણો પોતામાં વધારવાં એ દરેકનું આવશ્યક કર્તવ્ય છે

### વાણીથી કુલક્ષણો દૂર કરવા

મં ૩ માં '**सर्वा तद्वाचाप हन्मो वयं**' અર્થાત્ આ સર્વ કુલક્ષણો અમો વાણીથી દૂર કરીએ છીએ, અથવા વાણીથી આ કુલક્ષણોનો નાશ કરીએ છીએ એમ કહ્યું છે, તેમજ સાથે સાથે "**देवस्त्वा सविता सुदयतु**" અર્થાત્ સવિતાદેવ તમને પૂર્ણ સુલક્ષણ યુકત બનાવે એમ કહ્યું છે પરમેશ્વરની કૃપાથી મનુષ્ય સુલક્ષણ યુકત થઇ શકે છે, તેમાં કોઇને સંદેહ થઇ શકે નહિ, પરંતુ વાણીથી કુલક્ષણો દૂર કરવાના વિષયમાં ઘણા લોકોને સંદેહ હોય એ સંભવ છે, તેથી આ વિષયમાં કેટલુંક સ્પષ્ટિકરણ કરવું આવશ્યક છે વેદમાં આ વિષય કેટલાંએ સૂકતોમાં આવી ગયો છે. તેથી પાઠક તેનો ખૂબ વિચાર કરે

### વાણીથી પ્રેરણા

વાણીથી પોતે પોતાને અથવા બીજાને પણ પ્રેરણા અથવા સૂચના આપીને રોગ દૂર કરવા, તથા મન વગેરેના કુલક્ષણ દૂર કરવાં સંભવનીય છે આ વાત વેદમાં અનેક

રથી પ્રકાશિત થએલ છે. આ સૂચના આ પ્રમાણે આપવામાં આવે છે, " મારામાં આ કુલક્ષણ છે, તે માત્ર થોડો જ વખત ટકવાનું છે. એ ચિરકાળ નહિ રહી શકે, તે ઓછું થઇ રહ્યું છે, ઘણીજ ઝડપથી ઓછું થઇ જશે. મારામાં સુલક્ષણો વધી રહ્યા છે. હું સુલક્ષણોથી યુકત બનીશ. હું નિર્દોષ બની રહ્યો છું. હું દોષોને હટાવું છું અને મારામાં ઉત્તમ ગુણોને વિકસિત કરું છું. "

આવી રીતે અજમાવીને અને અનેક પ્રકારની સૂચનાઓ મનને આપીને અને તેમનું પ્રતિબિંબ મનની અંદર સ્થિર રાખવાથી ઇષ્ટસિદ્ધિ થાય છે. વેદનો આ માનસશાસ્ત્રનો સિદ્ધાંત દરેકે વિચાર કરવા યોગ્ય છે. " હું હીન છું " એવા વિચાર જે લોકો આજકાલ ઉચ્ચારે છે, તેવા વિચારો મનમાં પ્રતિબિમ્બિત થવાથી, મનપર કુસંસ્કાર પડવાને કારણે તેઓ અમારા પતન માટે કારણીભૂત બને છે. તેથી હરહમેશ શુદ્ધવાણી જ ઉચ્ચારવી જોઇએ. કદી પણ અશુદ્ધ અને પાતકી ભાવોથી ભરેલા શબ્દો ઉચ્ચારવા ન જોઇએ. વાણીની શુદ્ધ પ્રેરણાની બાબતમાં પ્રત્યક્ષ ઉપદેશ આપનારાં કેટલાએ સૂકતો આગળ ઉપર આવવાનાં છે તેથી આ બાબતમાં અહીં આટલું જ લખવું બસ થશે. આ પ્રમાણે શુદ્ધવાણી દ્વારા અને પરમેશ્વરની ભકિતદ્વારા પોતાનાં કુલક્ષણો દૂર કરવા અને પોતાની અંદર સુલક્ષણને વધારવા એ દરેક મનુષ્યને માટે ઉચિત છે

### હાથ અને પગના રોગ

દ્વિતીય મંત્રમાં કહ્યું છે કે સવિતા ( સૂર્ય ), વરૂણ ( પાણી ) મિત્ર ( પ્રાણવાયુ ), અર્યમા ( આગનો છોડ ) એ હાથ અને પગનારોગ તથા શરીરના અન્ય રોગ પણ દૂર કરે. સૂર્યપ્રકાશ, સમુદ્ર વગેરેનું પાણી, શુદ્ધવાયુ, આંકડાના પાનનો શેક ઇત્યાદિથી ઘણારોગો દૂર થઇ જાય છે. આ બાબતમાં આ પહેલાં ઘણું જ કહેવાઇ ગયું છે, અને આગળ પણ આ વિષય વારંવાર આવવાનો છે, આરોગ્ય તો તેથી જ પ્રાપ્ત થાય છે.

### સૌભાગ્યને માટે

**इमां देवा असादिषुः सौभगाय**– " તેને દેવોએ સૌભાગ્યને માટે બનાવેલ છે." ખાસ કરીને સ્ત્રીને ઉદ્દેશીને આ મંત્રભાગ છે, પરન્તુ બધાને માટે પણ આ વાત લાગુ પાડી શકાય છે, અર્થાત્ મનુષ્ય માત્ર પછી તે સ્ત્રી હોય કે પુરૂષ તે પોતાનું કલ્યાણ કરવાને માટે જ ઉત્પન્ન થએલ છે અને જો તે પરમેશ્વરની ભકિત કરે અને શુદ્ધ વાણીની સૂચનાઓથી પોતાના મનને પ્રભાવિત કરે તો અવશ્યમેવ તે સૌભાગ્યનો ભોકતા બની શકશે. દરેક મનુષ્ય આ વૈદિક ધર્મના સિદ્ધાંતને મનમાં સ્થિર કરે. પોતાની ઉન્નતિ કરવી એ પ્રત્યેકના પુરૂષાર્થ પર આધાર રાખે છે. જો પડતી થવા માંડે તો માની લેવું જોઇએ કે પોતાના પુરૂષાર્થમાં કાંઇક જરૂર ત્રુટી રહી ગઇ છે.

### સન્તાનનું કલ્યાણ

કદાચ જો પોતામાં કાંઇ કુલક્ષણો રહી જાય તો પણ પોતાનાં સંતાનોમાં બધાં જ સુલક્ષણો આવે ( **या मद्रा तानि नः प्रजायै** ) એ પ્રથમ મંત્રનો ઉપદેશ દરેક ગૃહસ્થે ધ્યાનમાં રાખવા જેવો છે. પોતાનાં સંતાનો નિર્દોષ અને સુલક્ષણોથી તથા સદ્‌ગુણોથી યુકત બને એ ભાવ જો દરેક ગૃહસ્થમાં હોય તો દરસેંકડે ઘણા ટકા મનુષ્યોનો સુધારો થાય અને રાષ્ટ્ર ઉન્નતિના સોપાનપર ચઢે આ ઉપદેશ દરેક પ્રકારે કલ્યાણ કરનારો છે તેથી તેને કોઇ ગૃહસ્થ ન ભૂલે.

આ પ્રકારે પાઠક આ સૂકતનો વિચાર કરે અને પોતાનાં કુલક્ષણો દૂર કરીને પોતામાં સુલક્ષણ વધારવાનો પ્રયત્ન કરે.

# સૌભાગ્ય વર્ધન

## કાંડ ૬, સૂક્ત ૧૩૯

( ઋષિઃ- અથર્વા । દેવતા- વનસ્પતિઃ )

न्यस्तिका रुरोहिथ सुभगंकरणी मम । शतं तव प्रतानास्त्रयस्त्रिंशन्नितानाः
तया सहस्रपर्ण्या हृदयं शोषयामि ते ॥ १ ॥
शुष्यतु मयि ते हृदयमथो शुष्यत्वास्यम् । अथो नि शुष्य मां कामेनाथो शुष्कास्या चर ॥ २ ॥
संवननी समुष्पला बभ्रु कल्याणि सं नुद । अमूं च मां च सं नुद समानं हृदयं कृधि ॥ ३ ॥
यथोदकमपपुषोऽपशुष्यत्यास्यम् । एवा नि शुष्य मां कामेनाथो शुष्कास्या चर ॥ ४ ॥
यथा नकुलो विच्छिद्य संदधात्यहिं पुनः । एवा कामस्य विच्छिन्नं सं धेहि वीर्यावति ॥ ५ ॥

**અર્થ—** ( **मम सुभगंकरणी न्यस्तिका रुरोहिथ** ) મારું સૌભાગ્ય વધારનારી અને દોષ દૂર કરનારી આ ઔષધી ઉત્પન્ન થઈ છે. ( **तव शतं प्रतानाः** ) તારી સો પ્રકારની શાખાઓ છે અને ( **त्रयस्त्रिंशत् नितानाः** ) તેત્રીસ પ્રકારની ઉપશાખાઓ છે. ( **तया सहस्रपर्ण्या** ) તે સહસ્રપર્ણી ઔષધિથી ( **ते हृदयं शोषयामि** ) તારું હૃદય શુષ્ક કરું છું. [ ૧ ]

( **ते हृदयं मयि शुष्यतु** ) તારું હૃદય મારા વિચારથી સુકાઈ જાય. ( **अथो आस्यं शुष्यतु** ) અને મોઢું પણ સુકાઈ જાય, ( **अथो मां कामेन नि शुष्य** ) અને મને કામથી શુષ્ક બનાવીને ( **अथो शुष्कास्या चर** ) શુષ્ક મુખવાળી બનીને તું ચાલ. [ ૨ ]

હે ( **बभ्रु कल्याणि** ) પોષણ કરનારી અથવા પીળા રંગવાળી અને કલ્યાણ કરનારી ! તું ( **संवननी समुष्पला** ) સેવન કરવા યોગ્ય અને ઉત્સાહ વધારનારી છે. તું ( **अमूं संनुद** ) તેને પ્રેરિત કર, ( **मां च संनुद** ) મને પ્રેરિત કર, અમારું ( **हृदयं समानं कृधि** ) હૃદય સમાન કર. [ ૩ ]

( **यथा उदकं अपपुषः** ) જેવી રીતે પાણી ન પીનારાનું ( **आस्यं शुष्यति** ) મોઢું તરસથી સુકાઈ જાય છે, ( **एवा मां कामेन निशुष्य** ) તેવી રીતે મારા બદલના કામથી શુષ્ક થઈને ( **अथो शुष्कास्या चर** ) સુકાઈ ગયેલા મુખવાળી બનીને તું ચાલ. [ ૪ ]

**यथा नकुलः अहिं विच्छिद्य** ) જેવી રીતે નોળિયો સાપને કાપી નાખીને ( **पुनः संदधाति** ) ફરીથી જોડી દે છે, ( **एवा वीर्यावति** ) તે પ્રમાણે હે વીર્યવતી ઔષધિ ! ( **कामस्य विच्छिन्नं** ) કામના તૂટેલા સંબંધને ( **सं धेहि** ) ફરીથી તું જોડી દે. [ ૫ ]

**ભાવાર્થ—** સહસ્રપર્ણી ઔષધિ સૌભાગ્ય વધારનારી અને દોષ દૂર કરનારી છે. તેની સો કડો શાખાઓ હોય છે આનાથી સ્ત્રીપુરુષ વીર્યવાન બને છે અને પરસ્પરનો વિયોગ સહન કરી શકતાં નથી, અર્થાત્ વિયોગ થાય તો તેઓ એકબીજાના કામને લીધે સુકાઈ જાય છે. (૧-૨)

આ વનસ્પતિ પુષ્ટિ આપનારી અને સર્વ પ્રકારનો આનંદ આપનારી છે. તે ઉત્સાહને પણ વધારે છે તેથી ગૃહસ્થી સ્ત્રી પુરુષોને સેવન કરવા યોગ્ય છે. સ્ત્રીપુરુષની પરસ્પરની ઇચ્છામિલણ એના સેવનથી થાય છે. અને બંનેના હૃદય સમાન રીતે પરસ્પરપ્રતિ આકર્ષિત થાય છે. (૩)

જેવી રીતે પાણી ન મળવાથી મનુષ્ય તરસથી સુકાઈ જાય તેવી રીતે કામથી સ્ત્રીપુરુષ પરસ્પરની પ્રાપ્તિની ઇચ્છાથી સુકાઈ જાય છે (૪)

જે રીતે નોળિયો સાપને કાપી નાખે છે અને ફરીથી તેને સાંધી દે છે તેવી રીતે વિયોગી સ્ત્રીપુરુષને ફરીથી જોડી દેવાં એ યોગ્ય છે. (૫)

### સહસ્રપર્ણી ઔષધિ

આ સૂક્તમાં સહસ્રપર્ણી ઔષધિનું વર્ણન છે. આ ઔષધિ સ્ત્રીપુરુષને પરસ્પર સંબંધ કરવા યોગ્ય, પુષ્ટ બનાવે છે, અને વીર્યવાન બનાવે છે. તેનું સેવન કર્યા પછી સ્ત્રીપુરુષને પરસ્પરનો વિયોગ સહન કરવો અશક્ય છે. નિર્વીર્ય પુરુષ પણ ખૂબ જ ઉત્સાહ સંપન્ન બની જાય છે. આ પ્રકારની આ સહસ્રપર્ણી ઔષધિ કઇ વનસ્પતિ છે, તેની જાણ હજુ આજ સુધી વૈદક ગ્રન્થોમાંથી થઇ શકી નથી. વૈદ્યોએ આ બાબતની શોધ કરવી જોઇએ.

### નોળિયાએ સાપને તોડવો અને જોડવો

આ સૂક્તના પાંચમા મંત્રમાં" નોળિયો સાપને કાપે છે અને તેને ફરીથી જોડી દે છે " ( नकुलः सर्पं विच्छिद्य पुनः संदधाति ) એમ કહ્યું છે. સર્વ ભારતવર્ષમાં આ વિશ્વાસપાત્ર વાત મનાય છે. અથર્વવેદમાં અહીં એજ વાત કહેલ છે તેથી આ વિષયમાં શોધ કરવી જોઇએ. જો આ પ્રકારની કોઇ વનસ્પતિ મળી આવે તો તે ઘણી જ લાભકારી બની શકે છે.

---

## સૌભાગ્યને માટે વધારો

**કાંડ ૭, સૂક્ત ૧૬**

( ऋषि– भृगुः । देवता– सविता )

बृहस्पते सवितर्वर्धयैनं ज्योतयैनं महते सौभगाय ।
संशितं चित्संतरं सं शिशाधि विश्व एनमनु मदन्तु देवाः ॥ १ ॥

અર્થ— હે ( बृहस्पते सवितः ) જ્ઞાનપતે! હે ઉત્પાદક દેવ! ( एनं वर्धय ) તેને વધારો, ( एनं महते सौभगाय ज्योतय ) તેને મહાન સૌભાગ્યને માટે પ્રકાશિત કર. ( संशितं सं-तरं चित् संशिशाधि ) પ્રથમથી જ તીક્ષ્ણ બુદ્ધિવાળાઓને અધિક ઉત્તમ બનાવવા માટે શિક્ષણયુક્ત કર. ( विश्वे देवाः एनं अनु मदन्तु ) સર્વ દેવતા લોકો તેને અનુમોદન આપો. ( ૧ )

ભાવાર્થ— હે જ્ઞાની દેવ! અમો સર્વ મનુષ્યની વૃદ્ધિ કરો, અમને આગળ ધપાવો. અમને મહાન ઐશ્વર્ય પ્રાપ્ત થવાને માટે તમારા પ્રકાશ અર્પણ કરો. અમારામાં જે તેજસ્વી લોકો છે તેઓ વધારે તેજસ્વી બને એટલા માટે તેમને ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત થાય અને દૈવી શક્તિઓની સહાયતા સર્વને પ્રાપ્ત થાય. ( ૧ )

પૃથ્વી, આપ, તેજ, વાયુ, સૂર્ય, વનસ્પતિ ઇત્યાદિ દેવતાઓની સહાયતા અમને ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થાઓ. અને તેમની શક્તિ પ્રાપ્ત કરીને અમો અમારી ઉન્નતિનું સાધન પ્રાપ્ત કરીશું. અને ઐશ્વર્યના ભાગી અમો બનીશું. ઇશ્વર અમને એવી પરિસ્થિતિમાં રાખે કે જ્યાં અમારી ઉન્નતિ કરવાના કાર્યમાં અમારો કોઇ વિરોધી ન બને અને અમે અખંડ ઉન્નતિનું સાધન સાધ્ય કરી શકીએ.

# દાંતની પીડા

## કાં. ૬, સૂક્ત ૧૪૦

( ऋषिः- अथर्वा । देवता- ब्रह्मणस्पतिः । )

यौ व्याघ्रावर्वरूढौ जिघत्सतः पितरं मातरं च । यौ दन्तौ ब्रह्मणस्पते शिवौ कृणु जातवेदः ॥ १ ॥
व्रीहिमत्तं यवमत्तमथो माषमथो तिलम् ।
एष वां भागो निहितो रत्नधेयाय दन्तौ मा हिंसिष्टं पितरं मातरं च ॥ २ ॥
उपहूतौ सयुजौ स्योनौ दन्तौ सुमङ्गलौ ।
अन्यत्र वां घोरं तन्वः परैतु दन्तौ मा हिंसिष्टं पितरं मातरं च ॥ ३ ॥

અર્થ— ( यौ व्याघ्रौ अवरूढौ ) જે વાઘના જેવા વધેલા બે દાંત ( मातरं पितरं च जिघत्सतः ) માતા અને પિતાને દુઃખ દે છે, હે બ્રહ્મણસ્પતે ! હે ( जातवेदः ) જ્ઞાની ! ( तौ दन्तौ शिवौ कृणु ) તે બન્ને દાંત કલ્યાણ કરનારા બનાવ [ ૧ ]

( व्रीहिं अत्तं यवं अत्तं ) ચોખા ખાઓ, જવ ખાવો, ( अथो माषं अथो तिलं ) અડદ અને તલ ખાઓ. ( एष वां भागः रत्नधेयाय निहितः ) આ તમારો ભાગ રત્ન ધારણને માટે નિશ્ચિત થયો છે. હે દાંતો ! ( पितरं मातरं च मा हिंसिष्टं ) માતાપિતાને કષ્ટ ન પહોંચાડો. [ ૨ ]

( सयुजो स्योनौ सुमंगलौ दन्तौ उपहूतौ ) સાથે સાથે જોડાએલ, સુખ દાયક, મંગળકારી બન્ને દાંત પ્રશંસનીય છે. ( वां तन्वः घोरं अन्यत्र परैतु ) તમારા શરીરનું કઠોર દુઃખ દૂર થાઓ. હે ( दन्तौ ) દાંતો ! ( पितरं मातरं मा हिंसिष्टं ) માતાપિતાને કષ્ટ ન પહોંચાડો [ ૩ ]

બાળકોને જે વખતે દાંત આવે છે ત્યારે તેમને ખૂબ જ દુઃખ થાય છે, તેમાં એ બે દાંત તો એવા છે કે જેને કારણે બાળકોને ખૂબ જ કષ્ટ થાય છે. બાળકોનું દુઃખ જોઈને તેમનાં માબાપ પણ ખૂબ જ દુઃખી થાય છે.

દાંત આવતી વખતે બાળકને ચોખા, જવ, અડદ, અને તલ ખાવા દેવા જોઈએ. જે રીતે અન્ન પાચન થાય તે રીતે ઘણું જ સરસ રીતે સારૂં અન્ન ખવરાવવું જોઈએ. તેવું અનાજ ખાવાથી દાંત સુદૃઢ થાય છે અને રત્નોની જેવા સુન્દર થાય છે.

વૈદ્યોએ વિચાર કરવો જોઈએ કે આ પથ્ય બાળકો પાસે કેવી રીતે પળાવવું જોઈએ. દરેક બાળકને દાંતનું કષ્ટ તો થાય જ છે. જો આ પથ્ય હિતકારક સિદ્ધ થયું તો દરેક ગૃહસ્થનું ઘર તેનો લાભ લઈ શકશે.

# કેશવર્ધક ઔષધિ

## કાંડ ૬, સૂક્ત ૧૩૬

( ऋषिः- वीतहव्योऽथर्वा । देवता- वनस्पतिः । )

देवी देव्यामधि जाता पृथिव्यामस्योषधे । तां त्वा नितत्नि केशेभ्यो दृंहणाय खनामसि ॥ १ ॥

અર્થ— હે ઔષધિ ! તું ( देवी देव्यां पृथिव्यां अधि जाता ) દિવ્ય ઔષધિ પૃથ્વી દેવીમાં ઉત્પન્ન થઈ છે. હે ( नितत्नि ) નીચે ફેલનારી ઔષધિ ! ( तां त्वा केशेभ्यः दृंहणाय खनामसि ) તે તું ઔષધિને કેશોને સુદૃઢ કરવાને માટે ખોદીએ છીએ. [ ૧ ]

दृंह प्रत्नाञ्जनयाजाताञ्जातानु वर्षीयसस्कृधि ॥ २ ॥
यस्ते केशोऽवपद्यते समूलो यश्च वृश्चते । इदं तं विश्वभेषज्याभि षिञ्चामि वीरुधा ॥ ३ ॥

અર્થ— ( प्रत्नान् दृंह ) જુના કેશોને દૃઢ કર. ( अजातान् जनय ) જ્યાં ઉત્પન્ન થયા નથી ત્યાં ઉત્પન્ન કર. ( जातान् उ वर्षीयसः कृधि ) અને જે ઉત્પન્ન થએલા છે, તેમને ખૂબ લાંબા બનાવો. [ ૨ ]

( यः ते केशः अवपद्यते ) જે તારા વાળ ખરી પડે છે ( यः समूलः वृश्चते ) અને મૂળ સાથે તૂટી જાય છે ( इदं तं विश्वभेषज्या वीरुधा अभिषिञ्चामि ) તે વાળોને વાળના રોગ દૂર કરનારી ઔષધિ વેલીના રસથી સીંચતું છું [ ૩ ]

ભાવાર્થ— નિતત્ની નામક ઔષધી પૃથ્વીપર ઉગે છે, તેના પ્રયોગથી વાળ સુદૃઢ બને છે વાળ જુના હોય, જે તૂટી જતા હોય, ખરી પડતા હોય આ સર્વ રોગ આ ઔષધિનો રસ લગાવવાથી દૂર થઇ જાય છે, અને વાળ મજબુત થાય છે જ્યાં વાળ ઉગતા ન હોય એટલે કે ટાલ પડી ગઇ હોય ત્યાં આ ઔષધિનો રસ લગાડવાથી નવા વાળ ઉગી નીકળે છે, અને જ્યાં વાળ હોય ત્યાંના વાળ પણ લાંબા થાય છે. ( ૧-૩ )

આ નિતત્ની નામની ઔષધી કેશવર્ધક કહી છે, પરંતુ આ ઔષધી કઇ છે તેની ખબર પડતી નથી. વૈદ્યો માટે યોગ્ય છે તેઓ આ ઔષધીની શોધ કરીને પ્રકાશિત કરે.

## કેશવર્ધક ઔષધિ

### કાં. ૬, સૂક્ત ૧૩૭

( ऋषिः- वीतहव्योऽथर्वा । देवता- वनस्पतिः । )

यां जमदग्निरखनद्दुहित्रे केशवर्धनीम् । तां वीतहव्य आभरदसितस्य गृहेभ्यः ॥ १ ॥
अभीशुना मेया आसन्व्यामेनानुमेयाः । केशा नडा इव वर्धन्तां शीर्ष्णस्ते असिताः परि ॥ २ ॥
दृंह मूलमाग्रं यच्छ वि मध्यं यामयौषधे । केशा नडा इव वर्धन्तां शीर्ष्णस्ते असिताः परि ॥ ३ ॥

અર્થ— ( जमदग्निः यां केशवर्धनीं दुहित्रे अखनत् ) જમદગ્નિએ જે કેશવર્ધક ઔષધિને પોતાની કન્યાને માટે ખોદી ( तां वीतहव्य असितस्य गृहेभ्यः आभरत् ) તેને વીતહવ્યે અસિતના ઘર માટે ભરી લીધી. [ ૧ ]

જે ( अभीशुना मेया आसन् ) જે વાળ આંગળીની લંબાઇથી માપવામાં આવતા હતા તે ( व्यामेन अनुमेयाः ) હાથની લંબાઇથી માપવા યોગ્ય થઇ ગયા ( ते शीर्ष्णः परि ) તારા મસ્તકપર ( असिताः केशाः ) કાળા વાળ ( नडाः इव वर्धन्तां ) એક પ્રકારના ઘાસની જેમ વધે. [ ૨ ]

હે ઔષધે ! ( मूलं दृंह ) વાળનાં મૂળિયાં મજબુત કર ( अग्रं वि यच्छ ) અગ્રભાગ ( અણી ) ને સરખો કર અને ( मध्यं यामय ) મધ્યભાગનું નિયમન કર ( ते शीर्ष्णः परि ) તારા મસ્તકપર ( असिताः केशाः नडाः इव वर्धन्तां ) કાળા વાળ ઘાસની જેમ ખૂબ વધે [ ૩ ]

ઉપરોક્ત કેશવર્ધક ઔષધિના રસના ઉપયોગથી વાળ ખૂબ જ વધી જાય છે. પાણીને ઠેકાણે જેવી રીતે ઘાસ પુષ્કળ વધે છે તે પ્રમાણે વાળ વધે છે અને વાળના મૂળિયાં પણ સુદૃઢ બની જાય છે તેથી તેઓ તૂટતા નથી અથવા ખરી પડતા નથી, આ કેશવર્ધક ઔષધિ તે જ છે કે જેનું વર્ણન આગળના સૂક્તમાં આવી ગયું છે. આ ઔષધિ અન્વેષણીય છે. કારણ કે તેની શોધ હજુ થઇ નથી

# કેશવર્ધક ઓષધિ

### કાંડ ૬, સૂકત ૨૧

( ऋषिः-शन्तातिः। देवता- चन्द्रमाः )

इमा यास्तिस्रः पृथिवीस्तासां ह भूमिरुत्तमा । तासामधि त्वचो अहं भेषजं समु जग्रभम् ॥ १ ॥
श्रेष्ठमसि भेषजानां वसिष्ठं वीरुधानाम् । सोमो भग इव यामेषु देवेषु वरुणो यथा ॥ २ ॥
रेवतीरनाधृषः सिषासवः सिषासथ । उत स्थ केशदृंहणीरथो ह केशवर्धनीः ॥ ३ ॥

અર્થ— ( इमाः याः तिस्रः पृथिवीः ) આ જે ત્રણ લોક છે. ( तासां भूमिः उत्तमा ) તેમાં આ ભૂમિ ઉત્તમ છે ! ( तासां त्वचः अधि ) તેમાં ચામડીની બાબતમાં ( भेषजं अहं उ सं जग्रभं ) આ દવા મેં પ્રાપ્ત કરેલ છે. [ ૧ ]

( भेषजानां श्रेष्ठं असि ) દવાઓમાં આ શ્રેષ્ઠ છે ( वीरुधानां वसिष्ठं ) વનસ્પતિઓને એ વસાવનાર અર્થાત્ શ્રેષ્ઠ છે ( यथा यामेषु देवेषु ) જેવી રીતે ચાલનારા દેવોમાં ( सोमः भगः वरुणः ) સોમ, ભગ, અને વરુણ શ્રેષ્ઠ છે. [ ૨ ]

હે ( रेवतीः अनाधृषः सिषासवः ) સામર્થ્ય યુક્ત, હિંસા વગરની અને આરોગ્ય આપનારી રેવતી ઔષધિઓ ! ( सिषासथ ) આરોગ્ય આપનારી ઇચ્છા કરો. ( उत केश दृंहणीः स्थ ) અને વાળને બળવાન બનાવનારી થા, ( अथो ह केशवर्धिनीः ) અને વાળને વધારનારી થા. [ ૩ ]

" રેવતી " ઓષધિ વાળ વધારનારી અને વાળને દૃઢ કરનારી છે આ ચામડીના રોગોને માટે પણ ઉત્તમ છે. આ ઓષધિ આજકાલ મળતી નથી. તેથી તેની શોધ કરવી જોઇએ.

---

# અરૂંધતી ઓષધિ

### કાંડ ૬, સૂકત ૫૯

( ऋषिः- अथर्वा । देवता- रुद्रः, मन्त्रोक्ताः । )

अनडुद्भ्यस्त्वं प्रथमं धेनुभ्यस्त्वमरुन्धति । अधेनवे वयसे शर्म यच्छ चतुष्पदे ॥ १ ॥
शर्म यच्छत्वोषधिः सह देवीररुन्धती । करत्पयस्वन्तं गोष्ठमयक्ष्माँ उत पूरुषान् ॥ २ ॥

અર્થ— હે ( अरुंधति ) અરૂંધતી ઓષધિ ! ( त्वं अनडुद्भ्यः ) તું બળદોને ( त्वं धेनुभ्यः ) તું ગાયોને તથા તું ( चतुष्पदे अधेनवे वयसे ) ચાર પગવાળી ગાયોથી ભિન્ન પશુને તથા પક્ષીઓને ( प्रथमं शर्म यच्छ ) પ્રથમ સુખ આપ. [ ૧ ]

( अरुंधती ओषधिः देवीः सह ) અરૂંધતી નામની ઔષધિ સર્વ અન્ય દિવ્ય ઓષધિઓની સાથે ( शर्म यच्छतु ) સુખ આપે. તથા ( गोष्ठं पयस्वन्तं ) ગોશાળાને ખુબ દૂધવાળી અને ( उत पूरुषान् अयक्ष्मान् करत् ) મનુષ્યોને રોગ રહિત બનાવે. [ ૨ ]

ભાવાર્થ — અરૂંધતી નામની ઓષધી ગાય, બળદ, ઇત્યાદિ ચતુષ્પાદ અને પક્ષીઆદી દ્વિપાદ જાનવરોને નીરોગી કરે છે અને સુખ આપે છે. (૧)

અરુન્ધતી તથા અન્ય ઓષધિઓ સુખ દેનારી છે તેમનાથી ગાયો અધિક દૂધ દેનારી બને છે. અને સર્વ પ્રાણી નીરોગી બને છે. (૨)

# સ્ત્રી પુરૂષની વૃદ્ધિ

## કાંડ ૬, સૂક્ત ૭૮

( ऋषि– अथर्वा । देवता– १-२ चन्द्रमा, ३ त्वष्टा )

तेनं भूतेनं हविषायमा प्यायतां पुनः । जायां यामस्मा आवाक्षुस्तां रसेनाभि वर्धताम् ॥ १ ॥

अभि वर्धतां पयसाभि राष्ट्रेण वर्धताम् । रय्या सहस्रवर्चसेमौ स्तामनुपक्षितौ ॥ २ ॥

त्वष्टा जायामजनयत्त्वष्टास्यै त्वां पतिम् । त्वष्टा सहस्रमायूंषि दीर्घमायुः कृणोतु वाम् ॥ ३ ॥

---

અર્થ— ( तेन भूतेन हविषा ) તે કરેલા હવાથી ( अयं पुनः आप्यायतां ) આ વારંવાર પુષ્ટ થાઓ. ( यां जायां अस्मै अवाक्षुः ) જે સ્ત્રીએ તેની સાથે વિવાહ કર્યો છે ( तां रसेन अभिवर्धतां ) તેને પણ રસથી પુષ્ટ કરે [ ૧ ]

( पयसा अभिवर्धतां ) દૂધપીને પુષ્ટ થાય. ( राष्ट्रेण अभिवर्धतां ) રાષ્ટ્રની સાથે વધે, ( सहस्रवर्चसा रय्या ) સહસ્ર તેજવાળા ધનથી ( इमौ अनुपक्षितौ स्तां ) આ બન્ને પતિપત્ની સદા ભરપુર થાય [ ૨ ]

( त्वष्टा जायां अजनयत् ) જગદ્રચયિતા દેવે સ્ત્રીને ઉત્પન્ન કરેલ છે. અને ( त्वष्टा अस्यै त्वां पतिं ) તેજ ઇશ્વરે તેને માટે તને પતિને ઉત્પન્ન કરેલ છે. त्वष्टा वां सहस्रं आयूंषि ) રચયિતા ઇશ્વર તમો બન્નેને હજારો વર્ષો સુધી રહેનારાં ( दीर्घं आयुः कृणोतु ) દીર્ઘ આયુ કરે. [ ૩ ]

---

ભાવાર્થ – આ વૈવાહિક યજ્ઞથી આ પતિ આગળ વધે અને જે કારણે આ સ્ત્રી વિવાહમા તેને આપવામાં આવી છે, તે કારણે વિવિધ રસોથી આ પતિ તેની પુષ્ટિ કરે. ( ૧ )

બન્ને પતિપત્ની દૂધ પીને પુષ્ટ થાય, પોતાના રાષ્ટ્રની ઉન્નતિ સાથે તેઓ પણ ઉન્નત બને અને, તેમની પાસે હમેશા હજાર તેજવાળુ ધન ભરપુર રહે. ( ૨ )

ઇશ્વરે જે પ્રકારે સ્ત્રીની ઉત્પત્તિ કરી છે. તે જ પ્રમાણે સ્ત્રીને માટે પતિને પણ ઉત્પન્ન કરેલ છે. તે ઇશ્વર તમને માટે ઉત્તમ દીર્ઘાયુ આપે ( ૩ )

### ગૃહસ્થની પુષ્ટિ

પતિ અને પત્ની ઘરમાં એક સાથે રહીને એક બીજાની પુષ્ટિ અને ઉન્નતિનો વિચાર કરે. પરસ્પરના નાશનો વિચાર ન કરે. વિશિષ્ટ ગુણધર્મોથી ઇશ્વરે જેમ સ્ત્રીઓને તેમજ પુરૂષોને ઉત્પન્ન કરેલ છે. તેથી બન્ને માટે ઉચિત છે કે તેઓ એક બીજાની સહાયતા કરીને પરસ્પરની ઉન્નતિ કરવામાં પ્રવૃત્ત થાય

ચા, કોફી, તમાકુ, મદ્ય વગેરે ન પીએ પરંતુ ગાયનું દૂધ જ આવશ્યકતા અનુસાર પીએ. દૂધ પીને બન્ને પુષ્ટ થાય. અર્થાત્ તેમના શરીરની પુષ્ટિ દૂધથી જ થાય આ પ્રમાણે બન્ને સ્ત્રીપુરૂષ ધનાદિ પદાર્થોનુ ઉપાર્જન કરે. અને સુખ સમાધાનથી ભરપુર થાય બન્ને સ્ત્રીપુરૂષ એક બીજાની પૂર્ણતા કરતાં કરતાં દીર્ઘાયુ પ્રાપ્ત કરે અને સુખી થાય.

विश्वरूपां सुभगामच्छावदामि जीवलाम् । सा नो रुद्रस्यास्तां हेतिं दूरं नयतु गोभ्यः ॥ ३ ॥

અર્થ—(વિશ્વરૂપા સુભગા જીવલા અચ્છ-આવદામિ) નાના રૂપવાળી ભાગ્યશાલિની જીવના ઔષધિના વિષયમાં ઉત્તમ વચન કહે છે સ્તુતિ કરે છે ( रुद्रस्य अस्ता हेतिं ) રુદ્રના ફેંકેલા રોગ દિ શસ્ત્રોને ( नः गोभ्य दूर नयतु ) અમારા પશુઓથી દૂર લઇ જાય, તેમને નીરોગી બનાવે [ ૩ ]

ભાવાર્થ—અનેક રંગરૂપવાળી આ જીવન આપનારી જીવલા ઔષધી સ્તુતિ કરવા યોગ્ય છે પશુ પંખીઓ તથા મનુષ્યોને થનારા રોગ તેનાથી દૂર થાય છે (૩)

### અરૂંધતી

" અરૂ " નો અર્થ છે સંધિસ્થાન, જે તું સાંધો આ સ્થાનના રોગ સાજા કરનારી ઓષધિ તે ' અરૂંધતી " છે આજકાલ તેનું શું નામ છે તેની કાંઈ જાણ થતી નથી તેની શોધ કરીને નક્કી કરવું જોઈએ આ ઔષધિ ગાયોને ખવરાવવાથી ગાયો વધારે દૂધ દેવા માંડે છે તેનું સેવન જો મનુષ્યો કરે તો યક્ષ્મા (ક્ષય) જેવા રોગ દૂર થય છે જીવલા" ઓષધી પણ એજ પ્રકારે ઉપયોગી છે સંભવ છે કે જીવલા, અરૂન્ધતી, આ બધાં નામ એક જ વનસ્પતીના હોય આ શોધખોળનો વિષય છે

---

## વાજીકરણ

### કાંડ ૬, સૂક્ત ૭૨

( ऋषि – अथर्वाङ्गिरा । देवता – शेपोऽर्कः । )

यथासितः प्रथयते वशाँ अनु वपूंषि कृण्वन्नसुरस्य मायया ।
एवा ते शेपः सहसायमर्कोऽङ्गेनाङ्गं संसमकं कृणोतु ॥ १ ॥
यथा पसस्तायादरं वातेन स्थूलभं कृतम् । यावत्परस्वतः पसस्तावत्ते वर्धतां पसः ॥ २ ॥
यावदङ्गीनं पारस्वतं हास्तिनं गार्दभं च यत् । यावदश्वस्य वाजिनस्तावत्ते वर्धतां पसः ॥ ३ ॥

અર્થ—( यथा असितः ) જે પ્રકારે બંધનરહિત મનુષ્ય ( असुरस्य मायया वपूंषि कृण्वन् ) આસુરી માયાથી ભિન્ન દેહોને બનાવતો ( वशान् अनु प્રથयते ) પોતાના ગુણોને વશમાં રાખીને તેમને ફેલાવે છે, ( एवा ते अय शेप ) તે પ્રકારે તારા આ શરીરાંગને ( सहसा अंगेन अङ्गं सं समकं अर्कं कृणोतु ) બળની સાથે એક અવયવથી બીજા અવયવની જેવો હોવાને લીધે આ અર્ચનીય આત્મા પુષ્ટ કરે [ ૧ ]

( यथा पसः वातेन तायादरं स्थूलभं कृतं ) જે રીતે શરીરનું અંગ વાતથી સંતાનોત્પત્તિને યોગ્ય પુષ્ટ બનાવામાં આવે છે અને ( यावत् परस्वतः पसः ) જેવી રીતે પૂર્ણ પુરૂષનું શરીરાંગ હોય છે ( तावत् ते पसः वर्धतां ) તેવી રીતે તારૂં શરીરાંગ વધે [ ૨ ]

( यावत् अंगीनं पारस्वतं ) જેવું સુદૃઢ અંગ રાખનાર પૂર્ણ પુરૂષનું તથા જેવું ( यावत् हास्तिनं गार्दभं अश्वस्य वाजिनः ) હાથી ઘોડા, અને ગધેડાનું શરીરાંગ હોય છે ( यावत् ते पसः वर्धतां ) તેવું તારૂં શરીરાંગ વધે [ ૩ ]

શરીરાંગ સુદૃઢ અને સંતાનોત્પત્તિના કાર્યને માટે યોગ્ય બને પુરૂષ હીનાંગ ન હોય પરંતુ દૃઢાંગ હોય આ સૂક્તનું અધિક સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા નથી

# સ્ત્રી પુરૂષની વૃદ્ધિ

## કાંડ ૬, સૂક્ત ૭૮

( ऋषिः- अथर्वा । देवता- १-२ चन्द्रमा, ३ त्वष्टा )

तेन॑ भूतेन॑ ह॒विषा॒यमा प्या॑यतां॒ पुनः॑ । जा॒यां याम॑स्मा आवा॑क्षु॒स्तां रसे॑ना॒भि व॑र्धताम् ॥ १ ॥
अ॒भि व॑र्धतां॒ पय॑सा॒भि रा॒ष्ट्रेण॑ वर्धताम् । र॒य्या स॒हस्र॑वर्चसे॒मौ स्ता॑मनु॑पक्षितौ ॥ २ ॥
त्वष्टा॑ जा॒याम॑जनय॒त्त्वष्टा॑स्यै त्वां पति॑म् । त्वष्टा॑ स॒हस्र॒मायूं॑षि दी॒र्घमायुः॑ कृणोतु वाम् ॥ ३ ॥

---

**અર્થ**— ( **तेन भूतेन हविषा** ) તે કરેલા હવનથી ( **अयं पुनः आप्यायतां** ) આ વારંવાર પુષ્ટ થાઓ. ( **यां जायां अस्मै अवाक्षुः** ) જે સ્ત્રીએ તેની સાથે વિવાહ કર્યો છે ( **तां रसेन अभिवर्धतां** ) તેને પણ રસથી પુષ્ટ કરે [ ૧ ]

( **पयसा अभिवर्धतां** ) દૂધપીને પુષ્ટ થાય. ( **राष्ट्रेण अभिवर्धतां** ) રાષ્ટ્રની સાથે વધે, ( **सहस्रवर्चसा रय्या** ) સહસ્ર તેજવાળા ધનથી ( **इमौ अनुपक्षितौ स्तां** ) આ બન્ને પતિપત્ની સદા ભરપુર થાય [ ૨ ]

( **त्वष्टा जायां अजनयत्** ) જગદ્રચયિતા દેવે સ્ત્રીને ઉત્પન્ન કરેલ છે. અને ( **त्वष्टा अस्यै त्वां पतिं** ) તેજ ઇશ્વરે તેને માટે તને પતિને ઉત્પન્ન કરેલ છે. **त्वष्टा वां सहस्रं आयूंषि** ) રચયિતા ઇશ્વર તમો બન્નેને હજારો વર્ષો સુધી રહેનારા ( **दीर्घं आयुः कृणोतु** ) દીર્ઘ આયુ કરે. [ ૩ ]

---

**ભાવાર્થ** – આ વૈવાહિક યજ્ઞથી આ પતિ આગળ વધે અને જે કારણે આ સ્ત્રી વિવાહમાં તેને આપવામાં આવી છે, તે કારણે વિવિધ રસોથી આ પતિ તેની પુષ્ટિ કરે. ( ૧ )

બન્ને પતિપત્ની દૂધ પીને પુષ્ટ થાય, પોતાના રાષ્ટ્રની ઉન્નતિ સાથે તેઓ પણ ઉન્નત બને અને, તેમની પાસે હમેશાં હજાર તેજવાળું ધન ભરપૂર રહે. ( ૨ )

ઇશ્વરે જે પ્રકારે સ્ત્રીની ઉત્પત્તિ કરી છે. તે જ પ્રમાણે સ્ત્રીને માટે પતિને પણ ઉત્પન્ન કરેલ છે. તે ઇશ્વર તેમને માટે ઉત્તમ દીર્ઘાયુ આપે. ( ૩ )

### ગૃહસ્થની પુષ્ટિ

પતિ અને પત્ની ઘરમાં એક સાથે રહીને એક બીજાની પુષ્ટિ અને ઉન્નતિનો વિચાર કરે. પરસ્પરના નાશનો વિચાર ન કરે. વિશિષ્ટ ગુણધર્મોથી ઇશ્વરે જેમ સ્ત્રીઓને તેમજ પુરૂષોને ઉત્પન્ન કરેલ છે. તેથી બન્ને માટે ઉચિત છે કે તેઓ એક બીજાની સહાયતા કરીને પરસ્પરની ઉન્નતિ કરવામાં પ્રવૃત્ત થાય.

ચા, કોફી, તમાકુ, મદ્ય વગેરે ન પીએ પરંતુ ગાયનું દૂધ જ આવશ્યકતા અનુસાર પીએ. દૂધ પીને બન્ને પુષ્ટ થાય. અર્થાત્ તેમના શરીરની પુષ્ટિ દૂધથી જ થાય. આ પ્રમાણે બન્ને સ્ત્રીપુરૂષ ધનાદિ પદાર્થોનું ઉપાર્જન કરે. અને સુખ સમાધાનથી ભરપુર થાય. બન્ને સ્ત્રીપુરૂષ એક બીજાની પૂર્ણતા કરતાં કરતાં દીર્ઘાયુ પ્રાપ્ત કરે અને સુખી થાય.

# સ્ત્રી ચિકિત્સા

### કાંડ ૭, સૂક્ત ૩૫

( ऋषि - अथर्वा । देवता- जातवेदा )

प्रान्यान्त्सपत्नान्त्सहसा सहस्व प्रत्यजातान् जातवेदो नुदस्व ।
इदं राष्ट्रं पिपृहि सौभगाय विश्व एनमनु मदन्तु देवाः ॥ १ ॥
इमा यास्ते शतं हिराः सहस्रं धमनीरुत । तासां ते सर्वासामहमश्मना बिलमप्यधाम् ॥ २ ॥
परं योनेरवरं ते कृणोमि मा त्वा प्रजाभि भून्मोत सूनुः ।
अस्वं१ त्वाप्रजसं कृणोम्यश्मानं ते अपिधानं कृणोमि ॥ ३ ॥

અર્થ — ( अन्यान् सपत्नान् सहसा प्रसहस्व ) બીજા શત્રુઓને બલથી દબાવી નાખ હે ( जातवेदा ) જ્ઞાનપ્રકાશક ! ( अजातान् प्रति नुदस्व ) હજુ થયા નથી પણ ભવિષ્યમાં થશે એવા દુશ્મનોને દૂર કર. ( इदं राष्ट्रं सौभगाय पिपृहि ) આ રાષ્ટ્રને સારી સમૃદ્ધિ માટે પરિપૂર્ણ કર ( विश्वे देवाः एनं अनु मदन्तु ) સર્વ દેવો તેને અનુમોદન આપે [ ૧ ]

( या ते इमाः शत हिराः ) જે આ સો નાડીઓ છે, ( उत सहस्र धमनी ) અને હજારો ધમની છે ( ते तासां सर्वासां बिल ) તે બધાના છિદ્રો ( કાણાં ) હું ( अह अश्मना अपि अधा ) પથ્થરથી બંધ કરું છું [ ૨ ]

( ते योनेः परं ) તારા ગર્ભસ્થાનથી જે દૂર છે તેમને ( अवर कृणोमि ) હું પાસે કરું છું જેથી ( प्रजा उत सूनुः ) સંતાન અથવા પુત્ર ( त्वा मा अभिभूत् ) તારો તિરસ્કાર ન કરે ( त्वा अस्व प्रजस कृणोमि ) તને અસુવાસો એટલે પ્રાણમહિન જનતો પુત્ર થાય તે માટે હું ( अश्मान ते अपिधान कृणोमि ) પથ્થરથી તારું આવરણ કરું છું [ ૩ ]

આ સૂક્તમાં સ્ત્રી ચિકિત્સાનો વિષય કહેલો છે ખાસ કરીને યોનિચિકિત્સાનો મહત્વપૂર્ણ વિષય છે સૂક્ત ઘણુ અસ્પષ્ટ અને સમજવા અઘરું છે તેથી તેનું યોગ્ય સ્પષ્ટીકરણ અમે કરી શકતા નથી યોનિસ્થાનની સેંકડો નાડીઓના છિદ્રો બંધ કરવાનું વિધાન બીજા મંત્રમાં છે તેથી સ્ત્રીઓના રક્તસ્રાવ અથવા પ્રમેહ જેવા રોગો દૂર કરવાનું તાત્પર્ય અહીં છે એમ લાગે છે રક્તસ્રાવ દૂર કરવાનું સાધન ( अश्मा ) પથ્થર કહેલો છે આ કઇ જાતનો પથ્થર છે તેની શોધ વૈદ્યોએ કરવી જોઇએ આ કોઇ એવો પથ્થર હશે જે ઘાઉપર લગાડવાથી ત્યાંથી થતો રક્તપ્રવાહ બંદ કરતો હશે અને રોગીને તરત આરોગ્ય આપતો હશે ત્રીજા મંત્રમાં પણ આ પથ્થરનો ઉલ્લેખ છે ઘાઉપર આ પથ્થરને ઢાંકણા જેવો મુકવાનો છે. આ એટલા માટે કહેલું લાગે છે કે જો કોઇ ઘાઉપર આ પ્રમાણે મૂકયા છતાં રક્તસ્રાવ બંદ ન થાય તો તે ઘા ઉપર તે ઔષધિ પથ્થર લાંબા વખત સુધી બાંધી રાખવો યોગ્ય હશે

ફટકડીનો પથ્થર નાના ઘા ઉપર લગાડવાથી ત્યાંથી થતો રક્તસ્રાવ બંદ થાય છે એવો અનુભવ છે તે જાતનો જ આ કોઇ પથ્થર હશે જે સ્ત્રીઓના યોનીસ્થાનના રક્ત પ્રવાહને બંધ કરનારો છે એમ અહીં કહેલું છે

ત્રીજા મંત્રમાં બાળક ન થનાર સ્ત્રીના યોનિસ્થાન અને ગર્ભાશયની નાડીઓ અને ધમનીઓના સ્થાન બદલી નાખવાનો ઉલ્લેખ છે આ પ્રમાણે સ્થાન બદલવાથી તે સ્ત્રીને સંતાન થાય છે સ્ત્રી અને પુરૂષ સંતાન પણ થાય છે આ પ્રમાણે તે ધમનીઓનું સ્થાન બદલવાથી તેની સંતાન તે માતાનો તિરસ્કાર નથી કરતી ( प्रजा मा अभि भूत ) એમ મંત્રનું વાક્ય છે પ્રજા અથવા સંતાન તરફથી તિરસ્કાર થવાનો સ્પષ્ટ અર્થ એમ છે કે તે સ્ત્રીને સંતાન ન થાય. જે જેનો તિરસ્કાર કરે તે તેની પાસે જાય નહીં અહીં સંતાન તેનો તિરસ્કાર કરે છે એમ કહેવામાં તે સ્ત્રીને સંતાન થાય નહિ આ વાત સિદ્ધ થાય છે. એવી વાંઝણી સ્ત્રીને ( अस्व-स प्रजसं कृणोमि ) પ્રાણ યુક્ત પ્રજા હું કરું છું પહેલાં કહ્યા મુજબ

ધમનીઓનો પ્રવાહ બદલવાથી વધ્યા ( વાંઝણી ) ને પણ પ્રાણવાળી પ્રજા થાય છે. '**असव**' શબ્દ '**अस-वत्=असु-वान्**' પ્રાણવાળો આ અર્થમાં અહીં વાપરેલ છે અહીં '**अश्व**' એનો પણ પાઠ છે તે પાઠ લેવાથી બળવાન એવો અર્થ થશે

વધ્યા બે પ્રકારની હોય છે એકને સંતાન થતું જ નથી, અને બીજીને થઈને મરી જાય છે આ બન્ને પ્રકારની વધ્યા સ્ત્રીના યોનિસ્થાનની નાડીઓનો પ્રવાહ બદલવાથી તેઓ સંતાનોત્પત્તિ કરવા સમર્થ થઈ શકે એવો સંભવ અહીં કહેલ છે શસ્ત્રવૈદ્યો આનો વિચાર કરે. આ વિષય શસ્ત્રક્રિયા કરનાર કુશળ ડૉક્ટરોનો છે તેથી તે વિષે વિચાર કરવાનું કામ તેમનું છે.

---

# સારી ગૃહિણી સ્ત્રી

## કાંડ ૪. સૂક્ત ૩૮

(ऋषि – बादरायणि । देवता– अप्सरा । ऋषभः)

उद्भिन्दतीं संजयन्तीमप्सरां साधुदेविनीम् । ग्लहे कृतानि कृण्वानामप्सरां तामिह हुवे ॥ १ ॥

विचिन्वतीमाकिरन्तीमप्सरां साधुदेविनीम् । ग्लहे कृतानि गृह्णानामप्सरां तामिह हुवे ॥ २ ॥

यायैः परिनृत्यत्यादानाना कृतं ग्लहात् । सा नः कृतानि सीषती प्रहामाप्नोतु मायया ।
सा नः पयस्वत्यैतु मा नो जैषुरिदं धनम् ॥ ३ ॥

---

અર્થ— ( **उद्भिन्दतीं साधुदेविनीं** ) શત્રુઓને ઉખેડી નાખનારી, ઉત્તમ વ્યવહાર કરનારી અને ( **संजयन्तीं अप्सरां** ) ઉત્તમ વિજય પ્રાપ્ત કરનાર રૂપવતી સ્ત્રીને તેમજ ( **ग्लहे कृतानि कृण्वानां तां अप्सरां** ) સ્પર્ધાના પ્રસંગે સારા કર્મો કરનાર તે સ્ત્રીને ( **इह हुए** ) હું અહીં બોલાવું છું [ ૧ ]

( **विचिन्वन्तीं आकिरन्तीम्** ) સંગ્રહ કરનારી અને વહેંચી દેનારી ( **साधु-देविनीं अप्सरां** ) ઉત્તમ વ્યવહાર કરનારી સ્ત્રીને તેમજ ( **ग्लहे कृतानि गृह्णाना ता अप्सरां** ) સ્પર્ધાના સમયે ઉત્તમ કાર્યો કરનાર સ્ત્રીને હું અહીં બોલાવું છું [ ૨ ]

( **या अयै ग्लहात् कृत आददाना** ) જે શુભ ધર્મકૃત્યોમાંથી સ્પર્ધાથી સારા કૃત્યોનો સ્વીકાર કરે છે ( **सा न कृतानि सीषति** ) તે અમારા કૃત્યોને નિયમ બદ્ધ કરીને ( **मायया प्रहां आप्नोतु** ) પોતાની કુશળ બુદ્ધિથી પ્રગતીને પ્રાપ્ત કરે ( **सा पयस्वती न आ एतु** ) તે અન્નવાળી ઉત્તમ સ્ત્રી અમારી પાસે આવે ( **न इदं धन मा जैषु** ) અમારૂ આ ધન બીજો કોઈ લઈ ન જાય [ ૩ ]

---

**ભાવાર્થ**— શત્રુઓને એક બાજુ ખસેડી ઉપર ઉઠનાર એટલે પોતાની ઉન્નતિ સાધનારી ઉત્તમ વ્યવહાર દક્ષ, વીજયી અને સ્પર્ધાની વખતે પોતાનુ કર્તવ્ય સારી રીતે પાર કરનારી એવી સ્ત્રીને અમે અહીં બોલાવીએ છીએ ( ૧ )

યોગ્ય સમયે સંગ્રહ કરનારી અને યોગ્ય સમયે સત્પાત્ર જોઈને દાન કરનારી, યોગ્ય પ્રસંગે વ્યય કરનારી ઉત્તમ, વ્યવહારદક્ષ તેમજ સ્પર્ધાની વખતે પોતાનુ કર્તવ્ય ઉત્તમ રીતે સાધ્ય કરનાર સ્ત્રીને અમે અહીં બોલાવીએ છીએ ( ૨ )

જે સ્પર્ધાની વખતે શુભ ધર્મવિધી મુજબ ઉત્તમ કાર્ય કરે છે તેમજ કુશળ બુદ્ધિ વડે જે અમારા બધા શુભકર્મોની સારી વ્યવસ્થા કરે છે તે પોતાની કુશળતાથી અત્રે આ સ્થાને પ્રગતિ કરે તે અન્નવાળી સ્ત્રી અહીં રહે અને તેની વ્યવસ્થાથી અહીંનુ અમારૂં ધન સુરક્ષિત રહે ( ૩ )

या अक्षेषु प्रमोदन्ते शुचं क्रोधं च बिभ्रती । आनन्दिनीं प्रमोदिनीमप्सरां तामिह हुवे ॥ ४ ॥
सूर्यस्य रश्मीननु याः संचरन्ति मरीचीर्वा या अनुसंचरन्ति ।
यासामृषभो दूरतो वाजिनीवान्त्सद्यः सर्वाँल्लोकान्पर्येति रक्षन् ।
स न ऐतु होममिमं जुषाणो॒ऽन्तरिक्षेण सह वाजिनीवान् ॥ ५ ॥
अन्तरिक्षेण सह वाजिनीवन्कर्कीं वत्सामिह रक्ष वाजिन् ।
इमे ते स्तोका बहुला एह्यर्वाङियं ते कर्कीह ते मनोऽस्तु ॥ ६ ॥
अन्तरिक्षेण सह वाजिनीवन्कर्कीं वत्सामिह रक्ष वाजिन् ।
अयं घासो अयं व्रज इह वत्सां नि बध्नीमः । यथानाम वं ईश्महे स्वाहा ॥ ७ ॥

અર્થ— ( शुचं क्रोधं च बिभ्रती ) શોક અને ક્રોધને ધારણ કરી ( या अक्षेषु प्रमोदन्ते ) છતાં જે પોતાની આંખોમાં આનંદની વૃત્તિ ધારણ કરે છે. ( तां आनन्दिनीं प्रमोदिनीं अप्सरां ) આનંદ અને ઉત્સાહ આપનાર તે રૂપાળી સ્ત્રીને ( इह हुवे ) હું અહીં બોલાવું છું [ ૪ ]

( याः सूर्यस्य रश्मीन् अनुसंचरन्ति ) જે સૂર્યના કિરણોમાં સદેહાઇથી હરેફરે છે ( वा याः मरीचीः अनुसंचरन्ति ) અથવા જે સૂર્ય પ્રકાશમાં હરેફરે છે ( वाजिनीवान् ऋषभः ) બળવાન્ શ્રેષ્ઠ પુરુષ ( दूरतः सद्यः यासां सर्वान्-लोकान् रक्षन् पर्येति ) દૂરથી જ ત્વરીત જેમના સર્વ લોકોનું રક્ષણ કરતો ચારે તરફથી ઘેરીને આવે છે ( स वाजिनी वान् ) તે બલશાલી પુરુષ ( इम होमं जुषाणः ) આ યજ્ઞનો સ્વીકાર કરતો ( अंतरिक्षेण सह नः आ एतु ) આંતરિક વિચારો સાથે અમારી પાસે આવે. [ ૫ ]

( वाजिनीवन् वाजिन् ) બલશાલી, ( अन्तरिक्षेण सह कर्कीं वत्सां ) અંતઃકરણ પૂર્વક પોતાના કર્તૃત્વશાલી છોકરીનું ( इह रक्ष ) અહીં રક્ષણ કર. ( इमे ते बहुलाः स्तोकाः ) આ તારો ઘણો આનંદ છે. ( अर्वाङ् एहि ) અહીં આવ, ( इह ते कर्की ) આ તારી કર્તૃત્વશક્તિ છે. ( इह ते मनः अस्तु ) અહીં તારું મન સ્થિર થાવ. [ ૬ ]

હે ( वाजिनीवन् वाजिन् ) બળવાન ! ( अन्तरिक्षेण सह कर्कीं वत्सां ) પોતાના આંતરિક વિચારો સાથે કર્તૃત્વશક્તિશાલા કન્યાનું ( इह रक्ष ) અહીં રક્ષણ કર. તેના માટે ( अयं घासः ) આ ઘાસ છે. ( अयं व्रजः ) આ ગાયોનું સ્થાન છે ( इह वत्सां निबध्नीम ) અહીં વાછરડીને બાંધે છે. ( यथानाम वः ईश्महे ) નામો મુજબ તમારું અધિપત્ય અમે કરીએ છીએ ( स्व आहा ) અમારો ત્યાગ તમારા માટે હો [ ૭ ]

---

ભાવાર્થ – શોક અને ક્રોધ મનમાં હોવા છતાં જે આંખોમાં આનંદના ભાવ બતાવે છે તે અમારો આનંદ અને સંતોષ વધારનાર સ્ત્રી અહીં આવે ( ૪ )

જે સૂર્યકિરણોમાં વ્યવહાર કરે છે અથવા સૂર્યપ્રકાશને પોતાના કાર્યોને અનુકૂળ બનાવે છે, આવી સ્ત્રીઓનું રક્ષણ દૂરથી એમ્ને યોગ્ય મર્યાદા સાથે સર્વ પુરુષોએ કરવું તેવા બળવાન પુરુષોએ પોતાના જીવનનો યજ્ઞ કરતા પોતાના હાર્દિક વિચારોથી સ્ત્રીઓનો આદર કરતા અહીં રહેવું ( ૫ )

હે ભગવાન્ મનુષ્યો ! પોતાના આંતરિક પ્રેમથી કન્યાઓનું રક્ષણ કરો, સંતાનનું રક્ષણ કરવું એ આનંદદાયક કર્મ છે આગળ થઇ આ કાર્ય કરો. આ કામમાં તમારૂ મન સ્થિર થાઓ ( ૬ )

હે બલશાલી મનુષ્યો ! પોતાના આંતરિક પ્રેમથી ગાયના વાછરડીઓનું રક્ષણ કરો આ ઘાસ ગાયો અને તેના બચ્ચાં માટે છે. આ સ્થાન તેમના માટે છે વાછરડાંઓને અહીં બાંધવામાં આવે છે અને નામાનુક્રમથી તેમની ઉત્તમ વ્યવસ્થા રખાય છે તેમના માટે અમે આત્મસર્વસ્વ સમર્પણ કરીએ છીએ ( ૭ )

---

# સારી ગૃહિણી સ્ત્રી

### દક્ષ સ્ત્રીનો આદર

આ સૂક્તમાં દક્ષ ( કુશળ ) સ્ત્રીનો ઘણો આદર કરેલ છે. સ્ત્રી ગૃહિણી કહેવાય છે તેથી ઘરની વ્યવસ્થા સારી રાખવી તે તેનું કામ જ છે. તેમાં તે કુશળતા બતાવે તે તેનું પરમકર્તવ્ય છે. તે વિષે આ સૂક્તમાં ઘણાં ઉલ્લેખ છે જેનું હવે આપણુ મનન કરીશું—

### સ્ત્રી કેવી હોવી જોઇએ ?

( ૧ ) **संजयन्ती**- ઉત્તમ વિજય પ્રાપ્ત કરનાર અર્થાત્ પોતાના કુટુંબના વિજય માટે યોગ્ય ઉપાયો આચરણમાં લાવનારી હોવી જોઇએ. ( મં. ૧ )

( ૨ ) **साधुदेविनी**- ' **दिव्** ' ધાતુથી ' **देविनी** ' શબ્દ બન્યો છે ' **दिव्** ' ધાતુના અર્થ ' ક્રીડા વિજયેચ્છા, વ્યવહાર, પ્રકાશ, આનંદ, ગતિ ' વિગેરે છે. એટલે ' **साधुदेविनी** ' શબ્દના અર્થો ક્રીડા એટલે રમતોમાં કુશળ, પોતાના કુટુંબના વિજયની ઇચ્છા કરનાર, ઘરમાં પ્રકાશ જેવી તેજસ્વી બનીને રહેનાર, પોતે આનંદી બનીને તે વડે બીજા બધા કુટુંબીઓને આનંદ આપનાર, આનંદિત કરનાર, બધાની પ્રગતિ કરનાર ' એટલા પ્રકારથી થઇ શકે છે. આ અર્થનો સંબંધ ' **संजयन्ती** ' શબ્દના અર્થ જોડે છે. આ બાબત વાચકોએ જોવી ( મં. ૧, ૨, ૪ )

( ૩ ) **उद्भिदन्ती**- પોતાના શત્રુઓને મૂળમાંથી ઉખેળી નાખનાર ( મં. ૧ ) આનો અર્થ પણ ' **संजयन्ती** ' જેવો જ છે. વિજયેચ્છુ અને વ્યવહાર દક્ષ હોવાના કારણે શત્રુને ઉખેળી નાખવું અને વિજય મેળવવો આ બાબતો સહેલાઇથી થાય, ( મં. ૧ )

( ૪ ) **ग्लहे कृतानि कृण्वाना**- ' **ग्लह** ' શબ્દનો અર્થ છે ' **स्पर्धा** ' આપણું જીવન એક જાતની સ્પર્ધા છે. આ સ્પર્ધામાં ' **कृत** ' એટલે સારૂં કૃત્ય અથવા ઉત્તમ પ્રયત્ન કરનાર ' **कृत** ' શબ્દનો અર્થ છે—

**कलिःशयानो भवति संजिहानस्तु द्वापरः**
**उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् । चरैव चरैव**
**ऐ० ब्रा० ७।१५**

" ઉંઘી રહેલાનું નામ કલિ, ઉંઘ અથવા આળસુપણું છોડી દેવાનું નામ છે દ્વાપર, પ્રયત્ન કરવાની બુદ્ધીથી ઉઠવું તેનું નામ છે ત્રેતા અને કૃત તેને કહેવાય છે કે જે અવસ્થામાં માણસ પુરૂષાર્થ કરે છે. " આ વચનમાં ' **कृत** ' નો અર્થ આપેલ છે. ઉન્નતિ સાધવા માટે પ્રબળ પુરૂષાર્થ કરવો તેનું નામ છે કૃત. ધારો કે મનુષ્યજીવન એક જુગારની રમત છે. તેમાં સુઇ રહેનારા લાભ મેળવી શકે નહિ. પણ બધાથી સારો લાભ જુગારનું દાન લેનાર મેળવે છે. આ જીવનરૂપ જુગારના ' કલિ, દ્વાપર, ત્રેતા અને કૃત ' એવા ચાર દાન છે. જે ઝગડો કરનાર અથવા ઉંઘણસી, આળસુ છે તેને જીવનરૂપ જુગારમાં ' કલિ ' સંજ્ઞક દાન મળે છે. તેથી ઘણું નુકસાન બલ્કે નાશ થાય છે. જે સાધારણ પુરૂષાર્થ પ્રયત્નો કરે છે તેને વચલા બે દાન મળે છે. પરંતુ જે પ્રબળ પુરૂષાર્થો છે તેને જ ' **कृत** ' સંજ્ઞક દાન પ્રાપ્ત થાય છે. આજ દાન વધારેમાં વધારે છે.

શેતરંજ અથવા સોગટા રમનારાએ અપના પાંસાથી જે ચાર પ્રકારના દાન મેળવે છે તે ચાર દાનોના વાચક ' કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ ' આ ચાર શબ્દો ક્રમશઃ ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ અને હાનિકારક દાનોના સૂચક શબ્દો છે. વસ્તુતઃ વેદમાં " **अक्षैर्मा दिव्यः ।** " ( ઋ. ૧૦।૩૪।૧૩ ) ' જુગાર રમવો નહિ ' એવા વાક્યોથી જુગારનો નિષેધ કરેલ છે. તેથી વૈદિક ધર્મમાં જુગારનો સંભવજ નથી. તો પણ અહીં બધા માણસો પોતાના જીવનનો જુગાર રમી રહ્યા છે. તેમાં કેટલાકને તે રમત લાભકારી નીવડે છે, કેટલાકને હાનીકારક થાય છે. તેથી આ જીવનરૂપ રમતમાં સારી રીતે રમી મનુષ્યે જશ મેળવવું જોઇએ. આ ઉપદેશ આપવા માટે આ મંત્રમાં રૂપક અલંકાર દ્વારા ' **ग्लह, कृत, देविनी** ' આ શબ્દો બે અર્થ યુક્ત યોજેલા છે. આ શબ્દો જુગારીની રમત પણ બતાવે છે અને ઉત્તમ વિજયી વ્યવહાર પણ બતાવે છે. આ રૂપકનો અર્થ ઉપર જણાવ્યો છે તેનો વાચકોએ વિચાર કરવો, અને બોધ પ્રાપ્ત કરવો. અસ્તુ. ' **ग्लहे कृतानि कुर्वाणा** ' નો અહીં આ અર્થ છે—" આ જીવનરૂપી સ્પર્ધાની રમતમાં જે સ્ત્રી ઉત્તમ પુરૂષાર્થરૂપી દાન પ્રાપ્ત કરે છે " એટલે ઉત્તમ સ્ત્રી તેને

*

કહેવાય જે આ સંસારમાં પરમ પુરુષાર્થ માટે પ્રયત્ન કરે છે (મં ૧-૨) મંત્ર ૩ માં 'कृतं ग्लहात् अग्रदाना' પાઠ છે તેનો પણ ઉપર બતાવ્યા મુજબ અર્થ થાય છે

( ૫ ) **विचिन्वन्ती, आकिरन्ती**– સંગ્રહ કરનાર, દાન કરનાર સંગ્રહ કરવાના પ્રસંગે યોગ્ય પ્રકારથી, દક્ષતાથી, કુશળતાપૂર્વક સંગ્રહ કરનાર અને દાન કરવાના સમયે ઉદારતાપૂર્વક દાન કરનાર, સ્ત્રી એવી જોઇએ કે તે ઘરમાં કુશલતાપૂર્વક અને વ્યવસ્થિત, યોગ્ય રીતે વસ્તુઓનો સંગ્રહ કરે તેમજ દાન કરવાના સમયે ધરતી કીર્તિ વધે એવી ઉદારતાથી દાન કરે 'विचिन्वन्ती' નો મૂળ અર્થ વીણી વીણીને પદાર્થ ભેગા કરનારી અને 'विकिरन्ती' નો અર્થ વિખરાવી નાખનારી એવો છે આ સંગ્રહ કરવાનો ગુણ અને દાન કરવાનો ગુણ સ્ત્રીઓમાં એટલો હોવો જોઇએ કે જેથી કુળનું યશ વધે અને કદી કમી ન થાય (મં. ૨)

( ૬ ) **या अयैः परिनृत्यति**– જે શુભ ધર્મકર્મોથી નાચ્યા કરે છે એટલે જેના પ્રયત્નો હમેશા ધાર્મિક શુભ વિધિ કરવાના માટે હોય છે 'अय' નો અર્થ 'શુભવિધિ' એવો છે. (**अयः शुभावहो विधिः ।** અમરકોષ કાંડ ૩।૩।૨૭) જેનું પૂર્વકર્મ પણ સારૂ છે અને વર્તમાન ક્રિયાઓ પણ સારી છે (મં ૩)

( ૭ ) **वृत्तानि संवती** જે ઉત્તમ કામોની સુવ્યવસ્થા નિયમપૂર્વક રાખે છે, જે પોતાના ઘરનાં બધા કામો વ્યવસ્થિત રીતે કરે છે

( ૮ ) **पयस्वती**– દૂધવાળી, જેની પાસે બાળકોને આપવા પુષ્કળ દૂધ છે એવી. (મં ૩)

( ૯ ) **या क्रुध्यति क्रोध च बिभ्रती अक्षेषु प्रमोदन्ते**– જે શોક થાય અથવા ગુસ્સો આવે તો પણ આંખોમાં પ્રસન્નતાનું તેજ ધારણ કરે છે 'अक्ष' શબ્દનો અર્થ આંખ અને ઇન્દ્રિય એવો છે અહીં ઇન્દ્રિય અર્થ લેવા જેવો છે જે સ્ત્રી અંતરમાં શોક થવા છતાં અથવા ગુસ્સો આવે તો પણ રડતી નથી, બાળકોને મારતી નથી અથવા બરાડા પાડી બોલતી નથી પરંતુ પોતાના વ્યવહારમાં ઇન્દ્રિયવ્યાપારમાં પ્રસન્નતા દર્શાવે છે અને હૈયાનો ઉભરો વ્યક્ત કરતી નથી તેવી સ્ત્રી. (મં. ૪)

( ૧૦ ) **आनन्दिनी, प्रमोदिनी**– આનંદ અને હર્ષયુક્ત એટલે જે હમેશા આનંદિત રહે છે અને બીજાઓને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે (મં. ૪)

( ૧૧ ) **सूर्यस्य रश्मीन् अनुसंचरन्ती**– જે સૂર્યકિરણોમાં હરેફરે છે 'मरिचीः अनुसंचरन्ती' સૂર્યપ્રકાશમાં હરે ફરે છે, અથવા જે સૂર્યપ્રકાશને પોતાના કાર્યોને અનુકૂલ બનાવે છે તેથી તંદુરસ્તી વધે છે. સ્ત્રીઓએ સૂર્યપ્રકાશમાં વધારે હરવુ ફરવુ જોઇએ (અહીં પડદા પદ્ધતિ તદ્દન અવૈદિક છે એ સ્પષ્ટ થાય છે.) (મં ૫)

આ અગીયાર લક્ષણો સારી કુળવાન ગૃહિણીના કહ્યા છે. સ્ત્રી, ધર્મપત્ની, ગૃહિણી, ઘરમાં કેવી રીતે વ્યવહાર કરે (કરવા જોઇએ) તે વિષય ઉપર આ સૂક્ત સારો એવો પ્રકાશ પાડે છે સ્ત્રીપુરુષોએ આ લક્ષણોનો સારો વિચાર કરી તે અપનાવવા, કેળવવા પ્રયાસ કરવો આ લક્ષણોમાં શત્રુઓને ઉખેડી નાખવું અને વિજય પ્રાપ્ત કરવો તેના પણ લક્ષણો કહેલાં છે, તે ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે સ્ત્રીઓમાં એટલી શક્તિ તે સમયે હતી કે તે પોતે પોતાનું રક્ષણ કરી શકતા હતાં ત્યારે હવે પણ એવી શક્તિ સ્ત્રીઓએ કેળવવી જોઇએ તેથી તે આત્મરક્ષણ કરી શકે આત્મરક્ષણ માટે સ્ત્રીઓએ બીજા ઉપર અવલંબી રહેવું નહિ ઘરના કામકાજોમાં કુશળ, ડહ્યા, નિર્ભય અને પોતાનાં કુળનું યશ વધારનાર સ્ત્રીઓ હોવી જોઇએ આ લક્ષણો જોતાં સ્ત્રીઓ માટે કેળવણી કેવી હોવી જોઇએ તે નક્કી કરી શકાય સ્ત્રીઓમાં ઉપર કહેલા ગુણ નિર્માણ થાય એવી કેળવણી તેમને આપવી અથવા એમ કહો કે કેળવણીથી તે ગુણોનો વિકાસ સ્ત્રીઓમાં થાય સ્ત્રીશિક્ષણના કાર્યક્ષેત્રમાં કાર્ય કરનારાઓએ આ વિચાર અવશ્ય કરવો.

### અપ્સરા

ઉપરના ગુણોવાળી સ્ત્રીને 'अप्सरा' કહેલ છે સુંદર સ્ત્રીને અપ્સરા કહે છે અપ્સરા શબ્દના ઘણા અર્થો છે તેમાં આ પણ એક અર્થ છે. સ્ત્રીની સુંદરતા આવાં વ્યક્ત થાય છે ગુણોની સુંદરતા જેટલી શરીરની સુંદરતા સુખ આપતી નથી તેથી આ ગુણોથી યુક્ત એવી સુંદર સ્ત્રીને પોતાના ઘરમાં ગૃહિણી તરીકે લાવવા અહીં સૂચવવામાં આવ્યું છે. પોતાના માટે ગૃહિણી પસંદ કરનારાઓએ આ વિચાર કરવો અને મનન કરવુ તેથી તેમને પોતાની ગૃહસ્વામીની પસંદ કરતી વેળા તે ઘણું ઉપયુક્ત થશે

આ પહેલાના સૂક્તમાં 'अप्सरा' શબ્દનો અર્થ રોગ

નિર્માણ કરનાર જ તુ એવો થાય છે જ્યારે પ્રસ્તુત સૂકતમાં તે "સુંદર ગુણવતી સુશીલ સ્ત્રી" એવો થાય છે. આ જોઇને વાચકોને આશ્ચર્ય થશે એક જ શબ્દના આ પ્રકારે ઘણા અર્થો થઇ શકે છે તેજ પ્રકારથી 'असुर' શબ્દનો અર્થ પરમેશ્વરવાચક અને રાક્ષસવાચક પણ થાય છે. આ વેદની રીત છે

આ સૂકતના પહેલાં પાચ મ ત્રોમા કાર્યકુશળ ધર્મપત્નીના શુભ ગુણોનું વર્ણન છે. તે જેવો સ્ત્રીઓને બોધપ્રદ છે તેમ પુરૂષોને પણ છે એથી વાચકો લાભ લે એવી આશા છે

### રશ્મિસ્નાન

પાંચમા મ ત્રમાં "सूर्यरश्मीन अनुसचरन्ती" (મં. ૫) સૂર્યના કિરણોમાં અનુકૂળ રીતે હરવાહરવાની સૂચના બે વખત આપેલ છે એક જ વિષય બે વખત કહેવાનુ કારણ ભારપૂર્વક કહેવુ એમ થાય છે તેથી સૂર્યકિરણોમાં સ્ત્રીઓએ હરવુફરવુ વેદોને ઘણું સ મત છે પુરૂષોને તેમના વ્યવહાર-કામકાજના કારણે બહાર હરવુફરવુ પડે છે એટલે તેમને સૂર્યકિરણોનુ સ્નાન થાય છે પણ સ્ત્રીઓના બધા વ્યવહાર ઘણા ભાગે ઘરમા ને ઘરમાં હોય છે તેથી તેઓ સૂર્યકિરણોના અમૃતરસથી વ ચિત રહે છે જેથી એમની ત દુરસ્તી ખાતર આ મ ત્રમાં સૂર્યકિરણોના સ્નાનનો ઉપદેશ બે વખત આપેલ છે

આજકાલ સ્ત્રીઓ પડદો પાળે છે તેથી ઉપરનો ઉપદેશ તેમના માટે ઘણો જ ઉપયોગી છે ગોષા અથવા પડદાની પદ્ધતી અવૈદિક છે કારણ કે તેથી સ્ત્રીઓને સૂર્યપ્રકાશ મળતો નથી આ દોષ દૂર કરવાના કારણે વેદોએ આ ઉત્તમ ઉપદેશ આપેલ છે તેનો દરેક સ્ત્રી-પુરૂષોએ અવશ્ય વિચાર કરવો

### સ્ત્રીનુ રક્ષણ

સ્ત્રીઓનુ રક્ષણ થવુ જોઇએ તે બે પ્રકારથી થઇ શકે છે એક તો પહેલાં કહેવામા આવેલાં બધા ગુણો કેળવણી દ્વારા તેમનામાં કેળવાય તો તે પોતે જ પોતાનું રક્ષણ કરવા સમર્થ બનશે અને પોતાના રક્ષણ માટે તેમને પારકા ઉપર અવ લ બીને રહેવુ પડે નહિ તો પણ કેટલાક એવા પણ પ્રસ ગો હોય છે કે જે વખતે પુરૂષોએ તેમનુ સ રક્ષણ કરવુ પડે આના પ્રસ ગે—

यासां सर्वान् लोकान् दूरतः रक्षन् वाजिनीवान् पर्यैति। (મ ૫)

"જે સ્ત્રીઓનું દુરથી જ રક્ષણ કરતો બળવાન પુરૂષ ભ્રમણ કરે છે" આનો સાર એમ છે કે પુરૂષોએ સ્ત્રીઓનું રક્ષણ કરતી વેળા શિષ્ટાચારપૂર્વક ઉચીત રીતે દૂર રહી તેમનું રક્ષણ કરવાનો પ્રયાગ કરવો સ્ત્રીઓના ટોળામા પેસી જઇ અથવા તો તેમના વિનયનો ભ ગ થાય તેમ અનાદર પૂર્વક તેમનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો યોગ્ય નથી જે પ્રમાણે મોટા પ્રતિષ્ઠિત, રાજા અથવા રાષ્ટ્રપતિ અથવા અન્ય નેતાઓના રક્ષકો યોગ્ય અ તર રાખીને દૂર રહે છે પણ તેમનું રક્ષણ કરે છે, તેજ પ્રમાણે સ્ત્રીઓનુ રક્ષણ પણ સુયોગ્ય અને પ્રતિષ્ઠિત રીતે કરવુ.

આ અને આ પછીના છઠ્ઠા મ ત્રમા 'अन्तरिक्ष' શબ્દ અ દરના એવા અર્થમા આવેલો છે અ તરિક્ષલોક અ શરૂપે આપણા શરીરમા છે તેને જ અ તર, અ તરગ, અ તઃકરણ એમ કહેવાય છે. અહીં તે પ્રમાણે તે અંતઃકરણ વાચક છે. તાત્પર્ય જે કઇ કામ કરવુ હોય તે પૂર્ણ મનથી અ તઃકરણ. થી કરવુ ઉપરટપ્પે કરેલુ કાર્ય નિષ્ફળ જાય છે જ્યારે મનઃ પૂર્વક કરેલુ કાર્ય સફળ થાય છે આ સૂચનાનો વિચાર વાચકોએ અવશ્ય કરવો મનુષ્યની ઉન્નતિ તેણે અ તઃકરણથી સદ્‌ભાવ પૂર્વક કરેલા કામોથી જ થાય છે તે માટે બીજો રસ્તો નથી.

वत्सां इह रक्ष। (મ ૬)

"પુત્રીનું અહીં રક્ષણ કર" પુત્રીના રક્ષણની વ્યવસ્થા સારી થવી જોઇએ પુત્રીનુ રક્ષણ થવાથી તે ભવિષ્યમાં સુયોગ્ય અને સુશીલ ધર્મપત્ની અથવા સ્ત્રી અને માતા થઇ શકે છે. આજના જમાનામાં પુત્રીના જન્મથી ઘરના બધા માણસો દુઃખી થાય છે અને ઘણા ભાગે કન્યાની ઉન્નતિનો વિચાર કરતા નથી એવા લોકોએ આ વેદનો ઉપદેશ અવશ્ય ધ્યાનમાં લેવો આ જગતની હસ્તી અને પ્રજાની ઉત્પત્તિ સ્ત્રીઓના લીધે થય છે. તેથી સ્ત્રીઓની ઉન્નતિના કારણે સ પૂર્ણ જગતની ઉન્નતિ થવાનો સ ભવ છે. માતા સ્વર્ગથી પણ શ્રેષ્ઠ છે ત્યારે માતાની બાલ્યકાળમાં રક્ષણની સારી એવી વ્યવસ્થા હોવી જોઇએ એમા શી શ કા?

'वत्स' શબ્દ જેમ જાનવરોના બચ્ચા માટે વપરાય છે તેમ તે મનુષ્યોનાં બાળકોનો પણ બોધક છે પુત્રને વત્સ અને

પુનીને વત્સા ઘણું પ્રેમથી કહેવામા આવે છે તેથી આ છઠ્ઠા મંત્રનો ' वत्सा ' શબ્દ માનવ કન્યા માટે અને સપ્તમ મંત્રનો ' वत्सा ' શબ્દ ગાયોના વાછડી માટે માનવો યોગ્ય છે. સાતમાં મંત્રમાં વાછરડા માટે બાંધવાની જગ્યા અને ઘાસનું વર્ણન હોવાના કારણે ' वत्सा ' શબ્દ ગાયની વાછરડી માટે છે તેમાં કંઇ શંકા નથી પણ છઠ્ઠા મંત્રનો ' वत्सा ' શબ્દ મનુષ્યોની કન્યા વાચક પણ માનવા યોગ્ય છે તેનું સાર એ છે કે જેમ માનવકન્યાઓના સંરક્ષણ અને ઉન્નતીની વ્યવસ્થા હોવી જોઇએ તેમ ગાય ઘોડા ઇત્યાદિ પાળેલા પ્રાણીઓના સંતાનેની પણ સારી દેખરેખ પ્રયત્નપૂર્વક મનથી થવી જોઇએ જે પ્રેમથી ઘરના લોકો પોતાના બાળકોને ઉછેરે છે તેવી જ રીતે પશુના સંતાનોનું પાલન-પોષણ કરવું તેમના માટે સારો ઘાસ હોય, પાણી પીવાનું સારૂં હોય રહેવાની એટલે તેમને બંધવાની જગ્યા સ્વચ્છ, સાફ કરેલી હોય, તેમજ તેમની તંદુરસ્તી તરફ પણ ધ્યાન અપાય, ટૂંકમાં પાલતુ જાનવરોના બચ્ચાઓને પણ પોતાના બાળબચ્ચા મુજબ પ્રેમથી ઉછેરવા

આ સૂક્ત માણસનું પ્રેમ પશુ સુધી પોહોંચવાનો ઉપદેશ આપે છે પ્રેમ આ મુજબ જેટલું વિસ્તૃત બનશે તેટલું અહિંસાનું ક્ષેત્ર પણ વધશે વૈદિકધર્મનું અંતિમસાધ્ય પૂર્ણ અહિંસાનો ભાવ મનમાં સ્થિર કરવાનું છે તે આ રીતે નિશ્ચિત સિદ્ધ થશે

સ્ત્રીઓ પ્રતિ આદર, સ્ત્રીની અંદર શુભ ગુણોનો વિકાસ કરવાની રીત, સ્ત્રીઓનું રક્ષણ, કન્યાઓનું રક્ષણ અને જાનવરોના બચ્ચાઓનું રક્ષણ ઇત્યાદિ અનેક ઉપયોગી વિષય આ સૂક્તમાં આપેલા છે વાચક આ સર્વ મંત્રોનું અધિક મનન કરી યોગ્ય બોધ પ્રાપ્ત કરી લે અને તે બોધ પોતાના જીવનમાં લાવવાનો પ્રયાસ કરે



# સ્ત્રીના પાતિવ્રત્યનું રક્ષણ

### કાંડ ૫, સૂક્ત ૧૭

( ऋषि- मयोभूः । देवता- ब्रह्मजाया )

तेऽवदन्प्रथमा ब्रह्मकिल्बिषेऽकूपारः सलिलो मातरिश्वा ।
वीडुहरास्तप उग्रं मयोभूरापो देवीः प्रथमजा ऋतस्य ॥ १ ॥
सोमो राजा प्रथमो ब्रह्मजायां पुनः प्रायच्छदहृणीयमानः ।
अन्वर्तिता वरुणो मित्र आसीदग्निर्होता हस्तगृह्या निनाय ॥ २ ॥

---

અર્થ — ( अकूपारः सलिलः ) ઊંડા દરીયો ( मातरिश्वा ) પવન ( वीडुहरा ) બળવાન તેજસ્વી અગ્નિ, ( उग्रं तप ) સખત તાપ આપનાર સૂર્ય ( मयोभूः ) સુખ આપનાર ચંદ્રમા ( देवी आपः ) દિવ્ય જળ ( ऋतस्य प्रथमजा ) સત્યનો પહેલો પ્રવર્તક દેવ ( ते प्रथमा ) અને પહેલા દેવો પણ ( ब्रह्म किल्बिषे अवदन् ) બ્રાહ્મણોના સંબંધમાં પાપ કરવા વિષે ચાડી ( સોગંદ ) આપે છે [ ૧ ] ( अहृणीयमानः प्रथमः सोमो राजा ) ક્રોધ કર્યા વગર પહેલો સોમ રાજા ( ब्रह्मजायां पुनः प्रायच्छत् ) બ્રાહ્મણની સ્ત્રીને ફરી પાછી આપવા લાગ્યો તે વખતે ( वरुणः मित्र अन्वर्तिता आसीत् ) વરુણ અને મિત્ર સાથે જનારા હતા અને ( होता अग्निः हस्तगृह्य निनाय ) હોતા અગ્નિને

---

ભાવાર્થ — અગ્નિ, જળનિધિ દરિયો વાયુ, તેજવાળો સૂર્ય, સુખ આપનાર ચંદ્રમા તેમ જ અન્ય સર્વ દેવો બ્રાહ્મણના સંબંધમાં પાપ કરનાર પાપીના પાપાચરણની બાબતમાં સંપૂર્ણ વાત સ્પષ્ટ કહે છે ( ૧ ) સોમે શાન્તિ સાથે બ્રાહ્મણની સ્ત્રી પાછી

हस्तेनैव ग्राह्य आधिरस्या ब्रह्मजायेति चेदवोचत् ।
न दूताय प्रहेया तस्थ एषा तथा राष्ट्रं गुपितं क्षत्रियस्य ॥ ३ ॥
यामाहुस्तारकैषा विकेशीति दुच्छुनां ग्राममवपद्यमानाम् ।
सा ब्रह्मजाया वि दुनोति राष्ट्रं यत्र प्रापादि शश उल्कुषीमान् ॥ ४ ॥
ब्रह्मचारी चरति वेविषद्विषः स देवानां भवत्येकमङ्गम् ।
तेन जायामन्वविन्दद्बृहस्पतिः सोमेन नीतां जुह्वं न देवाः ॥ ५ ॥
देवा वा एतस्यामवदन्त पूर्वे सप्तऋषयस्तपसा ये निषेदुः ।
भीमा जाया ब्राह्मणस्यापनीता दुर्धां दधाति परमे व्योमन् ॥ ६ ॥
ये गर्भा अवपद्यन्ते जगद्यच्चापलुप्यते । वीरा ये तृह्यन्ते मिथो ब्रह्मजाया हिनस्ति तान् ॥ ७ ॥
उत यत्पतयो दश स्त्रियाः पूर्वे अब्राह्मणाः । ब्रह्मा चेद्धस्तमग्रहीत्स एव पतिरेकधा ॥ ८ ॥

---

હાથે પકડી ચલાવતો રહ્યો [ ૨ ] ( हस्तेन एव ग्राह्य अस्याः आधिः ) હાથ વડે ગ્રહણ કરવુ એવી તેની આજ્ઞા છે ( ब्रह्मजाया इति चेत् अवोचत् ) જો તે બ્રાહ્મણની પત્ની છે એમ કહેવામાં આવે ( एषा दूताय प्रहेया न तस्थे ) તો તે દૂત વડે લઇ જવી એ યોગ્ય નહિ ગણાય ( तथा क्षत्रियस्य गुपितं राष्ट्रं ) તેવુ જ ક્ષત્રિયનું રાષ્ટ્ર સુરક્ષિત હોય છે [ ૩ ] ( विकेशी एषा तारका इति ) બંધન વગરની આ તારકા છે એમ જેને ( ग्रामं अवपद्यमानां दुच्छुनां यां आहुः ) ગામ ઉપર પડનારી વિપત્તી કહે છે, તે પ્રમાણે જ ( सा ब्रह्मजाया राष्ट्र विदुनोति ) તે બ્રાહ્મણની સ્ત્રી રાષ્ટ્રને વિશેષ પ્રકારે દુઃખમયાવે છે ( यत्र उल्कुषीमान् शश च अपादि ) જ્યાં ઉલ્કા સાથે સસલુ પડે છે [૪] ( ब्रह्मचारी विषः वेविषत् चरति ) બ્રહ્મચારી જનતાની સેવા કરતો દુનિયામાં ફરે છે તેથી ( स देवानां एक अंगं भवति ) તે દેવોનું એક અંગ બને છે ( तेन बृहस्पतिः जायां अन्वविन्दत् ) તેની મારફતે બૃહસ્પતિને પોતાની પત્ની પાછી મળી ( सोमेन नीतां जुह्वां न देवा ) જે પ્રમાણે સોમે આણેલા ચમસ વડે આપેની આહુતિ દેવો પ્રાપ્ત કરે છે [૫] ( एतस्यां पूर्वे देवाः च अवदन्त ) આ વિષે દેવોએ પહેલાં કહ્યુ છે, તેમજ ( ये तपसा निषेदुः सप्त ऋषयः ) જે તપ કરવા બેઠેલા તેવા સાતે ઋષિઓએ પણ તેમજ કહ્યુ ( ब्राह्मणस्य अपनीता जाया भीमा ) બ્રાહ્મણની ભગાવેલી પત્ની ભય કર હોય છે તેથી ( परमे व्योमन् दुर्धां दधाति ) પરમધામમા પણ તે દુઃખ આપનારી થાય છે [ ૬ ] ( ये गर्भाः अवपद्यन्ते ) જે ગર્ભ નીકળી પડે છે ( કસુવાવડ થાય છે ) ( जगत् यत् च अप लुप्यते ) જે હરતાફરતા પ્રાણીઓનો નાશ થાય છે ( ये वीराः मिथ. तृह्यन्ते ) જે વીરો પરસ્પર લડે છે ( तान् ब्रह्मजाया हिनस्ति ) તેમને બ્રાહ્મણપત્ની મારી નાખે છે [ ૭ ] ( उत यत् पूर्वे अब्राह्मणा स्त्रिया दशपतयः ) બ્રાહ્મણ પહેલા જે જુદા જુદા દસ પતિ સ્ત્રીના હોય છે ( ब्रह्मा चेत् हस्त अग्रहीत् ) બ્રાહ્મણ જો તેનુ પાણી ગ્રહણ કરે તો ( स एव एकधा पतिः )

---

આપી તે વખતે વરુણ અને મિત્ર હાજર હતા અને અગ્નિ પણ, પાણિગ્રહણના વખતે હોતા બન્યો હતો. ( ૨ ) જે બ્રાહ્મણપત્ની કહેવાય છે તે પાણિગ્રહણ વિધીથી વિવાહ થએલી હોય છે તે કોઇના દૂત વડે ભગાડી લઇ જવા યોગ્ય નથી. તેના સંરક્ષણના કારણે રાષ્ટ્રનુ સંરક્ષણ થાય છે ( ૩ ) જે પ્રમાણે આકાશની તારકા અથવા ઉલ્કા કોઇ ગામ ઉપર પડે છે અને તે દુર્ચિન્હ એટલે અપશકુન કહેવાય છે તેજ પ્રમાણે બ્રાહ્મણસ્ત્રીને ભગાડી જવાથી રાષ્ટ્રનો નાશ થાય છે ( ૪ ) બ્રહ્મચારી વિદ્યા પુરી કરી જનતાની સેવા કરતો દુનિયામા ફરે છે તેથી તેને દેવોનો અંશ કહે છે. તે ઉપર કહેલા અત્યાચારનો પતો પાડે છે અને જેની સ્ત્રી તેને પોહોચાડે છે ( ૫ ) તપ કરનારા ઋષીઓ અને દેવતાઓ આ વિષે વારવાર કહેતા આવ્યા છે કે આ રીતે ગુરૂપત્નીને ભગાવવાથી તેની ભયાનક હાની થાય છે અને બીજા એવ લોકોમા પણ તે હાની પહોચે છે ( ૬ ) રાષ્ટ્રમા જ્યારે બાળકો અકાળે મરણ પામે છે અને પ્રાણીઓનો મોટા પ્રમાણમા સંહાર થાય છે, વીરો આપસમા લડે છે અને એકબીજાના માથા ફોડે છે ત્યારે સમજવુ કે આ પરિણામ ગુરૂપત્નીના પૂર્વોક્ત કષ્ટના કારણે જ થાય છે ( ૭ ) બ્રાહ્મણથી ભિન્ન દસ પતિ સ્ત્રીના હોય છે પણ જે વખતે બ્રાહ્મણ

ब्राह्मण एव पतिर्न राजन्यो३ न वैश्यः । तत्सूर्यः प्रब्रुवन्नेति पञ्चभ्यो मानवेभ्यः ॥ ९ ॥
पुनर्वै देवा अददुः पुनर्मनुष्या अददुः । राजानः सत्यं गृह्णाना ब्रह्मजायां पुनर्ददुः ॥ १० ॥
पुनर्दाय ब्रह्मजायां कृत्वा देवैर्निकिल्बिषम् । ऊर्जं पृथिव्या भक्त्वोरुगायमुपासते ॥ ११ ॥
नास्य जाया शतवाही कल्याणी तल्पमा शये । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १२ ॥
न विकर्णः पृथुशिरास्तस्मिन्वेश्मनि जायते । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १३ ॥
नास्य क्षत्ता निष्कग्रीवः सूनानामेत्यग्रतः । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १४ ॥
नास्य श्वेतः कृष्णकर्णो धुरि युक्तो महीयते । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १५ ॥
नास्य क्षेत्रे पुष्करिणी नाण्डीकं जायते बिसम् । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १६ ॥
नास्मै पृश्निं वि दुहन्ति येऽस्या दोहमुपासते । यस्मिन्राष्ट्रे निरुध्यते ब्रह्मजायाचित्त्या ॥ १७ ॥

---

તે એક જ તેનો પતિ થય છે [૮] ( ब्राह्मण एव पति न राजन्य न वैश्यः ) બ્રાહ્મણ એકલો જ પતિ છે ક્ષત્રિય કે વૈશ્ય નહિ સૂર્યः पञ्चभ्य मानवेभ्य तत् प्रब्रुवन् एति ) સૂર્ય પાંચે પ્રકારના માણસોને તેમ કહેતો ચાલે છે [૯] ( देवाः वै पुन अददु ) દેવોએ ફરી આપ્યું ( मनुष्याः पुनः अददु ) મનુષ્યોએ ફરી આપ્યું ( सत्य गृह्णाना राजानः ) સત્યનુ પાલન કરનારા રાજાઓ પણ ( ब्रह्मजाया पुन ददुः ) બ્રાહ્મણ સ્ત્રીને ફરી આપે છે [૧૦] ( देवै निकिल्बिष कृत्वा ब्रह्मजाया पुनर्दाय ) દેવોએ બ્રાહ્મણ સ્ત્રીને પાપરહિત કરી ફરી આપી ( पृथिव्याः ऊर्ज भक्त्वा ) પૃથ્વીની શક્તિના વિભાગ કરી ( उरुगाय उपासते ) ઘણી પ્રશસા કરવા યોગ્ય દેવતાની ઉપાસના કરે છે. [૧૧] ( यस्मिन् राष्ट्रे अचित्या ब्रह्मजाया निरुध्यते ) જે રાષ્ટ્રમાં અજ્ઞાનતાના કારણે બ્રાહ્મણસ્ત્રીને બધનમાં મુકાય છે ( अस्य शतवाही कल्याणी जाया तल्प न आशये ) તેની સો સંતાન આપનારી કલ્યાણ કરનારી સ્ત્રી પથારી પર સુશે નહિ [૧૨] જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણ સ્ત્રી બધનમાં મુકાય છે ( तस्मिन् वेश्मनि विकर्ण पृथुशिराः न जायते ) તેના ઘરમાં સારી રીતે સાંભળનાર અથવા મોટા માથાનો પુત્ર થતો નથી [૧૩] જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણસ્ત્રી બધનમાં મુકાય છે ( अस्य क्षत्ता निष्कग्रीवः सूनानां अग्रत न एति ) તે રાષ્ટ્રના વીર ગળામાં સોનાના અલકાર ધારણ કરી કન્યાઓની સામે જઈ શકતા નથી [૧૪] જે રાષ્ટ્રમાં અજ્ઞાનથી બ્રાહ્મણ સ્ત્રી પ્રતિબધનમાં પડે છે તેમાં ( अस्य श्वेत कृष्णकर्ण धुरिः युक्त न महियते ) કાળા કાનનો અને સફેદ રગનો ઘોડો ધુરીમાં જોડાઇ મહત્તા પામતો નથી [૧૫] જે રાષ્ટ્રમાં બ્રાહ્મણ સ્ત્રી અજ્ઞાનના કારણે બધનમાં મુકાય છે તે રાષ્ટ્રમાં ( अस्य क्षेत्र पुष्करिणी ) કમળથી પ્રફુલ્લિત તળાવ હોતા નથી અને ( बिस आण्डिक न जायते ) કમળને બીજ પણ હોતા નથી, [૧૬] જે રાષ્ટ્રમાં અજ્ઞાનતાથી બ્રાહ્મણ સ્ત્રી પ્રતિબધમાં મુકાય છે તે રાષ્ટ્રમાં ( ये अस्याः दोह उपासते ) જે ( ગાય ) દોહવા બેસે છે તેમને ( अस्मै पृश्निं न दुहन्ति ) ગાયો દૂધ આપતી નથી [૧૭]

---

કોઇ સ્ત્રીનુ પાણિગ્રહણ કરે છે તેજ વખતે તે એક જ તે સ્ત્રીનો પતિ હોય છે, કદાપી તે સ્ત્રીનો બીજો પતિ હોઇ શકતો નથી (૮) બ્રાહ્મણ જ ફક્ત પતિ છે ક્ષત્રિય અથવા વૈશ્ય નથી આ વાત પોતે સૂર્ય પંચજનોને કહી છે (૯) દેવ, મનુષ્ય અને રાજાઓ ગુરૂપત્નીને સુરક્ષિત ગુરૂ પાસે પોહોચાડે છે (૧૦) જે રાષ્ટ્રમા ગુરૂપત્નીને નિષ્પાપતાથી ગુરૂની ઘેર પોહોચાડવામા આવે છે તે ભૂમીનુ સત્વ વધે છે અને યશ પ્રસરે છે (૧૧) પણ જે રાજ્યમા ગુરૂપત્નીને પ્રતિબધ હોય છે તે રાજ્યમાં એમ માનો કે કોઇ સુવાસિની પથારી ઉપર સુરક્ષિત સુઇ શકતી નથી (૧૨) જે રાષ્ટ્રમા ગુરૂપત્નીનો અપમાન થાય છે તે રાષ્ટ્રમા ઉત્તમ પુત્ર થતા નથી, સુવર્ણના ઘરેણા પહેરી કોઇ વીર બાળીકાઓ જોડે રમી શકતા નથી શ્યામકર્ણ ઘોડાઓ જોડાતા નથી તળાવ કમળથી ખીલતા નથી ગાયો દૂધ આપતી નથી (૧૩–૧૭)

नास्य धेनुः कल्याणी नानड्वान्त्सहते धुरम् । विजानिर्यत्र ब्राह्मणो रात्रिं वसति पापया ॥ १८ ॥

અર્થ— (विजानिः ब्राह्मणः) સ્ત્રી વગરનો થઇ બ્રાહ્મણ (यत्र रात्रिं पापया वसति) જ્યાં પાપી બુદ્ધિથી રાત્રે રહે છે (अस्य) તેના રાષ્ટ્રમાં (न कल्याणी धेनुः) કલ્યાણ કરનારી ગાય હોતી નથી અને (न अनड्वान् धुरं सहते) બળદ જોત સહન કરી શકતા નથી. [ ૧૮ ]

ભાવાર્થ—જે રાષ્ટ્રમાં ગુરૂપત્નીની માનહાની થાય છે અને તેજ કારણથી ધર્મપત્ની ન હોવાથી ત્રસ્ત થએલો એકલો ગુરૂ મનમાં ક્રોધનો ભાવ રાખીસુવે છે, તે રાષ્ટ્રમાં ગાયો કલ્યાણ કરતી નથી અને બળદ પણ કાર્યકર હોતા નથી. ( ૧૮ )

---

# સ્ત્રીના પાતિવ્રત્યની રક્ષા

### સ્ત્રીચારિત્ર્યનું રક્ષણ

સ્ત્રીચારિત્ર્યનું રક્ષણ કરવું જોઇએ એવો ઉપદેશ આપનાર આ સૂક્ત છે. જે રાષ્ટ્રમાં સ્ત્રીના ચારીત્ર્યનું રક્ષણ થાય છે અને સર્વ પુરૂષ સ્ત્રીજાતીના ચારીત્ર્ય રક્ષણ માટે તત્પર હોય છે તે રાષ્ટ્રની ઉન્નતિ થાય છે. પરંતુ જે રાષ્ટ્રમાં સ્ત્રી ચારિત્ર્યનું રક્ષણ થતું નથી તે રાષ્ટ્ર પતિત થાય છે આ સૂક્તનો સારાંશ ટૂંકમાં આ છે.

આ સૂક્તમાં બ્રાહ્મણ સ્ત્રીને ક્ષત્રિય નસાડી જવાથી કેટલા અનર્થો થાય તેનું વર્ણન છે. 'वर्णानां ब्राह्मणो गुरुः' એટલે સર્વ વર્ણોને વિદ્યાદાન આપનાર, તેમનો અધ્યાપક અથવા 'गुरु' બ્રાહ્મણ છે. તેથી બ્રાહ્મણની પત્ની બધાની 'गुरुपत्नी' થાય છે. જે પ્રમાણે બ્રાહ્મણ સર્વ પુરૂષોને જ્ઞાનોપદેશ આપતો સર્વત્ર ફરે છે તેમ બ્રાહ્મણી પણ સર્વ સ્ત્રીઓને સ્ત્રીધર્મનો ઉપદેશ દેતી ફરે છે. ગુરૂપત્નીનું તે કર્તવ્ય જ છે. આ કર્તવ્ય કરવા જ્યારે ગુરૂપત્ની બહાર સર્વત્ર ફરતી હોય ત્યારે તેના ચારિત્ર્યનું રક્ષણ સર્વ લોકોએ કરવું જોઇએ, કોઇએ તેને પ્રતિબંધ ન કરવો અથવા તેનો અપમાન ન કરવો.

જે ગુરૂપત્નીનો અપમાન કરશે તે ઇતર સામાન્ય સ્ત્રીઓનો અપમાન કરતા અટકશે નહિ એવો ભાવ અહીં છે. વાસ્તવિકમાં બધા જ સ્ત્રીઓના ચારિત્ર્યનું રક્ષણ થવું જોઇએ કારણ કે તેના ઉપર રાષ્ટ્રનો ગૌરવ અવલંબિત છે. જે રાષ્ટ્રમાં ગુરૂપત્નીનું ચારિત્ર્ય અથવા પાતિવ્રત્ય ગુંડાઓના અત્યાચારોથી સુરક્ષિત નથી ત્યાંના ઇતર સ્ત્રીઓના ચારિત્ર્યની શી દુર્દશા હશે તેનું વર્ણન પણ ન કરી શકાય. તેથી સર્વ સ્ત્રીઓના ચારિત્ર્યના ઉત્કર્ષની દૃષ્ટિથી જ અહીં આ સૂક્તમાં જનતાએ ગુરૂપત્નીનો અપમાન ન કરવો એમ કહ્યું છે. આ સૂક્ત આકાશના તારાઓની ગતિપર રચેલું એક અલંકારીક વર્ણન છે. તેનું સ્પષ્ટીકરણ હવે જુઓ—



### બૃહસ્પતિ અને તારા

આકાશમાં બૃહસ્પતિ નામનો એક ગ્રહ છે. તેને 'ગુરૂ' પણ કહે છે. આ ઘણો પ્રખ્યાત તારો છે. વાચકો તેને રાત્રે આકાશમાં જોઇ શકે છે. આકાશસ્થ બીજા તારાઓમાં એક 'તારા' અથવા તારકા નામનું નક્ષત્ર ( તારો ) છે. રૂપકથી તેને ગુરૂની ધર્મપત્ની માને છે. તેમ માનવાનું કારણ આ બૃહસ્પતિનો તારો આ નક્ષત્ર જોડે ઘણા વખત સુધી અને પાસે રહે છે. તેથી તેમને પતિપત્ની કલ્પેલા છે. બૃહસ્પતિનું બીજું નામ 'બ્રહ્મણસ્પતિ' પણ વેદમાં આવે છે. તેનો અર્થ 'જ્ઞાનીગુરૂ' હોવાથી તેનો વર્ણ બ્રાહ્મણ માન્યો છે. એટલે તેની ધર્મપત્ની હોવાના કારણે તારા અથવા તારકાને પણ 'બ્રાહ્મણી, ગુરૂપત્ની અથવા બ્રહ્મજાયા' એમ કહેલું છે. એવી રીતે અહીં એક બ્રાહ્મણ કુટુંબની કલ્પના થઇ. આ બૃહસ્પતિ દેવોના ગુરૂ છે અને જ્યારે આકાશમાં રાત્રીના વખતે દેવોની સભા ભરે છે ત્યારે તેમાં તે બિરાજે છે અને માનો કે તે દેવોને સારી સલાહ આપે છે.

તેજ પ્રકારે રાજા સોમ પણ દેવસભામાં હાજર હોય છે. તે વખતે તે એક ક્ષત્રિય રાજા માનેલો છે. આ ક્ષત્રિય રાજા

પોતાના અધિકારની મુંદીમાં અનેક તારાગણો જોડે સંબંધિત છે એટલે અનેક સ્ત્રીઓ જોડે સંબંધ રાખે છે. તે અત્યાચારના કારણે તેને ક્ષય રોગ થાય છે. તે અનાચારના કારણે બિચારા રાજાજી ક્ષીણ થતા જાય છે અને અમાવાસ્યાની દિવસે તેમની હાલત ઘણી ખરાબ હોય છે. પછી કંઈ થોડા ઉપચાર કર્યા બાદ શુક્લ પક્ષમાં તે ધીમે ધીમે પુષ્ટ થતા જાય છે. એવી અવસ્થામાં ગુરૂપત્ની તારાનું દર્શન થાય છે અને ક્ષણી રાજાનું મન ચંચલ બને છે. રાજા પોતાના શાસનાધિકારથી ઉન્મત્ત બની ગુરૂપત્નીનો ગૌરવ અથવા આદર સાચવવાના બદલે તેના ઉપર અત્યાચાર કરે છે. આવી રીતે સ્ત્રીના પાતિવ્રત્યનો નાશ કરવાથી જે પાપ થાય છે, તે પાપના કારણે રાષ્ટ્રમાં મોટો ક્ષોભ નિર્માણ થાય છે. બધી પ્રજા ત્રસ્ત બને છે. જ્યાં ગુરૂપત્નીનો એવો અપમાન, અનાદર થાય છે ત્યાં અન્ય સામાન્ય સ્ત્રીઓના પાતિવ્રત્યનું શું થતું હશે એવો વિચાર કરી અત્યાચારી રાજાનો નિષેધ ઉપસ્થિત ઋષિગણ અને બીજા સદસ્ય દેવો કરવા લાગે છે. રાજા પોતાની ઘમંડમાં વિરોધક ઋષિ અને દેવોને દાબી દેવાનો પ્રયત્ન કરે છે. તેથી પ્રજાનો ક્ષોભ વધે છે ત્યારે રાજા સોમને ખ્યાલ આવે છે કે આપણી પ્રજા વિફરાઇ ગઇ છે અને પોતાને રાજ્ય ઉપરથી ખસેડવાનો વિચાર કરે છે તેથી પ્રજાને દબાવવા માટે રાજા સોમ અસુરસેનાનું સ્હાય લે છે અને વિદેશી અસુરસેનાની મદદથી આપણી પ્રજાને દબાવવાના પ્રયાસ કરે છે. તેથી પ્રજામાં ભારે ઉશ્કેરાટ થઇ મહાન લડાઇ થાય છે. બન્ને પક્ષનો ઘણો સંહાર થયા પછી આપસમાં બન્ને પક્ષોનો તહ થાય છે. આ તહ મુજબ રાજા સોમ ગુરૂપત્નીને પરત કરે છે તે વખતે વરૂણ અને મિત્ર સાથે હોય છે અને અગ્નિ માર્ગદર્શક બને છે. આ પ્રકારે ચંદ્રમાને કલંક લાગી આ ખરાબ કાર્યનું ફળ તેને મળે છે.

સોમ અને તારાના સંગમથી બુધની ઉત્પત્તિ થાય છે. તારા અગ્નિના તાપથી શુદ્ધ થઇ ફરી પોતાના ઘેર જાય છે આ કથા ઘણા પુરાણોમાં છે. આ વિસ્તૃત કથાનું થોડુંક બીજ આ સૂક્તમાં જણાય છે. જે પ્રમાણે વૃત્રની કથા સૂર્ય અને મેઘ ઉપર રૂપક રચેલી છે તેમજ ચંદ્રમા, તારકા અને ગુરૂ ઇત્યાદિ ઉપર રૂપક અલંકારની મદદથી આ બોધપ્રદ કથા રચેલ છે વેદમાં અલંકારોના ઉપયોગથી રચેલી એવી ઘણી કથાઓ છે. અને તેથી અનેક બોધ પ્રાપ્ત થાય છે. અહીં પણ એવો બોધ મળે છે કે કોઇ રાજાએ પોતાની સત્તાના મદથી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવો નહિ જો કરશે તો પરમેશ્વરના રાજ્યમાં તેને, રાજા સોમને જેમ કાયમ કલંકિત થવું પડ્યું તેવો દંડ, શિક્ષા મળશે. રાજા સોમનો અપમાન થયો. કલંક લાગ્યો, ક્ષય થયો, રોગી થવું પડ્યું, રાજ્યમાં વિદ્રોહ થયો, બળવો ફાટી નીકળ્યો અને શું શું બીજી આપત્તિઓ આવી પડી કંઇ કહી શકાય નહિ જ્યારે એવા સમર્થશાળી રાજા સોમની આ દશા તો તેથી નાના પાર્થિવ રાજાની શી અવસ્થા થશે ? અને જ્યારે રાજાની એટલી દુર્દશા તો કોઇ પ્રજાજન એવું કુકર્મ કરશે તો તેની કેટલી દુર્ગતિ થશે, કેવી ખરાબ હાલત થશે. એવો વિચાર મનમાં કરી દરેક પુરૂષે સ્ત્રીના પાતિવ્રત્યનું રક્ષણ કરવું યોગ્ય છે. ફક્ત ગુરૂપત્નીના પાતિવ્રત્યના રક્ષણની અહીં વાત નથી પણ સંપૂર્ણ સ્ત્રીજાતિના પાતિવ્રત્ય રક્ષણનો અહીં ઉપદેશ છે. ગુરૂપત્ની અહીં કેવળ ઉપલક્ષણ છે.

જે રાષ્ટ્રમાં સ્ત્રીઓના પાતિવ્રત્યનું રક્ષણ સારી રીતે થાય છે, અને તેમને આમતેમ સુખપૂર્વક ફરવા-હરવામાં કોઇ પ્રકારનો અપમાન અથવા અત્યાચારનો સંભવ હોતો નથી તે રાષ્ટ્રની ઉન્નતિ થાય છે, તે રાષ્ટ્ર અત્યંત સુરક્ષિત કહેવાય.

न दूताय प्रहेया तस्थ एषा
राष्ट्रं गुपितं क्षत्रियस्य ॥ ( મં. ૩ )

આ સ્ત્રી હુને લઇ જવા યોગ્ય નથી એટલે કોઇનો દૂત આ પ્રકારનું ભયાનક કર્મ કરવાનું સાહસ કર્મ રાષ્ટ્રમાં કરવાની હિંમત કરે નહિ, તેજ ક્ષત્રિયરાષ્ટ્ર સુરક્ષિત રહે. " એટલે જે રાષ્ટ્રમાં સ્ત્રીઓ ઉપર અત્યાચાર થાય છે તે રાષ્ટ્ર સજ્જનો માટે રહેવા લાયક નથી.

" જે રાષ્ટ્રમાં સ્ત્રીઓ ઉપર અત્યાચાર થાય છે તેમાં ગર્ભપાત પણ થાય છે, પ્રાણીઓ અકાળે મરે છે, વીર પુરૂષ આપસમાં લડે છે. " ( મં. ૭ ) તેથી સ્ત્રીઓની સુરક્ષિતતા આવશ્યક છે.

ક્ષત્રિયો અને વૈશ્યોમાં નિયોગપદ્ધતિના કારણે અને શૂદ્રોમાં પુનર્વિવાહના કારણે એક પછી બીજો એમ દસ સુધી પતિની સંખ્યા થઇ શકે છે પરંતુ બ્રાહ્મણો માટે નિયોગ અથવા પુનર્વિવાહની પ્રથા ઉચિત માની નથી. તેથી બ્રાહ્મણ સ્ત્રીનો બ્રાહ્મણપતિ જોડે એક વખત વિવાહ થયા પછી બીજો પતિ હોઇ શકતો નથી. કારણ કે બ્રાહ્મણોએ ભોગમાં ફસા-

વતું ન જોઈએ. વિગેરે વિષયો આગમા મંત્રમાં જોવા જેવા છે. બાકી મંત્રોમાં સ્ત્રી ઉપર અત્યાચાર કરવાથી રાષ્ટ્રની જે દુર્દશા થાય છે તેનું વર્ણન છે. તેથી તેનો અધિક વિચાર કરવાની જરૂર નથી.

આ સૂક્તમાં કેટલાય બોધ પ્રાપ્ત થાય છે. બધાથી પહેલો લેવા જેવો બોધ આ છે કે રાજાએ પોતાનું આચરણ ઘણું નિર્દોષ રાખવું જોઈએ. ઘણી સ્ત્રીઓ જોડે પરણવું અથવા પારકાની સ્ત્રી સાથે કુકર્મ કરવું એ તો તદ્દન ખરાબ જ છે. ઘણી પત્ની જોડે વ્યવહાર કરવાથી બધાથી પહેલાં જે મુસીબત આવી પડે છે તે બ્રહ્મચર્યનાશ અને વીર્યનાશના કારણથી ક્ષયરોગ થવાનો સંભવ છે. શરીરમાં જ્યાં સુધી ભરપૂર વીર્ય છે ત્યાં સુધી ક્ષયરોગ થઈ શકતો નથી વીર્યદોષ ઉત્પન્ન થવાથી ક્ષયરોગ થાય છે અને અંતમા મૃત્યુ નિશ્ચિત છે. રાજાનો આચાર વિચાર જોઈ તેવી પ્રજા તે પ્રમાણે વર્તે છે. આ તો રાજાઓ ઉપર ભારે મોટી જવાબદારી છે. જો રાજા બગડી ગયો તો આખું રાષ્ટ્ર બગડી જઈ તે રાષ્ટ્રનો નાશ થાય છે. તેથી મોટા લોકોએ પોતાના આચારવિચાર ધર્માનુકૂળ રાખવા જોઈએ. રાજાની પાસે જે સત્તા હોય તેની ઘમંડમાં અધિકારનો દુરુપયોગ ન કરવો જોઈએ. રાજાને અધિકાર પ્રજાના કલ્યાણ માટે આપેલ છે. તે અધિકારનો ઉપયોગ સ્વાર્થી બુદ્ધિથી પોતે ભોગ ભોગવવા માટે રાજા વાપરે તો તે દોષી થાય છે. તેથી રાજાએ સમજી લેવું કે મારા ઉપર નિરીક્ષણ કરવા પરમેશ્વર બેઠેલ છે તેથી મારે કોઈ અકાર્ય ન કરવુ જોઈએ. આ પ્રકારે વિચારી રાજાએ પોતાનો આચારવ્યવહાર સુધારવો અને યોગ્ય પ્રબંધથી સંપૂર્ણ રાષ્ટ્રને ઉદ્ધાર કરવો.

---

# કામ

## કાંડ ૯, સૂક્ત ૨

( ऋषि- अथर्वा । देवता- कामः )

सपत्नहनमृषभं घृतेन कामं शिक्षामि हविषाज्येन ।
नीचैः सपत्नान्मम पादय त्वमभिष्टुतो महता वीर्येण ॥ १ ॥
यन्मे मनसो न प्रियं न चक्षुषो यन्मे बभस्ति नाभिनन्दति ।
तद्दुष्वप्न्यं प्रति मुञ्चामि सपत्ने कामं स्तुत्वोदहं भिदेयम् ॥ २ ॥

**અર્થ**— ( सपत्नहनं ऋषभं कामं ) શત્રુઓનો નાશ કરનાર બળવાન કામને હું ( हविषा आज्येन घृतेन शिक्षामि ) હવી ઘી થી શિક્ષિત કરું છું. ( महता वीर्येण अभिष्टुतः ) મોટા પરાક્રમથી પ્રશંસિત થઇ ( त्वं ) તું ( मम सपत्नान् नीचैः पादय ) મારા શત્રુઓને નીચે પાડી નાખ. [ ૧ ]

( यत् मे मनसः न प्रियं ) જે મારા મનને પ્રિય નથી, ( यत् मे चक्षुषः न प्रियं ) જે મારા આંખોને પ્રિય નથ ( यत् मे बभस्ति ) જે મારો તિરસ્કાર કરે છે અને ( न अभिनन्दति ) મને આનંદ આપતું નથી ( तत् दुष्वप्न्यं ) તે ખરાબ, દુષ્ટ સ્વપ્ન ( सपत्ने मुञ्चामि ) શત્રુઓ ઉપર છોડું છું. ( अहं कामं स्तुत्वा ) હું કામની સ્તુતિ કરી ( उत् भिदेयं ) ઉપર ઉઠું છું. [ ૨ ]

---

**ભાવાર્થ**— કામ ( સંકલ્પ ) ઘણો શક્તિવાળો છે અને શત્રુનો નાશ કરનારો છે, તેને યજ્ઞવડે શિક્ષિત કરવો જોઇએ તે જો ઘણા વીર્યથી સંતાપિત થયો તો શત્રુઓને નીચે પાડી દે છે. (૧)

જે મારા મન અને બીજા ઇન્દ્રિયોને અપ્રિય છે, જે મને આનંદ આપતું નથી, જે મારો તિરસ્કાર કરે છે તે દુષ્ટ સ્વપ્ન મારા શત્રુ તરફ જાય હું આ સંકલ્પશક્તિ વડે ઉન્નત થઉં છું. (૨)

*

दुष्वप्न्यं काम दुरितं च कामाप्रजस्तामस्वगतामवर्तिम् ।
उग्र ईशानः प्रति मुञ्च तस्मिन्यो अस्मभ्यमंहूरणा चिकित्सात् ॥ ३ ॥
नुदस्व काम प्र णुदस्व कामावर्तिं यन्तु मम ये सपत्नाः
तेषां नुत्तानामधमा तमांस्यग्ने वास्तूनि निर्दह त्वम् ॥ ४ ॥
सा ते काम दुहिता धेनुरुच्यते यामाहुर्वाचं कवयो विराजम् ।
तया सपत्नान्परि वृङ्ग्धि ये मम पर्येनान्प्राणः पशवो जीवनं वृणक्तु ॥ ५ ॥
कामस्येन्द्रस्य वरुणस्य राज्ञो विष्णोर्बलेन सवितुः सवेन ।
अग्नेर्होत्रेण प्र णुदे सपत्नांछम्बीव नावमुदकेषु धीरः ॥ ६ ॥
अध्यक्षो वाजी मम काम उग्रः कृणोतु मह्यमसपत्नमेव ।
विश्वे देवा मम नाथं भवन्तु सर्वे देवा हवमा यन्तु म इमम् ॥ ७ ॥

અર્થ—હે કામ (दुष्वप्न्य) દુઃસ્વપ્ન, (दुरित च) પાપ અને (अप्रजस्तां) સંતાન ન થવું (अस्वगतां) નિર્ધન અવસ્થા, (अवर्ति) મુશીબતો આ બધાને (उग्र काम) હે બળવાન્ કામ! તું (ईशान तस्मिन् प्रतिमुञ्च) બધાનો સ્વામી છે તેથી તેમના ઉપર છોડજે કે (यः अस्माकं अंहूरणा चिकित्सात्) જેઓ અમને પાપમય વિપત્તીમાં પાડવાનો વિચાર કરે છે [૩]

હે કામ! (नुदस्व) તેમને દૂર કર. હે કામ! તેમને (प्रणुदस्व) હટાવી દે જે, (ये मम सपत्नाः) જે મારા શત્રુઓ છે (अवर्ति यन्तु) તેઓને આપત્તિ પ્રાપ્ત થાય હે અગ્ને! (अधमा तमांसि नुत्तानां) ગાઢ અંધારામાં મોકલેલ તે શત્રુઓના (त्व वास्तूनि निर्दह) ઘરો તું બાળી નાખ [૪]

હે કામ! (सा धेनु ते दुहिता उच्यते) તે ગાય તારી કન્યા કહેવાય છે (या कवयः विराजं वाच आहु) જેને કવીઓ વિશેષ તેજસ્વી વાણી કહે છે (ये मम) જે મારા (सपत्नान् तया परि वृङ्ग्धि) શત્રુઓ છે તેના પાસેથી દૂર કર (एनान्) તે શત્રુઓ (प्राणः पशवः जीवन परि वृणक्तु) પ્રાણ, પશુ અને આયુ છોડી દે [૫]

(कामस्य इन्द्रस्य वरुणस्य राज्ञः) કામ, ઇંદ્ર, વરુણરાજા એમના અને (विष्णोः बलेन सवितुः सवेन) વિષ્ણુના બળથી અને સૂર્યના પ્રેરણાથી તેમજ (अग्ने होत्रेण) અગ્નિના હવનથી (सपत्नान् प्रणुदे) શત્રુઓને દૂર કરું છું. (इव) જેમ (उदकेषु शम्बी धीरः नाव) પાણીમાં ધૈર્યશાળી નાવાડી હોડી ચલાવે છે [૬]

(उग्रः वाजी कामः) પરાક્રમી બળશાળી કામ (मम अध्यक्षः) મારો અધિષ્ઠાતા છે (मह्यं असपत्नं एव कृणोतु) મને શત્રુરહિત કરે (विश्वेदेवाः मम नाथं भवन्तु) બધા દેવો મારા નાથ થાય (सर्वे देवा मे इमम् हव आयन्तु) બધા દેવો મારા આ હવનસ્થાને આવે [૭]

ભાવાર્થ – દુષ્ટ સ્વપ્ન, સંતાન ન થવું, દળદર, મુશીબત ઈત્યાદિ સર્વ, જેઓ અમને પાપમૂલક આપત્તીઓમાં પાડવાનો વિચાર કરે છે તે અમારા શત્રુઓને પ્રાપ્ત થાય (૩)

કામ અમારા શત્રુઓને દૂર કરે, તે શત્રુઓને ઘેરી લે અને જ્યારે તે દુશ્મન ઘેરા અંધારામાં પડશે ત્યારે અગ્નિ તેમના ઘરો બાળી નાખે (૪)

બધા કવીઓ કહે છે કે વાણી કામની પુત્રી છે તે વાણીદ્વારા અમારા બધા શત્રુ દૂર થાય અને પ્રાણીપશુ અને જીવન તેમને છોડી દે (૫)

જે પ્રમાણે અગાધ દરિયામાં નાવાડી હોડી ચલાવે છે તે મુજબ દેવોની શક્તિવડે હું શત્રુઓને આ ભવસાગરમાં પ્રેરિત કરું છું (૬)

બળવાન્ પ્રતાપશાલી કામ મારો અધિષ્ઠાતા છે તે મને શત્રુરહિત કરે દેવો મારા સ્વામી થાય સર્વ દેવો મારા યજ્ઞમાં પધારે (૭)

इदमाज्यं घृतवज्जुषाणाः कामज्येष्ठा इह मादयध्वम् । कृण्वन्तो मह्यमसपत्नमेव ॥ ८ ॥
इन्द्राग्नी काम सरथं हि भूत्वा नीचैः सपत्नान्ममं पादयाथः ।
तेषां पन्नानामधमा तमांस्यग्ने वास्तून्यनुनिर्दह त्वम् ॥ ९ ॥
जहि त्वं काम मम ये सपत्ना अन्धा तमांस्यव पादयैनान् ।
निरिन्द्रिया अरसाः सन्तु सर्वे मा ते जीविषुः कतुमच्चनाहः ॥ १० ॥
अवधीत्कामो मम ये सपत्ना उरुं लोकमकरन्मह्यमेधतुम् ।
मह्य नमन्तां प्रदिशश्चतस्रो मह्य षडुर्वीर्घृतमा वहन्तु ॥ ११ ॥
तेऽधराञ्चः प्र प्लवन्तां छिन्ना नौरिव बन्धनात् । न सायकप्रणुत्तानां पुनरस्ति निवर्तनम् ॥ १२ ॥
अग्निर्यव इन्द्रो यवः सोमो यवः । यवयावानो देवा यावयन्त्वेनम् ॥ १३ ॥

---

અર્થ— હે ( कामज्येष्ठा ) કામને શ્રેષ્ઠ માનનારા દેવો ! ( इद घृतवत् आज्य जुषाणा ) આ ઘીવાળા હવનનું સેવન કરનાર ( इह मादयध्व ) અહીં હર્ષિત થાવ અને ( मह्य असपत्न एव कृण्वन्त ) મને શત્રુ વગરનો કરો [૮]

હે ( इन्द्राग्नी ) ઇંદ્ર અને અગ્નિ ! હે કામ ! તમે બધા ( सरथ हि भूत्वा ) સમાનરથ ઉપર બેસનારા થઇ ( मम सपत्नान् नीचै पादयाथ ) મારા શત્રુઓને નીચે પાડો ( तेषा अधमा तमासि पन्नाना ) તે શત્રુ ઘોર અંધારામાં પડ્યા પછી હે અગ્ને ! ( त्वं वास्तुनि अनुनिर्दह ) તુ તેમના ઘરો બાળી નાખજે [ ૯ ]

( ये मम सपत्ना ) જે મારા શત્રુઓ છે તેમનો ( त्व जहि ) તૂ નાશ કર તેમજ ( एनान् अधमा तमासि अवपादय ) તેમને ઘોર અંધારામાં નીચે પાડી દે ( सर्वे निरिन्द्रिया अरसा सन्तु ) તે બધા ઇંદ્રિયરહિત અને રસહીન થાવ ( ते कतमच्चन अह मा जीविषु ) તે એક દિવસ પણ જીવતા ન રહે [ ૧૦ ]

( मम ये सपत्ना ) મારા જે શત્રુ છે તેમનો ( काम अवधीत् ) કામે વધ કર્યો છે તેમજ તેણે ( मह्य एधतु उरु लोक अकरत् ) મને વૃદ્ધિ પામવા માટે મોટુ વિસ્તૃત સ્થાન આપ્યુ છે ( चतस्र प्रदिश मह्य नमन्ता ) ચારે દિશાઓ મારી સામે નમ્ર થાય ( षड उर्वी मह्य घृत आवहन्तु ) ભૂમિના છ વિભાગો મારી પાસે ઘી લઇ આવે [ ૧૧ ]

( बन्धनात् छिन्ना नौ इव ) બંધનથી તુટેલ હોડી મુજબ ( ते अधराञ्च प्र प्लवन्ताम् ) તેઓ નીચે તણાઇ જાય ( सायकप्रणुत्ताना पुन निवर्तन न अस्ति ) બાણોથી નસાડેલા શત્રુઓ ફરી પાછા ફરી શકત નથી [ ૧૨ ]

( अग्निः यव ) અગ્નિ હટાવનાર છે ( इन्द्रः यवः ) ઇન્દ્ર હટાવનાર છે ( सोम यव ) સોમ પણ હટાવનારો છે ( यवयावान देवा ) હટાવનારાઓને હરાવનાર દેવો ( एन यावयन्तु ) આ શત્રુને દૂર કરે [ ૧૩ ]

---

ભાવાર્થ— કામ જેઓમા શ્રેષ્ઠ છે એવા બીજા દેવો આ યજ્ઞમા આવી આહવન વડે આનંદિત થાય, અને મને શત્રુરહિત કરે (૮)

હે ઇન્દ્ર અગ્નિ અને કામ ! તમે બધા મારા શત્રુઓને નીચે પાડી નાખો તે અંધારામા નાસતા ફરે અને અગ્નિ તેમના ઘરો બાળી નાખે (૯)

મારા શત્રુઓનો તુ નાશ કર તેઓ ઘોર અંધારામા પડે તે બધા ઇન્દ્રિયરહિત અને સત્વહિન થાય અને એક દિવસ પણ જીવતા ન રહે (૧૦)

આ કામ વડે મારા શત્રુઓ દૂર થયા અને મને વિશાળ કાર્યક્ષેત્ર પ્રાપ્ત થયુ ચારે દિશામા રહેતા લોકો મારી સામે નમ્ર થયા છે અને સર્વ પૃથ્વી મારા અધિકારમા આવી ગઇ છે (૧૧)

બંધનથી છુટેલ નોકા ( હોડી ) જેમ વિશાળ દરિયામા ગમે તેવી રીતે ફરે છે તેવી રીતે મારા શત્રુઓની અવસ્થા પ્રાપ્ત થઇ છે હવે તે કોઇ વખતે પણ પૂર્વસ્થિતીમા આવશે નહિ (૧૨)

બધા દેવો મને મદદ કરે અને મારા શત્રુઓને નસાડી મુકે (૧૩)

असर्ववीरश्चरतु प्रणुत्तो द्वेष्यो मित्राणां परिवर्ग्यः स्वानाम् ।
उत पृथिव्यामव स्यन्ति विद्युत उग्रो वो देवः प्र मृणत्सपत्नान् ॥ १४ ॥
च्युता चेयं बृहत्यच्युता च विद्युद्बिभर्ति स्तनयित्नूंश्च सर्वान् ।
उद्यन्नादित्यो द्रविणेन तेजसा नीचैः सपत्नान्नुदतां मे सहस्वान् ॥ १५ ॥
यत्ते काम शर्म त्रिवरूथमुद्भु ब्रह्म वर्म विततमनतिव्याध्यं कृतम् ।
तेन सपत्नान्परि वृङ्ग्धि ये मम पर्येनान्प्राणः पशवो जीवनं वृणक्तु ॥ १६ ॥
येन देवा असुरान्प्राणुदन्त येनेन्द्रो दस्यूनधमं तमो निनाय ।
तेन त्वं काम मम ये सपत्नास्तानस्माल्लोकात्प्र णुदस्व दूरम् ॥ १७ ॥
यथा देवा असुरान्प्राणुदन्त यथेन्द्रो दस्यूनधमं तमो बबाधे ।
तथा त्वं काम मम ये सपत्नास्तानस्माल्लोकात्प्र णुदस्व दूरम् ॥ १८ ॥

અર્થ—(प्रणुत्तः द्वेष्यः) નસાડેલો શત્રુ (असर्ववीरः) સર્વ વીરોથી વિખૂટો થઈને (स्वानां मित्राणां परिवर्ग्यः) પોતાના મિત્રોએ પણ તજેલો (चरतु) ફરે. (उत पृथिव्यां विद्युतः अवस्यन्ति) અને પ્રકાશ આપનારી વીજળી પૃથ્વી ઉપર આવી જાય. (व उग्रः देवः) તમારો તે પ્રતાપી દેવ (सपत्नान् प्रमृणत्) શત્રુઓનો નાશ કરે. [१४]

(च्युता च अच्युता च इयं बृहती विद्युत्) વિચલિત અને અવિચલિત થતી આ મોટી વીજળી (सर्वान् स्तनयित्नून् च बिभर्ति) બધા ગર્જના કરનારાઓને ધારણ કરે છે. (द्रविणेन तेजसा उद्यन् सहस्वान् आदित्यः) ધન અને તેજની સાથે ઉદય પામતો બળવાન્ સૂર્ય (मे सपत्नान् नीचैः नुदतां) મારા શત્રુને નીચે નમાવે [१५]

હે કામ! (यत् ते त्रिवरूथ उद्भु) જે તારું ત્રણે બાજુથી રક્ષણ કરનારું ઉત્કૃષ્ટ શક્તિશાળી (विततं ब्रह्म वर्म) પ્રસરેલા જ્ઞાનનું કવચ (अनतिव्याध्यं कृत) શસ્ત્રો વડે પણ ન વિંધાય એવું બનાવ્યું છે. અને તે (शर्म) સુખકારક છે. (तेन) તેનાથી (ये मम) જે મારા શત્રુ છે તે (सपत्नान् परिवृङ्ग्धि) શત્રુઓને દૂર કર (एनान् प्राणः पशवः जीवनं परिवृणक्तु) પ્રાણ, પશુ અને આયુ પણ તેમને તજી દે. [१६]

(येन देवाः असुरान् प्राणुदन्त) જેનાથી દેવો અસુરોને દૂર કરી શક્યા (येन दस्यून् इन्द्रः अधमं तमः निनाय) જેનાથી ઇંદ્ર શત્રુઓને હીન અંધકારમાં નાખ્યા, હે કામ! (तेन) તેનાથી (मम ये सपत्नाः) મારા જે શત્રુઓ છે. (तान् सपत्नान्) તે શત્રુઓને (त्वं अस्मात् लोकात्) તું આ લોકમાંથી (दूरं प्रणुदस्व) દૂર ભગાવી દે. [१७]

(यथा देवा असुरान् प्राणुदन्त) જે પ્રકારે દેવોએ રાક્ષસોને હરાવ્યા (यथा इन्द्रः दस्यून् अधमं तमः बबाधे) અને ઇન્દ્રે શત્રુઓને ઘોર અંધારામાં નાખ્યા (तथा त्वं काम) તેવી જ રીતે હે કામ! તું (मम ये सपत्नाः) મારા જે શત્રુઓ છે તેમને (अस्मात् लोकात् दूरं प्रणुदस्व) આ લોકમાંથી નસાડજે. [१८]

ભાવાર્થ— અમારા પરાક્રમથી નસાડેલા શત્રુઓ હવે ચારે તરફ રખડી રહ્યા છે તેમની પાસે કોઈ વીર નથી, કોઈ મિત્ર નથી, કોઈ પરિવાર રહ્યો નથી બધા દેવો મને મદદ કરે અને મારા શત્રુઓ નષ્ટ થાય (१४)

આ વિદ્યુત્ અને આ સૂર્ય એટલે એમાં જે દેવો છે તે મારા શત્રુઓને દૂર નસાડી મૂકે. (१५)

આ કામનું સંરક્ષક કવચ મહાન્ જ્ઞાન છે તે સર્વ સુખો આપનારું છે તે હું પહેરું છું. તેથી શત્રુના શસ્ત્રો મને વાગશે નહિ અને બધા શત્રુ પ્રાણ, અને જીવન વગરના થાવ (१६)

જે શક્તિ વડે દેવોએ રાક્ષસોનો અને ઇન્દ્રે દસ્યુઓનો પરાભવ કર્યો તે શક્તિથી હું મારા શત્રુઓને આ સ્થાનથી નસાડી દઉં. (१७-१८)

कामो जज्ञे प्रथमो नैनं देवा आपुः पितरो न मर्त्याः ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ १९ ॥
यावती द्यावापृथिवी वरिम्णा यावदापः सिष्यदुर्यावदग्निः ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ २० ॥
यावतीर्दिशः प्रदिशो विषूचीर्यावतीराशा अभिचक्षणा दिवः ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ २१ ॥
यावतीर्भृङ्गा जत्वः कुरूरवो यावतीर्वघा वृक्षसर्प्यो बभूवुः ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ २२ ॥
ज्यायांन्निमिषतोऽसि तिष्ठतो ज्यायान्त्समुद्रादसि काम मन्यो ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ २३ ॥

---

અર્થ—( कामः प्रथमः जज्ञे ) કામ સર્વ પ્રથમ ઉત્પન્ન થયો. ( देवा एनं न आपुः ) દેવોએ તેને પ્રાપ્ત કર્યો નહિ અને ( पितरः मर्त्याः न ) પિતરો અને મર્ત્યોને પણ તે પ્રાપ્ત થયો નહિ. ( ततः त्वं ज्यायान् असि ) તેથી તું શ્રેષ્ઠ છે ( विश्वहा महान् ) હમેશાં મહાન છે. હે કામ ! ( तस्मै ते इत् नमः कृणोमि ) એવા તને હું નમસ્કાર કરૂં છું. [ ૧૯ ]

( यावती वरिम्णा द्यावा पृथिवी ) વિસ્તારથી દ્યુ અને પૃથ્વી જેટલી મોટી છે, ( यावत् आपः सिष्यदुः ) જ્યારે સુધી પાણી પ્રસરે છે, ( यावत् अग्निः ) જ્યાં સુધી અગ્નિ પ્રસરે છે ( ततः त्वं ज्यायान् असि ) તેના કરતા પણ તું મોટો છે. અને ( विश्वहा महान् ) હમેશા મહાન્ છે. ( तस्मै ते० ) એવા તને હું નમસ્કાર કરૂં છું. [ ૨૦ ]

( यावतीः दिशः प्रदिशः विषूचीः ) જ્યાં સુધી દિશા અને ઉપદિશાઓ પ્રસરેલા છે. અને ( यावतीः दिवः अभिचक्षणाः आशाः ) જ્યાં સુધી દ્યુલોકનો પ્રકાશ પ્રસરવનારી દિશાઓ છે ( तत् त्वं० ) તેમનાથી તું મોટો છે. અને હંમેશા મહાન્ છે. હે કામ ! હું તેવા તને નમસ્કાર કરૂં છું. [ ૨૧ ]

( यावतीः भृंगाः जत्वः ) જ્યારે સુધી ભમરાઓ, માખીઓ, ( यावतीः कुरूरवः वघाः ) જ્યાં સુધી નીલરંગ ના કરનાર માખીઓ છે ( वृक्षसर्प्यः बभूव ) ઝાડો ઉપર ચઢનારા સાંપ છે ( ततः त्वं० ) તે બધાથી હે કામ તું મોટો અને હંમેશા મહાન્ છે તેવા તને હું નમસ્કાર કરૂં છું. [ ૨૨ ]

હે કામ ! હે ( मन्यो ) ઉત્સાહ ! તું ( निमिषतः ज्यायान् ) પલક મારનારા કરતાં મોટો, ( तिष्ठतः ज्यायान् ) સ્થિર ઉભા રહેનારાઓથી પણ મોટો ( समुद्रात् असि ) દરિયા કરતા પણ તું મોટો છે. ( तत् त्वं० ) તે બધાથી તું હંમેશા મહાન છે. એવા તને હું નમસ્કાર કરૂં છું. [ ૨૩ ]

---

ભાવાર્થ—કામ સર્વથી પ્રથમ નિર્માણ થયો દેવ, પિતર અને મર્ત્ય તેના પછી પ્રકટ થયા તેથી કામ સર્વથી શ્રેષ્ટ છે હું તેને નમસ્કાર કરૂં છું. ( ૧૯ )

જેટલો પૃથ્વીનો વિસ્તાર, જ્યાં સુધી પાણી પ્રસરેલ છે, જ્યાં સુધી પ્રકાશની વ્યાપ્તી છે. દિશાઓ જ્યાં સુધી પ્રસરેલ છે, પશુ પક્ષી જ્યાં સુધી દોડે છે, તે બધાની વ્યાપકતાથી કામની વ્યાપકતા વધારે છે. ( ૨૦-૨૨ )

न वै वातश्चन काममाप्नोति नाग्निः सूर्यो नोत चन्द्रमाः ।
ततस्त्वमसि ज्यायान्विश्वहा महांस्तस्मै ते काम नम इत्कृणोमि ॥ २४
यास्ते शिवास्तन्वः काम भद्रा याभिः सत्यं भवति यद्वृणीषे ।
ताभिष्ट्वमस्माँ अभिसंविशस्वान्यत्र पापीरप वेशया धियः ॥ २५ ॥

અર્થ— ( वातः चन कामं न आप्नोति ) વાયુ કામને મેળવતો નથી ( न अग्निः न सूर्यः न उत चंद्रमाः ) અગ્નિ, સૂર્ય અને ચંદ્ર એમાંથી કોઈ પણ તેને પ્રાપ્ત કરી શકતા નથી ( ततः त्वं ) આ બધાથી હંમેશા તું મહાન્ છે એવા તને હું નમસ્કાર કરું છું. [ ૨૪ ]

હે કામ ! ( याः ते शिवाः भद्राः तन्वः ) જે તારા કલ્યાણકારક અને હિતકારક શરીરો છે. ( याभिः ) જેમનાથી તું ( यत् सत्यं भवाति ) જે સાચો છે તેનો ( वृणीषे ) સ્વીકાર કરે છે. ( ताभिः त्वं अस्मान् अभि सं विशस्व ) તેઓથી તું અમારા બધામાં પ્રવેશ કર અને ( पापीः धियः ) પાપી બુદ્ધિવાળાઓને ( अन्यत्र अपवेशय ) અહીંથી દૂર કર. [ ૨૫ ]

ભાવાર્થ— આંખો બંધ રાખનારા પ્રાણીઓ કરતાં કામની શક્તિ વધારે છે, સ્થિર પદાર્થોથી પણ વધારે છે પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશથી પણ વધારે છે. સૂર્યચંદ્રથી પણ વધારે છે એટલે કામ આ પ્રમાણે બધાથી મોટો શક્તિશાળી છે (૨૩-૨૪)

તેથી હે કામ ! શુભ, કલ્યાણકારક અને સત્ય જે તે મને પ્રાપ્ત થાય અને પાપબુદ્ધિ મારાથી દૂર નિકળી જાય. (૨૫)

## કામ

### સંકલ્પશક્તિ ( કામ )

આ સૂક્તમાં ' काम ' શબ્દ છે તે સ્ત્રી સંબંધે નથી પરંતુ સંકલ્પશક્તિનો વાચક છે. આ કામ બધાથી પહેલાં ઉત્પન્ન થયો એમ આ સૂક્તના નીચે આપેલ મંત્રમાં કહ્યું છે—

कामो जज्ञे प्रथमः । ( મં. ૧૯ )

" કામ બધાથી પહેલાં થયો " આ વાત વેદમાં બીજે પણ કહેલી છે.

कामस्तदग्रे समवर्तताधि मनसो रेतः प्रथमं यदासीत् । ( ઋ. ૧૦।૧૨૯।૪ )

" શરૂઆતમાં મનનું વીર્ય વધારનાર કામ બધાથી પહેલાં નિર્માણ થયો. આ પ્રકારે કામની ઉત્પતિ બધાથી પહેલાંની કહેલી છે. ઉપનિષદોમાં પણ જુઓ—

कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृति र्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥ ( બૃ. ઉ. ૧।૫।૩ )

काम एव यस्यायतनं हृदयं लोको मनो ज्योतिः० य एवायं काममयः पुरुषः ॥ ( બૃ. ઉ. ૩।૯।૧૧ )

कामोऽकार्षीन्नाहं करोमि कामः करोति कामः कर्ता कामः कारयिता ॥ ( મહા નારા. ઉ ૧૮।૨ )

કામ, વિચિકિત્સા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃત, અધૃત, હ્રી ( શરમ ), ધીઃ ( બુદ્ધિ ), ભીઃ ( ભીતિ ) આ બધાં મનમાં રહે છે. આ બધામાં જે પહેલું મોજું છે તે કામનું છે. કામ સર્વનું આધારસ્થાન છે. એનું તેજ મન છે અને હૃદય લોક છે. આ માણસ કામમય છે એટલે જેટલા પ્રકારની તેની ઇચ્છાઓ અથવા કામનાઓ તેટલા પ્રકારનો તે બને છે. કામ બધાનો કર્તા છે, હું કર્તા નથી, કામ દ્વારા આ બધું ચલાવવામાં આવે છે. " આ પ્રકારે ઉપનિષદોમાં કામની બાબતે કહેવામાં આવ્યું છે. અહીં કામનો અર્થ સંકલ્પ થાય છે. તે બાબત સ્પષ્ટ થઇ. આ સંકલ્પ જો સારો હોય તો માણસનું ભલું થાય. જો સંકલ્પ ખરાબ હોય તો ખરાબ થાય. સંકલ્પ ભલે સારો કે ખરાબ હોય તેમાં મહાનશક્તિ

રહે છે એમ જ ટૂંકમાં કહોને કે બધા માણસો તેની પ્રેરણાથી પ્રેરીત થઇ સારા-નઠારાં કામો કરી રહ્યાં છે. માનવોના વ્યવહાર જોતાં એમ કહેવું પડે છે કે આ કામસંકલ્પની શક્તિ ઘણી મોટી છે. તે શક્તિનું વર્ણન આ સૂક્તમાં કરેલું છે.

જગતના પ્રારંભે આત્માની અંદર ' काम ' અથવા ' સંકલ્પ ' ઉત્પન્ન થયો. તેનું દર્શક ઉપનિષદ્ વચન આ છે- ' सोऽकामयत ' ( બૃ. ઉ. ૧।૨।૪, તૈ. ઉ. ૨।૬।૧ ) તે આત્માએ ઇચ્છા કરી અને તેની ઇચ્છા પુરી થઇ, જેથી આ સર્વ દુનિયા નિર્માણ થઇ છે. પરમાત્માના સંકલ્પો શુદ્ધ હતા તેથી તે સિદ્ધ થઇ ગયા. જેના સંકલ્પો શુદ્ધ હોય છે તે બધા સિદ્ધ થાય છે. તેથી કહ્યું છે કે—

**यं यं काम कामयते, सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति ।** ( છાં. ઉ. ૮।૨।૧૦ )

" જે કામના કરે છે તે સંકલ્પ કરતાં જ સિદ્ધ થાય છે." આ સંકલ્પની શક્તિ છે. આ સંપૂર્ણ સૃષ્ટીની ઉત્પત્તિ પણ એમજ થએલ છે. મનુષ્યોની કામનામાં પણ આ શક્તિ અલ્પાંશથી છે તેનું વર્ણન આ સૂક્તમાં કર્યું છે. કામમાં જ્યારે આટલી બધી પ્રચંડ શક્તિ છે તો તેને સુશિક્ષણથી કેળવવી જોઇએ. તેથી કહ્યું કે—

**सपत्नहनं वृषभं कामं हविषा शिक्षामि ।** ( મં. ૧ )

" શત્રુનો નાશ કરનાર બળવાન કામ છે. તેને યજ્ઞથી શિક્ષિત કરૂં છું. " આ કામમાં એટલે સંકલ્પમાં શક્તિ ઘણી મોટી છે. પણ જો તે અશિક્ષિત રહેશે તો નુકસાન કરશે. તેથી તેને સારી કેળવણી આપી સારા નિશ્ચયો વડે ચાલનારી બનાવવી જોઇએ. તેથી કેળવણીની જરૂરી છે. કેળવણી યજ્ઞદ્વારા એટલે હવીથી, આત્માપર્ણથી મળે છે. હવિ જેમ દુનિયાના ભલા માટે પોતે બળી જાય છે, પૂર્ણ સમર્પિત થાય છે તેવી રીતે માણસે આત્મસમર્પણ કરવું જોઇએ. આત્મસમર્પણની કેળવણી વડે પોતાના સંકલ્પને કેળવવો. એવી રીતે સારો કેળવાયલો કામ ( महता वीर्येण ) મોટા પરાક્રમથી યુક્ત બને છે. અને તેના પ્રભાવથી માણસ પોતાના બધા શત્રુને દૂર કરી શકે છે.

**यन्मे मनसो न प्रियं न चक्षुषः यन्मे नाभिनन्दति ।** ( મં. ૨ )

" જે મનને અને આંખોને ગમતું નથી, જે અન્ય ઇંદ્રિયોને પણ અપ્રિય છે, જે આપણા આત્માને સંતોષ આપતું નથી, " તેને દૂર કરવું આ સુશિક્ષિત કામનડે થઇ શકે છે. તેથી ( अहं उत्तमिदेयं ) પોતાના ઉપરનું તેમનું વજન દૂર કરી, તેનું ભેદન કરી પોતાની ઉચ્ચ અવસ્થા કરી શકાય છે. આ બધી મનુષ્યના પ્રયત્નથી થાય તેવી બાબતો છે. પરંતુ આ બધું ત્યારેજ થાય જ્યારે મનુષ્યની કામનાઓ સુશિક્ષિત બનશે. નહિ તો આ પ્રચંડ શક્તિ તેનો નાશ કરશે.

( **कामः उग्रः ईशानः** ) કામ ઘણો ઉગ્ર એટલે પરાક્રમી છે અને તે જ ઇશ્વર છે એટલે કે મનુષ્યના ભાવીનો તે સ્વામી છે. કારણ કે મનુષ્યનું ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણેનું ઘડતર તે કરે છે. જેમ તે બનાવે તેમ માણસની સ્થિતિ થાય છે તેથી તેનું મહત્ત્વ ભારે છે. તેના એવા વિલક્ષણ પ્રભાવના કારણે માણસ તેની મદદથી પોતાની ઉન્નતિ સાધી શકે છે—

**दुरितं अप्रजस्तां अ-स्व-गतां अवर्तिं मुञ्च ।** ( મં. ૩ )

" પાપ, સંતાન ન થવું, દળદર અને સંકટોને દૂર કરી શકે છે, " માણસની તો આજ ઇચ્છા હોય છે. કોઇ માણસ એમ ન જ ઇચ્છે કે મને પાપ લાગે, સંતાન ન થાય, દારિદ્ર મારી પાસે આવે અથવા હું સંકટોમાં સપડાવું, એવું તો કોઇ ઇચ્છે નહિ તો પણ આવી બધી મુશીબતો માણસને ભોગવવી પડે છે તેનું કારણ મનુષ્યની કામના અશિક્ષિત હોય છે. તે વિપરિત સંકલ્પ કરે છે. અને તેનું ફળ વિપત્તિ રૂપથી તેને ભોગવવું પડે છે. આ કામની પુત્રી વાણીરૂપે ધેનુ છે તેનુ વર્ણન આ પ્રમાણે છે—

**ते दुहिता धेनुः यां कवयो वाचं आहुः ।** ( મં. ૫ )

" કામની એક કન્યા ધેનુ ( ગાય ) છે જેને કવિઓ વાણી કહે છે. " આ વાણી પણ કામ મુજબ મોટી પ્રભાવશાળી છે. જો આ વાણીનો પ્રયોગ સારી રીતે કરવામાં આવે તો શત્રુઓ મિત્ર બની જાય અને જો તે ખરાબ રીતે વપરાય તો મિત્રો પણ શત્રુ બની જાય છે. તેથી કામને કેળવતી વખતે વાણીને પણ કેળવવી જોઇએ. આ તો ઘણી આવશ્યક અનુભવ સિદ્ધ વાત છે.

**उग्रः वाजी कामः मम अध्यक्षः मह्यं असपत्नं कृणोतु ।** ( મં. ૭ )

" પ્રતાપી, બલશાળી -કામ મારો અધિષ્ઠાતા છે તે મને

અનુશાસન કરે " એટલે આ કામ અથવા સંકલ્પ દરેક માણસનો અધિષ્ઠાતા છે અધિષ્ઠાતા તેને કહેવાય જે હંમેશા સાથે રહી નિરીક્ષણ કરે છે. આ જ કામનું કાર્ય છે તે મનુષ્યના આચરણનો અધિષ્ઠાતા બની નિરીક્ષણ કરે છે. જો અધિષ્ઠાતા સુશિક્ષિત હોય તો સારી સહાયતા મળે છે. જો તે પોતે ખરાબ હોય તો હીન પ્રવૃત્તિ કરે છે ખરાબ રસ્તે લઈ જાય છે, તેનો પરિણામ પણ ખરાબ આવે છે. તેથી પ્રાર્થના કરી છે કે

विश्वेदेवा मम नाथं भवन्तु । सर्वे देवा मम हवमायन्तु ॥ (મં ૭)

"બધા દેવો મારા રક્ષક થાય, દેવો મારા વચનો સ્વીકાર કરે, " આ પ્રકારે દેવો તરફથી મને જો મદદ મળતી રહે તો નિઃસંદેહ મારી કામના શુદ્ધ થશે અને મારી ઉન્નતિ થઈ જશે તેથી આ મારી પ્રાર્થના બધા દેવો સાંભળે અને કૃપા કરી મારૂં રક્ષણ કરે જે દેવ ' काम-ज्येष्ठाः ' એટલે તેઓમાં કામ શ્રેષ્ઠ છે બધા દેવોમાં આ કામદેવ શ્રેષ્ઠ છે. કારણ દુનિયાની રચનામાં બધા દેવો મદદ કરે છે. પણ જ્યાં સુધી પરમાત્માનો કામસંકલ્પ જાગી ઉઠે નહિ ત્યાં સુધી કોઈ દેવ રચનાના કાર્યમાં પોતે પોતાને જોડી શકતા નથી આ કામની મહત્તા છે, મનુષ્યના વ્યવહારોમાં પણ જુઓ સર્વથી પહેલાં સંકલ્પ હોય છે, ત્યાર પછી ઇન્દ્રિયથી કાર્યો થાય છે તેથી બધે જ કામ-સંકલ્પનું મહત્ત્વ વર્ણવ્યું છે જીવાત્માનો જેમ પરમાત્મા જોડે તેમ કામનો બીજા દેવો જોડે સંબંધ હોય છે આ જોતાથી બધા દેવોમાં કામ શ્રેષ્ઠ કેવી રીતે છે તે જાણી શકાય છે—

| પરમાત્મા | જીવાત્મા |
|---|---|
| કામ, સંકલ્પ ( અધિષ્ઠાતા ) | કામ સંકલ્પ |
| મહત્તત્વ | બુદ્ધિ |
| ચંદ્રમા | મન |
| ઇંદ્ર | ચિત્ત |
| સૂર્ય | નેત્ર |
| વાયુ | પ્રાણ |
| અગ્નિ | વાણી |
| જલ | વીર્ય |

આ પ્રમાણે બધા દેવોનો અધિષ્ઠાતા કામ છે શરીરમાં જે દેવો છે તે વિશ્વના દેવોના સૂક્ષ્મ અંશ હોય છે તેથી બન્ને ઠેકાણે દેવોનો સંબંધ એક સરખો જ હોય છે જેવો સંકલ્પ હોય છે તેની અનુકૂલતાથી દેવો શરીરમાં અને જગતમાં કાર્ય કરે છે આપણા શત્રુ નાશ પામે અને પોતાનો વિજય થાય એ ભાવની બધાની હોય છે તેથી કહ્યું છે કે—

अवधीत्कामो मम ये सपत्ना उरुं लोकमकरन्मह्य मेधतुम् । मह्यं नमन्तां प्रदिशश्चतस्रो मह्यं षडुर्वी- घृतमावहन्तु ॥ (મં.૧૧)

" સંકલ્પ જ શત્રુનો નાશ કરે છે. સંકલ્પ વૃદ્ધિ કરવા વિસ્તૃત કાર્યક્ષેત્ર આપે છે, સંકલ્પ વડે ચારે દિશા મનુષ્યની સામે નમ્ર બને છે અને બધા ભૂપ્રદેશોમાંથી ઘૃતાદિ અન્ન ભોગ પ્રાપ્ત થાય છે " જો કોઈ આ પ્રકારે સંકલ્પ ન કરે તો તેનું શું થાય? વિચારપૂર્વક જોતા ધ્યાનમાં આવે કે આ દુનિયાદારીમાં સર્વ પ્રકારની પ્રેરણા છે દરેક કર્મની પાછળ સંકલ્પ ( કામ ) હોય છે. જો કાર્યમાં કામ ન હોય તો તે કાર્ય થાય જ નહિ તેથી આ મંત્રમાં કહ્યું છે કે જે કંઈ આ જગતમાં થાય છે તે કામની પ્રેરણાથી થય છે

ઉપરના કોષ્ટકમાં દર્શાવ્યું છે કે અગ્નિ ઇંદ્ર, સોમ, અથવા બીજા દેવો આ બધા કામની પ્રેરણાથી કાર્ય કરી રહ્યા છે. તેમના પ્રતિનિધિ, વાણી, મન, બુદ્ધિ અને ચિત્ત એ પણ સંકલ્પ વડે જ કાર્યમાં પ્રેરિત થાય છે તે રીતે જ ( अग्निः यवः ) અગ્નિ શત્રુઓને દૂર કરે છે અન્ય બધા દેવો પણ શત્રુઓને દૂર કરે છે.

કામનું કવચ ( બખ્તર )

આ કામ એવું એક બખ્તર પહેરે છે કે જેથી શત્રુના આઘાત તેના ઉપર થતા જ નથી જુઓ—

यत्ते काम शर्म त्रिवरूथमुद्भु ब्रह्म वर्म विततमनतिव्याध्य कृतम् ॥ (મં ૧૬)

" આ કામનું એક વિલક્ષણ કવચ છે જે ત્રણે કેન્દ્રોમાં સારૂં રક્ષણ કરે છે. તેથી ( अन्-आति-व्याधि ) શત્રુના ઘા આપણના ઉપર થતાં નથી આ ( ब्रह्म वर्म ) જ્ઞાનનું કવચ છે. આ બ્રહ્મવર્મનું વર્ણન આ પહેલાં આજ કાંડના બીજા સૂક્તના ૧૦મા મંત્રમાં આવે છે ત્યાં તેની વ્યાખ્યા વાચકોને જોવા મળશે તે અવશ્ય જોવી

આ કામ ( प्रथमः जज्ञे ) બધાના પહેલાં ઉત્પન્ન થયો

ત્યાર પછી બીજા દેવો જાગી ઉઠયા તેથી બીજા દેવો તેને પ્રાપ્ત કરી શકતા નથી. જે અમારા પહેલાં એ હજાર વર્ષ પહેલાં થયાં તેમને અમે પ્રાપ્ત કરી શકીએ નહિ. તેજ પ્રમાણે કામની ઉત્પતિ પહેલાં અને દેવોની તત્પશ્ચાત્ થઇ છે તેથી બીજા દેવો કામને પ્રાપ્ત કરી શકતા નથી એમ કહ્યું તે બરાબર છે. તેથી કહ્યું છે કે—

**कामो जज्ञे प्रथमः न यनं देवा आपुः पितरो न मर्त्याः । ततस्त्वमसि ज्यायान् विश्वहा महान्० ।**
**( મં. ૧૯ )**

" કામ બધાથી પહેલાં થયો તેથી તેને દેવો પ્રાપ્ત કરી શકયા નથી અને પિતરો અથવા મર્ત્યો પણ પ્રાપ્ત કરી શકતા નથી. " કારણ કે પિતરો અને મર્ત્યો તો દેવોના પણ પછી નિર્માણ થયા છે. આ કારણે તે કામ સર્વથી શ્રેષ્ઠ અને ઉચ્ચ છે, સમર્થ છે. તેની શ્રેષ્ઠતા સર્વદા કાયમ રહેનારી છે. તેથી તેનું સામર્થ્ય સર્વતોપરિ છે.

આ પછી મંત્ર ૨૧ થી ૨૪ સુધી ચાર મંત્રમાં કામ બધાથી શ્રેષ્ઠ છે એ જ વાત કહી છે. સંપૂર્ણ પદાર્થોથી સ્થિર-ચરોથી, બધાથી શ્રેષ્ઠ છે. પંચમહાભૂતોથી બધા પ્રાણીમાત્રોથી, સૂર્ય તેમ જ ચંદ્રમાંથી તથા બીજા બધાથી કામ શ્રેષ્ઠ અને સમર્થ છે, તેથી છેલ્લા મંત્રમાં પ્રાર્થના કરેલી છે કે—

**यास्ते शिवास्तन्वः काम भद्रा याभिः सत्यं भवति यद् वृणीषे । ताभिष्ट्वमस्माँ अभिसंविशस्वान्यत्र पापीरप वेशया धियः ॥ ( મં. ૨૫ )**

" કામની અંદર જે શુભ અને કલ્યાણકારી ભાગ છે જેથી બધા સત્યોની સિદ્ધિ થાય છે તે શુભ ભાગ મારામાં પ્રવેશ કરે અને પાપનો ભાગ દૂર થાય. " સંકલ્પ એક મોટી શકિત છે. તેથી પાપ થાય છે અને પુણ્ય પણ થાય છે. તેથી મનુષ્ય માટે એ ઉચિત છે. કે તેણે હમેશાં શુભ સંકલ્પ કરવા અને પાપથી દૂર રહેવું. આ પ્રમાણે માણસે પોતાની કામના શુભ બનાવી હમેશાં ઉન્નતિ સાધવી.

---

# કામાગ્નિનું શમન

## કાંડ ૩, સૂક્ત ૨૧

( ऋषिः- वसिष्ठः । देवता- अग्निः )

ये अग्नयो अप्स्व॒न्तर्ये वृत्रे ये पुरुषे ये अश्मसु ।
य आविवेशौषधीर्यो वनस्पतींस्तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ १ ॥
यः सोमे अन्तर्यो गोष्वन्तर्य आविष्टो वयःसु यो मृगेषु ।
य आविवेश द्विपदो यश्चतुष्पदस्तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ २ ॥

અર્થ— ( ये अग्नयः अप्सु अन्तः ) જે અગ્નીઓ પાણીમાં છે ( ये वृत्रे ) જે વાદળામાં છે, અને ( ये पुरुषे ) જે પુરૂષોમાં છે તેમજ ( ये अश्मसु ) જે પથ્થરોમાં છે, ( यः ओषधीः यः च वनस्पतीन् आविवेश ) જે ઔષધી અને વનસ્પતીમાં પ્રસરેલ છે ( तेभ्यः अग्निभ्यः एतत् हुतं अस्तु ) તે અગ્નિઓ માટે આ હવન થાય. [ ૧ ]

( यः सोमे अन्तः, ये गोषु अन्तः ) જે સોમની અંદર, જે ગાયોની અંદર ( यः वयःसु यः मृगेषु आविष्टः, જે પંખીઓમાં તેમજ જાનવરોમાં પ્રવિષ્ટ થએલો છે. ( यः द्विपदः यः चतुष्पदः आविवेश ) જે દ્વિપાદ અને ચતુષ્પાદોમાં પ્રવેશેલો છે. ( तेभ्यः अस्तु० ) તે અગ્નિઓ માટે આ હવન થાય [ ૨ ]

---

ભાવાર્થ— જે અગ્નિ જલ, મેઘ, પ્રાણીઓ અથવા મનુષ્યો, પદાર્થો-પથ્થરો અને ઔષધી-વનસ્પતીઓમાં છે તેની પ્રસન્નતા માટે આ હવન છે. ( ૧ )

જે અગ્નિ સોમ, ગાયો, પક્ષી, મૃગાદિ જાનવરો, તેમજ દ્વિપાદ અને ચતુષ્પાદોમાં પ્રવિષ્ઠ થએલો છે તેના માટે આ હવન છે. ( ૨

*

य इन्द्रेण सरथं याति देवो वैश्वानर उत विश्वदाव्यः ।
यं जोहवीमि पृतनासु सासहिं तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ ३ ॥
यो देवो विश्वाद्यमु काममाहुर्यं दातारं प्रतिगृह्णन्तमाहुः ।
यो धीरः शक्रः परिभूरदाभ्यस्तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ ४ ॥
यं त्वा होतारं मनसाभि संविदुस्त्रयोदश भौवनाः पञ्च मानवाः ।
वर्चोधसे यशसे सूनृतावते तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ ५ ॥
उक्षान्नाय वशान्नाय सोमपृष्ठाय वेधसे । वैश्वानरज्येष्ठेभ्यस्तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ ६ ॥
दिवं पृथिवीमन्वन्तरिक्षं ये विद्युतमनुसंचरन्ति ।
ये दिक्ष्व१न्तर्ये वाते अन्तस्तेभ्यो अग्निभ्यो हुतमस्त्वेतत् ॥ ७ ॥

---

અર્થ— ( विश्वदाव्यः उत वैश्वानरः ) બધાને બાળનાર અને બધાને ચાલક અને હિતકર્તા ( यः देवः इन्द्रेण सरथं याति ) જે દેવ ઇન્દ્રની જોડે એક જ રથમાં બેસીને જાય છે, ( यं पृतनासु सासहिं जोहवीमि ) જે યુદ્ધમાં વિજય આપનારો છે જેથી હું જેની પ્રાર્થના કરું છું ( तेभ्य० ) તે અગ્નિઓ માટે આ હવન થાવ [ ૩ ]

( यः विश्वाद् देव. ) જે વિશ્વભક્ષક દેવ છે, ( यं उ काम आहुः ) જેને ' काम ' નામથી બોલાવવામાં આવે છે ( यं दातारं प्रतिगृह्णन्तं आहुः ) જેને આપનાર અને લેનાર પણ કહેવામાં આવે છે. ( यः धीरः शक्रः परिभूः अदाभ्यः ) જેને બુદ્ધિશાળી, શક્તિશાળી, ભ્રમણ કરનાર અને ન દબનાર એમ કહે છે. ( तेभ्य० ) તે અગ્નિઓ માટે આ હવન થાવ. [ ૪ ]

( त्रयोदश भौवनाः पञ्च मानवाः ) તેર ભુવનો અને માનવની પાંચ જાતીઓ ( यं त्वा मनसा होतारं अभि संविदुः ) જે તને મનથી હોતા એટલે દાતા માને છે, ( वर्चोधसे ) તેજસ્વી ( सूनृतावते ) સત્યવાણી અને ( यशसे ) યશસ્વી એવા તને અને ( तेभ्य० ) તે અગ્નિઓ માટે આ હવન થાવ. [ ૫ ]

( उक्षान्नाय वशान्नाय ) જે બળદ અને ગાયો માટે ખોરાક હોય છે અને ( सोमपृष्ठाय ) ઔષધીઓ પીઠ ઉપર ઉપાડે છે, તે ( वेधसे ) જ્ઞાનીના માટે અને ( वैश्वानरज्येष्ठेभ्यः तेभ्य० ) બધા મનુષ્યોનું હિતકર્તા તે અગ્નિના માટે આ હવન થાવ. [ ૬ ]

( ये दिवं अन्तरिक्षं अनु, विद्युतं अनुसंचरन्ति ) જેઓ દ્યુલોક અને અંતરિક્ષમાં તેમ જ વિદ્યુતમાં પણ અનુકૂલતાથી સંચાર કરે છે, ( ये दिक्षु अन्तः ये वाते अन्तः ) જે દિશાઓની અંદર છે તેમ જ પવનની અંદર પણ છે ( तेभ्य० ) તે અગ્નિના માટે આ અમારું હવન થાવ [ ૭ ]

---

ભાવાર્થ— બધાને બાળી નાખનાર છતાં બધાનો સંચાલક જે આ દેવ છે તે ઇન્દ્રની સાથે રથ ઉપર બેસી ફરે છે. જે યુદ્ધમાં વિજય મેળવી આપે છે તે અગ્નિ માટે આ હવન છે ( ૩ )

જે અગ્નિ વિશ્વભક્ષક છે અને જેને કામ કહે છે, જે આપનારો અને સ્વીકારનારો પણ છે, જે બુદ્ધિશાળી, સમર્થ, સર્વત્ર જનારો અને કોઈથી ન દબનારો છે તે અગ્નિના માટે આ હવન છે ( ૪ )

તેર ભુવનોનો પ્રદેશ અને મનુષ્યની બ્રાહ્મણ-ક્ષત્રિયાદિ પાંચ જાતી આ અગ્નિને મનથી દાતા માને છે તેજસ્વી સત્યવાણીનો પ્રેરક, યશસ્વીઓના અગ્નિને આ હવિ અર્પણ થાય. ( ૫ )

જે બળદને અને ગાયોને અન્ન આપે છે, પીઠ ઉપર ઔષધી લે છે, જે બધાનો ધારણ કરનારો અથવા ઉત્પાદક છે, તે સર્વ માનવોમાં શ્રેષ્ઠરૂપ અગ્નિને આ અમારું હવન અર્પણ થાય ( ૬ )

દ્યુલોક, અંતરિક્ષ, વિદ્યુત, દિશાઓ, વાયુ વિગેરેમાં રહેલા અગ્નિના માટે આ અમારું હવન અર્પિત થાય ( ૭ )

हिरण्यपाणिं सवितारमिन्द्रं बृहस्पतिं वरुणं मित्रमग्निम् ।
विश्वान्देवानङ्गिरसो हवामह इमं क्रव्यादं शमयन्त्वग्निम् ॥ ८ ॥
शान्तो अग्निः क्रव्याच्छान्तः पुरुषरेषणः । अथो यो विश्वदाव्यस्तं क्रव्यादमशीशमम् ॥ ९ ॥
ये पर्वताः सोमपृष्ठा आप उत्तानशीवरीः । वातः पर्जन्य आदग्निस्ते क्रव्यादमशीशमन् ॥ १० ॥

---

અર્થ— ( **हिरण्यपाणिं सवितारं** ) સુવર્ણના ઘરેણાં હાથમાં ધારણ કરનાર સવિતા, ઇન્દ્ર, બૃહસ્પતિ, વરુણ, મિત્ર, અગ્નિ, વિશ્વેદેવ અને આંગિરસોની ( **हवामहे** ) એમ પ્રાર્થના કરીએ છીએ કે તે ( **इमं क्रव्यादं अग्निं शमयन्तु** ) આ માંસભોજી અગ્નિને શાંત કરે. [ ૮ ]

( **क्रव्याद् अग्निः शान्तः** ) માંસભક્ષક અગ્નિ શાંત થયો ( **पुरुषरेषण शान्तः** ) મનુષ્યહિંસક અગ્નિ શાંત થયો ( **अथ यः विश्वदाव्य** ) અને જે બધાને બાળનારો અગ્નિ છે ( **तं क्रव्यादं अशीशमम्** ) તે માંસભક્ષક અગ્નિને પણ મેં શાંત કર્યો. [ ૯ ]

( **ये सोमपृष्ठाः पर्वताः** ) જે વનસ્પતીઓને પોતાના પીઠ ઉપર ધારણ કરનારા પર્વતો છે ( **उत्तानशीवरीः आपः** ) ઉપર જનાર જે પાણી છે ( **वातः पर्जन्य** ) પવન અને વરસાદ ( **आत् अग्नि** ) તેમ જ જે અગ્નિ છે ( **ते** ) તે બધા ( **क्रव्याद् अशीशमन्** ) માંસભક્ષક અગ્નિને શાંત કરે છે [ ૧૦ ]

---

**ભાવાર્થ**— સવિતા, ઇન્દ્ર, બૃહસ્પતિ, વરુણ મિત્ર, અગ્નિ અને આંગિરસ વિગેરે બધા દેવોને અમારી પ્રાર્થના છે કે તેઓ બધા આ માંસભક્ષક અગ્નિને શાંત કરે ( ૮ )

આ માંસભક્ષ , પુરુષનાશક અને સર્વ જગતને બાળનાર અગ્નિ શાંત થયો મેં એને શાંત પાડયો છે ( ૯ )

જ્યાં સોમ જેવી વનસ્પતિઓ છે તેવા પર્વત, ઉપરની ગતિ છે એવા જલ પ્રવાહો, વાયુ તેમજ પર્જન્ય, તેમજ અગ્નિ આ બધા દેવો માંસભક્ષક અગ્નિને શાંત કરવામાં મદદ આપે છે ( ૧૦ )



# કામાગ્નિનું શમન

### કામાગ્નિનું સ્વરૂપ

આ સૂક્તમાં કામાગ્નિને શાંત કરવાનું વર્ણન છે. કામને અગ્નીની ઉપમા આપીને અથવા અગ્નીના વર્ણનના રૂપથી કામને શાંત કરવાનું વર્ણન આ સૂક્તમાં ઘણું મનરંજન કરનાર છે. આ સૂક્ત ' **बृहच्छान्तिगण** ' માં ગણાય છે ખરેખર કામની શાંતિ એ '' બૃહચ્છાંતિ '' સ્થાપિત કરવા જેવું જ કાર્ય છે. આ બધાથી કહેવું પણ કષ્ટસાધ્ય કાર્ય છે આ સૂક્તમાં જે અગ્નિ કહેલો છે તે કાચું માંસ ખાનારો છે. સામાન્ય લોક એમ સમજશે કે આમાં મડદા બાળનાર અગ્નીનું વર્ણન છે તો તેમ નથી. કામરૂપ અગ્નીનું વર્ણન આ સૂક્તમાં છે. અને આજ કામાગ્નિ મોટામાં મોટો મનુષ્ય ભક્ષક છે અગ્નિ જેટલો બાળે તેના કરતા હજાર ગણું આ કામ બાળે છે આ વાત વાચકોએ વિચાર કરવા જેવી છે. તેથી જ અમે આ સૂક્તમાં વર્ણિત અગ્નિનું સ્વરૂપ નક્કી કરીએ છીએ. તેનું સ્વરૂપ બતાવનાર જેટલા શબ્દો આ સૂક્તમાં છે તેનો વિચાર કરીશું —

૧ **यो देवो विश्वाद् यं उ काममाहुः ।** ( મં. ૪ ) જે અગ્નિદેવ સર્વ દુનિયાને બાળનાર છે અને જેને કામ કહે છે.

આ મંત્ર ભાગમાં સ્પષ્ટ કહ્યું છે કે આ સૂક્તમાં જે અગ્નિ છે તે ' **काम** ' જ છે સ્પષ્ટ નામ નિર્દેશ પછી હવે કોઇને કાંઇ શંકાનું કારણ જ રહ્યું નહિ તો પણ હજુ ખાતરી કરવા આજ સૂક્તના મંત્રો જોઇશું—

૨ **क्रव्याद् अग्नि** । ( મં. ૯ ) માંસભક્ષક અગ્નિ.

૩ પુરુષરેષણઃ અગ્નિઃ ( મં. ૯ ) પુરુષોનો નાશ કરનાર ( કામ ) અગ્નિ.

કામની પ્રબળતાથી માણસનું શરીર ક્ષુષ્ક થાય છે, અને આ કામપ્રકોપથી કેટલાય માણસો સદપરિવાર નષ્ટ ભ્રષ્ટ થાય છે, આ વાત વાચકો વિચારપૂર્વક યાદ કરે જેથી આ મંત્રભાગનો ગંભીર અર્થ ધ્યાનમાં આવશે. તે દર્શાવ્યો—

૪ વિશ્વાદ્ અગ્નિઃ। ( મં ૪, ૯ ) વિશ્વનું ભક્ષણ કરનાર ( કામ ) અગ્નિ.

આ વાત તદન સાચી છે. ભગવદ્‌ગીતાનાંમાં કામને, " काम एष क्रोध एष रजोगुणसमुद्भवः। महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ( ભ. ગી. ૩।૩૭ ) આ કામ ભારે ( महाशनः ) ખાઉધરો છે ' महाशन ( महा-अशनः ) અને વિશ્વાદ્ ( વિશ્વ-अद् ) આ બંને શબ્દો એક જ ભાવ બતાવે છે, ખરેખર કામ મોટો ખાઉધરો છે. તેની તૃપ્તિ કોઈ દિવસ થતી નથી, કેટલુંય ખાવા મળે, છતાં તે હંમેશ અતૃપ્ત રહે છે તેનું પેટ સર્વ દુનિયાને ખાઈ જવા છતાં ભરાઈ નથી, એવો અર્થ બતાવનાર આ શબ્દ છે.

૫ વિશ્વદાવ્યઃ । ( મં. ૩, ૯ ) બધાને બાળનાર ( काम अग्नि )

આ કામ ખરેખર બધાને બાળનારો છે જ્યારે તે મનમાં પ્રબળ બને છે ત્યારે તે અંદરથી બાળવા શરૂઆત કરે છે. બ્રહ્મચર્ય પાળનાર માણસ અંદરથી વધે છે અને કામાગ્નીને પોતામાં વધવા દેનાર અંદરથી બળે છે। જેનું અંતઃકરણ બળતું હોય તેના માટે એમ સમજો કે આખું વિશ્વ બળી રહ્યું છે જેના મનમાં કામાગ્નીની જવાળાઓ ભભુકી ઉઠે છે તેને પાણી શાંતિ આપતું નથી, ચંદ્રમાના અમૃતપૂર્ણ કિરણો તેને શાંત પાડી શકતા નથી. તે પોતે હંમેશ અશાંત અને ક્રોધી બનતો જાય છે એવી છે કામાગ્નિની દાહકશક્તિ। તેની સામે આ અગ્નિ શું બાળે ? કામાગ્નિની દાહકતા એટલી બધી વધારે હોય છે કે તેની સામે ભૌતિક અગ્નિ તદન ઠંડો લાગે. તેથી આમાં મંત્રમાં " આ ( ભૌતિક ) અગ્નીને કામાગ્નીને શાંત પાડવા કહ્યું છે. " જો આ ભૌતિક અગ્નિ કામાગ્નીથી ઠંડો ન હોય તો તે કામાગ્નીને શાંત કેમ કરીને પાડશે ?

આ પ્રકારે કામાગ્નીનું ગુણ વર્ણન કરનારા જે શબ્દો આ સૂકતમાં આવ્યા છે તે તેનું સ્વરૂપ નક્કી કરવા મદદરૂપ નીવડે છે. તેમનું મનન કરવાથી નિશ્ચિત થઇ શકે છે કે આ સૂકતમાં વર્ણવેલ અગ્નિ સામાન્ય ભૌતિક અગ્નિ નથી, કિંતુ તે કામાગ્નિ છે. ભૌતિક અગ્નીનો વાચક અગ્નિ શબ્દ સ્વતંત્ર રીતે આઠમાં મંત્રમાં આવ્યો છે. એનો વિચાર કરતા પણ આ સૂકતમાં વર્ણવેલ અગ્નિનું સ્વરૂપ નિશ્ચિત થાય છે.

## કામ અને ઇચ્છા

" काम " શબ્દ જેમ કામવિકાર વાચક છે. તેમ તેનો અર્થ ' इच्छा अथवा कामना ' વાચક પણ છે. ખરી રીતે તો કામ, કામના, ઇચ્છા આ બધા મૂલતઃ એક શક્તિના વાચક છે. ભિન્નભિન્ન દષ્ટિએ જોતે તેમનો સંબંધ આવવાથી એક જ ઇચ્છા શક્તિનું રૂપ જેમ કામવિકારમાં પ્રગટ થાય છે તેમ અન્ય ઇન્દ્રિયો જોડે સંબંધ હોવાના કારણે કામનારૂપે પૂર્ણ પ્રગટ થાય છે. પણ તેની અંતરમાં ઉતરી તપાસ કરતાં, " મને જોઇએ " એ સિવાય બીજું તેમાં કાંઇ નથી. પોતામાં કંઇક ઉણપ છે તે પૂર્ણ કરવાની ઇચ્છાથી બહારથી કોઇ પદાર્થ પ્રાપ્ત કરવાની કામના, તે બાહ્યપદાર્થ મળવાથી હું પૂર્ણ થઇશ, ઇત્યાદિ પ્રકારની ઇચ્છાઓ, " કામ અથવા કામના " શબ્દથી સૂચિત છે. એવી ઇચ્છા બધાઓમાં હોય છે. તેથી તેને વિશ્વની ચાલક-શક્તિ કહેલું છે. જુઓ—

वैश्वानरः ( વિશ્વ-નેતા ) । ( મં. ૧ )

" આ ( વિશ્વ-નર ) વિશ્વનો નેતા અર્થાત્ વિશ્વનો ચાલક ( કામ ) છે. વિશ્વને ચલાવનાર તે ઇચ્છાશક્તિ છે. આ કામશક્તિ ન હોય તો દુનિયા ચાલવી અશક્ય છે. પદાર્થમાત્રમાં–ઓછામાં ઓછું ચેતન અને અર્ધ ચેતન–દુનિયામાં એ વાત સ્પષ્ટ બતાવે છે. તે માટે પહેલા અને બીજા મંત્રનું કહેવું સ્પષ્ટ છે.

" આ કામરૂપ અગ્નીના ઘણા રૂપો છે, અને તે જલ, મેઘ, પથ્થર, ઔષધિ, વનસ્પતિ, સોમ, ગૌ, પક્ષી, પશુ, દ્વિપાદ અને ચતુષ્પાદ, મનુષ્ય વિગેરે બધામાં છે. ( મં. ૧-૨ ) તેમજ પૃથ્વી, અન્તરિક્ષ ઘુલોક, વિદ્યુત્, દિશાઓ, વાયુ વિગેરેમાં પણ છે ( મં. ૭ )

આ મંત્રથી એ સ્પષ્ટ થાય છે કે આ કામાગ્નિ પથ્થર, જલ, ઔષધીઓથી માંડી મનુષ્ય સુધી સર્વોમાં બધે જ છે. ઔષધીઓ મોટા થવાની ઇચ્છા કરે છે, વૃક્ષો ફૂલોની ઇચ્છા કરે, પક્ષીઓ ઉડવાની ઇચ્છા કરે, મનુષ્ય દુનિયા જીતવાની

ઇચ્છા રાખે આ પ્રમાણે હરેક પદાર્થ પોતાની શક્તિ અને અધિકારનું ક્ષેત્ર ફેલાવવાનું ઇચ્છે છે. આજ કામ છે, કામના છે આજ ઇચ્છા જ્યારે જનનેન્દ્રિય જોડે સબંધ ધરાવે છે ત્યારે તેને કામવિકાર કહે છે આજ સ્વાર્થની કામના " ગાય અને બળદોને પાળે છે, અને તેમને ખવડાવે પીવડાવે છે, ઔષધીનું પાલન કરે છે. " ( મ ૬ )

### કામની દાહકતા

વસ્તુત ભૌતિક અગ્નિ બાળે છે, એવો અનુભવ દરેકનો છે જ અને કામ અથવા ઇચ્છાની દાહકતા તેટલી નથી એમ બધા માને છે, પણ સામાન્ય ઇચ્છા શુ કામના શુ અથવા કામવિકાર શુ એટલા બધા દાહક છે કે તેમની આગળ ભૌતિક અગ્નીની દાહકતાની વિસાત નહિ

રાજ્યનો વધારો કરવાની ઇચ્છા કેટલા રાજ્યકર્તાઓમા વધે છે, તેથી દુનિયામાં કેટલાક રાષ્ટ્રોને પારતત્ર્યરૂપ અગ્નિમાં બળવુ પડે છે આ સ્વાર્થના કારણે એટલા તો મહ ભય કર યુદ્ધો થયા છે અને તેમાં એટલી બધી મનુષ્યોની પ્રાણહાની થઇ છે કે તેટલો સહાર બીજી કોઇ આપત્તિથી થયો નથી. અગ્નિની દાહકતા ચોકકસ તેટલી ભયંકર નથી, અને તે દાહકતાથી આટલા બધા માનવીઓ મર્યા નથી ત્રીજા મ ત્રમાં કામને ( **पृतनासु सासहिं** ) યુદ્ધમાં વિજયી એમ કહે છે. વિજય ગમે તે પક્ષને મળે પણ તે જીતતો કામની નજ કહેવાય !

એક સમાજ સ્વાર્થ ખાતર બીજા સમાજને દબાવી રહ્યો છે, આગળ વધવા દેતો નથી દબાએલ જાતિ પાસેથી પોતાનો સ્વાર્થ મન ચાહે તેટલો સાધી લેવામાં આવે છે આ એક સ્વાર્થની કામનાનો પરિણામ છે ધનવાન લોકો નિર્ધનોને કનડે છે, અધિકારી વર્ગ પ્રજાને કનડે છે એક સમર્થ રાષ્ટ્ર બીજા નિર્બલ રાષ્ટ્રને દબાવે છે, તેજ પ્રકારે એક ભાઇ બીજા ભાઇની વસ્તુ લુટી લે છે, આ બધા કામના રૂપો છે તે બધા મનુષ્યોને અ દરને અ દરથી બાળે છે

આંખો સુદર રૂપની ઇચ્છા કરે છે, કાન મધુર સ્વરની અભિલાષા રાખે, જીહ્વા મધુર રસની ઇચ્છુકા હે ય છે. આ પ્રકારે બીજા બધા ઇન્દ્રિયો જુદી જુદી ઇચ્છાઓ કરે છે તેના કારણે દુનિયામાં જે વિધ્વ સ અને નાશ થઇ રહ્યાં છે તે કોનાથી છૂપો નથી આટલી વિનાશક શક્તિ આ ભૌતિક અગ્નિમાં છે ? ?

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આ મનુષ્યના છ શત્રુઓ કહ્યા છે આ શત્રુઓમા મુખ્ય શત્રુ ' કામ ' છે. બધાથી વધારે દાહકતા તેનામાં છે તે પ્રેમથી પાસે આવે છે, સુખ આપવાના લાલચમા પાડે છે, અને થોડુ ક સુખ પ્રાપ્ત થયા જેવુ લાગે છે, પણ અ દરથી એવો બાળે છે કે બળનાર ને પોતાને તેનો ખ્યાલ હોતો નથી આ કામવિકારરૂપી શત્રુ ની વિનાશક શક્તિનું વર્ણન બધા શાસ્ત્રોમા પ્રતિપાદન કરેલુ છે હરેક ધર્મપુસ્તક તેનાથી બચીને રહેવાની ચેતવણી આપે છે

જ્યારે કામવિકારની જ્વાલાઓ મનમા ભભૂકે છે ત્યારે એમ થાય છે, કે શરીરમાં લોહી ઉકળી રહ્યુ છે લોહી ઉકળવાનો અનુભવ સ્પષ્ટ જણાય છે શરીર તપી જાય છે માથુ ગરમ થાય છે, ઇન્દ્રિયો ઢીલા પડી જાય છે, વિચાર કરવાની શક્તિ જતી રહે છે, એકેક કામ વાસનાનુ રાજ્ય મનમાં ચાલે છે લોહીને બાળે છે, શક્તિ નષ્ટ કરે છે વીર્યના નાશ અને આયુષ્યનો ક્ષય આ કામવિકાર કરે છે. આ બધા તેની દાહ કતાના લક્ષણો છે હવે વાચકો જ વિચારે કે કામની દાહકતાની સરખામણી ભૌતિક અગ્નિની દાહકતા જોડે થઇ શકે ખરી ! તેથી મ ત્રમા યોજેલુ વિશેષણ ( **विश्वदाव्यः** ) દુનિયાને બાળનાર તે તદ્દન સાર્થ થાય છે

આ બધા વર્ણન ઉપરથી વાચકોએ કામની દાહકતાની કલ્પના કરવી અને તેથી બચવાનો પ્રયાસ યોજવો.

### ન દબનારો !

ચોથા મ ત્રમાં તેના વિશેષણો " **विश्वाद्, दाता, प्रतिगृह्णन्, धीरः, शक्र, परिभूः, अदाभ्यः** " આવેલા છે અને તેમાં જ તેનુ નામ ( **य कामं आहुः** ) " કામ " સ્પષ્ટ આવેલુ છે તેથી આ બધા કામના ગુણ વિશેષણો છે તેથી તેના અર્થ જુઓ—

" આ કામ ( **विश्वाद्** ) દુનિયાને ખાનારો ( **दाता** ) દાન આપનાર ( **प्रतिगृह्णन्** ) આયુષ્ય વગેરે બદલામાં લેનારો, ( **धीरः** ) ધીરજ આપનાર ( **शक्र** ) શક્તિ શાળી, ( **परिभूः** ) બધાથી વધીને વધારે થનારો ( **अदाभ्य** ) ન દબાવનારો છે ( મ . ૪ )

વિચાર કરવાથી એમ જણાશે કે આ બધા વિશેષણો કામની બાબતમાં યોગ્ય અર્થના છે જે વખતે કામ મનમા ઉત્પન્ન થાય છે તે સમયે બુદ્ધિને મલીન કરે છે. પોતાની ઇચ્છા

તૃપ્ત કરવા માટે જરૂરી ધૈર્ય અથવા સાહસ નિર્માણ કરે છે બીજે પક્ષે ડરીને ચાલનાર માણસ કામવિકારની લહેરમાં સાહસ કર્મ કરે છે જ્યારે તે મનમાં વધે છે ત્યારે બીજી બધી ભાવનાઓને દબાવી નાખી પોતાનો અધિકાર જમાવે છે. દાબી દેવાનો કેટલોએ પ્રયાસ કર્યા છતાં ઉઠીને પોતાનો પ્રભાવ બતાવે છે ' આ પ્રકારના પૂર્વોક્ત વિશેષણોનો આપ વિચાર કરતાં જણાશે તેના દાતા અને પ્રતિગ્રહીતા ( અથર્વ૦ ૩।૨૯।૭ માં પણ " कामो दाता कामः प्रतिग्रहीता," કહ્યું છે ) આ બે વિશેષણો મનન કરવા લાયક છે એ થોડુંક સુખ આપે અને પુષ્કળ વીર્યદગ્ધ કરી લે છે, એવો અર્થ પૂર્વાપર સંબંધથી અહીં અન્વર્થક લાગે છે સાધારણ કામનાના અર્થમાં આપનાર અને લેનાર કામનાથી પ્રવૃત્ત થાય છે તેથી આ કામ જ દેનારને દાનમાં અને લેનાર-ને લેવા માટે પ્રવૃત્ત કરે છે, એવો આ મંત્રનો આશય છે

પાંચમાં મંત્રમાં " ત્રયોદશ ભુવનમાં રહેનાર પંચજનો તેને માને છે, દાતા કહીને પૂજે છે " એમ કહ્યું છે સંપૂર્ણ જનતા કામની ઉપાસના કરે છે, તે વાત અત્રે આ મંત્રમાં કહેલ છે કેટલાક વૈરાગ્યશાળી, સંતો-મહંતો એ કામને પોતાના તાબે કરીને પરમાત્માના ઉપાસક બને છે, બીજા બાકી સંસારી લોકો તો કામને આપનો સર્વસ્વ આપનાર સમજે છે આ પ્રકારે કામે આખી દુનિયા ઉપર પોતાનો અધિકાર મુક્યો છે. જનતા એમ સમજે છે કે ( वर्चः ) તેજ ( यश ) જશ અને ( सूनृत ) સત્ય વિગેરે બધું કામના પ્રભાવથી સફળ થાય છે બધા લોકો જે સંસારમાં મશગુલ છે તેઓ તેની પ્રેરણાથી ચાલે ને, એમ કહો કે ઘણા વેગથી ફરી રહ્યા છે જે સત્પુરુષો તેના વેગમાંથી છટકી તેને જીતી લે છે તેઓ શ્રેષ્ઠ બને છે, મુક્તિના અધિકારી થય છે એમ કહો કે તેના વેગમાંથી છૂટવું એજ મુક્તિ છે પણ તેના વેગમાંથી પોતાને મુક્ત કરનારા કેટલા ? આજ વાત આ સૂક્તના મનન સમયે વિચાર કરવા જેવી છે

### ઈંદ્રનો રથ

ત્રીજા મંત્રમાં કહ્યું છે કે " આ કામ ઇન્દ્રના રથપર બેસીને ( इन्द्रेण सरथं याति ) જાય છે " ( મં. ૩ ) ત્યારે ઇન્દ્રનો રથ કયો તે નક્કી કરવું જોઇએ ! ' इन्द्र ' નામ [જીવાત્મા] છે અને તેનો રથ છે શરીર તે વિષે ઉપનિષદ્નું વચન જુઓ—

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ॥
( કઠ ઉ. ૩।૪ )

' આત્મા રથમાં બેસનારો છે તેનો રથ તે શરીર, ઇંદ્રિયો તે ઘોડા જે વિષયોમાં ફરે છે " આ વચનથી ઇન્દ્રના રથનો પતો લાગે છે આ ઉપનિષદના વચનના ' इन्द्रिय ' પદનો અર્થ ' ઇંદ્રની શક્તિ ' એવો છે. અમારા ઇંદ્રિયો ઇંદ્રની શક્તિઓ છે આમ જોવાથી આત્મા જ ઇંદ્ર છે એ બાબતે ખાત્રી થાય છે

આ કામ ઇંદ્ર અર્થાત્ આત્માના શરીરરૂપી રથમાં બેસે છે એવું વિધાન ત્રીજા મંત્રમાં છે—

य इन्द्रेण सरथं याति । ( મં. ૩ )

" જે કામરૂપી અગ્નિ ઇન્દ્રના રથ ઉપર બેસી જાય છે, " આ વાક્યનો અર્થ હવે સ્પષ્ટ થાય છે વાચક હવે સમજી શકશે કે આ શરીરમાં જેમ જીવાત્મા છે અથવા ઇંદ્ર છે તેમ કામ પણ છે, બંને એને ચલાવનાર છે સ્થૂલ દૃષ્ટિથી જોતા કામ એટલે ઇચ્છાશક્તિ તેને ચલાવી રહી છે આ પ્રકારે શરીરમાં કામની સ્થિતિ છે

આ કામરૂપી અગ્નિ પ્રાણીઓના શરીરમાં બળી રહ્યો છે તેને વધારે પ્રજ્વલિત કરવો યોગ્ય નથી ઉલટ બની શકે તેટલા પ્રયત્ન વડે તેને ઠંડો પાડવાનો પ્રયાસ કરવો જોઇએ તેને શાંત કરવાનો ઉપાય હવે જુવો

### કામશાન્તીનો ઉપાય

નવમાં મંત્રમાં આ કામાગ્નિ શાંત થવાનું વિધાન છે જુઓ તે મંત્ર—

शान्तो अग्निः क्रव्याच्छान्तः पुरुषरेषणः ।
अथो यो विश्वदाव्यस्तं क्रव्यादमशीशमम् ॥

" આ માંસભક્ષક કામરૂપી અગ્નિ શાંત પડ્યો આ મનુષ્યનો નાશ કરનાર કામરૂપી અગ્નિ શાંત થયો આ જે બધાને બાળનાર અગ્નિ છે તેને મેં શાંત કર્યો છે " આ મંત્રમાં કામાગ્નિને મેં શાંત કર્યો છે એમ કહ્યું છે તે ઉપરથી તેને શાંત કરવા કયો રસ્તો છે એવું નક્કી લાગે છે જો એક મનુષ્ય તેને શાંત કરી શકે છે તો બીજા માણસો તે જ રસ્તે જઇ પોતાના શરીરમાં બળનાર કામાગ્નિને શાંત કરી શકે છે દરેકના શરીરમાં તે બળે છે તેથી દરેક તેને શાંત કરવાનો

પુરૂષાર્થ કરવો અને આત્મિકશાંતિ પ્રાપ્ત કરવી. તેને શાંત કરવાનો ઉપાય આઠમા મંત્રના બાકી ભાગમાં અને દસમા મંત્રમાં આ પ્રમાણે કહેલો છે—

" હિરણ્યપાણી સવિતા, ઇન્દ્ર, બૃહસ્પતિ, વરુણ, મિત્ર, અગ્નિ, વિશ્વદેવ, અંગિરસ એમનું અમે યજન કરીએ છીએ તેઓ આ માંસભક્ષક કામાગ્નિને શાંત કરે. " ( મં. ૮ )

" સોમવલ્લી જેના પર થાય છે તે પર્વતો, ઉપર જનાર પાણી, વાયુ, પર્જન્ય અને અગ્નિ આ બધા માંસભક્ષક કામાગ્નિને શાંત કરે. " ( મં. ૧૦ )

આ બંને મંત્રમાં જે માર્ગ કહેલો છે તે કામાગ્નિ શાંત કરનાર છે. આ મંત્રોમાં ઉપાય કહેલો હોવાથી તે અત્યંત મહત્ત્વના છે. તે માટે તેમનું મનન વધારે કરવું જોઈએ. આ બે મંત્રમાં જે ઉપાય કહેલા છે તેનું અનુક્રમથી વિવરણ હવે આપીએ છીએ.—

**૧ सोमपृष्ठाः पर्वताः**– જેના ઉપર સોમવલ્લી અને બીજી વનસ્પતીઓ ઉગે છે તે પર્વતો કામાગ્નિ શાંત કરવા માટે મદદરૂપ થાય છે. તેમાં પહેલી વાત તો તે પર્વતો ઉપરનો શીતલ વાયુ કામને ભભકવા દેતો નથી. શીતપ્રદેશ કરતાં ઉષ્ણપ્રદેશમાં કામાગ્નિની જ્વાળાઓ જલદી ભભુકી ઉઠે. ઉષ્ણપ્રદેશના માણસો તેથી નાની ઉંમરમાં કામાગ્નિથી ઉદ્દીપીત થાય છે. બીજી બાબત એમ છે કે સોમવલ્લી જેવી ઠંડી વનસ્પતિના રસના સેવનથી પણ કામાગ્નિ શાંત થાય છે. સોમવલ્લી ઉગનાર શિખરોની હારમાળા હિમાલયમાં છે. ત્યાં આ દિવ્ય ઔષધિ ઉગે છે. યોગી તેના સેવનથી સ્થિરવીર્ય અને દીર્ઘાયુ થાય છે. ત્રીજી વાત એમ છે કે એવા પહાડોમાં પ્રલોભન ઘણાં ઓછાં હોય છે. શહેર જેવા ઘણાં હોતાં નથી. તેથી કામની ઉત્તેજના શહેર જેવી અહીં પર્વતઃ ઉપર થતી નથી. એવા અનેક ઉપાય આ પહાડો જોડે સંબંધિત છે. ( મં. ૧૦ )

**૨ उत्तानशीवरीः आपः**– પાણી પણ કામાગ્નિનું શમન કરનાર છે. ઠંડા પાણીનું સ્નાન અથવા તળાવના ઠંડા પાણીમાં તરવાથી શરીરનું ઉષ્ણતામાન સમશીતોષ્ણ રહે છે. તેથી કામાગ્નિની ઉષ્ણતા ઓછી થઇ જાય છે. ઠંડા પાણીથી શરીરનો વચલો ભાગ ધોવો જેને કટિસ્નાન કહે છે તે બ્રહ્મચર્ય માટે ઘણું લાભદાયક છે. ગુપ્ત ઇન્દ્રિયની આસપાસનો શરીરનો ભાગ રાત્રે સૂતા પહેલાં અથવા જ્યારે કામાગ્નિનો ઉદ્રેક થઇ જાય ત્યારે ઠંડા પાણીથી ધોવાથી બ્રહ્મચર્ય સાધનમાં મોટી મદદરૂપ નીવડે છે. આ પ્રમાણે જુદા જુદા પ્રકારથી પાણીની મદદથી કામાગ્નિની શાંતિનું કાર્ય કરી શકાય છે. ( મં. ૧૦ )

૩ **पर्जन्यः**– વરસાદનું પાણી આ માટે લાભકારી છે. વરસાદ વરસતો હોય ત્યારે તેમાં ઉભું રહી આકાશગંગાના પાણીમાં નહાવું એ ઘણું જ સારૂં. તેથી શરીરની ઉષ્ણતા ઓછી થાય છે. તે સિવાય વરસાદનું પાણી પીવાથી પણ શરીરના દોષ દૂર થાય છે. કામાગ્નિની શાંતિમાં પણ તેની મદદ થાય છે. ( મં. ૧૦ )

૪ **अग्निः**– આગ અથવા અગ્નિ એ ખરૂં જોતાં શરીરને વધારે ઉષ્ણ બનાવનાર છે. જે નાજુક પ્રકૃતિના માણસો છે તેમને જો અગ્નિની પાસે કામ કરવાનો પ્રસંગ પડે તો તેમના શરીરની ઉષ્ણતા વધી જાય છે. તેમનું શરીર ગરમ થાય છે અને તેથી તેમને વીર્યદોષની બાધા થાય છે. તેથી આ પ્રકારે વધારે પડતી કોમલતા શરીરમાંથી દૂર કરવી જોઈએ. અગ્નિ પ્રયોગથી તે દૂર થઇ શકે છે. હોમ–હવન પ્રસંગે શરીરને અગ્નિનો તાપ લાગે છે. અન્ય પ્રકારે પણ શરીરને અગ્નિતાપની ટેવ કરવી જોઈએ. જેથી કોઇ વખતે આગની સાથે કામ કરવાનો પ્રસંગ આવે તો શરીર તેટલી ગરમી સહન કરી શકે. અગ્નિની ઉષ્ણતાનો હાનીકારક પરિણામ શરીર ઉપર ન થાય તે માટે આ પ્રકારે શરીરને સહનશક્તિયુક્ત બનાવવું જરૂરી છે. ( મં. ૧૦ )

૫ **वातः**– વાયુ એટલે પવન પણ કામાગ્નિને શાંત કરવા ઉપયોગી હોય છે. શુદ્ધ પવનનું સેવન અને શુદ્ધ હવામાં ફરવા જવાથી ઘણો લાભ છે. પ્રાણાયામ કરવો તે પણ વાયુસેવનનો એક લાભપ્રદ પ્રકાર છે. પ્રાણાયામથી વીર્યદોષ દૂર થાય છે, પ્રાણાયામની ટેવથી માણસ સ્થિરવીર્ય બને છે. તેથી વાયુને કામાગ્નિને શાંત કરનારો કહ્યો છે. દુનિયામાં જે પવન છે, તે જ શરીરની અંદર પ્રાણરૂપે છે. ( મં. ૧૦ )

૬ **सविता**– સૂર્ય પણ આ બાબતમાં ઘણો મદદરૂપ છે. જે વાત અગ્નિ વિષે કહી તેજ સૂર્ય વિષયમાં પણ સત્ય છે. કોમલ અથવા નાજુક પ્રકૃતિના માણસો સૂરજના તાપમાં હરવા ફરવાથી વીર્યદોષી બને છે. તેનું કારણ એજ કે તેમનામાં સૂર્યપ્રકાશ સહન કરવાની તાકાત હોતી નથી. પરંતુ સૂર્યનો પ્રકાશ શરીર માટે ઘણો લાભદાયક છે. સૂર્યપ્રકાશમાં-

થી જીવનશક્તિ મળે છે. થોડા થોડા સૂર્યપ્રકાશથી શરીરને તપાવવાથી આપણા શરીરની સહનશક્તિ વધે છે અને શરીરમાં અદ્ભુત જીવનરસનો સંચાર થાય એવું લાગે છે, આરોગ્ય વધે છે અને થોડી ઉષ્ણતાથી શરીરમાં કામાગ્નિ ઉત્પન્ન થતો જોવું થાય છે. આ પ્રકારે શક્તિ વધારવી હોય તો સવારના કોમળ સૂર્યકિરણોમાં ફરવા જવું ત્યાર બાદ કઠોર સૂર્યપ્રકાશમાં ઉભા રહેવું. આ સૂર્યના તડકાનું સ્નાન ઘણું જ લાભદાયક છે. મંત્રમાં 'हिरण्यपाणिः सविता' આ શબ્દ સવારના નવ વાગ્યા સુધીના સૂર્યના તાપને ઉદ્દેશીને છે. સોના જેવા રંગનો સૂર્યપ્રકાશ સવારે નવ વાગ્યા સુધી અને સાંજે જ હોય છે (મં. ૮)

૭ वरुण – વરુણસ્થાન સમુદ્રમાં છે તેથી સમુદ્રના પાણીનું સ્નાન લાભકારક છે એમ આપણે સમજવું રહ્યું. એમાં જલપ્રયોગ પણ આવી શકે છે (મં. ૮)

૮ मित्र – સૂર્યની બાબતમાં ઉપર કહેવામાં આવ્યું છે જે 'हिरण्यपाणि सविता' સવારના સૂર્યનો ઉદ્બોધક ગણાય તે ત્યાર પછીનો સૂર્ય મિત્ર શબ્દથી કહેવો છે. પહેલાં મુજબ આ પણ લાભ આપનારો છે. મિત્રની પ્રેમદૃષ્ટિનો ઉદય થવાથી એટલે દુનિયા તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોવાથી પણ મોટો લાભ થવાનો સંભવ છે (મં. ૮)

૯ विश्वेदेवाः– બીજા દેવોથી પણ લાભ મેળવવો જોઈએ તે વિષે વિચાર કરવો યોગ્ય છે (મં. ૮)

૧૦ बृहस्पति – આ જ્ઞાનની દેવતા છે. જ્ઞાનથી પણ કામાગ્નિને શાંત કરવાની સાધના કરી શકાય. બૃહસ્પતિ નામ 'ગુરુ'નું છે. ગુરુ પાસેથી જ્ઞાન મેળવી તે જ્ઞાનની શક્તિથી પોતાને બચાવવું એટલે કામાગ્નિનો સંયમ કરવો. અહીં જે જ્ઞાન આવશ્યક છે તે શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર વિગેરેનું જ્ઞાન છે. સાથે સાથે ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગનું પણ જ્ઞાન હોવું જોઈએ (મં. ૮)

૧૧ अङ्गिरस – અંગરસની વિદ્યા જાણનાર ઋષિ. શરીરમાં બધે ફરનાર એક રસ છે જેને જીવનરસ કહે છે. તે વિષેની વિદ્યા જાણનારા જે છે તેમની પાસેથી તે વિદ્યા મેળવી તે વિદ્યા દ્વારા કામાગ્નિને કાબુમાં રાખીને તેનું શમન કરવું જોઈએ. યોગસાધનામાં આ વિષે ઘણા માર્ગો કહેલા છે, તે પણ આના અનુસંધાનમાં જોવા જોઈએ (મં. ૮)

૧૨ इन्द्र– ઇંદ્ર નામ છે જીવાત્માનું, રાજાનું અને પરમાત્માનું. આ ત્રણેનો કામાગ્નિની શાંતિ જોડે ઘણો સંબંધ છે. જીવાત્માનું આત્મિકબળ વધારી શુભસંકલ્પ દ્વારા પોતાના અંદરના કામવિકારનો સંયમ કરવો જોઈએ. રાજાએ પોતાના રાજ્યમાં બ્રહ્મચર્ય અને સંયમનું વાતાવરણ વધારી કામાગ્નિની શાંતી માટે બધાને સુગમતા કરી આપવી. રાષ્ટ્રમાં અધ્યાપકગણ અને સંરક્ષક અધિકારીવર્ગમાં બ્રહ્મચારીઓને નીમી રાજ્ય ચલાવવાનો ઉપદેશ અથર્વવેદના બ્રહ્મચર્ય સૂક્તમાં (અથર્વ ૧૧।૫।૧૬) માં કહેલો છે. તે અહીં જરૂર જોવો. તેથી રાજાના કર્તવ્યો શું છે તેની જાણ થાય. જો રાજ્યમાં અધ્યાપક અને અધિકારીવર્ગ પૂર્ણ બ્રહ્મચર્ય યુક્ત હોય તો તે રાજ્યનું વાતાવરણ બ્રહ્મચર્ય માટે અનુકૂળ રહેશે અને આવા રાજ્યમાં રહેનારા લોકો બ્રહ્મચર્ય પાલન કરશે, સંયમ રાખશે અને કામાગ્નિને શાંત કરવો સહેલાઈથી થઈ શકશે. જ્યાં બધા અધિકારીઓ અને અધ્યાપકો બ્રહ્મચારી હતા તે વૈદિકરાજ્યની ધન્ય હો! વૈદિકધર્મીઓએ એવો પ્રયત્ન કરવો જોઈએ કે એવું રાજ્ય આ પૃથ્વીપર સ્થાપિત થાય જ્યાં સર્વત્ર બ્રહ્મચર્યનું વાતાવરણ પ્રસરી રહે. ઇન્દ્ર શબ્દનો ત્રીજો અર્થ છે પરમાત્મા. આ પરમાત્મા તો પૂર્ણ બ્રહ્મચર્યનો પરમશ્રેષ્ઠ આદર્શ છે. તેની ભક્તિ અને ઉપાસના દ્વારા કામાગ્નિની શાંતિ થઈ શકે છે. બધા ઋષિ-મુનિઓ અને યોગી આ પરમાત્માની ભક્તિની સાધનાથી મન સંયમદ્વારા કામાગ્નિને શાંત કરી અમર થઈ ગયા છે.

આ પ્રકારના ઉપાયોનું વર્ણન આ સૂક્તમાં આપેલું છે. આ સૂક્ત અત્યંત મહત્વનું છે અને પાઠ 'બૃહચ્છાંતિગણ'માં કહેલો છે. ખરેખર આ સૂક્ત બૃહતી એટલે મોટી શાંતિ કરનાર છે. જે વાચકો તેના અનુષ્ઠાનથી શાંતિ-સાધના કરશે તે ધન્ય છે!

---

# કામનો બાણુ

### કાંડ ૩. સૂકત ૨૫

(ऋषि – भृगुः । देवता– मित्रावरुणौ, कामेषुर्देवते )

उत्तुदस्त्वोत्तुंदतु मा धृथाः शयने स्वे । इषुः कामस्य या भीमा तया विध्यामि त्वा हृदि ॥ १ ॥
आधीपर्णां कामशल्यामिषुं संकल्पकुल्मलाम् । तां सुसंनतां कृत्वा कामो विध्यतु त्वा हृदि ॥ २ ॥
या प्लीहानं शोषयति कामस्येषुः सुसंनता । प्राचीनपक्षा व्योषा तया विध्यामि त्वा हृदि ॥ ३ ॥
शुचा विद्धा व्योषया शुष्कास्याभि सर्प मा । मृदुर्निमन्युः केवली प्रियवादिन्यनुव्रता ॥ ४ ॥
आजामि त्वाजन्या परि मातुरथो पितुः । यथा मम क्रतावसो मम चित्तमुपायसि ॥ ५ ॥

---

અર્થ—(उत्तुद त्वा उत्तुदतु) હચમચાવનાર કામ તેને હલાવે (स्वे शयने मा धृथा) પોતાની પથારી-મા રહેતી નહિ (कामस्य या भीमा इषु) કામનો જે ભયકર બાણુ (तया त्वा हृदि विध्यामि) તેથી હું તને છાતીપર વીંધું છુ [ ૧ ]

(आधी-पर्णां) જેના ઉપર માનસીક પીડારૂપી પીંછા લાગેલા છે (कामशल्यां) કામેચ્છારૂપી બાણુનો અગ્રભાગ જ્યાં લાગ્યો છે, (संकल्पकुल्मलां) સંકલ્પરૂપી લાકડી જ્યાં બેસાડેલ છે (तां) તેને (इषु) બાણુને (सुसन्नता कृत्वा) સારી રીતે લક્ષ્યપર સજ્જ કરી (काम हृदि त्वा विध्यतु) કામ તને હૃદયમા વીંધે છે [ ૨ ]

(कामस्य सुसन्नता) કામનો ઠીક સરળ લક્ષ્ય ઉપર ચનાવેલ (प्राचीन-पक्षा वि-ओषा) સરલ પીંછાવાળો અને વિશેષ બાળનાર (या इषु प्लीहान शोषयति) જે બાણુ પ્લીહાને સુકાની નાખે છે (तया त्वा हृदि विध्यामि) એવા બાણુવડે હું તને છાતીમા ભોંકુ છુ [ ૩ ]

(व्योषया) વિશેષ દાહ કરનારો (शुचा) શોક વધારનાર બાણુવડે (विद्धा) વીંધાએલી તું (शुष्कास्या) મોઢુ સુકાએલી (मा अभिसर्प) મારી પાસે આવજે અને (मृदु) કોમલ (निमन्युः) ક્રોધરહિત (प्रियवादिनी) મધુર ભાષણુ કરનારી (अनुव्रता) અનુકૂળ કર્મ કરનારી (केवली) ફકત મારી જ ઇચ્છા કરજે. [ ૪ ]

(त्वा आ-अजन्या) તને વેગથી (परि मातु: अथो पितु) તારા માતા અને પિતા પાસેથી (आ-अजामि) હું લઇ આવુ છુ (यथा मम क्रतौ असः) જેથી તું મારા કર્મમાં અનુકૂળ બનીને રહે (मम चित्त उपायसि) મારા ચિત્તને અનુકૂળ બનીને વર્તજે [ ૫ ]

---

**ભાવાર્થ**—હે સ્ત્રી ! બધાને હચમચાવનાર કામ તને પણ હચમચાવી દે કામનો બાણુ તારા હૃદયને વીંધે અને તુ સુખેથી ઉંઘવા માટે અસમર્થ બન ( ૧ )

આ કામના બાણુને માનસિક પીડારૂપી પીંછા છે તેના આગળના ભાગમા કામવિકારરૂપી તીક્ષ્ણુ શલ્ય બેસાડેલુ છે તેની પાછળ મનની સંકલ્પ શક્તિરૂપ દાંડી છે, આ પ્રકારના બાણુને બનાવી હુ તને છાતીમા વીંધુ છુ ( ૨ )

આ કામનો બાણુ ચૂકતો નથી અચૂક વાગે છે કારણુ તેનાપર માનસિક વ્યથા લગાડેલી છે, સાથે સાથે તે વિશેષરીતે બાળનાર પણ છે અને પ્લીહાને સુકાવી નાખનાર છે તેવા બાણુવડે હું તને છાતીમા વીંધુ છુ ( ૩ )

આ કામનો બાણુ વિશેષ રીતે બાળનારો, શોક વધારનારો, મોઢુ સુકાવનારો છે હે સ્ત્રી ! તેનાથી વિંધાએલી તુ મારી પાસે આવ અને કોમલ, ક્રોધરહિત, મધુરભાષિણી, અનુકૂળ આચરણુ કરનારી અને કેવળ મારામા અનુરકત થઇ મારી સાથે રહે ( ૪ )

હે સ્ત્રી ! માતા અને પિતા પાસેથી વિખુટી પાડી હુ તને અહીં લઇ આવ્યો છુ તેથી તુ મને અનુકૂળ કર્મ કરનારી અને મારા વિચારોને અનુકૂળ વિચાર કરનારી બનીને રહે ( ૫ )

*

व्युष्यै मित्रावरुणौ हृदश्चित्तान्यस्यतम् । अथैनामक्रतुं कृत्वा ममैव कृणुतं वशे ॥ ६ ॥

અર્થ— ૬ (મિત્રાવરુણૌ) મિત્ર અને વરુણ! (અસ્યૈ) આને (हृदः चित्तानि व्यस्यतं) હૃદયના વિશેષ પ્રકારના વિચારોથી પ્રેરીત કરો (अथ एनां अक्रतुं कृत्वा) અને તેને કર્મહીન બનાવી (मम एव वशे कृणुतं) મારા વશમાં રહે તેમ કરો. [૬]

ભાવાર્થ—હે મિત્ર અને વરુણ! આ સ્ત્રીના અંતરના વિચારોમાં વિશેષ પ્રેરણા કરો જેથી તે મને અનુકૂળ એવા કર્મો સિવાય બીજા કોઇ કર્મમાં તેને પ્રેમ ન પડે, તેમજ આ મારી પત્ની મને વશ થઇને રહે (૬)

---

# કામનો બાણ

## વિરૂદ્ધ પરિણામાલંકાર

"વિરૂદ્ધ પરિણામાલંકાર" નું આ સૂક્ત ઉત્તમ ઉદાહરણ છે જે આપણે કહીએ તેથી ઉલટું થાય તેને "વિરૂદ્ધ પરિણામ" કહે છે બોલેલા શબ્દનો જે સ્પષ્ટ અર્થ છે તેથી તદ્દન વિરૂદ્ધ આશયનો ભાવ જેની અંદર છે તેને "વિરૂદ્ધ પરિણામાલંકાર" કહે છે તેના એક બે દાખલા જુઓ

(૧) "હૃદયને બાળનાર, ધનનો નાશ કરનાર, કુટુંબમાં કલહ ઉત્પન્ન કરનાર અને શરીરને સુકાવનાર દારૂ પીઓ." આ વાક્યમાં જો કે દારૂ પીવાનો ઉપદેશ છે છતાં દારૂના દુષ્ટ પરિણામોનું એટલું બધુ સ્પષ્ટ વર્ણન કરેલુ છે કે જેથી સાંભળનારની પ્રવૃત્તિ દારૂ ન પીવાની થશે.

(૨) "જેથી શરીર પુષ્ટ થાય છે અને બ્રહ્મચર્ય પાલન થવાના કારણે આરોગ્ય, બળ અને દીર્ઘાયુ જીવન નિરસ દેહ પ્રાપ્ત થાય છે એ રીતના આસન પ્રાણાયામાદિ યોગસાધનો ભૂલેચૂકે રખે કરતા" આ વાક્યમાં યોગસાધનોનો નિષેધ છે તો પણ સાંભળનારના મન ઉપર યોગસાધન અવશ્ય કરવુ જોઇએ એજ ભાવ સ્થિર થાય છે

આ ભાષાના કાવ્યાલંકાર છે યોગ્ય ઠેકાણે તે વાપરવાથી તેમનો સારો પરિણામ થાય છે હવે આ સૂક્તનું કહેવુ શું છે તે જુઓ—

"હે સ્ત્રી! કામના બાણ વડે હું તારી છાતીને વિંધુ છુ. તે કામના બાણને 'માનસિક-વ્યથા'ના સુંદર પીંછાં ચોટાડેલ છે તેમાં જે લોખંડનો અગ્રભાગ છે તે 'માનસિક વિકાર'નું શલ્ય છે, મનના 'કુસંકલ્પોની દાંડી' વચ્ચે છે. આવી રીતે આ બાણ બનાવેલ છે આ બાણ ઘણો બાળનાર છે વાગવાથી મોઢુ અને પ્લીહા સુકાઇ જાય છે, હૃદય બળે છે, આ પ્રકારના કામના નિષ્ફળ બાણથી હું તારો વેધ કરૂં છુ. તેથી તું વીંધાઇ જા"

આમાં કામના બાણથી વીંધાઇ જા એમ કહેલુ છે છતાં તે કામના બાણનું વર્ણન એટલું ભયાનક કર્યું છે કે તેનો પરિણામ સાંભળનાર ઉપર 'આ કામના બાણથી પોતાનો બચાવ કરવો" એવો જ થશે આ સૂક્તમાં કામના બાણના વર્ણનના જે શબ્દો છે તે હવે જુઓ—

### કામનો બાણ

૧ उत्तुद.- દુઃખ દેનાર, શરીરને કાપી કાપી પીડા દેનારો (મ. ૧)

૨ भीमा इषु- જેનું પરિણામ ભયંકર છે એવા ભયાનક બાણ (મ. ૧)

૩ आधी पर्णा- આ બાણને માનસિક વ્યથાના પીંછા ચોટાડેલ છે (મ. ૨)

૪ कामशल्या- સ્વાર્થની પ્રમાદ ઇચ્છારૂપી અથવા કામ વિકારરૂપી શલ્ય જેમાં બેસાડેલું છે બાણનો જે અગ્રભાગ હોય છે તે લોખંડનો તીક્ષ્ણધાર ચઢાવેલ એવો હોય છે તે અહીં કામવિકાર છે (મ ૨)

૫ सङ्कल्प-कुल्मला- મનના કામ વિષયક સંકલ્પરૂપી લાકડીથી આ બાણ બનાવેલ છે (મ ૨)

૬ प्राचीन-पक्षा- તેને માનસિક વ્યથાના જે પીંછા

લગાડેલા છે તે એટલા માટે કે તેથી આ બાણુ સીધાં અને ઘણી ઝડપથી જાય છે. ( મં. ૩ )

૭ શુચા ( શુચ્ )- શોક ઉત્પન્ન કરનારો (મં. ૪)

૮ વ્યોષા ( વિ-ઓષા )-વિશેષ રીતે બાળનાર ( મં ૩,૪)

૯ શુષ્કાસ્યા ( શુષ્ક-આસ્યા )- મોઢાને સુકાવનાર, મોઢાને મ્લાન ( ઉતરી ગએલ ) કરનાર. ( મં. ૪ )

૧૦ પ્લીહાનં શોષયતિ- પ્લીહાને સુકાવનાર. શરીરમાં પ્લીહા રક્ત વધારી તે દ્વારા શરીરને સ્વસ્થ રાખે છે. આવા મહત્ત્વપૂર્ણ અવયવનો નાશ કામમીથી થાય છે. એટલી મારકતા આ મદનના બાણમાં છે. ( મં. ૩ )

૧૧ હૃદિ વિધ્યતિ- એનું વીંધવું હૃદયમાં હોય છે. તેથી હૈયું ફાટે છે. હૃદરોગની ઉત્પત્તિ કામની વૃધ્ધિના કારણે થાય છે. ( મં. ૧-૩ )

કામના બાણનું આવું ભયંકર વર્ણન આ શબ્દો વડે આ સૂક્તમાં કરેલું છે. " હે સ્ત્રી ! આવા ભયંકર બાણથી હું તને વીંધું છું. " એવું એક માણસ પોતાના ધર્મપત્નીને કહે છે. પતિ પોતે જાણે છે કે જે બાણથી વીંધવાનું છે તે ઘણો ભયંકર વિઘાતક છે. આ બાણથી ફક્ત વીંધાએલ દુઃખી થાય છે અથવા જખમી બને છે એમ નહિ પણ વેધ કરનાર એટલે બાણ મારનાર પોતે પણ વીંધાય છે. એટલે જો પતિએ આ કામશર પોતાની ધર્મપત્ની ઉપર ફેંક્યો તો તે ધર્મપત્નીને જેમ વીંધશે તેમ તે પતિને પણ વીંધે છે, અને ઉપર કહેલા અગીયાર દુષ્પરિણામ બતાવે છે. આ વાત પોતે પતિ જાણે છે છતાં પતિ કહે છે કે, ' હે સ્ત્રી ! આવા બાણથી હું તને વીંધું છું. '

આ પતિનું ભાષણ ધર્મપત્ની સાંભળે છે, એટલે ધર્મપત્ની આ કામના બાણની વિધ્વંસક શક્તીથી પરિચિત થાય છે, અને કદાચ કોઈ સ્ત્રી ન જાણતી હોય તો આ શબ્દો વડે આ કામ વ્યવહાર કેટલો ઘાતક છે તે જાણી જશે. એટલું જ્ઞાન થયા પછી તે ધર્મપત્ની પોતે પતિને કહેશે કે, " હે પ્રાણનાથ ! આપ એવા ઘાતક કામમાં પડશો નહિ. " જો કર્મ કરવાનું તેની ભયાનક ઘાતકતાનો પરિચય થયા પછી તે કર્મ વધારે થઈ શકે નહિ, જેટલું આવશ્યક તેટલું જ કરાશે, ઓછુંવત્તું થાય નહિ.

### પતિ-પત્નીનું એકમત

આ સૂક્તમાં કહેલી હકીકત પતિ પોતાના ધર્મપત્નીને કહે છે. " આ ધર્મપત્ની પોતાના માતાપિતાના ઘરને છોડી પતિના ઘેર પતિને જોડે રહેવા આવી છે. " ( જુઓ મં. ૫ ) ધર્મપત્ની જવાન છે. આવી ઉમરમાં મનનો સંયમ કરવો ઘણું કઠણ છે. જુવાનીયાઓ ભોગ ભોગવવાની ઇચ્છા રાખનારા હોય છે, તેમની દૃષ્ટિ પરિણામ ઉપર જઈ શકતી નથી. કેવળ ભોગ ભોગવવા તરફ હોય છે. પરંતુ આ કામ એવો હોય છે કે—

**समुद्र इव हि कामः । नैव हि कामस्यान्तोऽस्ति न समुद्रस्य ॥** ( તૈ બ્રા. ૨।૨।૫।૬ )
**कामः पशुः ।** ( પ્રાણાગ્નિ ઉ. ૪ )

" દરિયા જેવો કામ છે. કારણ કે જેમ દરિયાનો અંત હોતો નથી તેમ કામને પણ અંત હોતો નથી. " તેમજ " કામ પશુ છે. "

આ કામભોગ ભોગવવાથી ઓછો થતો નથી, કિન્તુ વધે છે. આ પોતે પશુ હોવાથી તેના ઉપાસકો પશુરૂપ બને છે. જો આવા પશુરૂપ કામને પોતામાં વધવા દે છે, માનો કે તે પશુભાવને પોતાનામાં વધારે છે જેમનામાં આવો પશુભાવ વધેલો હોય તેમને " મનુષ્ય " કહેવું કઠણ થાય છે. કારણ કે મનન કરનારનું નામ મનુષ્ય હોય છે. અને મનની મનન શક્તિ કામના કારણે નષ્ટ થાય છે કામ મનમાં નિર્માણ થાય છે અને ત્યાં વધતો મનનશક્તિને ઘટાડી દે છે. આ કારણે જ જુવાનીમાં જો કામને મનમાં વધવા દિધો તો માનવ વિવેકભ્રષ્ટ બને છે.

હવે આપણા ચાલુ વિષય વિષે જોઈશું ધર્મપત્ની એ બીજા ઘરથી આપણે ત્યાં આવેલી હોય છે. પોતાના માતાપિતા, ભાઈબ્હેનો, બીજા સગાસંબંધી બધાને છોડી તે આ ઘરે આવેલ છે અને પતિને પોતાના તન અને મનનો સ્વામી માને છે. આ પ્રકારે સ્ત્રીએ પતિ પાસે આવીને રહેવાથી તેની જવાબદારી વધી છે. આ જવાબદારી પતિએ સમજવી જોઈએ.

હવે એમ જુઓ કે માતાપિતાના ઘરથી આ ઘરે જીવનનું સુખ મેળવવા આવેલી સ્ત્રીને તેના જુવાની મુજબ શરીર ધર્મ અનુસાર યોગ્ય સુખ ન મળ્યું તો શું થશે, તેનું દિલ ભડકી જશે. પતિ જો યમનિયમમાં શમદમ વડે સંયમ અને બ્રહ્મચર્ય પાલન કરવા લાગશે તો તે પોતાના ગૃહસ્થધર્મ મુજબ સ્ત્રીવિષયક કર્તવ્યો કરી શકશે નહિ. પણ તેથી પરિણામ કેટલો ભયંકર આવશે ? તે સ્ત્રીના મનની કેટલી અપ્રીતિ થવાનો

कृणोमि ते प्राजापत्यमा योनिं गर्भ एतु ते ।
विन्दस्व त्वं पुत्रं नारि यस्तुभ्यं शमसच्छमु तस्मै त्वं भव ॥ ५ ॥
यासां द्यौः पिता पृथिवी माता समुद्रो मूलं वीरुधां बभूव ।
तास्त्वा पुत्रविद्याय दैवीः प्रावन्त्वोषधयः ॥ ६ ॥

અર્થ— (ते प्राजापत्यं कृणोमि) તારા માટે પ્રજા થવાના સંસ્કાર હું કરું છું (गर्भः ते योनिं एतु) ગર્ભ તારી યોનીમાં આવે હે (नारि) સ્ત્રી! (त्वं पुत्रं विन्दस्व) તું પુત્રને પ્રાપ્ત કર (यः तुभ्यं शं असत्) જે તારા માટે કલ્યાણકારી થાય અને (च त्वं उ तस्मै शं भव) તું ખાત્રીથી તેના માટે કલ્યાણ કરનારી થા [ ૫ ]

(यासां वीरुधां) જે ઓષધિઓનો (द्यौः पिता) દ્યુલોક પિતા છે, (पृथिवी माता) પૃથ્વી માતા છે અને (समुद्रः मूलं) દરીયો જડ (बभूव) થયો છે, (ताः दैवीः ओषधयः) તે દિવ્ય ઔષધિઓ (त्वा पुत्रविद्याय) તને પુત્ર પ્રાપ્તિના માટે (प्र अवन्तु) વિશેષ રક્ષણ કરે [ ૬ ]

ભાવાર્થ— પ્રજા ઉત્પન્ન થવાનો પ્રાજાપત્ય સંસ્કાર તારા માટે કરું છું તેથી તારા ગર્ભાશયમાં પુરૂષગર્ભ ઉત્પન્ન થશે અને તું પુત્ર સંતતિ ઉત્પન્ન કર તે પુત્ર તારૂં કલ્યાણ કરશે અને તું તેનું કલ્યાણ કરજે (૫)

જે ઓષધિઓ પૃથ્વીપર થાય છે એનું પાલન દિવ્ય શક્તિ વડે થાય છે, જે દરીયામાં નિર્માણ થાય છે તે દિવ્ય વનસ્પતિનું સેવન પુત્ર પ્રાપ્તી માટે તું કર તેથી તારા ગર્ભાશયનો દોષ દૂર થઇ તેને ઉત્તમ સંતતિ થશે (૬)

## વીર પુત્રનો જન્મ

વંધ્યા સ્ત્રીને તેનું વંધ્યાત્વ દૂર કરી ઉત્તમ વીરપુત્ર થવા યોગ્ય "માતા" બનાવવી એ આ સૂક્તનો સાધ્ય વિષય છે પહેલા ત્રણ મંત્રોમાં મંગલ વિચારો દ્વારા આંતરિક પરિવર્તન સૂચવ્યું છે જો કોઇ સ્ત્રીને જુવાનીમાં મનનો નિશ્ચય થાય કે પોતાનું વંધ્યાત્વ દૂર થએલ છે તો તે મુજબ શરીરની અંદર પણ તેમ જ અનુકૂળ પરિવર્તન થવાનો સંભવ છે જો ઇન્દ્રિય વિષે કોઇ મોટી ખામી ન હોય તો આ માનસિક વિચારપરિવર્તનથી અવશ્ય સિદ્ધિ મળે છે

આ કાર્ય માટે "પ્રાજાપત્ય ઇષ્ટિ" નો પ્રયોગ ૫ માં મંત્રમાં કહેલ છે ઋષભક વિગેરે દિવ્ય ઔષધિઓનું હવન અને તેના બીજોનું વિધિપૂર્વક ભક્ષણ કરવાનું વિધાન ચોથા મંત્રમાં કહેલ છે ઋષભક ઔષધિઓનો એકગણ છે આ ઔષધિઓ વીર્ય વધારનાર, શરીર પુષ્ટ કરનાર અને ગર્ભાશયના દોષ દૂર કરનાર અને ત્યાંનું આરોગ્ય વધારનાર છે આ વનસ્પતિઓનું હવન કરવું તેનું સેવન કરવું અને આરોગ્યપૂર્ણ વિચાર મનમાં ધારણ કરવા આ ત્રણ ઉપાય વડે વંધ્યાત્વ દૂર કરવા આ સૂક્તમાં કહ્યું છે

યજમાને ધર્મભાવનાથી આ પ્રાજાપત્ય યજ્ઞ કરવો યજ્ઞશેષ આહુતિરસ સ્ત્રીને પીવડાવવો અને પ્રથમ ત્રણ મંત્રમાં કહેલા આરોગ્યદાયક વિચારો આશીર્વાદ રૂપે કહેવા, "હે સ્ત્રી! તારામાં જે વાંઝપણના દોષ હતા તે આ પ્રાજાપત્ય ઇષ્ટિથી દૂર થાય છે હવે તારા ગર્ભાશયમાં પુરૂષગર્ભ ઉત્પન્ન થશે ત્યાં તે વીરબાળક દશ મહિના સુધી પુષ્ટ થતું રહે અને પછી યોગ્ય સમયે ઉત્પન્ન થશે. હવે તું અનેક પુત્રોની માતા બનીશ (મં ૧-૩)

આ પ્રકારે મનાપૂર્વક આપેલા આશીર્વાદોથી અને તે આશીર્વાદોને અચલ નિશ્ચયથી સ્વીકાર કરવાથી અંદર જરૂર આવશ્યક ફેરફાર થાય છે "શિવસંકલ્પ વડે ચિકિત્સા" કરવાની આ પદ્ધતિ છે આ વિષે ઘણા સૂક્તો અથર્વવેદમાં છે

આ સૂક્તમાં 'ओषधयः' શબ્દ બહુવચનમાં છે તેથી એમ અનુમાન કરી શકાય કે આ સેવન વિધીમાં અનેક ઓષધિઓ હશે સારા વૈદ્યોએ તે વિષે શોધખોળ કરવી જોઇએ

# ગર્ભ ધારણા

## કાંડ ૫, સૂક્ત ૨૫

( ऋषि – ब्रह्मा । देवता– योनिगर्भः )

पर्वताद्दिवो योनेरङ्गादङ्गात्समाभृतम् । शेपो गर्भस्य रेतोधाः सरौ पर्णमिवा दधत् ॥ १ ॥
यथेयं पृथिवी मही भूतानां गर्भमादधे । एवा दधामि ते गर्भं तस्मै त्वामवसे हुवे ॥ २ ॥
गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति । गर्भं ते अश्विनोभा धत्तां पुष्करस्रजा ॥ ३ ॥
गर्भं ते मित्रावरुणौ गर्भं देवो बृहस्पतिः । गर्भं त इन्द्रश्चाग्निश्च गर्भं धाता दधातु ते ॥ ४ ॥
विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु । आ सिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते ॥ ५ ॥
यद्वेद राजा वरुणो यद्वा देवी सरस्वती । यदिन्द्रो वृत्रहा वेद तद्गर्भकरणं पिब ॥ ६ ॥
गर्भो अस्योषधीनां गर्भो वनस्पतीनाम् । गर्भो विश्वस्य भूतस्य सो अग्ने गर्भमेह धाः ॥ ७ ॥

---

અર્થ — ( **पर्वतात् दिवः** ) પર્વતથી માંડી દ્યુલોક સુધી જે પદાર્થો છે તેમના ( **अंगात् अंगात् सं आभृतं** ) અંગ પ્રત્યંગોમાંથી ભેગું કરેલું ( **योनेः** ) યોનીના સ્થાનમાં ( **रेतोधाः शेपः** ) વીર્યની સ્થાપના કરનાર પુરૂષેંદ્રિય ( **सरौ पर्णं इव** ) પાણીના પ્રવાહમાં પડેલા પાન મુજબ ( **गर्भस्य आदधत्** ) ગર્ભના બીજનું આધાન કરે છે. [ ૧ ]

( **यथा इयं मही पृथिवी** ) જે રીતે આ મોટી પૃથ્વી ( **भूतानां गर्भं आदधे** ) સમસ્ત ભૂતોનો ગર્ભ ધારણ કરે છે ( **एवा ते गर्भं दधामि** ) તે પ્રકારે તારો ગર્ભ ધારણ કરૂં છું ( **तस्मै अवसे त्वां हुवे** ) તેના રક્ષણ માટે તને બોલાવું છું. [ ૨ ]

હે ( **सिनीवालि** ) અલ્પચંદ્રવાળી રાત્રી દેવી ! ( **गर्भं धेहि** ) ગર્ભને ધારણ કર. હે ( **सरस्वति** ) જ્ઞાનદેવિ ! ( **गर्भं धेहि** ) ગર્ભને ધારણ કર. ( **उभौ पुष्करस्रजौ अश्विनौ** ) કમલમાલા ધારણ કરનાર બંને અશ્વિ દેવો ( **ते गर्भं आधत्तां** ) તારા ગર્ભને ધારણ કરે. [ ૩ ]

( **मित्रा-वरुणौ ते गर्भं** ) મિત્ર અને વરૂણ તારા ગર્ભને પુષ્ટ કરે. ( **देवः बृहस्पतिः गर्भं** ) દેવ બૃહસ્પતિ તારા ગર્ભને ધારણ કરે ( **इंद्रः च अग्निः च ते गर्भं** ) ઇંદ્ર અને અગ્નિ તારા ગર્ભને ધારણ કરે ( **धाता ते गर्भं दधातु** ) ધાતા તારા ગર્ભને ધારણ કરે. [ ૪ ]

( **विष्णुः योनिं कल्पयतु** ) વિષ્ણુ યોનીને સમર્થ બનાવે. ( **त्वष्टा रूपाणि पिंशतु** ) ત્વષ્ટા રૂપોને અવયવોવાળા બનાવે. ( **प्रजापतिः आसिंचतु** ) પ્રજાપતિ ગર્ભનું સીંચન કરે અને ( **धाता ते गर्भं दधातु** ) ધાત તારા ગર્ભને ધારણ કરે. [ ૫ ]

( **यत् राजा वरुणः वेद** ) જે વરૂણરાજા જાણે છે ( **वा यत् देवी सरस्वती** ) અથવા જે દેવી સરસ્વતી જાણે છે ( **यत् वृत्रहा इन्द्रः वेद** ) જે વૃત્રનો નાશ કરનાર ઇંદ્ર જાણે છે. ( **तत्-गर्भकरणं पिब** ) તે ગર્ભને સ્થિર કરનાર રસનું પાન કર. [ ૬ ]

( **ओषधीनां गर्भः असि** ) તું ઓષધીઓનો ગર્ભ છે, અને ( **वनस्पतीनां गर्भः असि** ) તું વનસ્પતિઓનો ગર્ભ છે. ( **विश्वस्य भूतस्य गर्भः** ) સર્વ ભૂતમાત્રનો ગર્ભ છે. હે અગ્ને ! ( **सः इह गर्भं आधाः** ) તે તું અહીં ગર્ભને ધારણ કર. [ ૭ ]

સંભવ રહે છે. આનો વિચાર વાચકવર્ગે કરી પતિની જવાબદારી શું છે તે જાણવું.

' શમદમ, બ્રહ્મચર્ય વિગેરે બધું સારૂં છે તેથી મનુષ્યત્વનો વિકાસ થાય છે, આ બધી બાબતો સાચી પણ વિવાદ કરી ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યા પછી તેમાંની જવાબદારી ઉચકી જ રહી પોતાને સર્વસ્વ આપનાર સ્ત્રીના મનોધર્મનો વિચાર કરવો જ રહ્યો, એજ ગૃહસ્થનુ કર્તવ્ય છે આ કર્તવ્યથી થોડા વીર્યનું પતન થતું હોય તો પણ તે કરવુ જ રહ્યું સ્ત્રીએ માતાપિતાનો ત્યાગ કરી એક મહાન્ યજ્ઞ કર્યો છે સામે પતિએ પણ અચલ બ્રહ્મચર્ય છોડી, ચલ બ્રહ્મચર્ય સ્વીકારી પોતે પણ થોડો ત્યગ તેના માટે કરવો જ રહ્યો તે તેનો યજ્ઞ છે એમ જો પતિ કરશે નહિ તો તે સ્ત્રી અસન્માર્ગગામી બનશે, તેના પાપમાં તે પોતે ભાગીદાર થશે

આ સૂક્તમાં પતિ પોતાના સ્ત્રીનું હૃદય કામના બાણથી વીંધવા માગે છે તેનો હેતુ તે છે તેથી પતિ તે ભયનક બાણનું વર્ણન કરી પત્નીને સમજાવે છે કે આવો ભય કર બાણ છતાં હું તને તેથી વીંધુ છુ તેનું કારણ મારી એ ફરજ છે કર્તવ્યબુદ્ધિથી તેમ કરૂં છુ એટલે સ્ત્રી પણ તે સાંભળી જાણી જશે કે આ કામોપભોગાદિ વિચાર જે મનમા ઉત્પન્ન થાય છે તે કેટલા ભય કર છે તેમને જો આપણે છૂટ આપીએ, સયમ ન રાખીશુ તો કેટલી ભય કર સ્થિતિ થશે !

આ વિચારના કારણે તે સ્ત્રીના મનમાં જ્યારે કામવિકાર ઉદ્ભવે ત્યારે તે પતિએ આ સૂક્તમાં કહેલા રસ્તે જાય અને પતિ પણ સ્ત્રીના મનની સયમની લહેરો વધારે તો અતે બ નેનું કલ્યાણ થાય

પણ જો પતિ સ્ત્રીના કામવિકારને જબરદસ્તીથી રોકી રાખે તો તે સ્ત્રીમાં વાસના પણી વધી જશે, અને અ તે તેના અધઃપાત વિષે જરા પણ શ કા રહેશે નહિ તેથી તેના અધઃપાત ન થાય તે માટે સ્ત્રી ઋતુમતી થવી તેમજ તે સમયે જ ગૃહસ્થધર્મનું પાલન કરવુ વિગેરે નિયમો અસ્તિત્વમાં આવેલા છે સાથે કામની ભય કરતાનો વિચાર પણ થતો રહે તો તેમાંથી બચવાની સ્ત્રી અને પુરૂષની પ્રવૃત્તિ આપે આપ રહેશે તેથી જરૂર તેટલો સયમ પુરૂષે પાળવો અને સ્ત્રીને પણ પોતાને અનુકૂલ ધર્માચરણ કરન રી બનાવવા પ્રયત્ન રાખવો આ બધુ થવા માટે પતિ પોતે સુવિચારો જાગૃત રાખનારો હોવો જોઇએ અને તેણે પ્રાર્થનાદ્વારા દેવોનુ સાહાય્ય લેવુ જોઇએ તેથી જ ૬ મ ત્રમાં મિત્રાવરૂણોની પ્રાર્થના કરેલ છે કે " હે દેવો ! આ ધર્મપત્નીને મને અનુકૂળ બનાવો અને મને અનુકૂળ વર્તી ધર્માચરણ કરવાની બુદ્ધિ આપજો આ ધર્મપત્નીના મનમાં આવા વિચારોનું પ્રવર્તન કરો કે તે બીજો કંઇ વિચાર મનમાં ન લાવતાં મને અનુકૂળ થઇ ધર્માચરણ કરતા રહેશે અને બીજા કંઇ કર્મો તરફ તેનું મન ન દોડે " ( મ ૬ )

પતિએ પત્ની વિષે આવી દક્ષતા રાખવી જ ઘટે પતિએ પત્નીને સતુષ્ટ રાખવી અને તેને સયમના માર્ગે ચલાવવી. ધર્મપત્નીના ગુણ આ સૂક્તમાં આ મુજબ કહ્યા છે—

### ધર્મપત્નીના ગુણ

૧ મૃદુ – નરમ એટલે શાંત સ્વભાવવાળી ( મ ૪ )

૨ નિમન્યુઃ- ક્રોધ ન કરનારી, શાંતીથી ધીરજ રાખી કાર્ય કરનારી ( મ. ૪ )

૩ પ્રિયવાદિની- મધુર ભાષણ કરનારી ( મ ૪ )

૪ અનુવ્રતા- પતિને અનુકૂળ રહી કાર્ય કરનારી ( મ ૪ )

૫ ( મમ ) વશે- પતિને વશ રહેનારી, પતીની આજ્ઞામાં વર્તનારી ( મ ૭ )

૬ કેવલી-એક પતિની જ બની રહેનારી ( મ. ૪ )

૭ ( મમ ) ચિત્તં ઉપાયસિ- પતિના ચિત્ત મુજબ પોતાનું ચિત્ત રાખનારી અથવા બનાવનારી ( મ ૫ )

૮ અક્રતુઃ- પતિની વિરૂદ્ધ કોઇ પણ કામ ન કરનારી ( મ ૬ )

૯ ( મમ ) ક્રતૌ અસઃ- પતીના ઉદ્યોગમાં સહાય્ય આપનારી ( મ ૫ )

આ બધા શબ્દો ધર્મપત્નીના કર્તવ્યબતાવે છે વાચકોએ તેનો વિચાર કરવો અને આર્ય સ્ત્રી માટેના આ અમૂલ્ય ઉપદેશને અપનાવવા પ્રયત્ન કરવો.

### ગૃહસ્થ ધર્મ

આ પ્રકારે અનુકૂલ કર્મ કરનાર ધર્મપત્નીને પતિ કહે છે કે, ' હે સ્ત્રી ! હું તારા હૃદયને આવા ભયકર કામના બાણથી વીંધુ છુ ' પતિ જાણે છે કે આ કામનો બાણ ઘણો ભયકર છે, બ્રહ્મચર્યમાં વિઘ્ન કરનારો છે, ઘણું નુકસાન કરનારો છે ધર્મપત્ની પતીને અનુકૂલ વર્તનારી હોવાથી અને પતિના કહેવાથી તે પણ જાણે છે કે આ કામનો બાણ

તપસ્યામાં બાધા કરનારો છે. પણ બેઉજણાએ ગૃહસ્થાશ્રમ સ્વીકારેલ હોવાથી સંતાનો પ્રતિ એ તેમની ફરજ થઇ પડી છે. તેથી બન્નેને ગૃહસ્થધર્મ મુજબ વર્તવું જ રહ્યું. ધર્મ-નિયમોનુસાર ઋતુગામી થઇને ઘરમાં વંશ આગળ ચલાવવા બીજરૂપ બાળક ઉત્પન્ન કરવું અને તપસ્યામાં લાગી જવું.

આ સૂકતનો મહત્વપૂર્ણ ઉપદેશ આ દૃષ્ટિએ જોવો જોઇએ આ પાંચમાં અનુવાકમાં પાંચ સૂક્તો છે. ૨૧ મું સૂક્ત 'કામાગ્નીનું શમન', ૨૨ મુ સૂક્ત 'વર્ચસ્પ્રાપ્તિ' ૨૩ મુ સૂક્ત 'વંધ્યાત્વ દોષ નિવારણપૂર્વક વીરબાળક ઉત્પન્ન કરવાની વિદ્યા,' ૨૪ માં સૂક્તમાં 'સમૃદ્ધિ પ્રાપ્ત કરવી' અને ૨૫ માં સૂક્તમાં 'ગૃહસ્થધર્મના નિયમાનુકૂળ રહી ગૃહસ્થધર્મનું પાલન કરવું' આ વિષયો છે. તેમનો એક બીજા જોડેનો સંબંધ સ્પષ્ટ છે.

---

# વીર પુત્રની ઉત્પત્તિ

### કાંડ ૩, સૂક્ત ૨૩

( ऋषि- ब्रह्मा । देवता- चन्द्रमाः, योनिः )

येन॑ वेहद्ब॒भूवि॑थ ना॒शया॑मसि तत्त्वत् । इ॒दं तद॒न्यत्र॒ त्वदप॑ दू॒रे नि द॑ध्मसि ॥ १ ॥
आ ते॒ योनिं॒ गर्भ॑ एतु॒ पुमा॒न्बाण॑ इवेषु॒धिम् । आ वी॒रोऽत्र॑ जायतां पुत्रस्ते॒ दश॑मास्यः ॥ २ ॥
पुमां॑सं पु॒त्रं ज॑नय॒ तं पुमा॒ननु॑ जायताम् । भवा॑सि पु॒त्राणां॒ मा॒ता जा॒ताना॑ं ज॒नया॑श्च॒ यान् ॥ ३ ॥
यानि॑ भ॒द्राणि॒ बीजा॑न्यृ॒षभा॑ ज॒नय॑न्ति च । तैस्त्वं पु॒त्रं वि॑न्दस्व॒ सा प्र॒सूर्धे॒नुका॑ भव ॥ ४ ॥

---

અર્થ— ( येन वेहत् बभूविथ ) જે કારણથી તું વાંઝણી થઇ છે. ( तत् त्वत् नाशयामसि ) તે કારણ તારામાંથી અમે દૂર કરીએ છીએ. ( तत् इदं ) તે આ વંધ્યાત્વ ( अन्यत्र त्वत् दूरे ) બીજી જગ્યાએ તારાથી દૂર ( अप नि दध्मसि ) અમે લઇ જઇએ છીએ. [ ૧ ]

( पुमान् गर्भः ते योनिं आ एतु ) પુરૂષગર્ભ તારા ગર્ભાશયમાં આવે ( बाणः इषुधिं इव ) જેમ બાણ તેની થૈલીમાં હોય છે. ( अत्र ते ) અહીં તારો ( दशमास्यः वीरः पुत्रः आजायतां ) દસ માસ ગર્ભમાં રહી વીર પુત્ર ઉત્પન્ન થાવ. [ ૨ ]

( पुमांसं पुत्रं जनय ) પુરૂષ સંતાન ઉત્પન્ન કર ( तं अनु पुमान् जायतां ) તેના પછી પણ પુત્ર જ થાય. આ પ્રકારે તું ( पुत्राणां माता भवासि ) પુત્રોની માતા થા ( जातानां यान् च जनयाः ) જે પુત્ર જન્મ્યા છે અને આ પછી તું જેમને જન્મ આપીશ [ ૩ ]

( यानि च भद्राणि बीजानि ) જે કલ્યાણકારક બીજો છે અને જેમને ( ऋषभाः जनयन्ति ) ઋષભ નામની વનસ્પતિ ઉત્પન્ન કરે છે. ( तैः त्वं पुत्रं विन्दस्व ) તેમનાથી તુ પુત્ર ઉત્પન્ન કર ( सा प्रसूः ) તેવી રીતે પ્રસવનાર તું ( धेनुका भव ) ગાય સમાન ઉત્તમ માતા બન. [ ૪ ]

---

ભાવાર્થ— હે સ્ત્રી ! જે દોષના કારણે તારા ગર્ભાશયમાં ગર્ભધારણા થતી નથી અને તુ વંધ્યા થઈ છે તે દોષ હું તારા ગર્ભથી દૂર કરૂં છું અને પૂર્ણરીતથી તે દોષ તારાથી દૂર કરૂં છુ. ( ૧ )

તારા ગર્ભાશયમાં પુરૂષગર્ભ ઉત્પન્ન થાય, તે ગર્ભ ત્યા દસ મહિના સુધી રહે અને સારી રીતે પુષ્ટ થઇ તને ઉત્તમ વીર પુત્ર થાય ( ૨ )

પુરૂષ સંતાન ઉત્પન્ન કર. તેના પછી બીજો પણ તને છોકરો થાય. આ રીતે તુ અનેક પુત્રોની માતા બને ( ૩ )

ઋષભ આદિ વનસ્પતીઓના ઉત્તમ બીજોનું તું પુત્રપ્રાપ્તી માટે સેવન કર અને ઉત્તમ વીરપુત્રોને જન્મ આપ. ( ૪ )

कृणोमि ते प्राजापत्यमा योनिं गर्भ एतु ते ।
विन्दस्व त्वं पुत्रं नारि यस्तुभ्यं शमसच्छमु तस्मै त्वं भव ॥ ५ ॥
यासां द्यौः पिता पृथिवी माता समुद्रो मूलं वीरुधां बभूव ।
तास्त्वा पुत्रविद्याय दैवीः प्रावन्त्वोषधयः ॥ ६ ॥

અર્થ— ( ते प्राजापत्यं कृणोमि ) તારા માટે પ્રજા થવાના સંસ્કાર હું કરૂં છું ( गर्भ ते योनिं एतु ) ગર્ભ તારી યોનીમાં આવે છે ( नारि ) સ્ત્રી ! ( त्वं पुत्रं विंदस्व ) તું પુત્રને પ્રાપ્ત કર ( यः तुभ्य शं असत् ) જે તારા માટે કલ્યાણકારી થાય અને ( च त्वं उ तस्मै शं भव ) તું ખાત્રીથી તેના માટે કલ્યાણ કરનારી થા [ ૫ ]

( यासां वीरुधां ) જે ઔષધિઓનો ( द्यौः पिता ) દ્યુલોક પિતા છે, ( पृथिवी माता ) પૃથ્વી માતા છે અને ( समुद्र मूलं ) દરીયો જડો ( बभूव ) થયો છે, ( ताः दैवीः ओषधयः ) તે દિવ્ય ઔષધિઓ ( त्वा पुत्रविद्याय ) તને પુત્ર પ્રાપ્તિના માટે ( प्र अवन्तु ) વિશેષ રક્ષણ કરે [ ૬ ]

ભાવાર્થ— પ્રજા ઉત્પન્ન થવાનો પ્રાજાપત્ય સંસ્કાર તારા માટે કરૂં છું તેથી તારા ગર્ભાશયમાં પુરૂષગર્ભ ઉત્પન્ન થશે અને હું પુત્ર સંતતિ ઉત્પન્ન કર તે પુત્ર તારૂં કલ્યાણ કરશે અને તું તેનું કલ્યાણ કરજે ( ૫ )

જે ઔષધિઓ પૃથ્વીપર થાય છે જેનું પાલન દિવ્ય શક્તિ વડે થાય છે, જે દરીયામાં નિર્માણ થાય છે તે દિવ્ય વનસ્પતિનું સેવન પુત્ર પ્રાપ્તી માટે તું કર તેથી તારા ગર્ભાશયનો દોષ દૂર થઇ તેને ઉત્તમ સંતતિ થશે ( ૬ )

## વીર પુત્રનો જન્મ

વંધ્યા સ્ત્રીને તેનું વંધ્યાત્વ દૂર કરી ઉત્તમ વીરપુત્ર થવા યોગ્ય " માતા " બનાવવી એ આ સૂક્તનો સાધ્ય વિષય છે પહેલાં ત્રણ મંત્રોમાં મંગળ વિચારો દ્વારા આંતરિક પરિવર્તન સૂચવ્યું છે જો કોઇ સ્ત્રીને જુવાનીમાં મનનો નિશ્ચય થાય કે પોતાનું વંધ્યાત્વ દૂર થએલ છે તો તે મુજબ શરીરની અંદર પણ તેમ જ અનુકૂળ પરિવર્તન થવાનો સંભવ છે જો ઇન્દ્રિય વિષે કોઇ મોટી ખામી ન હોય તો આ માનસિક વિચારપરિવર્તનથી અવશ્ય સિદ્ધિ મળે છે

આ કાર્ય માટે ' પ્રાજાપત્ય ઇષ્ટિ '' નો પ્રયોગ ૫ માં મંત્રમાં કહેલ છે ત્રપણક વિગેરે દિવ્ય ઔષધિઓનું હવન અને તેના બીજોનું વિધિપૂર્વક ભક્ષણ કરવાનુ વિધાન ચોથા મંત્રમાં કહેલ છે ત્રપણક ઔષધિઓનો એકગણ છે આ ઔષધિઓ વીર્ય વધારનાર શરીર પુષ્ટ કરનાર અને ગર્ભાશયના દોષ દૂર કરનાર અને ત્યાંનું આરોગ્ય વધારનાર છે આ વનસ્પતિઓનુ હવન કરવુ તેનુ સેવન કરવુ અને આરોગ્યપૂર્ણ વિચાર મનમાં ધારણ કરવા આ ત્રણ ઉપાય વડે વંધ્યાત્વ દૂર કરવા આ સૂક્તમાં કહ્યુ છે

યજમાને ધર્મભાવનાથી આ પ્રાજાપત્ય યજ્ઞ કરવો યજ્ઞશેષ આહુતિરસ સ્ત્રીને પીવડાવવો અને પ્રથમ ત્રણ મંત્રમાં કહેલા આરોગ્યદાયક વિચારો આશીર્વાદ રૂપે કહેવા, '' હે સ્ત્રી ! તારામાં જે વાંઝપણાનો દોષ હતો તે આ પ્રાજાપત્ય ઇષ્ટિથી દૂર થાય છે હવે તારા ગર્ભાશયમાં પુરૂષગર્ભ ઉત્પન્ન થશે ત્યાં તે વીરબાળક દશ મહિના સુધી પુષ્ટ થતું રહે અને પછી યોગ્ય સમયે ઉત્પન્ન થશે હવે તું અનેક પુત્રોની માતા બનીશ ( મં ૧-૩ )

આ પ્રકારે મન પૂર્વક આપેલા આશીર્વાદોથી અને તે આશીર્વાદોને અચલ નિશ્ચયથી સ્વીકાર કરવાથી અંદર જરૂર આવશ્યક ફેરફાર થાય છે '' શિવસંકલ્પ વડે ચિકિત્સા '' કરવાની આ પદ્ધતિ છે આ વિષે ઘણા સૂક્તો અથર્વવેદમાં છે

આ સૂક્તમાં ' ओषधयः ' શબ્દ બહુવચનમાં છે તેથી એમ અનુમાન કહી શકાય કે આ સેવન વિધીમાં અનેક ઔષધિઓ હશે સારા વૈદ્યોએ તે વિષે શોધખોળ કરવી જોઇએ

# ગર્ભ ધારણા

## કાંડ ૫, સૂક્ત ૨૫

( ऋषि – ब्रह्मा । देवता– योनिगर्भः )

पर्वतादिवो योनेरङ्गादङ्गात्समाभृतम् । शेपो गर्भस्य रेतोधाः सरौ पर्णमिवा दधत् ॥ १ ॥
यथेयं पृथिवी मही भूतानां गर्भमादधे । एवा दधामि ते गर्भं तस्मै त्वामवसे हुवे ॥ २ ॥
गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति । गर्भं ते अश्विनोभा धत्तां पुष्करस्रजा ॥ ३ ॥
गर्भं ते मित्रावरुणौ गर्भं देवो बृहस्पतिः । गर्भं त इन्द्रश्चाग्निश्च गर्भं धाता दधातु ते ॥ ४ ॥
विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु । आ सिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते ॥ ५ ॥
यद्वेद राजा वरुणो यद्वा देवी सरस्वती । यदिन्द्रो वृत्रहा वेद तद्गर्भकरणं पिब ॥ ६ ॥
गर्भो अस्योषधीनां गर्भो वनस्पतीनाम् । गर्भो विश्वस्य भूतस्य सो अग्ने गर्भमेह धाः ॥ ७ ॥

---

અર્થ— ( पर्वतात् दिवः ) પર્વતથી માંડી દ્યુલોક સુધી જે પદાર્થો છે તેમના ( अंगात् अंगात् सं आभृतं ) અંગ પ્રત્યંગોમાંથી ભેગું કરેલું ( योनेः ) યોનીના સ્થાનમાં ( रेतोधाः शेपः ) વીર્યની સ્થાપના કરનાર પુરૂષેંદ્રિય ( सरौ पर्णे इव ) પાણીના પ્રવાહમાં પડેલા પાન મુજબ ( गर्भस्य आदधत् ) ગર્ભના બીજનું આધાન કરે છે. [ ૧ ]

( यथा इयं मही पृथिवी ) જે રીતે આ મોટી પૃથ્વી ( भूतानां गर्भं आदधे ) સમસ્ત ભૂતોનો ગર્ભ ધારણ કરે છે ( एवा ते गर्भं दधामि ) તે પ્રકારે તારો ગર્ભ ધારણ કરૂં છું ( तस्मै अवसे त्वां हुवे ) તેના રક્ષણ માટે તને બોલાવું છું. [ ૨ ]

હે ( सिनीवालि ) અલ્પચંદ્રવાળી રાત્રી દેવી ! ( गर्भं धेहि ) ગર્ભને ધારણ કર. હે ( सरस्वति ) જ્ઞાનદેવિ ! ( गर्भं धेहि ) ગર્ભને ધારણ કર. ( उभौ पुस्करस्रजौ अश्विनौ ) કમલમાલા ધારણ કરનાર બંને અશ્વિ દેવો ( ते गर्भं आधत्तां ) તારા ગર્ભને ધારણ કરે. [ ૩ ]

( मित्रा-वरुणौ ते गर्भं ) મિત્ર અને વરૂણ તારા ગર્ભને પુષ્ટ કરે. ( देवः बृहस्पतिः गर्भं ) દેવ બૃહસ્પતિ તારા ગર્ભને ધારણ કરે ( इंद्रः च अग्निः च ते गर्भं ) ઇંદ્ર અને અગ્નિ તારા ગર્ભને ધારણ કરે ( धाता ते गर्भं दधातु ) ધાતા તારા ગર્ભને ધારણ કરે. [ ૪ ]

( विष्णुः योनिं कल्पयतु ) વિષ્ણુ યોનીને સમર્થ બનાવે. ( त्वष्टा रूपाणि पिंशतु ) ત્વષ્ટા રૂપોને અવયવો-વાળા બનાવે. ( प्रजापतिः आसिंचतु ) પ્રજાપતિ ગર્ભનું સીંચન કરે અને ( धाता ते गर्भं दधातु ) ધાતા તારા ગર્ભને ધારણ કરે. [ ૫ ]

( यत् राजा वरुणः वेद ) જે વરૂણરાજા જાણે છે ( वा यत् देवी सरस्वती ) અથવા જે દેવી સરસ્વતી જાણે છે ( यत् वृत्रहा इन्द्रः वेद ) જે વૃત્રનો નાશ કરનાર ઇંદ્ર જાણે છે. ( तत्-गर्भकरणं पिब ) તે ગર્ભને સ્થિર કરનાર રસનું પાન કર. [ ૬ ]

( ओषधीनां गर्भः असि ) તું ઓષધીઓનો ગર્ભ છે, અને ( वनस्पतीनां गर्भः असि ) તું વનસ્પતિઓનો ગર્ભ છે. ( विश्वस्य भूतस्य गर्भः ) સર્વ ભૂતમાત્રનો ગર્ભ છે. હે અગ્ને ! ( सः इह गर्भं आधाः ) તે તું અહીં ગર્ભને ધારણ કર. [ ૭ ]

अधि स्कन्द वीरयस्व गर्भमा धेहि योन्याम्। वृषासि वृष्ण्यावन्प्रजायै त्वा नयामसि ॥ ८ ॥
वि जिहीष्व बार्हत्सामे गर्भस्ते योनिमा शयाम्। अदुष्टे देवाः पुत्रं सोमपा उभयाविनम् ॥ ९ ॥
धातः श्रेष्ठेन रूपेणास्या नार्या गवीन्योः। पुमांसं पुत्रमा धेहि दशमे मासि सूतवे ॥ १० ॥
त्वष्टः श्रेष्ठेन रूपेणास्या नार्या गवीन्योः। पुमांसं पुत्रमा धेहि दशमे मासि सूतवे ॥ ११ ॥
सवितः श्रेष्ठेन रूपेणास्या नार्या गवीन्योः। पुमांसं पुत्रमा धेहि दशमे मासि सूतवे ॥ १२ ॥
प्रजापते श्रेष्ठेन रूपेणास्या नार्या गवीन्योः। पुमांसं पुत्रमा धेहि दशमे मासि सूतवे ॥ १३ ॥

---

અર્થ— ( अधिस्कंध ) ચઢીને ઉભો રહે ( वीरयस्व ) વીરતા ધારણ કર ( योन्यां गर्भं आधेहि ) યોનીમાં ગર્ભની સ્થાપના કર હે ( वृष्ण्यावन् ! वृषा असि ) વીર્યવાન્ ! તું બળવાન છે ( त्वा प्रजायै नयामसि ) તને કેવળ સંતાન માટે જ લઈ જઈએ છીએ [ ૮ ]

હે ( बार्हत्सामे ) બૃહત્સામ ગાનાર સ્ત્રી ! તું ( विजिहीष्व ) વિશેષ પ્રકારથી તૈયાર રહે ( ते योनिं गर्भः आशयां ) તારા યોનીમાં ગર્ભ સ્થિર થાય ( सोमपाः देवा उभयाविन पुत्रं ते अदु ) સોમપાન કરનાર દેવોએ તમારા બંનેનું રક્ષણ કરનાર પુત્ર તમને આપ્યો છે [ ૯ ]

હે ( धातः ) ધાતા ! અને હે ( त्वष्टः ) રૂપ બનાવનાર દેવ ! હે ( सवित ) ઉત્પાદક દેવ ! હે ( प्रजापते ) પ્રજા પાલક દેવ ! ( अस्याः नार्याः गवीन्यो ) આ સ્ત્રીના બંને ગર્ભ ધારક નાડીઓની વચ્ચે ( श्रेष्ठेन रूपेण पुमांस पुत्र आ धेहि ) ઉત્તમ સુંદર રૂપવાળો પુરુષ સંતાન સ્થાપન કરો અને ( दशमे मासि सूतवे ) દસમાં માસમાં તેને ઉત્પન્ન થવા યોગ્ય બનાવો [ ૧૦-૧૩ ]

## ગર્ભની સુરક્ષિતતા

ગર્ભના સંરક્ષણ માટે પરમેશ્વરની તેમજ બીજા દેવતાઓની પ્રાર્થના આ સૂક્તમાં કરવામાં આવેલ છે આ પ્રકારની પ્રાર્થના કરવાથી માનસશક્તિની જાગૃતિ દ્વારા ઘણો લાભ થાય છે તે સિવાય આ સૂક્તમાં ગર્ભવિષયક બીજી ઘણી ઉપયુક્ત વાતો પણ કહેલી છે તેનો થોડો વિચાર અહીં કરવો જરૂરી છે

પૃથ્વી ઉપરના પર્વતોથી માંડી સુમેરુ સુધી આ આખા પૃથ્વીની અંદર જેટલા પદાર્થો છે તે બધાના અંગપ્રત્યંગોના અંશ લઈ અને તે બધા અંશો વિશિષ્ટ પ્રકારથી ભેગા કરવાથી ગર્ભ બનાવવામાં આવે છે આ પ્રથમ મંત્રમાં કહેલું છે. એટલે આ ગર્ભમાં જે પ્રમાણે સૂર્ય અને ચંદ્રના અંશ છે તે પ્રમાણે વાયુ અને જલના અંશો પણ છે તેવી જ રીતે ઔષધિ વનસ્પતિઓના અંશ પણ છે જે બ્રહ્માંડમાં છે તે પિંડમાં છે એટલે પિંડ એ બ્રહ્માંડનો અંશ છે તેજ પ્રકારે પતિના અંગ પ્રત્યંગોનું સત્ત્વ વીર્યમાં આવે છે અને તે વીર્યબિન્દુથી ગર્ભ બને છે એટલે ગર્ભમાં પિતાના અંગપ્રત્યંગો-ગુણદોષોનું સત્ત્વ આવેલું હોય છે આ રીતે આ ગર્ભ એક દૃષ્ટિએ બ્રહ્માંડનો સત્ત્વાંશ છે અને બીજી દૃષ્ટિએ આ ગર્ભ પિતાનો સત્ત્વાંશ પણ છે ગર્ભમાં એમ સમજો કે આટલી પ્રચંડ શક્તિઓ છે તેથી ગર્ભનું સંરક્ષણ તેટલું જ સારી રીતે કરવું જોઈએ તેની જેટલી ઉન્નતિ થાય તેટલા પ્રયત્નો કરવા જોઈએ

મંત્ર ૨થી ૫ સુધી દેવતાઓની પ્રાર્થના છે કે સર્વ દેવો આ ગર્ભનું રક્ષણ કરે, તે માટે મદદ આપે અને જે દેવતાઓના અંશ અહીં કહ્યા છે તેઓ એ પોતાની શક્તિ વડે તેને સુરક્ષિત રાખવો અને વધારવો વાત એટલી જ ધ્યાનમાં રાખવા જેવી છે કે રક્ષણ તો દેવો જ કરે છે માણસે તેમાં રૂકાવટ કરવી નહિ જે પ્રમાણે બંધ ઓરડામાં રહેવાથી માણસ સૂર્યના રક્ષણથી વંચિત રહે તેવી જ રીતે બીજા દેવોના રક્ષણથી અજ્ઞાનના કારણે માણસ દૂર રહે છે તેથી માણસે પોતે પોતાને દેવતાઓના સ્વાધીન કરવું તે જ યોગ્ય છે એમ કરવાથી જ તેનું બધું સારું થશે ગર્ભના રક્ષણ માટે પણ ગર્ભિણી

સ્ત્રી શુદ્ધ પવનમાં તેમ જ તાપ તડકામાં પોતે પોતાને રાખે તો સૂર્યાદિ દેવોથી જે રક્ષણ મળવાનું તે તેને, સાથે સાથે ગર્ભને પણ મળી શકશે.

ગર્ભ સારી રીતે પુષ્ટ થઇ દસમાં મહિનામાં માતાના પેટમાંથી બહાર આવવો જોઇએ. આ તેની પૂર્ણવૃદ્ધીની મર્યાદા છે. આ વાત ૧૦ માં મંત્રમાં કહી છે.

અન્ય મંત્ર ગર્ભાધાન વિષયક છે. તે વાચકો સહેલાઇથી સમજી શકે છે.

# ગર્ભ ધારણ

## કાંડ ૬. સૂક્ત ૧૭

( ऋषिः- अथर्वा । देवता- गर्भदृंहणम्

यथेयं पृथिवी मही भूतानां गर्भमादधे । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे ॥ १ ॥
यथेयं पृथिवी मही दाधारेमान्वनस्पतीन् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे ॥ २ ॥
यथेयं पृथिवी मही दाधार पर्वतान्गिरीन् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे ॥ ३ ॥
यथेयं पृथिवी मही दाधार विष्ठितं जगत् । एवा ते ध्रियतां गर्भो अनु सूतुं सवितवे ॥ ४ ॥

અર્થ— **यथा इयं मही पृथिवी** ) જે રીતે આ મોટી પૃથ્વી ( **भूतानां गर्भं आदधे** ) ભૂતોનો ગર્ભ ધારણ કરે છે ( **एवं ते गर्भः** ) તે રીતે તારો ગર્ભ ( **सूतुं अनु सवितवे ध्रियतां** ) સંતાનને અનુકૂલતાથી ઉત્પન્ન કરવા માટે સ્થિર બને [ ૧ ]

( **यथा इयं मही पृथिवी** ) જે તારી આ મોટી પૃથ્વી ( **इमान् वनस्पतीन् दाधार** ) આ વનસ્પતિઓને ધારણ કરે છે તે પ્રકારે સંતાન ઉત્પન્ન કરવા માટે તારી અંદર ગર્ભ સ્થિર થાવ. [ ૨ ]

જે પ્રકારે આ મોટી પૃથ્વી ( **पर्वतान् गिरीन् दाधार** ) પર્વત અને પહાડોને ધારણ કરે છે તે જ રીતે તારી અંદર ગર્ભ સુખથી પ્રસૂતી થવા માટે સ્થિર રહે [ ૩ ]

જે પ્રકારે આ મોટી પૃથ્વી ( **विष्ठितं जगत्** ) વિવિધ પ્રકારના જગતને ધારણ કરે છે તેવી જ રીતે તારી અંદર આ ગર્ભ સુખપ્રસુતિ માટે સ્થિર થાવ

સ્ત્રીને પોતાના ગર્ભાશયમાં ગર્ભ સ્થિર કરવાની ઇચ્છા થાય છે, તેને સફલ કરવા આ સૂક્ત આશીષ આપી રહ્યુ છે.

# ગર્ભદોષ નિવારણ

## - કાંડ ૮, સૂક્ત ૬

( ऋषिः- मातृनामा । देवता- मन्त्रोक्ता )

यौ ते मातोन्ममार्ज जातायाः पतिवेदनौ । दुर्णामा तत्र मा गृधदलिंश उत वत्सपः ॥ १ ॥

અર્થ— ( **जातायाः ते** ) ઉત્પન્ન થતાં જ તને ( **यौ पतिवेदनौ** ) જે પતિને પ્રાપ્ત થનારા બે ભાગ તારી ( **माता उन्ममार्ज** ) માતાએ સ્વચ્છ કર્યા ( **तत्र** ) તેમાં ( **दुर्णामा, अलिंशः उत वत्सपः** ) દુર્ણામા, અલિંશ અને વત્સપ આ રોગ જંતુઓ ( **मा गृधत्** ) ન પહુંચે. [ ૧ ]

ભાવાર્થ— બાળક ઉત્પન્ન થતા જ સ્તનમાં અને અન્યત્ર રોગ ઉત્પન્ન કરનારા જંતુઓ ન પહુંચે. ( ૧ )

*

यस्त्वा स्वपन्तीं त्सरति यस्त्वा दिप्सति जाग्रतीम् । छायामिव प्र तान्त्सूर्यः परिक्रामन्ननीनशत् ॥ ८ ॥
यः कृणोति मृतवत्सामवतोकामिमां स्त्रियम् । तमोषधे त्वं नाशयास्याः कमलमञ्जिवम् ॥ ९ ॥
ये शालाः परिनृत्यन्ति सायं गर्दभनादिनः । कुसूला ये च कुक्षिलाः ककुभाः करुमाः स्रिमाः ।
तानोषधे त्वं गन्धेन विषूचीनान्वि नाशय ॥ १० ॥
ये कुकुन्धाः कुकूरभाः कृत्तीर्दूर्शानि बिभ्रति ।
क्लीबा इव प्रनृत्यन्तो वने कुर्वते घोषं तानितो नाशयामसि ॥ ११ ॥
ये सूर्यं न तितिक्षन्त आतपन्तममुं दिवः ।
अरायान्बस्तवासिनो दुर्गन्धींल्लोहितास्यान्मककान्नाशयामसि ॥ १२ ॥

---

અર્થ—( स्वपन्तीं त्वा यः त्सरति ) ઉંઘેલા તારી પાસે જે આવે છે, ( यः जाग्रतीं त्वा दिप्सति ) જે તું જાગૃત હોય ત્યારે તારી પાસે આવી કષ્ટ આપે છે, ( सूर्यः छायां इव ) સૂર્ય જેમ અંધારાનો નાશ કરે છે, તે રીતે ( परिक्रामन् प्र अनीनशत् ) ભ્રમણ કરનારા તેમનો નાશ કરે. [ ૮ ]

( यः इमां स्त्रियं ) જે આ સ્ત્રીને ( मृतवत्सां अवतोकां कृणोति ) મરેલા બાળકોને જન્મ આપનારી અથવા કસુવાવડ થનારી કરે છે, હે ઔષધિ ! ( त्वं अस्याः तं नाशय ) તું તેના તે રોગબીજોનો નાશ કર. ( कमलं अञ्जिवं ) ગર્ભદ્વારરૂપી કમલને રોગ મુક્ત કર. [ ૯ ]

( ये गर्दभनादिनः ) જે ગધેડા જેવા શબ્દો કરે છે, ( सायं शालाः परि नृत्यन्ति ) સાંજે ઘરની આજુબાજુમાં ચારે તરફ નાચે છે, ( कुसूला कुक्षिलाः ) સોયના અગ્રભાગ જેવા, મોટા પેટવાળા, ( ककुभाः, करुमाः स्रिमाः ) વાંકાચૂકા, ખરાબ શબ્દ કરનારા અને નાના રોગજંતુઓ છે, હે ઓષધે ! ( त्वं तान् गंधेन ) તું તેમને પોતાના વાસને ( विषूचीनान् विनाशय ) પસરાવી મારી નાખજે. [ ૧૦ ]

( ये कुकुन्धाः कुकूरभाः ) જે ખરાબ શબ્દ કરે છે અને થોડા ચમકે છે, ( कृत्तीः दूर्शानि बिभ्रति ) કરડનાર અને દંશ દેવાના અવયવ અથવા સાધનોવાળા ( ये घोषं कुर्वते ) જે શબ્દ કરતા ( क्लीबा इव वने प्रनृत्यन्त ) ક્લીબ મુજબ વનમાં નાચનારા ( तान् इतः नाशयामसि ) તેમનો અહીંથી નાશ કરીએ છીએ. [ ૧૧ ]

( ये दिवः आपतन्तं अमुं सूर्यं न तितिक्षन्ते ) દ્યુલોકમાંથી આવનાર આ સૂર્યને જે સહન કરી શકતા નથી. તે ( अरायान् बस्तवासिनः ) સત્વહીન કરનારા, ચામડીમાં રહેનારા ( दुर्गन्धीन् लोहितास्यान् ) ખરાબ વાસવાળા, લોહીથી ખરડાએલા મોઢાવાળા, ( मककान् नाशयामसि ) મચ્છરોનો અહીંથી નાશ કરો. [ ૧૨ ]

---

ભાવાર્થ— ઉંઘમાં અથવા જાગૃતીમાં જે રોગબીજ પાસે આવે છે તેમને જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેવી રીતે નાશ કરે છે. (૮)

જે રોગબીજો સ્ત્રીને મૃતવત્સા અથવા ગર્ભપાત કરનારી બનાવે છે તે રોગબીજોનો નાશ કર અને તે સ્ત્રીનું ગર્ભસ્થાન નિરોગી બનાવ (૯)

ગર્દભ જેવા અવાજ કરનારા જે મચ્છરો ઘરની પાસે સાંજના વખતે નાચતા ગાતા રહે છે, જેમના મોઢામાં સોય જેવું ભોંકવાનું શસ્ત્ર હોય છે, જેમનું પેટ મોટું અને શરીર વાંકુંચૂંકું હોય છે, અને જેમના શબ્દથી દુઃખ થાય છે, તે રોગજંતુ મચ્છર વિગેરેનો ઉગ્ર વાસવાળી દવા ચારે તરફ પ્રસરી નાશ કરું છું (૧૦)

ખરાબ શબ્દ કરનારા, બધા મળી મોટો અવાજ કરનારા, મોઢામાં કરડવાના અથવા દંશ કરવાના સાધનો રાખનાર, જંગલમાં નાચનાર, રોગ ઉત્પાદક મચ્છર વિગેરે જંતુઓને અહીંથી હઠાવી દો. (૧૧)

દ્યુલોકમાંથી પ્રકાશનાર સૂરજના પ્રકાશને જે સહન કરી શકતા નથી, દુર્ગંધીયુક્ત ચામડામાં જે રહે છે, એવા રક્ત પીનારા મચ્છરનો અમે નાશ કરીએ છીએ (૧૨)

पिङ्ग रक्ष जायमानं मा पुमांसं स्त्रियं क्रन् । आण्डादो गर्भान्मा दभन्बाधस्वेतः किमीदिनः ॥ २५ ॥
अप्रजास्त्वं मार्तवत्समाद्रोदमघमावयम् । वृक्षादिव स्रजं कृत्वाप्रिये प्रति मुञ्च तत् ॥ २६ ॥

અર્થ—હે (पिङ्ग) પીળી દવા ! (जायमानं रक्ष) ઉત્પન્ન થનાર બાળકનું રક્ષણ કર (पुमांसं स्त्रियं मा क्रन्) પુરુષ અને સ્ત્રીને મારતો નહિ (आण्डादः गर्भान् मा दभन्) અંડ ખાનાર ગર્ભોનો નાશ ન કરે (इतः किमीदिन बाधस्व) અહીંથી ભૂખ્યા જંતુઓને દૂર કર [ २५ ]

(अ-प्रजास्त्वं) વાંઝીઆપણું (मार्त-वत्सं) બાળકનું મરવું (आत् रोद) રડવું કુટવું (अघं आवय) પાપનો ભોગ (तत्) આ બધું દુઃખ (वृक्षात् स्रज इव) વૃક્ષથી ફૂલ પડવા જેવું (अप्रिये प्रतिमुञ्च) અપ્રિય-સ્થાનમાં છોડી દો [ २६ ]

ભાવાર્થ—ઉત્પન્ન થનાર બાળકનું રક્ષણ કર, સ્ત્રી પુરુષને દુઃખ ન આપતા, અંડખાનાર ગર્ભનો નાશ ન કરો, દુષ્ટોને અહીંથી દૂર કરો (૨૫)

વંધ્યાપણું, બાળક મરવું, રોવાની વૃત્તિ, પાપ પ્રવૃત્તિ, આ બધા દોષ હટી જાય વૃક્ષથી ફૂલ ખરી પડવા જેમ આ બધા દોષો મનુષ્યથી દૂર થાય (૨૬)



# ગર્ભદોષ નિવારણ

## પ્રસૂતિના દોષ

પ્રસૂતિવેળા સ્ત્રીઓને જુદા જુદા રોગ થાય છે તેનું કારણ મલિનતા, અસ્વચ્છપણું છે તેથી તે સ્થાનની પવિત્રતા, શુદ્ધતા કરી અને કેટલીક દવાઓના ઉપયોગથી સ્ત્રીઓને પ્રસુતિ સમયે થતાં કષ્ટ દૂર કરવા જોઈએ એવા મહત્વપૂર્ણ વિષયના વર્ણનનું આ સૂક્ત છે એનો ઋષિ માતૃનામા છે એટલે માતા છે. માતાઓનો અનુભવ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈ તેમનો સંગ્રહ કરી જે અનુભવનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે તે આ સૂક્તમાં છે આ સૂક્તનો વિષય આ સૂક્તના ૯ માં મંત્રમાં એમ કહ્યો છે—

यः स्त्रिय मृतवत्सां अवतोकां कृणोति ।
अस्या त नाशय कमलं अञ्जिवं ( कुरु ) ॥ ( મં ૭ )

" જે રોગના કારણે સ્ત્રીના બાળક મરે છે અથવા જે દોષના કારણે સ્ત્રીનું ગર્ભપતન થવા પામે છે તે સ્ત્રીનો તે દોષ દૂર કરવો જોઈએ અને તેના ગર્ભાશયને નિર્દોષ બનાવવો જોઈએ " એ આ સૂક્તનું સાધ્ય છે સ્ત્રીનો ગર્ભપાત ન થાય અને બાળબચ્ચા દીર્ઘાયુ થાય આવો ઉપાય કરવો તે આ સૂક્તનો ઇચ્છિત હેતુ છે આ વિષય સર્વ સ્ત્રીઓના હિતના હોવાના કારણે ઘણો ઉપયોગી છે બધા કુટુંબીઓ એનાથી લાભ લઈ શકે છે આ સૂક્તમાં કહ્યું છે કે પ્રસૂતિગૃહમાં કેટલાક રોગજંતુઓ હોય છે અથવા બહારથી ત્યાં પેસી જાય છે તેમનો નાશ કરવા માટે ' બજપિંગ ' નામક ઔષધિ છે, જુઓ—

ये अम्न. जातान् मारयन्ति सूतिकाः अनुशेरते ।
स्त्रीभागान् पिङ्गः अजतु ॥ ( મં. ૧૯ )

" જે રોગબીજો જન્મેલા બાળકો મારે છે તે સુતિકાગૃહમાં રહે છે, તેજ સ્ત્રીઓના ભાગમાં પોહોંચે છે. તેમને દૂર કરવા માટે પિંગ નામક ઔષધિ છે " આ પિંગ ઔષધિનો વિચાર આપણે પછી કરીશું અહીં એટલું જ જોવાનું છે કે આ રોગબીજો સૂતિકા ગૃહના મલીનતા-અસ્વચ્છતાના કારણે થય છે. અને તેથી ગર્ભસ્રાવ થાય છે, ગર્ભપાત થાય છે, અને બાળક પણ મરી જાય છે ઘણાં અજ્ઞાની લોક સૂતિકાગૃહમાં અંધારું રાખે છે ત્યાં સૂર્ય પ્રકાશ પેહોંચતો નથી તેથી અંધારાના દોષથી આ રોગબીજ ત્યાં થાય છે અને વધે છે આ રોગ બીજો સૂર્યપ્રકાશમાં રહેતા નથી તે વિષે નીચે આપેલો મંત્ર જુઓ—

ये सूर्यात् परिसर्पन्ति स्नुषेव श्वशुरादधि ।
बजश्च तेषां हृदये अधि निविध्यताम् ॥ ( મ ૨૪ )

" જે પ્રકારે સસરાથી વહુ દૂર રહે છે, તેજ રીતે આ રોગબીજો સૂર્યપ્રકાશથી દૂર નાસી જાય છે. રોગજંતુઓના છાતિ પર આ બજ ઔષધિ ઘણો મોટો આઘાત કરે છે. " અહીં આપેલી ઉપમા યોગ્ય રીતથી વિચાર કરવા લાયક છે. વહુ સસરા પાસે ઉભી રહેતી નથી તે તેની સામે પણ ઉભી રહેતી નથી. શ્વશુર આવે કે તરત પાછી હટી જાય છે ત્યાંથી નાસી જાય છે. તેજ પ્રકારે આ રોગ બીજો સૂર્યપ્રકાશથી નાસી જાય છે તેના સન્મુખ ઉભા રહી શકતા નથી તે સૂર્ય પ્રકાશમાં જીવતા પણ રહી શકતા નથી જ્યાં સૂર્યના પ્રકાશ પહુંચે ત્યાં આ રોગબીજો ન હોય એટલે જ્યાં નિરોગતા કરવી હશે ત્યાં સૂર્યપ્રકાશ પુષ્કળ આવવા દેવો. જો પ્રસૂતિગૃહમાં રોગબીજ નષ્ટ કરવાની ઇચ્છા હશે ત્યાં સૂર્યપ્રકાશ પુષ્કળ પ્રકારે આવે એવી વ્યવસ્થા કરવી જોઇએ.

બજ દવા તેમના હૃદયપર પ્રહાર કરે છે એમ અહીં કહ્યું છે તેથી તેમને હૃદય છે એ વાત સિદ્ધ થાય છે અર્થાત્ આ રોગબીજો હૃદયવાળા હોવાથી જંતુરૂપ છે, તે નિર્જીવ નથી. કારણ તે અંધારામાં વધે છે અને સૂર્યપ્રકાશમાં નષ્ટ થાય છે તેથી તેમનાથી બચવાનો ઉપાય એક સૂર્યપ્રકાશ જ છે એ વાત નક્કી થઇ પરમાત્માએ સૂર્યપ્રકાશ એ એવી ઔષધિ દેખાડની આપેલી છે કે જેથી અનેક રોગ સાજા થાય છે અને મનુષ્ય નિરોગ અને દીર્ઘાયુ બને છે, તેથી કહ્યું છે કે—

अप्रजास्त्वं मार्तवत्सं रोद मघं आवय प्रतिमुञ्च ।
( મ ૨૬ )

" સંતતિ ન થવી, મરેલી થવી, તે કારણે શોકકળ, પાપાચરણમાં પ્રવૃત્તિ વિગેરે બાબતોથી માણસે મુક્ત થવું જોઇએ." એટલે માણસે એવો બંદોબસ્ત કરવો જોઇએ કે ઘરમાં સંતતિ પેદા થાય, ઉત્પન્ન થએલા બાળક દીર્ઘકાળ જીવીત રહે, માણસને કુટુંબમાં મરણના કારણે રોવાનો પ્રસંગ ન આવે, બધાં કુટુંબીજનો આનંદથી કાલક્રમણ કરતા રહે અને કોઇની પ્રવૃત્તિ પાપ તરફ ન થાય આ બધું સાધ્ય કરવા માટે પુષ્કળ સૂર્યપ્રકાશમાં રહેવું ઘણું જરૂરી છે. તેનો કાર્યકારણભાવ એમ કે સૂર્યપ્રકાશથી આરોગ્ય પ્રાપ્ત થાય, રોગબીજો દૂર થાય નિરોગી હોવાથી શરીર પુષ્ટ થાય, વીર્યબલ યુક્ત બને સ્ત્રી અને પુરૂષના શરીર વીર્યવાન્ અને હૃષ્ટપુષ્ટ હોવાથી એવા બંને પતિપત્નીથી થનારૂં ગર્ભધાન ઉત્તમ થાય છે. સ્થિર થાય છે. સંતતિ નિરોગી, બલવાન્ અને સુદૃઢ હોય તો દીર્ઘજીવી બને એવી સંતતિને અકાલ મૃત્યુ આવે નહિ અને અકાળ મૃત્યુ ન થવાના કારણે શોકકળની સંભાવના નહિ. એવી લાભોની પરંપરા છે પ્રસૂતિગૃહમાં આરોગ્ય રાખવાથી અને તે સૂર્યપ્રકાશવડે સ્થિર કરવાથી આ બધું બને છે તેથી કહ્યું છે કે—

यः स्वपन्तीं जाग्रतीं दिप्सति ( तं ) सूर्यः अनीनशत् ।
( મં. ૮ )

" જે રોગબીજો ઉંઘતી અથવા જાગતી સ્ત્રીઓના શરીરમાં પેસી તેમને કષ્ટ આપે છે, તે રોગબીજોનો નાશ સૂર્ય કરે છે " આ બધા રોગબીજો સૂર્યપ્રકાશથી દૂર થાય છે. રોગજન્તુ પણ સૂર્યપ્રકાશથી દૂર થાય છે એ તો આજનું વિજ્ઞાન પણ કહે છે. ત્યારે હવે જુઓ કે જો અમારા પ્રસૂતિગૃહો વેદ આજ્ઞાની અનુસાર બનાવવામાં આવે તો કેટલું કલ્યાણ થાય. પરંતુ આવો વિચાર ઘણાં થોડા લોકો કરે છે. આ સૂર્યપ્રકાશનું મહત્ત્વ નીચેના મંત્રમાં વિશેષ કહેલું છે—

ये सूर्यं न तितिक्षन्ते तान् नाशयामसि । ( મ. ૭૨ )

" જે સૂર્યને સહન કરી શકતા નથી તે રોગજંતુઓનો અમે નાશ કરીએ છીએ " અહીં એમ કહ્યું છે કે આ રોગજંતુ સૂર્યપ્રકાશને સહન કરી શકતા નથી એટલે તે અંધેરામાં હોય છે, ત્યાં વધે છે અને રોગનિર્માણ કરે છે. જે સૂર્યપ્રકાશને સહન કરી શકતા નથી સૂર્યપ્રકાશથી નાશ પામે એ તો દેખીતું છે જ સૂતિકાગૃહમાં આરોગ્ય આ પ્રમાણે સૂર્યપ્રકાશથી સહજતાથી પ્રાપ્ત થઇ શકે છે તેથી કહ્યું કે—

य गर्भं प्रतिमृशात् जातं वा मारयाति ।
तं पिंग• हृदयाविध कृणोतु ॥ ( મ ૧૮ )

" જે રોગજંતુ ગર્ભનો નાશ કરે છે, જન્મેલા બાળકનો નાશ કરે છે, તેને પિંગલવર્ણનો સૂર્ય ( અથવા પીળી દવા ) હૃદયમાં વીંધે છે, અને તેનો નાશ કરે છે " અહીં ' पिंग ' શબ્દના બે અર્થ સંભવે છે સૂર્ય પણ પીંગલ એટલે પીળા રંગનો હોય છે અને તે વનસ્પતિ પણ તેવી જ પીળા રંગની હોય છે. જે રોગજંતુ પહેલાં કહ્યા મુજબ સૂતિકાગૃહમાં અંધારામાં મલીનતાના કારણે ઉત્પન્ન થાય છે તે આ નુકસાન કરે છે—

य आत्मानमतिमात्रमंसं आधाय बिभ्रति । स्त्रीणां श्रोणिप्रतोदिन इन्द्र रक्षांसि नाशय ॥ १३ ॥
ये पूर्वे वध्वोई यन्ति हस्ते शृङ्गाणि बिभ्रतः ।
आपाकेष्ठाः प्रहासिनः स्तम्बे ये कुर्वते ज्योतिस्तानितो नाशयामसि ॥ १४ ॥
येषां पश्चात्प्रपदानि पुरः पार्ष्णीः पुरो मुखा ।
खलजाः शकधूमजा उरुण्डा ये च मट्मटाः कुम्भमुष्का अयाशवः ।
तानस्या ब्रह्मणस्पते प्रतीबोधेन नाशय ॥ १५ ॥
पर्यस्ताक्षा अप्रचङ्कशा अस्त्रैणाः सन्तु पण्डगाः
अव भेषज पादय य इमां संविवृत्सत्यपतिः स्वपतिं स्त्रियम् ॥ १६ ॥
उद्धर्षिणं मुनिकेशं जम्भयन्तं मरीमृशम् । उपेषन्तमुदुम्बलं तुण्डेलमुत शालुडम् ॥
पदा प्र विध्य पार्ष्ण्या स्थालीं गौरिव स्पन्दना ॥ १७ ॥

---

અર્થ—( यः आत्मानं अतिमात्र अंसे आधाय ) જે પોતાને ખભાના આધારે ઉપર ચઢી ( बिभ्रति ) ધારણ કરે છે. હે ઇંદ્ર ! તે ( स्त्रीणां प्रनोदिनः रक्षांसि नाशय ) સ્ત્રીઓના ગર્ભભાગને પીડા કરનાર જંતુઓનો નાશ કર. [ ૧૩ ]

( ये पूर्वे हस्ते शृंगाणि बिभ्रतः ) જે પ્રથમ પોતાના હાથમાં સિંગડું લઈ ( वध्वः यन्ति ) સ્ત્રીની પાસે જાય છે ( ये आपाकेष्ठा प्रहासिन ) જે શુદ્ધ અથવા પવિત્ર સ્થાનમાં રહે છે અને હસાવે છે, ( ये स्तंबे ज्योति कुर्वते ) જે થાભલામાં પ્રકાશ કરે છે, ( इतः तान् नाशयामसि ) અહીંથી તેમનો નાશ કરું છું. [ ૧૪ ]

( येषां प्रपदानि पश्चात् ) જેમને પગ પાછળ અને ( पार्ष्णीः पुरः ) એડીઓ આગળ છે, અને ( मुखाः पुरः ) મુખો પણ આગળ છે, ( खलजाः शकधूमजाः ) ખળામાં અથવા ગોબરમાં ( ગાયના છાણમાં નિર્માણ થનારા ) ( उरुण्डा ये च मट्मटा ) જે મોટા મેઢાના અને કષ્ટદાયક ( कुम्भमुष्काः अयाशयः ) મોટા અંડવાળા ગતિમાન હોય છે તેમને, હે બ્રહ્મણસ્પતે ! ( अस्याः तान् ) આ સ્ત્રીના તે રોગબીજોનો ( प्रतिबोधेन नाशय ) જ્ઞાન વડે નાશ કર [ ૧૫ ]

( पर्यस्त-अक्षाः ) જેમની આંખો બગડી છે ( अ-प्र-चंकशाः ) વિશેષ ક્ષીણ ( पण्डगाः ) નિર્બુદ્ધ માણસ ( अ-स्त्रैणा सन्तु ) સ્ત્રી સુખ વગરના થાય, ( इमां स्वपतिं स्त्रियं ) આ પોતાની પતિ પાસે રહેનાર સ્ત્રીને જે ( अ-पति संविवृत्सति ) પે તે કોઇનો પતિ ન થતાં પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, હે ( भेषज ) ઔષધિ ! તેને ( अव पादय ) નીચે પાડી નાખ [ ૧૬ ]

( स्पन्दना गौ स्थालीं इव ) કુદનારી ગાય જે પ્રમાણે દૂધનું વાસણ ઢોળી દે છે તેજ પ્રકારે ( पार्ष्ण्या पदा च ) એડી અને પગ વડે ( उद्धर्षिण मुनिकेश ) ઢોંગ કરનારા, મુનિઓ મુજબ વાળ ધારણ કરી કપટ કરનાર ( जम्भयन्त मरिमृश ) હિંસક અને ખરાબ સ્પર્શ કરનારા ( उपेषन्तं उदुम्बलं ) પાસે જનારા અને મારનારા ( तुण्डेलं उत शालुड ) ભયાનક મુખવાળા દુષ્ટોને ( प्रविध्य ) વિશેષ પ્રકારથી વીંધજો. [ ૧૭ ]

---

ભાવાર્થ—જે પોતે પોતાના ખભાના આધારે ઉપર ને ઉપર ચઢે છે તે રોગરૂપી સ્ત્રીઓના ગર્ભાશયના રોગ બનાવનાર છે, તેમનો નાશ કરો. ( ૧૩ )

જે આપણી પાસે સિંગ રાખે છે, રસોડામાં રહે છે, જે ચમકે છે અને સ્ત્રીઓ પાસે જઇ રોગ ઉત્પન્ન કરે છે તે રોગજંતુઓનો નાશ કરો. ( ૧૪ )

જેમના પગ પાછળ અને એડી આગળના ભાગે હોય છે અને મોઢું પણ આગળ જ હોય છે, જે ગાયના છાણમાં નિર્માણ થાય છે તે મહાન કષ્ટ આપનાર રોગબીજોને અહીંથી હટાવો ( તેમનો નાશ કરો ) ( ૧૫ )

જેમની આંખો ખરાબ છે, જે વિશેષ ક્ષીણ થયા છે, તેવાઓએ સ્ત્રીઓ સાથે સબંધ ન રાખવો જે પુરૂષ પોતાની પત્નીને છોડીને બીજી પારકાની સ્ત્રી સાથે કુકર્મ કરે છે તેને ઔષધો વડે નીચે પાડો. ( ૧૬ )

જેમ ગાય એડી અને પગથી માટીનું વાસણ ફોડી નાખે છે, તે પ્રમાણે ખોટા, મુનિવેષધારી, હિંસક, દંભી આદિ સર્વ

यस्ते गर्भं प्रतिमृशाज्जातं वा मारयाति ते । पिङ्गस्तमुग्रधन्वा कृणोतु हृदयाविधम् ॥ १८ ॥
ये अम्नो जातान्मारयन्ति सूतिका अनुशेरते । स्त्रीभागान्पिङ्गो गन्धर्वान्वातो अभ्रमिवाजतु ॥ १९ ॥
परिसृष्टं धारयतु यद्धितं माव पादि तत् । गर्भं त उग्रौ रक्षतां भेषजौ नीविभार्यौ ॥ २० ॥
पवीनसात्तङ्गल्वाऽऽच्छायकादुत नग्नकात् । प्रजायै पत्ये त्वा पिङ्गः परि पातु किमीदिनः ॥ २१ ॥
द्व्यास्याच्चतुरक्षात्पञ्चपादादनङ्गुरेः । वृन्तादभि प्रसर्पतः परि पाहि वरीवृतात् ॥ २२ ॥
य आमं मांसमदन्ति पौरुषेयं च ये क्रविः । गर्भान्खादन्ति केशवास्तानितो नाशयामसि ॥ २३ ॥
ये सूर्यात्परिसर्पन्ति स्नुषेव श्वशुरादधि । बजश्च तेषां पिङ्गश्च हृदयेऽधि नि विध्यताम् ॥ २४ ॥

અર્થ—( यः ते गर्भं प्रतिमृशात् ) જે તારા ગર્ભનો નાશ કરશે ( ते जातं वा मारयाति ) અથવા તારા જન્મેલા બાળકને જે મારે છે ( तं ) તેને ( उग्रधन्वा पिंग. ) ઉગ્ર ધનુર્ધારી પીળા રંગનો ( हृदयाविधं कृणोतु ) હૃદયમાં પ્રહાર કરે. [ ૧૮ ]

( ये अम्नः जातान् मारयन्ति ) જે અલ્પ ઉત્પન્ન થયેલા ગર્ભને મારે છે, જે ( सूतिकाः अनुशेरते ) પ્રસૂતિગૃહમાં રહે છે તેમને ( गधर्वान् स्त्रीभागान् ) ગંધાતા સ્ત્રીઓના ભાગમાં રહેનારા રોગ જંતુઓને ( पिंगः ) પીળા રંગની બજ ઔષધિ ( वातः अभ्रं इव ) પવન વાદળાઓને દૂર કરે તેવી રીતે ( अजतु ) દૂર કરે. [ ૧૯ ]

( परिसृष्टं धारयतु ) ઉત્પન્ન થએલા ગર્ભને સર્વ પ્રકારથી ધારણ કરે ( यत् हितं तत् मा अव पादि ) જે ગર્ભ મૂકયો છે તે પડી ન જાય. ( नीविभार्यौ उग्रौ भेषजौ ) કપડામાં ધારણ કરવા લાયક બન્ને ઉગ્ર ઔષધી ( ते गर्भं रक्षतां ) તારા ગર્ભનું રક્ષણ કરે. ( ૨૦ )

( पवीनसात् तंगल्वात् ) વજ્રસમા નાકવાળા, મોટા ગાલવાળા, ( छायकात् उत नग्नकात् ) કાળા અને નાગા ( किमीदिनः ) ભૂખા રોગ જંતુથી ( प्रजायै पत्ये ) પ્રજા અને પતિના સુખના કારણે ( पिंगः त्वा परिपातु ) પીળી દવા તારૂં રક્ષણ કરો [ ૨૧ ]

( द्व्यास्यात् चतुरक्षात् ) બે મોઢાવાળા, ચાર આંખોવાળા ( पंचपादात् अनंगुरेः ) પાંચ પગવાળા અને આંગળી વગરના ( अभिप्रसर्पतः परीवृतात् वृन्तात् ) આગળ વધનારા ઘેરાએલા જડોથી ગુચ્છોથી ( परिपाहि ) રક્ષણ થાવ. [ ૨૨ ]

( ये आमं मांसं अदन्ति ) જે કાચું માંસ ખાય છે, ( ये च पौरुषेयं क्रविः ) અને જે પુરૂષનું માંસ ખાય છે ( केशवाः गर्भान् खादन्ति ) વાળવાળા જે ગર્ભને ખાય છે, ( तान् इतः नाशयामसि ) તેમને અમે અહીંથી દૂર કરીએ છીએ. ( ૨૩ )

( ये सूर्यात् परि सर्पन्ति ) જે સૂર્યથી પાછા હઠે છે ( श्वशुरात् स्नुषा इव अधि ) જેવી રીતે સસરાથી વહુ દૂર રહે છે, ( बजः च पिंगः च ) બજ અને પિંગ ( तेषां हृदये अधि निविध्यतां ) તેમના હૃદય ઉપર વીંધો. [ ૨૪ ]

ભાવાર્થ— જે ગર્ભનો નાસ કરશે, અથવા ઉત્પન્ન થએલા બાળકને મારશે તેના હૃદયપર પ્રહાર કરો. (૧૮)
જે જન્મેલા બાળકને મારે છે, જે સુતિકા ગૃહમાં રહે છે, જે સ્ત્રીઓ પાસે રહે છે તે રોગકૃમીઓનો આ પીળી દવા નાસ કરે. (૧૯)
ગર્ભાશયમાં ગર્ભની ઉત્તમ ધારણા થાય, ગર્ભ પડી ન જાય, અને ઉગ્ર ઔષધી ગર્ભનું રક્ષણ કરે. ( ૨૦ )
પ્રજાની સુરક્ષિતતા માટે વજ્ર નાસિકવાળા, મોટા ગાલવાળા, કાળા અને નગ્ન, ભૂખ્યા જંતુઓથી પીળી દવા વારૂં રક્ષણ કરો ( ૨૧ )
બે મોઢાવાળા, ચાર આંખવાળા, પાચ પગવાળા, આંગળી વગરના રોગજંતુઓ જે પાસે આવે છે તેમનાથી રક્ષણ થાય. ( ૨૨ )
જે કાચુ માંસ ખાય છે, ગર્ભ ખાય છે, તેમનો અહીંથી નાસ કર ( ૨૩ )
જે જંતુઓ સૂર્યથી સંતાઇ રહે છે, સૂર્યકિરણો સામે ટકી શકતા નથી, તેમનો નાશ આ બજ દવા કરે ( ૨૪ )

ये आमं मांसं आदन्ति, ये पौरुषेयं च क्रविः ।
केशवाः गर्भान् खादन्ति तान् इतः नाशयामसि ॥
( मं. २३ )

" જે રોગજંતુ શરીરનું કાચું માંસ ખાય છે, માનવી શરીરના પુરુષ જ્યાંને ત્યાં ખાય છે, તેજ ગર્ભને ખાય છે, તેથી તેમનો નાશ કરવો યોગ્ય છે " તેમનો નાશ સૂર્ય-પ્રકાશથી જ થઇ શકે છે આ રોગકૃમી જ્યારે શરીરમાં પેસે છે ત્યારે જ્યાં તે રહે ત્યાંનું રક્ત અને માંસ ખાઇ મનુષ્યને ક્ષીણ, નિર્બલ, અશકત બનાવે છે. ત્યાં ગર્ભને પણ સુકવી નાખે છે તેથી સૂર્યપ્રકાશને શરણ થવુ અત્યંત યોગ્ય છે તેથી કહ્યુ છે કે—

पिंग जायमानं रक्ष पुमांसं स्त्रियं मा क्रन् ।
आण्डादः गर्भान् मा दभन् इतः किमीदिन
बाधस्व ॥ ( मं २१ )

" પિંગવર્ણું સૂર્ય ( અથવા પીળી ઔષધી ) જન્મેલા બાળકનું રક્ષણ કરે છે સ્ત્રીઅથવા પુરુષને રડવા તક આપતી નથી રોગજંતુ ગર્ભને દબાવી શકતા નથી અને આ જે ભૂખ્યા રોગજંતુઓ છે તેમને સૂર્યપ્રકાશ દૂર કરે છે." આ લાભ સૂર્ય પ્રકાશથી થાય છે આ મંત્રમાં આ રોગજંતુનું નામ " किमीदिन् અને आण्डाद " એમ કહ્યા છે. કિમીનો અર્થ ( किं इदानीं ) હવે શું ખાઉં, હવે શું ખાઉં એમ કહેનારા આ જંતુઓ હોય છે એટલે ભૂખ્યા હોય છે તેમની ભૂખ કોઇ પણ વખતે મટતી નથી કારણ કે તેમને જો અનુકૂળ પદાર્થ ખાવા મળે તો તે ઘણી સંખ્યામાં વધે છે અને વધારે ખાવાની ઇચ્છા રાખે છે તે પ્રકારનાજ ( आण्डाद ) અંડમાં રહેલા વીર્યને ખાઇ જનાર છે અને તે માણસને નિર્વીર્ય બનાવે છે તેથી તેમના હુમલાથી માણસ અકાળે મરે છે પણ જો તે માણસ સૂર્યપ્રકાશમાં ફરે તો તેના તે પ્રયત્નથી રોગજંતુઓ મરી જઇ તે અકાળમૃત્યુમાંથી બચી જાય છે

આ રોગબીજો પ્રસૂતિગૃહમાં સ્ત્રીના શરીર ઉપર હુમલો કરે છે અને તેના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે રોગ થયા પછી તેને નિવારણ કરવાના ઉપાયની શોધ કરવી તેના કરતાં રોગ થતાં પહેલાં તે ન થાય તેવો પ્રબંધ કરવો તો તે પ્રયત્ન અધિક લાભકારી થશે તેથી કહ્યું છે કે—

जातायाः दुर्णामा अलिंश वत्सपः मा गृधत् ।
( मं १ )

" બાળક જન્મતાજ, દુર્ણામ, અલિંશ અને વત્સપ આ રોગબીજો સ્ત્રી ઉપર હુમલો કરવાની ઇચ્છા કરે છે ' પ્રસૂતિગૃહમાં આ જંતુઓ હોય છે અને સ્ત્રી ઉપર હુમલો કરે છે, તેથી એવો પ્રબંધ કરવો જોઇએ કે આ કૃમીઓ પ્રસૂતિગૃહમાં નિર્માણ થાય નહિ, નિર્માણ થયા તો સ્ત્રીના શરીર પર હુમલો ન કરે અને હુમલો કરે તો રોગ નિર્માણ કરી શકે નહિ પ્રસૂતિગૃહમાં બજ નામની ઔષધી રાખવાથી અથવા સૂર્ય કિરણોને ત્યાં પહોંચવા દેવાથી આ વાત ફળીભૂત થઇ શકે છે તેથી કહ્યુ છે—

बजः दुर्णामचातनः । ( मं ३ )

" બજ નામક ઔષધી આ દુર્ણામ નામના રોગ બીજોને દૂર કરનારી છે ' આ વનસ્પતિ પ્રસૂતિગૃહમાં રાખવાથી ત્યાં આરોગ્ય સ્થિર થઇ શકે છે બધા જંતુઓ રોગ નિર્માણ કરે છે એવું કાંઇ નહિ આ કૃમીઓ બે પ્રકારના જંતુઓ છે તેમાં એક સારાં છે અને બીજા ખરાબ છે તે વિષે નીચેનો મંત્ર જુઓ—

दुर्णामा च सुनामा च उभौ संवृत इच्छतः ।
अरायान् अप हन्मः । सुनामा स्त्रैणं इच्छताम् ॥
( मं ४ )

" બે પ્રકારના આ કૃમીઓ છે, એક ( सुनामा ) ઉત્તમ નામવાળા એટલે જે શરીરમાં હિતકારી અને બીજા ( दुः नामा ) દુષ્ટ નામવાળા, જેમનાથી શરીરમાં રોગ થાય છે. આ બંને શરીર પર આક્રમણ કરવા ઇચ્છે છે. આમાં જે ( अ-रायान् ) કૃપણ અનુદાર, એટલે દુષ્ટ છે તેમનો અમે નાશ કરીએ અને જે ઉત્તમ છે તેમને સ્ત્રી પાસે જવા દઇએ" અર્થાત્ સારા કૃમી મનુષ્ય માટે કલ્યાણ કારક છે પણ જે દુષ્ટ અથવા ખરાબ રોગબીજ છે તે ઘાતક છે તેથી એવી ગોઠવણ હોવી જોઇએ કે આ દુષ્ટ રોગબીજ કોઇને કષ્ટ ન આપે આ કૃમી કેવા હોય છે તેમનું વર્ણન નીચેના મંત્રમાં આપ્યુ છે—

द्व्यास्यात् चतुरक्षात् पञ्चपदात् अनङ्गुरे ।
अभिसर्पत परिवृतात् वृन्तात् परिपाहि ॥ ( मं २२ )

" આ જંતુઓને બે મોઢા, ચાર આંખો અને પાંચ પગ આંગળી વગરના હોય છે આ હુમલો કરે છે, એકત્રિત સંઘ શક્તિથી રહે છે, એમનાથી બચવુ જોઇએ ' આ તે જંતુઓનું વર્ણન છે તેની સાથે નીચેનું વર્ણન પણ જુઓ—

येषां प्रपदानि पश्चात् पार्ष्णी मुखानि च पुरः ।
खलजा शकधूमजा उरुण्डा मट्मटाः
कुम्भमुष्का अयाशवः । अस्या तान् प्रतिबोधेन नाशय । (મ ૧૫)

'તેમના પગ પાછળની બાજુ, એડી અને મોઢું આગળની બાજુ હોય છે' આ કૃમીઓનું વર્ણન કરનારા શબ્દ આ મંત્રમાં "खलजा, शकधूमजा, उरुण्डा, मट्मटा, कुम्भमुष्का, अयाशवः" આ છે આમાં 'शकधूम' શબ્દનો અર્થ 'ગાયના છાણના ધુમાડાથી ઉત્પન્ન' એવો છે બીજા શબ્દોના અર્થ હજુસુધી વિશેષ વિચાર કરવા જેવો સ્પષ્ટ થયો નથી વાચકોએ તે વિષે શોધ ચાલુ રાખવી અને પ્રયત્નોદ્વારા તેમનો અર્થ જાણવા પ્રયાસ કરવો આ સૂક્તમાં એવા બીજા પણ ઘણાં શબ્દો છે કે તેમનો અર્થ સ્પષ્ટ થતો નથી આ કૃમી સ્ત્રીઓના શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે તે વિષે કહ્યું છે કે—

ये हस्ते शृङ्गाणि बिभ्रत चरन्ति यान्ति ।
ये स्तम्बे ज्योति कुर्वते ।
ये आ-पाके-स्थाः प्रहासिनः नाशयामसि । (મ ૧૪)

'જે પોતાના શિંગડા હાથમાં પકડી સ્ત્રીઓ પાસે પોહોચી જાય છે જે ચમકે છે અને રસોડામાં રહે છે તેમનો નાશ કરો' એવા કૃમી સ્ત્રીઓના શરીરમાં ઘુસે છે અને ત્યાં વિવિધ રોગ નિર્માણ કરે છે તેથી તેમનો નાશ કરવો યોગ્ય છે આ વર્ણનમાં 'થાંભલામાં જ્યોતિ કરવાનો' શો અર્થ છે તેનું જ્ઞાન થતું નથી તેની પણ શોધ થવી જરૂરી છે આ સૂક્તમાં રોગજંતુઓના બે ભેદ કહ્યા છે એક સૂક્ષ્મ અને બીજા મોટા અહીં સુધી સૂક્ષ્મ કૃમીઓનું વર્ણન થયું હવે મોટા મચ્છર જેવા જંતુઓ વિષે જુઓ—

### મચ્છરોનું ગાયન

गर्दभनादिनः कुसूला कुक्षिला ककुभा मिश्राः ।
साय शाला परिनृत्यन्ति तान् गन्धेन नाशय ॥ (મ ૧૦)

'ગધેડા જેવો શબ્દ કરનારા, જેમની પાસે ભોંકવા સોય જેવા હથીઆર છે, જેમના પેટ મોટા હોય છે, જે સાંજે ઘરની પાસે નાચે છે, તેમનો વાસથી નાશ કરો' આ વર્ણન ઘણા ભાગે મચ્છરો અથવા તેના જેવા કીડાઓનું છે તેઓ શબ્દ કરે છે, સાંજે તેમનો શબ્દ સંભળાય, તેમની કરડવાની સોય ઘણી તીવ્ર હોય છે તેમનો નાશ કરવા ઉગ્ર વાસ અથવા સુગંધી પદાર્થો બાળવા જોઇએ. લોબાન, ધૂપ, ઉદ વિગેરે બાળવાથી અથવા તેનો ધુમાડો ઘરમાં કરવાથી આ કીડાઓને દૂર કરી શકાય છે. તેમનું વર્ણન નીચેના મંત્રમાં છે

### મચ્છરોના શસ્ત્ર

कुकुन्धाः कुकूरभाः कृती दूर्शानि बिभ्रति ।
ये घोषं कुर्वत वने प्रनृत्यन्तः, तान् नाशयामसि ॥ (મ ૧૧)

"(કૃત્તી) કરડનાર, (દૂર્શાનિ) દંશ દેનારા સાધનો જેમની પાસે છે તેઓ, તે શબ્દ કરે છે અને જંગલમાં નાચ કરે છે તેમનો નાશ કરો" આ વર્ણન પણ પહેલા વર્ણન મુજબ મચ્છરોનું જ છે મચ્છરોના મોઢામાં કરડવાના હથીઆર હોય છે તેમના નામ અહીં 'दूर्श' કહ્યા છે અને કરડવાની તેમની પ્રવૃત્તિના કારણે તેમને કૃતી એટલે કરડનાર એમ કહ્યું છે. આ જંતુઓ તાવ લાવે છે તેથી ઉગ્રવાસવાળા પદાર્થો બાળી તેમનો નાશ કરવો યોગ્ય છે. આ મંત્રમાં અને તેના પહેલા મંત્રમાં એવા કેટલાક શબ્દો છે જેમનો અર્થ સ્પષ્ટ થતો નથી તે શબ્દોની શોધ થવી જરૂર છે. તેમજ હજુ જુઓ—

### મચ્છરોનું સ્થાન

अरायान् बस्तवासिनः दुर्गन्धान् लोहितास्यान्
मककान् नाशयामसि ॥ (મ ૧૨)

'આ કૃમીઓ બસ્ત એટલે ચામડાપર રહે છે, તેમની દુર્ગન્ધ આવે છે, તેમના મોઢા લાલ હોય છે આવા મશકોનો એટલે મચ્છરોનો નાશ કરવો જોઇયે' આ મંત્રમાં 'मकक' શબ્દ ઘણા ભાગે 'मशक' એટલે મચ્છર વાચક હોવો જોઇએ. बस्त શબ્દના પણ ચોક્કસ અર્થની શોધ થવી જરૂરી છે આ જંતુઓને અહીં, 'अराय' કહ્યા છે. તે શબ્દનો અર્થ 'ન આપનારો' એમ છે એટલે આ જંતુઓ આરોગ્ય આપતા નથી લોહિ આપતા નથી, જીવન આપતા નથી અને શરીરને શક્તિ અથવા શોભા આપતાં નથી કારણ કે તેમનાથી અનેક રોગો થાય છે અને તેથી ઉપર કહેલી બાબતો નાશ પામે છે આ કૃમીઓના ચિન્હો નીચે આપેલા શબ્દો વડે સ્પષ્ટ થાય છે તેથી તે શબ્દો

*

હવે તેત્રીજા બીજા મંત્રમાં નીચે મુજબ નામો આવે છે—

રોગજંતુના નામો

૧ पलाल-अनुपलालौ- માંસ જેમને અનુકૂળ છે, માંસ ન મળવાથી નહિ છે અને માંસ ખાવાથી જેમની વૃદ્ધિ થાય છે.

૨ शर्कु- હિંસક, જે નાશ કરે છે.

૩ कोक- કામને વધારી વીર્યનો નાશ કરનારા.

૪ मलिम्लुच- મલીનતામાં જન્મનારા અને અસ્વચ્છતાના કારણે વધનારા

૫ पलीजक- પલીત રોગ નિર્માણ કરનારા.

૬ आश्रेष- કોઇના આશરાથી રહેનારા.

૭ प्रमीलिन- જે નમ્રી કરનારા છે.

આ મંત્રના બીજા શબ્દો," वव्रिवासस्, ऋक्षग्रीव" આ વિશે શોધ થવી જરૂરી છે, કારણ કે તેમનો અર્થ સ્પષ્ટ નથી. પાંચમા મંત્રમાં નીચે જણાવેલ શબ્દો આવે છે—

૮ कृष्ण - કાળા રંગના

૯ केशी- વાળવાળા અથવા તંતુ જેવા.

૧૦ अ-सुर- પ્રાણ ઘાતક મારી નાખનાર.

૧૧ स्तुभिक - નાના મોઢાવાળા

૧૨ अ-राय - આરોગ્યાદિ ન આપનાર

આ પાંચમાં મંત્રમાં સ્તબજ શબ્દ છે તેનો અર્થ સમજી શકાતો નથી તેની પણ શોધ થવી જોઇએ છઠ્ઠા મંત્રમાં નીચે જણાવેલ શબ્દો આવે છે—

૧૩ अनुजिघ्र - સુંઘવાથી શરીરમાં પ્રવેશ કરનારા, નાક વડે શરીરમાં પ્રવેશ મેળવી ફેફસામાં જાય છે

૧૪ प्रमृशन्- સ્પર્શ કરનારા, સ્પર્શથી થનારા, સ્પર્શજન્ય રોગબીજ

૧૫ क्रव्याद- માંસ ખાનારા, શરીરનું રક્ત અને માંસ ખાનાર

૧૬ रिरिह- હિંસક, ઘાતકી, નાશ કરનારા.

૧૭ श्वकिष्किणी- કુતરા મુજબ પીડા કરનારા

આવી જ રીતે બીજા મંત્રમાં જે શબ્દો છે તેમનો પણ આ શબ્દો સાથે વિચાર કરવાથી રોગજંતુઓનું સંપૂર્ણ જ્ઞાન થઇ શકે છે.

આ સર્વ જંતુઓને ' पिंग बज ' દૂર કરે છે તે નીચેના મંત્રો જોવા લાયક છે—

પિંગ બજ

परिसृष्टं धारयतु हितं मा अवपादि ।
गर्भं भेषजौ गर्भं रक्षताम् ॥ ( મં. ૨૦ )
पवीनसात् तंगल्वात् छायकाद् नग्नकात्
किमीदिनः । प्रजायै पत्ये पिंगः परिपातु ।
(મં. ૨૧ )

" ગર્ભાશયમાં આધાન કરેલ ગર્ભ ઉત્તમ રીતથી ધારણ કરેલો જોઇએ. ગર્ભાશયમાં રહેલો ગર્ભ પતન ન થાય, આ બન્ને તીવ્ર ઔષધિઓ તેનું રક્ષણ કરે, આ રોગબીજોથી રક્ષણ થવા માટે, ઉત્તમ સંતાન થવા માટે, પિંગ વનસ્પતિથી ગર્ભાશયનું રક્ષણ થાય. "

૨૧ મા મંત્રના રોગબીજ વાચક શબ્દ ઘણા દુર્બોધ છે તેમજ આ સુક્તમાં કહેલા ' पिंग बज ' વનસ્પતિનો પણ કંઇ પતો લાગતો નથી. વૈદિક વિષય ગ્રંથોમાં તેનું નામ નથી તેથી તેની શોધ કરવી કઠણ છે શ્રી સાયણાચાર્યે પોતાના અથર્વવેદ ભાષ્યમાં આ સુક્ત ઉપર ભાષ્ય કરતા તેનો અર્થ ' श्वेतसर्षप ' એમ કર્યો છે એટલે સફેદ સરસવ સૌ અથવા રાઇ પિંગબજનો અર્થ આજ હશે એમ શક્ય છે તેના ગુણ વૈદક ગ્રંથમાં નીચે મુજબ આપેલા છે—

પિંગબજના ગુણ

तिक्त तक्ष्णोष्ण. वातकफघ्न.उष्ण क्रमिकुष्ठघ्न ।
सितासित भेदेन द्विधा । ( રાજ૦ )
कटूष्णो वातशूलघ्नः । गुल्मकण्डूकुष्ठमणापहः ।
वातरक्तग्रहापहः । रक्षदोषशमनो विषभूतघ्ना
पहः ।
सर्षपतैलगुणा - वातकफविकारघ्नं कृमिकुष्ठघ्नं .
चक्षुष्यम् ।

" સરસવ કડવા તીક્ષ્ણ, ઉષ્ણ, વાત અને કફને દૂર કરનાર, કૃમિ અને કુષ્ઠરોગને દૂર કરનાર છે. સફેદ અને કાળા એવા તેના બે પ્રકાર છે આ કડવા, ઉષ્ણ, વાત શૂળનો નાશ કરનારા ગુલ્મ, કંડુ, કુષ્ઠ, વ્રણ, વિગેરેનો નાશ કરનારા છે વાતરક્તરોગ દૂર કરનાર, વિષથી ઉત્પન્ન થએલા વ્રણને દૂર કરનાર, ચામડીના દોષને દૂર કરનાર છે સરસવનું તેલ વાત- કફવિકાર દૂર કરે છે, કૃમી અને કુષ્ઠનો નાશ કરે છે અને આંખોને માટે હિતકારક છે.

આ વર્ણનમાં સરસવનો ગુણ કૃમીનાશક, કુષ્ઠનાશક જે આપેલો છે તે પૂર્વોક્ત સુક્તના ઉપદેશ જોડે મળતો છે,

તેથી સંભવ છે કે 'પિંગ વ્રજ'નો તેજ અર્થ હશે તેની વધારે શોધ થવી પણ જરૂરી છે. કારણ કે આ સૂકતના કેટલાક શબ્દો અને કેટલાક વાકયો દુર્બોધ છે જેનો અર્થ બંધ બેસતો નથી. આધુનિક કોષોથી તેમનો અર્થ કરવામાં વિશેષ મદદ મળી શકે તેમ નથી જેમની પાસે વિશેષ શોધ ખોળ કરવાના સાધનો હશે તેમને તે જરૂર કરવી.

---

# પુંસવન

## કાંડ ૬, સૂકત ૧૧

( ऋषि - प्रजापतिः । देवता- रेत , मन्त्रोक्तदेवता )

शमीमश्वत्थ आरूढस्तत्र पुंसुवनं कृतम् । तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा भरामसि ॥ १ ॥
पुंसि वै रेतो भवति तत्स्त्रियामनु षिच्यते । तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥ २ ॥
प्रजापतिरनुमतिः सिनीवाल्यचीक्लृपत् । स्त्रैषूयमन्यत्र दधत्पुमांसमु दधदिह ॥ ३ ॥

**અર્થ**— ( अश्व-त्थः ) પીપળાનું ઝાડ ( शमीं आरूढ ) શમીના ઝાડ ઉપર જ્યાં ચઢેલું હોય છે ( तत्र पुंसवनं कृतं ) ત્યાં પુંસવન કરાય છે તેજ ( पुत्रस्य वेदन ) પુત્ર પ્રાપ્તિનો નિશ્ચય છે ( तत् स्त्रीषु आभरामसि ) તે અમે સ્ત્રીઓમાં ભરીએ છીએ [ ૧ ]

( पुंसि वै रेत भवति ) પુરૂષમાં જે વીર્ય બને છે ( तत् स्त्रियां अनुषिच्यते ) તે સ્ત્રીમાં સીંચાય છે ( तत् वै पुत्रस्य वेदन ) તે પુત્રપ્રાપ્તીનું એક સાધન છે ( तत् प्रजापतिः अब्रवीत् ) એમ પ્રજાપતીએ કહ્યુ છે (૨)

( प्रजापतिः अनुमतिः ) પ્રજા પાલન કરનાર પિતા અનુકૂલ મતિ ધારણ કરે અને ( सिनी-वाली अचीक्लृपत् ) ગર્ભવતી સ્ત્રી સમર્થ થાય, એમ થવાથી ( पुमांस उ इह दधत् ) પુત્રગર્ભજ ધારણ થાય છે ( अन्यत्र स्त्रैषूय दधत् ) બીજી પરિસ્થિતિમાં સ્ત્રીગર્ભ ધારણ થાય છે [ ૩ ]

---

# પુંસવન

### નિશ્ચયથી પુત્ર ઉત્પત્તિ

ખાત્રીથી પુત્ર થાય તે માટે આ સૂકતમાં એક ઔષધિ પ્રયોગ કહ્યો છે તે—

**शमीं अश्वत्थ आरूढ तत्र पुंसवन कृतम् ।**
**तद्वै पुत्रस्य वेदनं तत् स्त्रीष्वाभरामसि ॥ (મં. ૧)**

( ૧ ) શમીના ઝાડ ઉપર પીપળાનું ઝાડ ઉગેલુ હોય છે એવો પીપળો પુત્ર રૂપ ગર્ભ ધારણ કરાવવા યોગ્ય હોય છે. અર્થાત્ તેની દવા જો સ્ત્રી સેવન કરે તો તે સ્ત્રી પુત્ર ઉત્પન્ન કરનારી થાય છે

( ૨ ) આ પીપળો ખાત્રીથી પુત્ર ઉત્પન્ન કરાવનારો છે. ( ૩ ) તેના સેવનથી ખાત્રીથી પુત્ર થાય છે ( ૪ ) પુત્ર ઉત્પત્તિ માટે તે પીપળાની દવા સ્ત્રીને આપવી જોઇએ "

શમીના વૃક્ષ ઉપર ઉગેલા પીપળાના પંચાંગનું ( જડ, છાલ, અંતર્છાલ, પાન, અને ફળ ) ચૂર્ણ કરી તે મધની સાથે સેવન કરવા આપવુ અથવા દૂધમાંથી આપવું તેના સેવનથી સ્ત્રીનો ગર્ભાશય પુરૂષગર્ભ ધારણ કરવા સમર્થ બને છે, જે સ્ત્રીઓને કન્યા સંતતિ થાય છે તેવી સ્ત્રીઓને આ દવા આપવાથી તેના ગર્ભાશયમાં જરૂર તેવું પરિવર્તન થઇ પુરૂષગર્ભ ઉત્પન્ન કરવાની શકિત તેમાં ( ગર્ભાશયમાં ) આવે છે

### पुंसवन अने स्त्रैपूय

पुरुष उत्पन्न थवो तेनुं नाम छे " पुंसवन " अने कन्या उत्पन्न थवी तेनुं नाम छे " स्त्रैपूय " आ बन्ने नाम आ सूक्तमां कहेलां छे, जेने चोक्कस पुत्र संततिनी इच्छा होय तेने आ औषधीनो प्रयोग करी जोवो. आ मंत्रना शब्दोनो श्लेषार्थ लेता बीजो पण एक अर्थ थाय छे ते जोवा जेवो छे—

१ अश्वत्थ – अश्वनो अर्थ छे वाजी-घोडो वाजीकरणनो अर्थ पुरुषने पुरुषशक्तिथी युक्त बनाववो अश्व शब्दनो अर्थ अहीं घोडाजेवो पुरुषधर्मथी युक्त अने समर्थ माणस ( अश्व ) घोडाजेवो जे ( स्थ ) रहे छे तेवो बळवान पुरुष

२ शमीः– मननी वृत्तीओ उछळता न देतां जे काबुमां राखे छे, एटले जे धर्मानुकूळ गृहस्थधर्म नियमोनु पालन करे छे तेवी स्त्री

एवा स्त्री पुरुषना संबंधथी निश्चित पुरुष संतति थाय आना स्त्रीपुरुषना संबंधमा वीर्यनुं बळ अधिक अने रजनी न्यूनता राखवानुं विधान छे तेथी तेज कारणे निश्चित पुत्र संतति थाय एटले पुरुष बळवाळो होय तो पुरुष संतति अने स्त्री बळवाळीनी होय तो स्त्रीसंतति थशे अहीं बळनो अर्थ पुरुषवीर्य अने स्त्रीरज एवो लेवो जरूरी छे

बीजो मंत्र गर्भाधान विषे २५९छे त्रीजा मंत्रमां फरी श्लेषार्थ युक्त शब्दो वडे कंइक विशेष आशय प्रगट कर्यो छे ते हवे जुओ—

१ प्रजापतिः– आपणा संतानतुं उत्तम पालन करवा समर्थ एवो गृहस्थ

२ अनुमतिः– परस्पर अनुकूळ प्रेमपूर्ण मन राखनार स्त्री अथवा पुरुष

३ सिनीवाली– सिननो अर्थ छे चंद्रनी कळा, तेनुं बळ वधारनार स्त्री, ते सिनीवाली जेम शुक्लपक्षनी रात्रीमां चंद्रमानुं बळ वधे छे ते रीते जे स्त्रीना गर्भाशयमा गर्भ, कळा कळाथी वधे छे

आ शब्द विचार करवा लायक छे संतानतुं पालन करवानी शक्ति, तेम ज उछेरवानी शक्ति जेमनामा होय तेवा आ पुरुषोए ज संतान उत्पन्न करवा संतानोत्पत्ति वखते स्त्री पुरुष परस्पर अनुकूळ संमति राखे तो ज समान गुणधर्म युक्त संतति थय ते एमा विरोध होय तो संतान पण विरुद्ध गुणधर्मवाळु थशे गर्भवती स्त्रीए समजवुं जोइए के मारामा चंद्रमां जेवो अपनी कळाथी वधनार गर्भ छे तेनुं रक्षण अने सुवृद्धिनो प्रबंध करवो मारुं काम छे एवी व्यवस्था होवाथी पुरुष संतति थाय छे तेनी विरुद्ध थवाथी स्त्रीसंतति या तो नपुंसक संतान थाय

एटले पुरुषवीर्यनी न्युनता स्त्रीरजनी अधिकता पुरुष स्त्रीमने वृत्तिनो विरोध विगेरे कारणे स्त्री संतान अने बन्नेनी समानता होय तो नपुंसक संतति थाय छे

सारा वैद्योए आ सूक्तनो विचार करवो अने वास्तविक रीतीथी प्रयोग करी आ पुंसवन अने स्त्रैपूय शास्त्रनी खात्री करवी

## सुख-प्रसूति सूक्त

### कांड १, सूक्त ११

( ऋषि – अथर्वा । देवता – पूषादयो नाना देवता )

वषट् ते पूषन्नस्मिन्त्सूतावर्यमा होता कृणोतु वेधाः ।
सिस्रतां नार्यृतप्रजाता वि पर्वाणि जिहतां सूतवा उं ॥ १ ॥

अर्थ— हे ( पूषन् ) पोषक ईश्वर ! ( ते वषट् ) तारा माटे अमे अमारुं अर्पण करीए छीए ( अस्मिन् सूतौ ) आ प्रसूतीना कार्यमां ( अर्यमा होता वेधाः ) अर्य मनवाळो दाता, विधाता ईश्वर सहायता ( कृणोतु ) करे ( ऋतप्रजाता ) नियमपूर्वक बाळकोने जन्म आपनारी स्त्री ( सिस्रतां ) दक्षताथी रहे तेमज पोताना ( पर्वाणि )

भावार्थ — हे बधानुं पोषण करनार जगदीश ! तारा माटे अमे पोताने अर्पण करीए छीए आ प्रसुति समये आखी दुनियाने निर्माण करनार तुं अमने मदगार था आ स्त्री काळजीपूर्वक रहे अने आ वखते पोतानां शरीर-अवयवो

चतस्रो दिवः प्रदिशश्चतस्रो भूम्या उत । देवा गर्भं समैरयन् तं व्यूर्णुवन्तु सूतवे ॥ २ ॥
सूषा व्यूर्णोतु वि योनिं हापयामसि । श्रथया सूषणे त्वमव त्वं बिष्कले सृज ॥ ३ ॥
नेव मांसे न पीवसि नेव मज्जस्वाहतम् ।
अवैतु पृश्नि शेवलं शुने जराय्वत्तवेऽव जरायु पद्यताम् ॥ ४ ॥
वि ते भिनद्मि मेहनं वि योनिं वि गवीनिके ।
वि मातरं च पुत्रं च वि कुमारं जरायुणाव जरायु पद्यताम् ॥ ५ ॥
यथा वातो यथा मनो यथा पतन्ति पक्षिणः ।
एवा त्वं दशमास्य साकं जरायुणा पतावजरायु पद्यताम् ॥ ६ ॥

---

અંગોને (सूतवे उ) સુખ પ્રસુતિ માટે (विजिहताम्) ઢીલા કરે [૧] (दिवः) આકાશની (उत) તેમજ (भूम्याः) પૃથ્વીની (चतस्रः प्रदिशः) ચારે દિશામાં રહેનારા (देवाः) દેવોએ (गर्भं समैरयन्) ગર્ભને બનાવ્યો માટે તેઓ જ (सूतवे) તેના સુખ પ્રસુતિ માટે (तं वि ऊर्णुवन्तु) તેને નગ્ન કરે, તેને બહાર ખુલ્લો કરે [૨] (सूषा) ઉત્તમ સંતાન ઉત્પન્ન કરનારી માતા (व्यूर्णोतु) પોતાના શરીરને ખુલ્લું કરે હું (योनिं) યોનીને (विहापयामसि) ખેંચું છું હે (सूषणे) પ્રસુત થનાર સ્ત્રી! (त्वं) તું પણ (श्रथय) અંદરથી પ્રેરણા કર અને હે (बिष्कले) વીર સ્ત્રી (त्वं) તું (अव सृज) બાળકને ઉત્પન્ન કર [૩] (न इव मांसे) તે માંસમાં લપટાએલો નથી (न पीवसि) ચર્બીમાં નથી અને (न इव मज्जसु) મજ્જાના તંતુઓમાં પણ નથી (आहतम्) લપટાએલો (पृश्नि शेवलं) નરમ સારડીના રૂપ મુજબ (जरायु) જેલી (शुने अत्तवे) કુતરાને ખાવા માટે (अवैतु) નીચે આવે (जरायु) જેલી (अव पद्यताम्) નીચે પડે [૪] (ते मेहनं) તારા ગર્ભના માર્ગને (योनिं) યોનીને અને (गवीनिके) બન્ને નાડીઓને (वि वि वि भिनद्मि) વિશેષ રીતે ખુલ્લી કરું છું (मातरं पुत्रं च) માતા અને પુત્રને (वि) અલગ કરું છું તેમજ (कुमारं जरायुणा वि) છોકરાને જેલીથી છુટો કરું છું (जरायु) જેલી (अव पद्यताम्) નીચે પડી જાય [૫] જેમ વાયુ મન અને પંખીઓ (पतन्ति) ચાલે છે (ઉડે છે) (एव) તેવી રીતે હે (दशमास्य) દશ મહિનાવાળા ગર્ભ! તું (जरायुणा साकं) જેલી સાથે (पत) નીચે પડ તેમજ (जरायु अव पद्यताम्) જેલી નીચે પડી જાય [૬]

---

ઢીલા કરે (૧) આકાશ અને ભૂમિની ચારે દિશાઓમાં રહેનારા બધા દેવોએ આ ગર્ભને બનાવ્યો છે એટલે તેઓ જ આ વખતે સુખેથી તેને ગર્ભસ્થાનમાંથી બહાર લાવે (૨) સ્ત્રીએ હવે પોતાના અંગ ખુલ્લા કરવા મદદ કરનાર દાયણે યોનીને ખોલવી હે સ્ત્રી! તું પણ મનથી અંદરથી પ્રેરણા કર અને સુખેથી બાળક ઉત્પન્ન કર (૩) આ ગર્ભ માંસ, ચર્બી અથવા મજ્જાને ચોંટેલો નથી તે પાણીમાં પથ્થર ઉપર જામતી લીલ મુજબ નરમ અને અતિ નાજુક થેલીમાં લપટેલો હોય છે તે બધી આખી થેલી બહાર આવે અને તે નાળની સાથે કુતરાને ખાવા અપાય (૪) યોનિ ગર્ભસ્થાન અને પાછળની નાડીઓને ઢીલા કરવામાં આવે પ્રસુતિ થતાં જ માતાથી બાળકને અલગ કરવામાં આવે અને બાળકને જેલી અને નાળથી અલગ કરવામાં આવે નાળ સાથે સાથ જેલી પૂર્ણતાથી બહાર નીકળી આવે (૫) જે રીતે મન વેગથી વિષયોમાં લપટાય છે જેમ વાયુ અથવા પક્ષીઓ આકાશમાં વેગથી ઉડે છે, (જાય) તેમ દશમા મહિનામાં ગર્ભ જેલીની સાથે ગર્ભસ્થાનમાંથી બહાર આવે, જેલી વિગેરે બધું નીચે પડી જાય એટલે માતાના ગર્ભસ્થાનમાં તેનો કોઈ ભાગ શેષ ન રહે (૬)

# સુખ-પ્રસૂતિ સૂકત

## પ્રસૂતિ પ્રકરણ

આ પ્રકરણ વિશેષતઃ સ્ત્રીઓ માટે અને સામાન્યતઃ બધાને માટે વિશેષ લાભકારી છે. પ્રસૂતિસમયે સ્ત્રીઓને કેટલું દુઃખ થાય છે અથવા થતું હશે તે તો સ્ત્રીઓ જ જાણે. પણ પ્રયત્ન વડે પ્રસૂતિ સમયે કષ્ટ અથવા દુ:ખ ઓછું કરવું શકય છે. ગર્ભધારણાથી પ્રસૂતિ સુધી, અથવા ગર્ભધારણાથી પણ પહેલાં જે નિયમો પાલન કરવા યોગ્ય છે તે યોગ્ય રીતે પાલન કરવાથી પ્રસૂતીના કષ્ટ ઘણાં ઓછા થવાનો સંભવ છે. આ વિષયમાં આ પછી ઘણો ઉપદેશ આપવાનો છે. આપણે અહીં આ સૂકતમાં જેટલો વિષય આપ્યો છે તેટલો જોઇશુ—

### ઇશભકિત

પરમેશ્વરની ભકિત મનુષ્યને દુઃખમાંથી પાર ઉતારે છે. સંસારી સ્ત્રીપુરુષો જો ભગવાનના સારા ભકત હોય તો તે કુટુંબની સ્ત્રીઓને પ્રસૂતીના કષ્ટ થાય નહિ. આ કહેવા માટે આ સૂકતના પહેલા મંત્રમાં પૂર્વાર્ધમાં બધાથી પહેલાં શરૂઆતે જ ઇશ્વરની માનસ પૂજાનું વર્ણન છે.

' વષટ્ ' શબ્દ ' સ્વાહા ' અર્થનો હોય છે તેનો અર્થ આત્મસમર્પણ કરવું ( हे पूषन् ते वषट् ) હે ઇશ્વર ! તારા માટે અમે અમને પોતાને અર્પણ કરીએ છીએ તુજ ( अर्य-मा ) શ્રેષ્ઠ સજ્જનોનો સન્માન કરનાર અર્થાત્ હિત કરનારો છે. તું જ ( वेधाः ) આખી દુનિયાની રચના કરનારો અને નિર્માણ કરનારો છે. અને તુ જ ( होता ) સર્વ સુખ આપનારો છે. તેથી અમે તારા આશ્રરે રહીએ છીએ અને તને જ પૂર્ણતયા સમર્પિત થઇએ.

અહીં ભગવાનના જે ગુણો જણાવ્યા છે તે અનુક્રમથી જોવા જેવા છે " સર્વ સૂર્યાદિ દેવતાઓને શકિત આપનારો એક ઇશ્વર જ છે અને તેનું શાસન સર્વોપરિ છે. " વિગેરે ભાવ જે પહેલાં સૂકતમાં વર્ણવેલા છે તે અહીં જુઓ " બધાથી શ્રેષ્ઠ એવો પ્રભુ મને મદદ કરે છે, અને હું તેની ગોદમાં સુરક્ષિત -છું " ઇત્યાદિ ભકિતની ભાવનાઓ જેના હૃદયમાં અકૃત્રિમ પ્રેમની સાથે રહે છે, તે માણસ વિશેષ શકિતથી અને આરોગ્યથી યુકત થાય છે અને ઘણું ભાગે આવો માણસ હંમેશ આનંદમાં રહે છે.

કામવિકારનો સંયમ કરવા એક પ્રભુભકિત જ દિવ્ય-ઔષધી છે. કામવિકારનું નિયમન થ વ તો સ્ત્રીઓના પ્રસૂતીના કષ્ટ ઘણું ટકા ઓછા થશે. કારણ કામ અગ્નિ હોવાથી ઓ-ઓ નબળી થાય છે અને અશકિતના કારણે પ્રસૂતિ વખતે પરિશ્રમ વધારે થાય છે. તેમ જ પ્રસૂતિ પછી પણ ક્ષયાદિ રોગ કષ્ટ આપે છે તેથી કામભોગનું નિયમન પરમેશ્વર ભકિતથી કરવાનો ઉપદેશ દરએક સ્ત્રીપુરુષ અહીં અવશ્ય ધ્યાનમાં રાખે.

### દેવોનો ગર્ભમાં વિકાસ

સૂર્યાદિ દેવતાઓ પોતાના અંશ ગર્ભમાં રાખે છે. બધી દેવતાઓના અંશાવતાર ગર્ભમાં આવ્યા પછી આત્મા તેમાં પ્રવેશે છે. આ બધા વિષયો વેદમાં ઠેકઠેકાણે આવેલા છે. [ આ વિષે સ્વાધ્યાય-મંડળ તરફથી પ્રકાશિત થએલ ' બ્રહ્મચર્ય ' પુસ્તકમાં ' દેવોના અંશાવતાર ' એવા મથાળાનો લેખ અવશ્ય વાંચવો. ત્યાં વિવિધ મંત્રોદ્વારા આ વિષય સ્પષ્ટ કરેલો છે ] તાત્પર્ય ગર્ભમાં અંશરૂપે અનેક દેવો અને દેવતાઓ રહે છે અને તેમનો સંબંધ બહારની દેવતાઓ જોડે હોય છે.પૃથ્વી અને આકાશની ચારે બાજુ રહેનાર બધી દેવતાઓ ગર્ભમાં અંશરૂપથી આવેલી છે જાણે કે તેમનું સંમેલન ( समैरयन् ) ગર્ભમાં મળેલું છે, અને તેમનો અધિષ્ઠાતા આત્મા પણ તે ગર્ભમાં આવી વસ્યો છે. એવો દઢ વિશ્વાસ ગર્ભધારણ કરનાર માતાએ કરવો જોઇએ. એટલે જે આપણનો ગર્ભ છે તે પોતાની કામવાસનાનું ફળ નથી પણ તેમાં વિશેષ મહત્ત્વપૂર્ણ આત્મશકિત અને દૈવીશકિતનો સબંધ છે, એવો ભાવ એ ગર્ભ ધારણ કરનાર સ્ત્રી મનમાં રાખશે તો તેના ગર્ભનું રક્ષણ અને પોષણ સારી રીતે થશે. ગર્ભાધાન વખતે પણ દેવતાઓનું આવાહન કરવામાં આવે છે તે વખતના મંત્રોને આ રીતે જોવાથી તો ગર્ભાધાન કામ-વિકારના પોષણ માટે નથી, પરંતુ ઉચ્ચ શકિત ધારણ કરવા માટે છે એમ સમજાશે ગર્ભિણી સ્ત્રીએ એવો ઉચ્ચ ભાવ ગર્ભ વિષે પોતાના મનમાં રાખવો કે જે દેવતાઓના અંશ ગર્ભમાં ભેગા થયા છે તેજ તેનું રક્ષણ કરવામાં અને સુખ પ્રસૂતિમાં મદદ કરશે, એટલે એવી રીતે દેવતાઓની મદદ અને પરમાત્માનો આધાર મને છે. તેથી પ્રસૂતિ સમયે મને કોઇ પણ દુઃખ થશે નહિ. પ્રસૂતિ સુખેથી થશે વાચકોએ આ દૃષ્ટિથી આ સૂકતનો બીજો મંત્ર જોવો.

## ગર્ભવતી સ્ત્રી

ગર્ભવતી સ્ત્રીએ પહેલાં કહ્યા મુજબ ભાવ પોતાના મનમાં ધારણ કરવા. હવે ગર્ભવતી સ્ત્રીએ અથવા ગૃહસ્થાશ્રમ સ્વીકારેલ સ્ત્રીઓએ નીચે આપેની બાબતોનો વિચાર કરવો—

૧ **नारी**– જે ધર્મનીતિથી ( **नृणाति** ) ચાલે છે અર્થાત્ ધર્મનિયમો મુજબ પોતાનું આચરણ રાખે છે, તેમજ ( **नर** ) પુરુષની જોડે રહે છે, તેને નારી કહે છે એટલે ગૃહસ્થધર્મના વિશેષ કર્તવ્યોનું પાલન કરવાનો ભાવ અહીં સૂચિત કર્યો છે (મ. ૧)

૨. **ऋत+प्रजाता**-( **ऋत** ) સત્યનિયમાનુકૂલ ( **प्रजाता** ) પ્રજાજનકર્મથી યુક્ત, એટલે ગર્ભધારણ, ગર્ભપોષણ અને ગર્ભ પ્રસૂતિ આદિ બધા કર્મો જેના સત્યધર્મ નિયમોના અનુસાર થાય છે ઋતુમતિ થવું, ગર્ભ ધારણ પછી ત્રણ વર્ષ ઉપરાંત અથવા બાળક ધાવવાનું બંધ કરે ત્યાર બાદ ઋતુમતિ થવું ઇત્યાદિ બધા નિયમોનું પાલન કરનારી સ્ત્રી સુખેથી પ્રસૂત થાય છે (મ. ૧)

૩. **रूपा, सुपणा**– જે સ્ત્રીને પ્રસૂતિના કષ્ટ થતાં નથી એટલે જે સુખેથી પ્રસૂત થાય છે સ્ત્રીઓએ યોગ્ય નિયમ પાલનદ્વારા આ ગુણ પોતાનામાં લાવવો (મ ૩)

૪ **विष्कला**– વીર સ્ત્રી અર્થાત્ ધૈર્યવતી સ્ત્રી સ્ત્રીઓએ પોતાનું ધૈર્ય વધારવું જરૂરી છે થોડું દુ:ખ પડે તો તેથી ગભરાવવું નહિ. ધૈર્યથી તે સહન કરવું જોઇએ (મ ૩)

ગર્ભવતી સ્ત્રીઓએ આ શબ્દો દ્વારા પ્રાપ્ત થનારો બોધ પોતાની અંદર ધારણ કરવો. કારણ કે સુખ પ્રસૂતી માટે તે ગુણોની આવશ્યકતા છે

### ગર્ભ

આ સૂક્તમાં ગર્ભ માટે " **दश-मास्य** શબ્દ વપરાએલો છે. તેનો અર્થ દસ મહિનાનું જેનું જીવન વ્યતીત થયું છે અથવા જેની ઉમર દસ મહિનાની થઇ છે એવો છે આ શબ્દ ગર્ભનો સમય બતાવે છે દસમાં માસમાં પ્રસૂતીનો યોગ્ય સમય હોય છે દસ મહિના પહેલાં જો પ્રસૂતિ થાય તો તે ગર્ભ અપરિપક્વ કહેવાય અને તેવી અવસ્થામાં થતી પ્રસૂતીથી માતાનું કષ્ટ વધે છે યોગ્ય સમય પહેલાં થનારો ગર્ભપાત અથવા ગર્ભસ્રાવથી માતાના કષ્ટ વધે છે, અને તે બધા ગૃહસ્થી જીવન જીવનાર સ્ત્રીપુરુષોના નિયમ વિરૂદ્ધના વર્તાવના કારણે તેમ થાય છે જે સ્ત્રીપુરુષો ગૃહસ્થાશ્રમ નિયમો સારી રીતે પાલન કરે છે તેમના સ્ત્રીઓની પ્રસૂતિ સુખેથી થાય છે.

### સુખપ્રસૂતિ માટેના આદેશો

૧ સ્ત્રીઓએ પરમેશ્વર ભક્તિ કરવી. (મ ૧)

૨ પોતાના ગર્ભમાં બધા દેવતાઓ આવી વસેલ છે એવી પોતાની ભાવના રાખવી (મ. ૧)

૩ ( **सिस्रतां** ) ગર્ભવતી અવસ્થામાં પોતાના કાર્યો, હલનચલન ઇત્યાદિ વ્યવહાર ઘણી કાળજીપૂર્વક કરવા મં ૧)

૪ પ્રસૂતીના વખતે ( **पर्वाणि विजिहता** ) પોતાના અવયવો ઢીલા રાખવા (મ ૧)

૫ ( **सूता व्यूर्णोतु** ) સુખ પ્રસૂતિ ઇચ્છા કરનાર સ્ત્રીએ પોતાનું શરીર ઢીલું રાખવું એટલે અવયવો સખ્ત ન કરવા (મં. ૩)

૬ ( **सूषणे । त्व श्रथय** ) સુખપ્રસૂતિ ઇચ્છનાર સ્ત્રીએ પોતે પોતાની ઇચ્છા શક્તિ વડે અંદરથી પણ પ્રેરણા કરવી તથા મન વડે પ્રસૂતિના અંગોને પ્રેરીત કરવા આ પ્રેરણા તે પ્રસૂતિ પામનાર સ્ત્રીએ પોતે જ કરવી જોઇએ (મ ૩)

### દાયણની મદદ

૧ પ્રસૂતિ સમયે દાયણની મદદ અવશ્ય હોવી જોઇએ દાયણે પ્રસૂતિ પામનાર સ્ત્રીને ધીરજ આપવી અને યોગ્ય સૂચનાઓ આપતા રહેવું " પરમેશ્વર તને સહાય્ય કરશે અને બધા દેવ દેવતાઓ તારા ગર્ભમાં આવી વસેલાં છે, તેથી તે પોતે જ તને મદદ કરશે " એવા વાક્યોથી તેને ઉત્તેજન આપવું

૨ જરૂર પડે તે સમયે યોનિસ્થાન ઉચિત રીતે ખુલ્લું કરે (મ. ૩)

૩ જે નીની યોની અંદર ગર્ભ હોય છે ગર્ભની સાથે જેની નાલ, વિગેરે બધું બહાર આવી જાય, કોઇ તેનો પદાર્થ માતાના ગર્ભાશયમાં રહી જવા ન પામે એવી કાળજીથી દાયણે કામ કરવું જો તે પૈકી કઇ પદાર્થ અંદર રહી જાય તો તે માતાને ઘણો કષ્ટ આપનારો થશે (મ ૪)

૪ પ્રસૂતિની વખતે ગર્ભમાર્ગ યોનિ અને પાછળના અવયવો ખુલા કરવા તેમને એવી રીતે ખુલા કરવા કે તેથી પ્રસૂતિ સુખેથી થાય (મ ૫)

૫ પ્રસૂતિ થતાં જ માતા પાસેથી પુત્રને અલગ કરવો તેના

ઉપરનું જેલીનું આવરણ દૂર કરી આવશ્યક તે બધું યોગ્ય પ્રકારે કરવું. ( મં. ૫ )

સૂચના

આ શરીરશાસ્ત્રનો વિષય છે, કેવળ પાંડિત્ય પ્રગટ કરવાનો નથી આ સૂકતમાંના શબ્દોનો અર્થ પણ શરીરશાસ્ત્ર કે પ્રસૂતિ પ્રકરણ આધારોથી કરવા જોઈએ તેથી વૈદ્યો, ડૉક્ટરો જેઓએ પ્રસૂતિ–શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો છે, તેની જોડે પરિચય છે, અને જે સ્ત્રીઓનો સંબંધ પુષ્કળ પ્રસૂતિઓ સાથે આવેલ છે, આ શાસ્ત્રના જ્ઞાનનો તેમનો પરિચય છે, તેઓએ આ સૂકતનો વધુ ઊંડો વિચાર કરવો. તે શબ્દ પણ સૂકતમાં " सिस्रतां, विजिहतां, व्यूर्णोतु, " ઇત્યાદિ છે તે સારી પેઠે સમજી લેશે તોજ તેઓ આ સૂક્ત સારી રીતે સમજી અને સમજાવી શકશે

પ્રસૂતિશાસ્ત્રના અભ્યાસકો તેનો અભ્યાસ કરશે તોજ તેઓ પ્રસૂતિની નિર્દોષ વ્યાખ્યા કરી શકશે

---

# રક્તસ્રાવ બંધ કરવો

## કાંડ ૧, સૂક્ત ૧૭

( ऋषि – ब्रह्मा । देवता– योषित् )

अमूर्या यन्ति योषितो हिरा लोहितवाससः । अभ्रातर इव जामयस्तिष्ठन्तु हतवर्चसः ॥ १ ॥
तिष्ठावरे तिष्ठ पर उत त्वं तिष्ठ मध्यमे । कनिष्ठिका च तिष्ठति तिष्ठादिद्धमनिर्मही ॥ २ ॥
शतस्य धमनीनां सहस्रस्य हिराणाम् । अस्थुरिन्मध्यमा इमाः साकमन्ता अरंसत ॥ ३ ॥
परि वः सिकतावती धनूर्बृहत्यक्रमीत् । तिष्ठतेलयता सु कम् ॥ ४ ॥

અર્થ— ( अमूः या ) આજે ( लोहित वाससः ) લાલ કપડા પહેરેલી ( योषितः ) સ્ત્રીઓ છે એટલે લાલ રંગના રક્તનો પ્રવાહ લઈ જનારી ( हिरा ) નાડીઓ ( ધમનીઓ ) છે તે ( तिष्ठन्तु ) બંધ થાય એટલે તેમાંથી જે રક્તનો પ્રવાહ ચાલે છે તે બંધ થાય ( इव ) જે પ્રકારે ( अ–भ्रातरः ) ભાઈ વગર ( हतवर्चसः ) નિસ્તેજ બની ( जामय ) બ્હેનો ફરી જાય છે [ ૧ ] ( अवरे तिष्ठ ) હે નીચેની નાડી ! તૂ ઉભી રહે ( परे तिष्ठ ) હે ઉપરની નાડી ! તૂ ઉભી રહે ( उत् मध्यमे ) અને હે વચલી નાડી ! ( त्व तिष्ठ ) તૂ પણ ઉભી રહે. ( कनिष्ठिका च तिष्ठाति ) નાની નાડી પણ ઉભી રહે છે તેમ જ ( धमनि इत् तिष्ठात ) મોટી નાડી પણ સ્થિર થાય [ ૨ ] ( धमनीनां शतस्य ) સેંકડો ધમની અને ( हिराणां सहस्रस्य ) હજારો નાડીઓની વચ્ચે ( इमाः मध्यमा अस्थुः ) આ મધ્યમ નાડીઓ રોકાઈ ગઈ છે. ( साकं ) સાથે સાથે ( अताः ) અંદરના ભાગ ( अरसत ) ઠીક થયા છે. [ ૩ ] ( बृहती धनूः ) મોટા ધનુષ્ય વડે ( वः परि अक्रमीत् ) તમારા ઉપર હુમલો કર્યો ( सिकतावतीः तिष्ठत ) રેતીવાળી અથવા ખાંડવાળી બની ફરી જા જેથી ( कं ) સુખ ( सु इलयत ) પ્રાપ્ત કરશો. [ ૪ ]

ભાવાર્થ— શરીરમા લાલરંગનું લોહી બધે પહોંચાડનારી ધમનીઓ છે જો ઘા પડે ત્યારે તેમનામાથી જતા લોહીના પ્રવાહને રોકવા જોઈએ જે પ્રમાણે દુર્ભાગ્ય પ્રાપ્ત થએલ બહેનોની ગતિ ભાઈ વગર બંધ પડે છે નીચેની ઉપરની તેમજ વચલી નાની અને મોટી બધી નાડીઓ બંધ કરવી જોઈએ ( ૨ ) સેંકડો અને હજારો નાડીઓમા જરૂર તેજ નાડીઓ બંધ કરવી એટલે તેમના ફાટેલા ભાગ દુરસ્ત કરવા જોઈએ ! મોટા માણસના મોટા બાણથી ધમનીઓ ઉપર હુમલો થઈ નાડીઓ ફાટી જાય છે તેમનો ખાંડ જોડે સંબંધ જોડવાથી જલ્દી આરોગ્ય પ્રાપ્ત કરાવે છે. ( ૪ )

# રક્તસ્રાવ બંદ કરવો

### ઘા અને રક્તસ્રાવ

શરીરમાં શસ્ત્રથી ઘા થાય તો ઉપરની અને નીચેની નાડીઓ રસ્સીથી બાંધી દેવાથી રક્ત વહેતુ બંદ થઈ જાય છે ઘા જોઈને કયાંની નાડીઓ બાંધવી તે નક્કી કરવુ જોઈએ. આ પ્રકારે રક્તસ્રાવ જો જલદીથી બંધ કરવામાં આવે તો જ રોગીને જલ્દી આરોગ્ય પ્રાપ્ત થાય અન્ય તે લોહી વધારે વહી જવાથી માણસ મરી જાય તેથી તે બાબતમાં સાવચેતી રાખવી જોઈએ

આના પહેલાના સૂક્તમ શત્રુઓને ગોળીથી મારવાનો ઉલ્લેખ છે અને આ સૂક્તમાં રક્તસ્રાવ બંદ કરવાનો ઉપદેશ હોવાથી લડાઈમાં શરીર ઉપર ઘા થતાં લોહી વહેતુ હોય તે બંધ કરવા માટે આ ઉપદેશ છે એવો સંભવ ખરો. 'સિકતાવતી' એટલે રેતીવાળી અથવા ખંડવાળી થમની કરવાથી રક્તસ્રાવ બંદ થતો હશે ખાંડની ઝીણી પાવડર લગાડવાથી રક્તસ્રાવ બંધ થાય છે આ કહેતુ વિચાર કરવા જેવુ છે

### કમભાગી સ્ત્રી

( हत-वर्चस जामय· ) જેમનુ તેજ નષ્ટ થયુ છે તેવી સ્ત્રીઓ, દુર્ભાગ્ય પ્રાપ્ત થએલી સ્ત્રીઓ એટલે જેમના પતિ મરી ગયાના કારણે જેમની ભાગ્યહીન અવસ્થા થઈ છે એવી સ્ત્રીઓ પિતા, માતા, અથવા ભાઈના ઘેર આવી રહે છે એટલે તેમણે રહેવુ જોઈએ, બીજા કોઈ સ્થળે ન જાય આ ઉપદેશ પહેલાં આપેલ ચૌદમાં સૂક્તમાં ( કાં ૧ સૂ. ૧૪ ) માં કહેલા છે પણ જો તે સ્ત્રીઓ ( अ-भ्रातर ) ભાઈ વગરની હોય તો તેમની ગતિ રોકાઈ જશે અર્થાત્ એવી સ્ત્રીઓ કોઈ પણ ઠેકાણે જઈ શકશે નહિ જે પ્રકારે પતિ જીવતો હોય ત્યારે મોટા મોટા ઉત્સવ આદિ પ્રસંગોમાં તેઓ જાય તેમ પતિ મર્યા પછી તે જઈ શકતી નથી કારણ તેમની ગતિ વૈધવ્યના કારણે રોકાઈ જાય છે. પહેલાં તેમની ગતિ સર્વત્ર હતી પણ હવે દુર્ભાગ્યથી તે કોઈ પણ ઠેકાણે જઈ શકતી નથી.

અહીં સ્ત્રીઓ વિશે એક વૈદિક દૃષ્ટિ સમજાય છે, જે સ્ત્રી જ્યારે પતિ જીવિત હતો ત્યારે સર્વ ઉત્સવ પ્રસંગોમાં જઈ શકતી અથવા ભાગ લેતી તે પતિના મરણ પછી જઈ શકતી નથી ઘરમાં રહેવુ, ઉત્સવાદી આનંદ પ્રસંગોમાં ન જવુ, મંગલ, ઉત્સવમાં ભાગ ન લેવો, ઇત્યાદિ વિધવા સ્ત્રીના વ્યવહારની રીત અહીં જણાય છે

વિધવા સ્ત્રી ભાઈ હોય તો ભાઈના ઘરે જાય, પણ ભાઈ અથવા મા-બાપ જીવતા ન હોય તો તે સ્ત્રીઓને દુઃખમાં રહેવુ પડે આ વખતે તે સ્ત્રીએ પરમેશ્વર ભક્તિ કરતા પોતાના દિવસો ગુજારવા અને પરોપકારના કાર્યો કરવા

### વિધવાના વસ્ત્રો

" **हतवर्चसः जामयः लोहित वासस योषितः** "

આ શબ્દો વિધવા સ્ત્રીના કપડા લાલ રંગના હોવાનું કહી રહ્યા છે " નિસ્તેજ ભાગ્યહીન બ્હેનો લાલ વસ્ત્ર પહેરનારી સ્ત્રીઓ " આ શબ્દો દુર્ભાગ્યમય સ્ત્રીઓના કપડા લાલ હોવા જોઈએ એવી સૂચના આપે છે દક્ષિણ ભારતમાં તે વૈદિક પ્રથા આજે પણ ચાલુ છે ત્યાંની વિધવા સ્ત્રીઓ ફકત લાલ રંગના વસ્ત્રો પહેરે છે પતિયુક્ત એટલે સૌભાગ્યવતિ સ્ત્રીઓ કેવળ લાલ રંગના કપડા પહેરતા નથી. પણ બીજા રંગના કપડા, લાલ રંગના કપડા જોડે ભેગા બધા રંગોના પહેરે છે વિધવા સ્ત્રીઓ કેવળ સફેદ કપડા પણ પહેરે છે આ સફેદ કપડાનો રિવાજ સંપૂર્ણ ભારતવર્ષમાં સર્વત્ર છે

---

## રક્તસ્રાવની ઔષધિ

**કાંડ ૬, સૂક્ત ૪૪**

( ऋषि - विश्वामित्र । देवता- वनस्पति मन्त्रोक्तदेवता )

अस्थाद् द्यौरस्थात्पृथिव्यस्थाद्विश्वमिदं जगत् । अस्थुर्वृक्षा ऊर्ध्वस्वप्नास्तिष्ठाद्रोगो अयं तव ॥ १ ॥

અર્થ— ( द्यौ अस्थात् ) દ્યુલોક રોકાયો છે ( पृथिवी अस्थात् ) આ આખી દુનિયા રોકાઈ છે ( ऊर्ध्व स्वप्ना वृक्षा अस्थु ) ઉભા રહી ઉંઘ લેનારા વૃક્ષો પણ રોકાયા છે તે રીતે ( अय तव रोग निष्ठात् ) આ તારો રોગ રોકાઈ જાય. [ ૧ ]

शतं या भेषजानि ते सहस्रं संगतानि च । श्रेष्ठमास्रावभेषजं वसिष्ठं रोगनाशनम् ॥ २ ॥
रुद्रस्य मूत्रमस्यमृतस्य नाभिः ।
विषाणका नाम वा असि पितॄणां मूलादुत्थिता वातीकृतनाशनी ॥ ३ ॥

અર્થ—( તે યા શત ભેષજાનિ ) તારા એ સો ઔષધી ( સહસ્ર સંગતાનિ ચ ) હજારો તેના મિશ્રણના પ્રકારે, આ ( શ્રેષ્ઠ આસ્રાવભેષજ ) બધાથી શ્રેષ્ઠરક્તસ્રાવની દવા છે તે ( વસિષ્ઠ રોગનાશનં ) બધાને વસાવનાર અને રોગોનો નાશ કરનાર છે [ ૨ ]

( રુદ્રસ્ય=રુત્+રસ્ય =મૂત્ર ) શબ્દ કરનારા વાદળાઓનું મૂત્ર એટલે વૃષ્ટિરૂપી પાણી ( અમૃતસ્ય નાભિ અસિ ) અમૃત રસનું કેન્દ્ર છે તેમજ ( વિષાણકા નામવા અસિ ) આ વિષાણુકા દવા છે જે ( વાતીકૃત નાશની ) વાત રોગ દૂર કરનારીઓ ( પિતૄણાં મૂલાત્ ઉત્થિતા ) પિતરોના કારણથી ઉત્પન્ન થનારા અનુવંશિક રોગો ઉખેડી નાંખનારી છે [ ૩ ]

રક્તસ્રાવ અને વાતરોગ

જે પ્રકારે પૃથ્વી અને આકાશ પોતપોતાના સ્થાને રહે છે, જેમ વૃક્ષ રહે છે, તે પ્રકારે મનુષ્યના રોગ દૂર જઈ રહે એટલે અમારી પાસે આવે નહિ

વૈદ્યશાસ્ત્રમા સેકડો ઔષધીઓ અને હજાર પ્રકારના અનુપાન કહેલા છે ને બધામા રક્તસ્રાવ દૂર કરનાર અને મનુષ્ય સ્વાસ્થ્યપૂર્ણ જે દવાથી થાય તે બધાથી શ્રેષ્ઠ છે

જે અમૃતનુ કેન્દ્ર છે અને જે વાદળામાથી વૃષ્ટિદ્વારા આવે છે તે જલરૂપી અમૃતરસ છે તે સર્વ શ્રેષ્ઠ છે વિષાણુકા નામની ઔષધિ વાત રોગને દૂર કરે છે અને માતાપિતા તરફથી આવનાર અનુવંશિક રોગોને દૂર કરે છે આ સૂક્તમા જલચિકિત્સા અને વિષાણુકા ઔષધિ કહેલી છે આનુવંશિક વાતઅને રક્ત સ્રાવના રોગમા આ ઉપાય કરી જોવા

વૃક્ષોની નિદ્રા

પ્રથમ મંત્રમાં " ऊर्ध्व-स्वप्ना वृक्षा " એમ કહ્યું છે ઉભા ઉભા ઉંઘે છે વૃક્ષો ઉભા ઉભા ઉંઘે છે એટલે જ્યારે સુતા નથી ત્યારે જાગે પણ છે જો ઉંઘવુ અને જાગવુ આ વૃક્ષોના ધર્મ છે, તો બીજુ અને આનંદિત થવુ એ પણ તેમના માટે સંભવિત છે વૃક્ષમાં જીવન હોવાની વાત વેદે અહીં કહેલી છે

## નવજાત બાલક

### કાંડ ૬, સૂક્ત ૧૧૦
( ऋषि – अथर्वा । देवता– अग्नि )

प्रत्नो हि कमीड्यो अध्वरेषु सनाच्च होता नव्यश्च सत्सि ।
स्वां चाग्ने तन्वं पिप्रायस्वास्मभ्यं च सौभगमा यजस्व ॥ १ ॥

અર્થ— ( प्रत्न हि अध्वरेषु कमीड्यः ) પુરાતન અને યજ્ઞોમાં સુખથી સ્તુતિ કરવા યોગ્ય ( सनात् च होता ) સનાતનકાળથી દાતા અને ( नव्य च सत्सि ) નવીન જેવો સર્વત્ર વિદ્યમાન છે, હે અગ્નિ ! તુ ( स्वां तन्वं अस्मभ्यं पिप्रायस्व ) પોતાના શરીરરૂપી આ બ્રહ્માંડ અમને પૂર્ણરૂપે આપ અને ( सौभग आ यजस्व ) ઉત્તમ ઐશ્વર્ય આપ [ ૧ ]

ભાવાર્થ ઇશ્વર પુરાતન, પૂજનિય, સુખ આપવાવાળો અને નવા જેવો બધે વિદ્યમાન છે આ જગત એનું શરીર છે, તે અમને એના વડે સુખ આપે છે અને ઐશ્વર્ય પણ આપે છે ( ૧ )

ज्येष्ठघ्न्यां जातो विचृतोर्यमस्य मूलबर्हणात्परि पाह्येनम् ।
अत्येनं नेषद्दुरितानि विश्वा दीर्घायुत्वाय शतशारदाय ॥ २ ॥
व्याघ्रेऽह्न्यजनिष्ट वीरो नक्षत्रजा जायमानः सुवीरः ।
स मा वधीत्पितरं वर्धमानो मा मातरं प्र मिनीज्जनित्रीम् ॥ ३ ॥

---

અર્થ—( ज्येष्ठ-घ्न्यां जातः ) જ્યેષ્ઠનો નાશ કરવાવાળીમાં એ ઉત્પન્ન થયો છે. ( वि-चृतोः यमस्य मूलबर्हणात् एनं परि पाहि ) વિશેષ હિંસક યમથી મૂળછેદમાંથી એનું રક્ષણ કર. ( विश्वा दुरितानि एनं अति नेषत् ) બધાં દુખોમાંથી એને પાર કર અને ( दीर्घायुत्वाय शत शारदाय ) એને સો વર્ષનું આયુષ્ય આપો. [ ૨ ]

( व्याघ्रे अन्हि ) ક્રૂર દિવસે ( वीरः अजनिष्ट ) વીરપુત્ર ઉત્પન્ન થયો છે, ( नक्षत्रजा जायमानः सुवीरः ) યોગ્ય નક્ષત્રમાં ઉત્પન્ન થયેલો એ ઉત્તમ વીર છે. ( सः वर्धमानः पितरं मा वधीत् ) એ મોટો થઇને પિતાને ન મારે, ( जनित्रीं मातरं च मा प्रमिनीत् ) જન્મ આપનાર માતાને પણ દુઃખ નહીં આપે [ ૩ ]

---

ભાવાર્થ— જે સ્ત્રીનું પહેલું સંતાન મરી જાય છે એ સ્ત્રીનો એ પુત્ર છે, માનો કે એ યમના દ્વારમાં જ છે, તેથી નાળછેદનના સમયે પણ એનું રક્ષણ કરો. એનાં બધાં કષ્ટો દૂર થાઓ અને દીર્ઘાયુષી થાઓ. ( ૨ )

કોઇ અનિષ્ટ સમયમાં પણ આ છોકરો ઉત્પન્ન ભલે થયો હોય, છતાં ઉત્પન્ન થયા પછી ઉત્તમ વીર બને, અને મોટો થઇને પોતાના માતાપિતાને કોઇ જાતનું દુઃખ ન આપે. ( ૩ )

( આ સૂક્ત સહેજ ક્લિષ્ટ છે. એના ખરા અર્થની ખોજ વિશેષ કરવી જોઇએ. હજુ સુધી એના યોગ્ય અર્થનો નિર્ણય થયો નથી. )



# સંતાનનું સુખ

## કાંડ ૭, સૂક્ત ૧૧૧

( ऋषिः - ब्रह्मा । देवता - वृषभः )

इन्द्रस्य कुक्षिरसि सोमधानं आत्मा देवानामुत मानुषाणाम् ।
इह प्रजा जनय यास्त आसु या अन्यत्रेह तास्ते रमन्ताम् ॥ १ ॥

---

અર્થ— તું ( इन्द्रस्य कुक्षि असि ) ઇન્દ્રનું પેટ છે, તું ( सोम-धानः ) સોમને ધારણ કરનાર છે. તું ( देवानां मानुषाणां आत्मा ) દેવો અને મનુષ્યોનો આત્મા છે. ( इह प्रजाः जनय ) અહીં સંતાન ઉત્પન્ન કર. ( याः ते आसु ) જે તારી પ્રજાઓ આ ભૂમિઓમાં નિવાસ કરે છે, ( याः अन्यत्र ) તે તારી પ્રજાઓ સુખથી રહે. [ ૧ ]

મનુષ્ય ઇન્દ્ર અર્થાત્ ઇન્દ્રિયોને શક્તિ આપવાવાળા આત્માનું ભોગસંગ્રહ કરવાનું માનો કે પેટ જ છે, એ પેટમાં સોમાદિ વનસ્પતિઓનો સંગ્રહ કરવામાં આવે, અર્થાત્ શાકાહાર કરવામાં આવે. માંસાહાર સર્વથા નિષિદ્ધ છે. એવો પરિશુદ્ધ મનુષ્ય આ જગતમાં ઉત્તમ સંતાન ઉત્પન્ન કરે, પ્રજા પોતાના દેશમાં રહે યા પરદેશમાં રહે, ગમે ત્યાં રહે ત્યાં આનંદથી રહે, સુખ અને ઐશ્વર્ય ભોગવે, સુખપૂર્વક રહે.

---

# ઘરનાં બાળક

## કાંડ ૭, સૂક્ત ૮૧

(ઋષિ- અથર્વા । દેવતા- સાવિત્રી)

पूर्वापरं चरतो माययैतौ शिशू क्रीडन्तौ परि यातोऽर्णवम् ।
विश्वान्यो भुवना विचष्ट ऋतूँरन्यो विदधज्जायसे नवः ॥ १ ॥
नवोनवो भवसि जायमानोऽह्नां केतुरुषसामेष्यग्रम् ।
भागं देवेभ्यो वि दधास्यायन् प्र चन्द्रमस्तिरसे दीर्घमायुः ॥ २ ॥
सोमस्यांशो युधां पतेऽनूनो नाम वा असि । अनूनं दर्श मा कृधि प्रजया च धनेन च ॥ ३ ॥
दर्शोऽसि दर्शतोऽसि समग्रोऽसि समन्तः ।
समग्रः समन्तो भूयासं गोभिरश्वैः प्रजया पशुभिर्गृहैर्धनेन ॥ ४ ॥
योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तस्य त्वं प्राणेना प्यायस्व ।
आ वयं प्यासिषीमहि गोभिरश्वैः प्रजया पशुभिर्गृहैर्धनेन ॥ ५ ॥

---

અર્થ— (એતૌ શિશૂ ક્રીડન્તૌ) આ બે બાળકો અર્થાત્ સૂર્ય અને ચંદ્ર, રમતાં રમતાં (માયયા પૂર્વાપરં ચરતઃ) શક્તિથી આગળ પાછળ ચાલે છે અને (અર્ણવં પરિ યાતઃ) સમુદ્ર સુધી ભ્રમણ કરતા પહોંચે છે. (અન્યઃ વિશ્વા ભુવના વિચષ્ટે) એમનો એક તમામ ભુવનોને પ્રકાશિત કરે છે અને (અન્યઃ ઋતૂન્ વિદધત્ નવઃ જાયસે) ઋતુઓ કરે છે અને તેને નવી નવી બનાવે છે. [૧]

(જાયમાનઃ નવઃ નવઃ ભવસિ) પ્રગટ થતો રહી નવો નવો રહે છે. એ (અહ્નાં કેતુઃ) દિવસો બતાવનારો છે તે (ઉષસાં વિદધાસિ) એ આવીને દેવોને માટે વિભાગ સમર્પણ કરે છે તથા (ચન્દ્રમ ! દીર્ઘં આયુઃ પ્ર તિરસે) હે ચન્દ્રમા ! તું દીર્ઘ આયુષ્ય અર્પણ કરે છે. [૨]

હે (યુધાં પતે, સોમસ્ય અંશઃ) યુદ્ધોના સ્વામી ! હે સોમના અંશ ! (અનૂનઃ નામ વૈ અસિ) તું અન્યૂન કહેવાય છે. હે (દર્શ) દર્શનીય ! (મા પ્રજયા ધનેન ચ અનૂનં કૃધિ) મને પ્રજા અને ધનથી પરિપૂર્ણ બનાવ. [૩]

(દર્શઃ અસિ) તું દર્શનીય છે, તું (દર્શતઃ અસિ) દર્શનને માટે યોગ્ય છે તું (સં અન્તઃ સમગ્રઃ અસિ) બધા અંતોમાં સમગ્ર છે. (ગોભિઃ અશ્વૈઃ પ્રજયા પશુભિઃ ગૃહૈઃ ધનેન) ગાયો, ઘોડા, સંતાન, પશુ, ઘર અને ધનથી હું (સમન્તઃ સમગ્રઃ ભૂયાસં) અંતસુધી પરિપૂર્ણ થાઉં. [૪]

(યઃ અસ્માન્ દ્વેષ્ટિ) જે અમો બધાનો દ્વેષ કરે છે, (યં વયં દ્વિષ્મઃ) જેનો અમે બધા દ્વેષ કરીએ છીએ, (તસ્ય પ્રાણેન આપ્યાયસ્વ) એમના પ્રાણથી તું વધી જા, (ગોભિઃ અશ્વૈઃ પ્રજયા, પશુભિઃ ગૃહૈઃ ધનેન આપ્યાસિષીમહિ) ગાયો, ઘોડા, સંતતિ, પશુ, ઘર અને ધનથી અમે વધીએ. [૫]

---

ભાવાર્થ— આ ઘરમાં બે બાળકો છે. એકની પાછળ બીજો એમ પોતાની શક્તિથી રમે છે. રમતા રમતા સમુદ્ર સુધી પહોંચી જાય છે, એમાંનો એક આખા જગતને પ્રકાશિત કરે છે અને બીજો ઋતુઓને બનાવે છે અને વારંવાર નવીન નવીન જ બનતો રહે છે. (૧)

એમાંનો એક દિવસના સમયનો વડો છે જે ઉષઃકાળના અંતિમ સમયે પ્રગટ થાય છે અને બધા દેવોને તેમનો યોગ્ય વિભાગ સમર્પણ કરે છે જે બીજો બાળક છે તે નિત્ય નવો નવો બને છે અને બધાને દીર્ઘ આયુષ્ય આપે છે (૨)

હે યુદ્ધના સ્વામી ! સોમના અંશ ! તું પૂર્ણ અને દર્શનીય છે, તેથી મને સંતાન અને ધનથી પરિપૂર્ણ બનાવ (૩)

તું દર્શનીય અને અત્યંત પરિપૂર્ણ છે, હું પણ ગાય ઘોડા આદિ પશુ, સંતતિ, ઘર, ધન આદિથી પૂર્ણ થઉં (૪)

જે દુષ્ટ અમારો દ્વેષ કરે છે અને જેનો અમે દ્વેષ કરીએ છીએ, તેના પ્રાણનું તું હરણ કર અને અમે ધનાદિથી પરિપૂર્ણ

यं देवा अंशुमाप्याययन्ति यमक्षितमक्षिता भक्षयन्ति ।
तेनास्मानिन्द्रो वरुणो बृहस्पतिरा प्यायन्तु भुवनस्य गोपाः ॥ ६ ॥

**અર્થ**— ( यं अंशुं देवाः आप्याययन्ति ) જે સોમને દેવ વધારે છે, ( यं अक्षितं अक्षिताः भक्षयन्ति ) જે અવિનાશીને અવિનાશી ખાય છે, ( तेन ) એ સોમવડે ( अस्मान् ) અમે બધાને ( भुवनस्य गोपाः इन्द्रः वरुणः बृहस्पतिः ) ભુવનના રક્ષક ઇન્દ્ર, વરુણ, બૃહસ્પતિ એ દેવો ( आप्याययन्तु ) વધારો [ ૬ ]

**ભાવાર્થ**— જે સોમને દેવ વધારે છે અને ભક્ષણ કરે છે, તેનાથી અમે પુષ્ટ થઈએ, ત્રિભુવનના રક્ષક દેવ અમારી ઉન્નતિ કરે ( ૬ )

# ઘરનાં બાળક

### જગત્ રૂપી ઘર

આ સંપૂર્ણ જગત એક મોટું ઘર છે, એ ઘરમાં અમે બધાં રહીએ છીએ. એ ઘરમાં બે આદર્શ બાળકો છે એ બાળકોનું નામ ' સૂર્ય અને ચન્દ્ર ' છે. આપણા ઘરમાં બાળકો કેવાં હોવાં જોઇએ, અને માતાપિતાએ પ્રયત્ન કરીને પોતાના ઘરનાં બાળકોને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ અને બાળક કેવાં બનાવવાં જોઇએ, એ બાબતનો ઉપદેશ આ સૂક્તમાં આપવામાં આવ્યો છે. પ્રત્યેક ઘરના માતપિતાએ એ દૃષ્ટિએ આ સૂક્તનો વિચાર કરવો જોઇએ.

### રમવાવાળાં બાળક

ઘરમાં બાળકો ( क्रीडन्तौ शिशुः ) રમતાં બાળકો હોવાં જોઇએ, રડતાં નહીં. બાળક કમજોર માંદાં અને રોગી હોય તો તે રડયા કરે છે. જે બળવાન, નીરોગી અને કોઇ શારીરિક રોગથી પીડાતાં ન હોય, તો તેઓ ખાસ કરીને રડતાં નથી માતાપિતાઓ માટે ઉચિત છે કે, તેઓ ગૃહસ્થાશ્રમમાં એવો યોગ્ય અને નિયમાનુકૂલ વ્યવહાર રાખે કે, જેથી સુદૃઢ, પુષ્ટ, નીરોગી અને આનંદી બાળકો ઉત્પન્ન થાય.

### પોતાની શક્તિથી ચાલવું

બાળકોમાં બીજો ગુણ એ હોવો જોઇએ કે તેઓ ( मायया पूर्वापरं चरतः ) પોતાની આંતરિક શક્તિથી જ આગળ પાછળ ચાલતા રહે. બીજાઓ ઊઠાડે ત્યારે ઊઠે, બીજાઓ ચલાવે ત્યારે ચાલે એવાં પરાવલંબી બાળકો ન હોવાં જોઇએ. માતાપિતા બળવાન હોય અને તે નિયમાનુકૂલ વર્તતાં હોય, તો તેમને એવાં પોતાની શક્તિથી જ ચાલવા હાલવાવાળાં બાળકો પેદા થાય. જો માતાપિતા દુર્વ્યસની ન હોય, સદાચારી હોય અને ઋતુગામી થઇને ગૃહસ્થાશ્રમનો વ્યવહાર જેને ધાર્મિક કહી શકાય એવો કરતા હોય તો તેમને ત્યાં ઉત્તમ બાળકો જન્મે છે. જે નીરોગી સુદૃઢ બાળકો હોય છે તેમને ગમે તેટલાં કષ્ટ પડે તો પણ તે પોતાના પ્રયત્નથી આગળ વધવાનો પ્રયત્ન કર્યા જ કરે છે.

### દિગ્વિજય

એ આગળ વધીને વિદ્વાન્ અને પુરુષાર્થી થઇને ( अर्णवं परियातः ) સમુદ્રની ચારેબાજુના દેશોમાં ભ્રમણ કરે છે, દિગ્વિજય કરે છે. પોતાના જ ગામમાં કૂવામાંના દેડકાની જેમ બેસી રહેતા નથી, સમુદ્ર ઉપર અથવા અંતરિક્ષમાં સંચાર કરે છે અને દેશ દેશાન્તરમાં પરિભ્રમણ કરે છે અને ધર્મ, સદાચાર તથા સુશીલતા આદિનો ઉપદેશ કરે છે અને બધી જનતાને યોગ્ય આદર્શ દર્શાવે છે

### જગત્‌ને પ્રકાશ આપવો

આ પ્રકારે પરમ પુરુષાર્થથી વ્યવહાર કરતા રહી એમાંથી એક ( अन्यः विश्वानि भुवनानि विचष्टे ) આખા જગત્‌ને પ્રકાશ આપે છે, અંધકારમાં ડૂબી ગયેલી જનતાને પ્રકાશમાં લાવે છે. અનેક દેશ દેશાંતરમાં એ એને માટે ભ્રમણ કરે છે અને જનતાને અંધકારમાંથી છોડાવીને પ્રકાશમાં લાવવાનો યત્ન કરે છે.

બીજો ગૃહસ્થાશ્રમી ( ऋतून् विदधत् ) ઋતુગામી થઇને

ઋતુઓને અનુકૂલ રહીને ( नवः जायते ) નવા જેવો થાય છે અમે તેટલી મોટી ઉમર થાય તો પણ પાછો નવીન તાજો જેવો થાય છે ઋતુગામી થવું, ઋતુઓને અનુકૂલ વર્તવું સોમાદિ ઔષધિઓનો ઉપયોગ કરીને વૃદ્ધ પણ જુવાનના જેવા નવીન થવાનો સંભવ છે.

સૂર્ય અને ચન્દ્રપર આ રૂપક પ્રથમ મંત્ર છે. વાચકે એનો યોગ્ય વિચાર કરવો અને પોતાના બાળકોના શિક્ષણ આદિ વિષયમાં યોગ્ય ઉપદેશ પ્રાપ્ત કરવો. એક સૂર્ય જેવો પુત્ર થશે તો જગતને પ્રકાશ આપશે, અથવા એક ચન્દ્ર જેવો પુત્ર થશે તો જે नवः नवः भवति ) નવજીવન પ્રાપ્ત કરવાની વિદ્યા સંપાદન કરીને નવા જેવો થશે અને ( दीर्घं आयुः प्रतिरते ) દીર્ઘાયુ પ્રાપ્ત કરીને લોકને પણ દીર્ઘાયુ બનાવશે

## કર્તવ્યનો ભાગ

જે જગતને પ્રકાશ આપે છે તે ( देवेभ्यः भागं विदधाति ) દેવોને માટે ભાગ્ય આપે છે, અથવા દેવોને માટે કર્તવ્યનો ભાગ આપે છે, અર્થાત્ એ એ કાર્યને કરે અને એ કાર્યને સંભાળે આ પ્રકારે સર્વવિભાગની બાબતમાં આજ્ઞાઓ આપે છે અને જુદા જુદા કાર્યકર્તાઓ પાસે જુદાં જુદાં કાર્યો કરાવીને એક મહાન્ કાર્ય પરિપૂર્ણ કરી દે છે મનુષ્યે પણ આવો જ આદર્શ પોતાની સામે રાખવો જોઇએ જુએ, આ જગતમાં જળ શાંતિ આપવાનું કાર્ય કરે છે, અગ્નિ તપાવવાનું કાર્ય કરે છે, વાયુ સુકવે છે, ભૂમિ આધાર આપે છે, ઇત્યાદિ દેવો જુદાં જુદાં કાર્યોનો ભાર પોતાને શિર લઇને પોતાના કાર્યમાં તત્પર રહીને આખા જગતનું મહાન કાર્ય નિભાવી રહ્યા છે માનો કે આ મનુષ્યદેવ એ ગૌણ દેવોએ કરવાનાં કાર્યો વહેંચી આપે છે. આ રીતે રાષ્ટ્રમાં મુખ્ય નેતા બીજા નાના નેતાઓને તેમનાં કાર્યો સોંપી દે અને તેઓ એ યોગ્ય રીતે કરે, તો સર્વ પોતપોતાનાં કાર્યો બજાવવાની મહાન્ કાર્યની સિદ્ધિ થઇ જાય છે

## પૂર્ણ થાઓ

એક ' પૂર્ણ સોમ ' હોય છે જે પૂર્ણિમાને દિવસે પ્રકાશે છે બીજો સોમનો અંશ હોય છે એ અંશ હોવા છતાં પૂર્ણ થવાની શક્તિ ધરાવે છે, એ કારણે એ ન્યૂન નથી તેથી એને ( अनूनः असि ) અન્યૂન-પરિપૂર્ણ કહ્યો છે એ સોમ અંશરૂપ હોય કે પૂર્ણરૂપ હોય તો પણ અન્યૂન જ છે કેમ કે ભલે આજે એ અંશ હોય તો પણ થોડા દિવસો પછી એ પૂર્ણ થવાનો જ તેથી એ ન્યૂન રહેવાવાળો નથી ન્યૂન હોવા છતાં પણ એ કેવળ પૂર્ણ પૂર્ણ બને છે, આ પૂર્ણ બનવાનો એનો પુરુષાર્થ પ્રત્યેક મનુષ્યને માટે અનુકરણીય છે તેથી એની પ્રાર્થના ત્રીજા મંત્રમાં કરવામાં આવે છે કે, ( अनूनं मा कृधि ) મને અન્યૂન-પરિપૂર્ણ બનાવ; કેમ કે તું પરિપૂર્ણ બનાવનારો છે. હું પૂર્ણ બનવા ચાહું છું મન, આરોગ્ય, ગાયો, ઘોડા આદિથી હું પરિપૂર્ણ થઉં એવો અહીં અભિપ્રાય છે

આજ ભાવ ચોથા મંત્રમાં કહેવામાં આવ્યો છે ( समन्तः समग्रः असि ) તું સર્વ રીતે સમગ્ર અર્થાત્ પરિપૂર્ણ છે, હું પણ તારી ઉપાસનાથી ( समग्रः समन्तः ) પૂર્ણ અને સમગ્ર થાઉં

## દુષ્ટનો નાશ

જે દુષ્ટ અમારા સૌનો દ્વેષ કરે છે અને જે એકલા દુષ્ટનો અમે સૌ દ્વેષ કરીએ છીએ, એમાં દોષી થવાનો જરા પણ સંદેહ નથી જો આવો કોઇ માણસ આખા સમાજનો ઘાત કરે તો, એનું નિયમન કરવું આવશ્યક થઇ પડે છે એ દ્વેષ કરવાવાળાને અહીં અલ્પ સંખ્યાવાળો કહેવામાં આવ્યો છે ' જે એકલાનો અમે બધા દ્વેષ કરીએ છીએ અને જે એકલો અમે સર્વનો દ્વેષ કરે છે ' એમાં બહુ સંખ્યાક સજ્જન અને અલ્પ સંખ્યાક દુર્જન હોવાનો ઉલ્લેખ છે એવા દુર્જનોને દબાવી દેવા અને સજ્જનોની ઉન્નતિનો માર્ગ ખુલ્લો કરવો, એ જ ધાર્મિક મનુષ્યનું કર્તવ્ય છે

## દિવ્ય ભોજન

દેવોનું જે ભોજન હોય છે તેને દેવભોજન અથવા દિવ્ય ભોજન કહેવામાં આવે છે દેવોનું એ ભોજન કેવું હોય છે તેને વિષે આ સૂક્તના છઠ્ઠા મંત્રમાં કહ્યું છે કે—

देवा अंशुं आप्याययन्ति ।
अक्षितः अक्षितं भक्षयन्ति ॥ ( મં ૬ )

" દેવ લોકો સોમને વધારે છે અને એ અમર દેવો એ અક્ષય સોમનું ભક્ષણ કરે છે " સોમ એ એક જાતની વનસ્પતિ છે એને ઉછેરવી અને એનું ભક્ષણ કરવું, એ દેવોનું અન્ન છે અર્થાત્ દેવો શાકાહારી છે જે લોકો દેવોને માટે માંસનો પ્રયોગ કરે છે તેમણે વેદના આ મંત્રોનો ખાસ વિચાર કરવો જોઇએ સોમ દેવોનું અન્ન છે, એને માટેના વેદોમાં અનેક મંત્રો છે અને ઉપર કહેવામાં આવ્યું છે તેજ એનું તાત્પર્ય છે.

વાચકે એ દૃષ્ટિએ આ સૂક્તનો વિચાર કરવો

# મુંડન

## કાં. ૬, સૂક્ત ૬૮

( ऋषिः- अथर्वा । देवता- मन्त्रोक्ताः )

आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेनेहि ।
आदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ॥ १ ॥
अदितिः श्मश्रु वपत्वाप उन्दन्तु वर्चसा । चिकित्सतु प्रजापतिर्दीर्घायुत्वाय चक्षसे ॥ २ ॥
येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् ।
तेन ब्रह्माणो वपतेदमस्य गोमानश्ववानयमस्तु प्रजावान् ॥ ३ ॥

---

અર્થ— ( अयं सविता क्षुरेण आ अगन् ) આ સવિતા પોતાના છરની સાથે આવ્યો છે. હે ( वायो ) વાયુ ! ( उष्णेन उदकेन आ इहि ) ઉષ્ણ જળની સાથે આવ. ( आदित्याः रुद्राः वसवः सचेतसः उन्दन्तु ) આદિત્ય રૂદ્ર અને વસુ દેવ એક ચિત્તથી આ બાળકને ભીંજવો. હે ( प्रचेतसः ) જ્ઞાની જનો ! તમે ( सोमस्य राज्ञः वपत ) આ સોમ રાજનું મુંડન કરો. [ ૧ ]

( अदितिः श्मश्रु वपतु ) અદિતિ વાળોનું વપન કરે, ( आपः वर्चसा उन्दन्तु ) જળ તેજની સાથે વાળોની શિકાયત કરે. ( दीर्घायुत्वाय चक्षसे ) અને ઉત્તમ દૃષ્ટિને માટે ( प्रजापतिः चिकित्सतु ) પ્રજાપાલક એની ચિકિત્સા કરે [ ૨ ]

( विद्वान् सविता ) જ્ઞાની સવિતા ( येन क्षुरेण ) જે છરથી ( वरुणस्य राज्ञः सोमस्य अवपत् ) શ્રેષ્ઠ રાજ્ન સોમનું વપન કરે છે, હે ( ब्रह्माणः ) બ્રાહ્મણો ! ( तेन अस्य इदं वपत ) તેનાથી આના આ શિરનુ મુંડન કરો. ( अयं गोमान् अश्ववान्, प्रजावान् अस्तु ) એ ગાયોવાળા, ઘોડાવાળા અને સંતાનવાળા થાઓ. [ ૩ ]

બાળકોનું વપન કરવું અર્થાત્ હજામત કરવી હોય તો પહેલાં ઉનાં પાણીથી બાળકના વાળોને સારી પેઠે ભીંજવવા અસ્ત્રાવાળાએ ચોકખો અસ્ત્રો લાવવો, અને તેની ધાર તીક્ષ્ણ બનાવે. જાણે કોઇ રાજાનું મુંડન કરતા હોય તેવા ભાવથી સાવધાનીથી બાળકનું શિર મુંડવામાં આવે. કોઇ પ્રકારની ગફલત થવી ન જોઇએ. જેનું વપન કરવાનુ હોય તેનું આયુષ્ય વધે અને દૃષ્ટિ સતેજ થાય એવી રીતે વપન કરવું જોઇએ. વૈદ્યે અસ્ત્રો અને પાણીની પરીક્ષા કરવી અને જેની હજામત કરવાની હોય તેની પણ પરીક્ષા કરવી. હજામત કરતી વખતે મનનો ભાવ એવો રાખવો કે, જેની હજામત કરવાની છે તે દીર્ઘાયુ, સ્વસ્થ, ગાયો અને ઘોડાઓને પાળવાવાળો તથા ઉત્તમ સંતાનવાળો થાય. એનાથી વિપરીત ભાવ મનમાં ન રાખવો.

# મેખલા બંધન

### કાંડ ૬. સૂક્ત ૧૩૩

( ऋषिः– अगस्त्य । देवता– मेखला । )

य इमां देवो मेखलामाबबन्ध यः संननाह य उ नो युयोज ।
यस्य देवस्य प्रशिषा चरामः स पारमिच्छात्स उ नो वि मुञ्चात् ॥ १ ॥
आहुतास्यभिहुत ऋषीणामस्यायुधम् । पूर्वा व्रतस्य प्राश्नती वीरघ्नी भव मेखले ॥ २ ॥
मृत्योरहं ब्रह्मचारी यदस्मि निर्याचन्भूतात्पुरुषं यमाय ।
तमहं ब्रह्मणा तपसा श्रमेणानयैनं मेखलया सिनामि ॥ ३ ॥
श्रद्धाया दुहिता तपसोऽधि जाता स्वसा ऋषीणां भूतकृतां बभूव ।
सा नो मेखले मतिमा धेहि मेधामथो नो धेहि तप इन्द्रियं च ॥ ४ ॥

---

અર્થ— ( य. देव. इमां मेखलां आबबन्ध ) જે આચાર્યદેવે આ મેખલાને મારા શરીરપર બાંધી છે. ( यः संननाह ) જે અમે તૈયાર રાખીએ છીએ અને અમને કાર્યમાં પ્રયોજે છે. ( अस्य देवस्य प्रशिषा चरामः ) જે આચાર્ય દેવના આશીર્વાદથી અમે વ્યવહાર કરીએ છીએ, ( सः पारं इच्छात् ) તે અમને દુઃખથી પાર કરવાની ઇચ્છા રાખે અને ( सः उ नः विमुञ्चात् ) તે અમને બન્ધનથી છોડાવે. [ ૧ ]

હે મેખલા! ( आहुता अभिहुता असि ) તું સર્વ પ્રકારે પ્રશંસિત છે. તું ( ऋषीणां आयुधं असि ) ઋષિઓનું આયુધ છે તું ( व्रतस्य पूर्वा प्राश्नति ) કોઇક વ્રતથી પહેલાં બંધાઇ જાય છે. તું ( वीरघ्नी भव ) શત્રુના વીરોને મારવાવાળી થા [ ૨ ]

( यत् अहं मृत्योः ब्रह्मचारी अस्मि ) જે કારણે હું મૃત્યુને સમર્પિત થએલો બ્રહ્મચારી છું, તે કારણે હું ( भूतात् पुरुषं यमाय निर्याचन् ) મનુષ્ય પ્રાણીઓમાંથી એક પુરૂષને મૃત્યુને માટે માગું છું અને ( तं अहं ) એ પુરૂષને હું ( ब्रह्मणा तपसा श्रमेण ) જ્ઞાન, તપ, પરિશ્રમ કરવાની શક્તિ સાથે ( एनं अनया मेखलया सिनामि ) એ પુરૂષને આ મેખલાથી બાંધું છું [ ૩ ]

આ મેખલા ( श्रद्धाया दुहिता ) શ્રદ્ધાની કન્યા ( तपसा अधिजाता ) તપથી ઉત્પન્ન થઇને ( भूतकृतां ऋषीणां स्वसा बभूव ) પ્રાણીઓને બનાવવાવાળા ઋષિઓની ભગિની થઇ છે. હે મેખલા! ( सा ) એ તું ( नः मतिं मेधां आ धेहि ) અમને ઉત્તમ બુદ્ધિ અને ધારણા શક્તિ આપ. ( अथो तपः इन्द्रियं च नः धेहि ) અને અમને તપશક્તિ તેમ જ ઉત્તમ ઇન્દ્રિયો આપ. [ ૪ ]

---

ભાવાર્થ— ગુરૂ શિષ્યની કમરે મેખલા બાંધે છે અને એને સત્કર્મને માટે, માનો, તૈયાર કરે છે એવા ગુરૂના આશીર્વાદથી જે શિષ્ય વ્યવહાર કરે છે તેઓ બધાય દુઃખોથી પાર થાય છે અને અંતે મૂક્તિ પણ પ્રાપ્ત કરે છે ( ૧ )

મેખલાની બધા પ્રશંસા કરે છે, એ મેખલા ઋષિઓનું શસ્ત્ર છે પ્રત્યેક કાર્ય કરતાં પહેલાં કેડ બાંધીને તૈયાર થવાનો બોધ એમાંથી મળે છે, આ પ્રકારે કટિબદ્ધ થઇને કાર્ય કરવાથી બધા શત્રુઓ દૂર થઇ જાય છે ( ૨ )

મેખલાને બાંધવાનો અર્થ કટિબદ્ધ થવું એવો છે વિશેષ કાર્યને માટે મેખલા બાંધવાથી, માનો, એ મૃત્યુને સ્વીકારવા માટે પણ તૈયાર થાય છે. બધા બ્રહ્મચારીઓ મૃત્યુને આવકારવા તૈયાર હોય છે. એટલું જ નહીં પરન્તુ તેઓ આ પ્રકારે બીજા મનુષ્યોને પણ મૃત્યુને સ્વીકારી લેવા માટે તૈયાર કરે છે જ્ઞાન, તપ, પરિશ્રમ અને કટિબદ્ધતા એવા ગુણોથી તે યુક્ત થાય છે ( ૩ )

મેખલા શ્રદ્ધાથી બાંધવામાં આવે છે એનાથી તપ કરવાની પ્રવૃત્તિ થાય છે શ્રેષ્ઠ ઋષિમુનિઓથી આ કટિબંધનનો પ્રારંભ થયો છે. આ કટિબંધન સર્વને ઉત્તમ બુદ્ધિ, ધારણાશક્તિ, ઇન્દ્રિયશક્તિ અને તપ આપે. ( ૪ )

यां त्वा पूर्वे भूतकृत ऋषयः परिवेधिरे । सा त्वं परि ष्वजस्व मां दीर्घायुत्वाय मेखले ॥ ५ ॥

અર્થ—હે મેખલા ! ( यां त्वा पूर्वे भूतकृतः ऋषय परिवेधिरे ) જે તને પૂર્વકાળના પ્રાણીઓને બનાવવાવાળા ઋષિઓ બાંધતા આવ્યા છે ( सा त्वं दीर्घायुत्वाय मां परिष्वजस्व ) તે તું દીર્ઘાયુષ્યને માટે મને આલિંગન આપ. [૫]

ભાવાર્થ—ઋષિલોક આ મેખલાને બાંધે છે, તેથી એ મેખલા અમને દીર્ઘાયુ આપશે ( ૫ )

---

# મેખલા બંધન

### કટિબદ્ધતા

મેખલા બંધન ' કટિબદ્ધતા 'નું સૂચક છે દરેક કાર્યને માટે કેડ કસવાનું આવશ્યક હોય છે, એ વગર કામ થઈ શકતું નથી ભાષામાં પણ કહેવાય છે કે, આ માણસ કમર બાંધીને કાર્યોમાં લાગ્યો છે, અર્થાત્ કામ સારું થવા માટે કમર કસવાની આવશ્યકતા છે ઋષિ લોકો તથા બ્રહ્મચારી લોકો મેખલા બંધન કરતા હતા એનો અર્થ એજ છે કે, તેઓ કમર કસીને ધર્મ કાર્ય કરવાને માટે નિત્ય તૈયાર રહેતા હતા. એ કારણે તેઓ યશ પ્રાપ્ત કરતા હતા

સાધારણ કાર્યમાં કંઈ વિશેષ ડર રહેતો નથી પરંતુ કેટલાંક મોટાં કામો એવાં હોય છે કે જેમાં પ્રાણ ગુમાવવાનો પણ સંભવ હોય છે દેશહિત, રાષ્ટ્રહિત અથવા જાતિહિત આદિના મહાન કાર્યોમાં કેટલાય મનુષ્યોએ પોતાના સર્વસ્વની આહુતિ આપવાની હોય છે, એ કાર્યને માટે ગુરૂ શિષ્યોને તૈયાર કરે છે—

इमा मेखला आचरन्ध, सननाह, न युयोज ।
( મં ૧ )

' અમારા ગુરૂએ આ મેખલા મને બાંધી, એમણે મને તૈયાર કર્યો અને મને સત્કાર્યમાં લગાવ્યો " આ ગુરૂનું કાર્ય છે અને એજ વિદ્યા શીખવાનો હેતુ છે વિદ્યા ભણીને બ્રહ્મચારી લોકો જનતાના ઉદ્ધારના કાર્યમાટે સિદ્ધ થાય અને તત્પરતાથી એ કાર્યમાં લાગી જાય પાઠશાળામાં ભણાવવાવાળા ગુરૂઓ પણ એવા હોવા જોઈએ કે જે પોતાના વિદ્યાર્થીઓને એવી રીતે તૈયાર કરે અને રાષ્ટ્રીય વિદ્યાપીઠનું ભણતર પણ એવા પ્રકારનું હોવું જોઈએ કે, જેના પઠનથી વિદ્યાર્થી જનહિતના કાર્ય માટે હંમેશ તૈયાર રહે, સદા કટિબદ્ધ હોય

જે શિષ્ય આ પ્રકારે પોતાના ગુરૂજીના આશીર્વાદ મેળવીને કાર્ય કરે છે, તેમનો બેડોપાર થઈ જાય છે—

यस्य प्रशिषा चरामः, स पार इच्छात्, स न विमुञ्चात्
( મં ૧ )

જે ગુરૂના આશીર્વાદ મેળવીને અમે કાર્ય કરીએ છીએ, તે અમને દુઃખથી પાર કરે છે બન્ધનથી પણ મુક્ત કરે છે ' આવા ગુરૂ અને શિષ્ય જ્યાં હોય તે દેશનું સૌભાગ્ય હંમેશ ઊંચી કક્ષાનું જ રહે છે, એમાં સંશય નથી

આ મેખલા આ રીતે કટિબદ્ધતાની સૂચના આપે છે તેથી લોકો એની પ્રશંસા કરે છે પ્રત્યેક કાર્ય કરવાની શરૂઆતમાં આ કારણથી મેખલા બાંધવામાં આવે છે અને તેથી એના શત્રુનું બળ ઘટી જાય છે

વિશેષ મહત્ત્વપૂર્ણ કાર્ય કરવાની વખતે સર્વસ્વનાશનો ભય હોય છે, મૃત્યુનો પણ ભય હોય છે જો એ ભયની કલ્પના ન હોય તો ખરી વખતે મનુષ્ય ડરી જઈને પાછો હઠશે, એમ ન થાય એટલા માટે પ્રારંભથી જ એ વિદ્યાર્થીને એવી કેળવણી આપવામાં આવે છે કે—

अहं मृत्योः ब्रह्मचारी अस्मि । ( મં. ૩ )

" હું મૃત્યુને સમર્પિત થયેલો બ્રહ્મચારી છું. ' બ્રહ્મચારી સમજે છે કે મેં મૃત્યુને જ આલિંગન આપ્યું છે મૃત્યુને જ સ્વીકાર્યું છે જ્યારે કોઈ મનુષ્ય આનંદથી મૃત્યુનો અતિથિ બને છે, ત્યારે એની કેવી અવસ્થા હોય છે કે જેમાં એને ડર લાગે ! જેણે આનંદથી મૃત્યુનો સ્વીકાર કર્યો છે તેનો ડર ભાગી જાય છે, કારણ સર્વથી મોટા ભયને એ હજમ કરી ગયો છે બ્રહ્મચારીને આ પ્રકારનું શિક્ષણ મળવું જોઈએ એ રીતે નિડર બનેલો બ્રહ્મચારી પણ—

*

भूतात् यमाय पुरुष निर्याचन (મ. ૩)
" જનતા પાસે મૃત્યુને માટે એક પુરૂષની યાચના કરે છે " અર્થાત્ એ બ્રહ્મચારી જેવા પોતે નિર્ભય થઈને કાર્ય કરે છે, તેવી જ રીતે બીજાઓને પણ નિર્ભય બનાવે છે, અને એ નિર્ભય બનેલા મનુષ્યો—

ब्रह्मणा, तपसा, श्रमेण, मेखलया। (મ ૩)
" જ્ઞાન, તપ અર્થાત્ શીતોષ્ણ સહન કરવાની શક્તિ, પરિશ્રમ કરવાનું બળ અને મેખના બંધન અર્થાત્ કટિબદ્ધ થવાનો ગુણ " પ્રાપ્ત કરે છે અને જે એવા ગુણોથી યુક્ત થાય છે, તે સર્વથી શ્રેષ્ઠ થાય છે

મેખલા બંધનથી મતિ, ધારણા બુદ્ધિ, શીતોષ્ણ સહન કરવાનું સામર્થ્ય અને સુદૃઢ ઇન્દ્રિયની પ્રાપ્તિ થાય છે, તથા દીર્ઘાયુ પણ પ્રાપ્ત થાય છે આવું મેખલાનુ મહત્ત્વ છે. વાચકે આ સૂક્તનું ખાસ ચિંતન કરવુ

---

# કામને પાછો કાઢો

## કાંડ ૬, સૂક્ત ૧૩૦

( ऋषि- अथर्वाङ्गिराः। देवता- स्मरः )

रथजितां राथजितेयीनामप्सरसामयं स्मरः। देवाः प्र हिणुत स्मरमसौ मामनु शोचतु ॥ १ ॥
असौ मे स्मरतादिति प्रियो मे स्मरतादिति। देवाः प्र हिणुत स्मरमसौ मामनु शोचतु ॥ २ ॥
यथा मम स्मरादसौ नामुष्याहं कदा चन। देवाः प्र हिणुत स्मरमसौ मामनु शोचतु ॥ ३ ॥
उन्मादयत मरुत उदन्तरिक्ष मादय। अग्न उन्मादया त्वमसौ मामनु शोचतु ॥ ४ ॥

---

અર્થ— ( रथजितां राथजितेयीनां अप्सरसां ) રથને જીતનારાની અને રથથી જીતી ગયેલી અપ્સરાઓનું ( अयं स्मरः ) આ કામ છે હે દેવો ! ( स्मर प्रहिणुत ) એ કામને દૂર કરો ( असौ मां अनुशोचतु ) તે મારો શોક કરે [ ૧ ]

( असो मे स्मरतात् इति ) એ મારૂ સ્મરણ કરે ( प्रियः मे स्मरतात् इति ) મારો પ્રિય મારૂ સ્મરણ કરે હે દેવો ! ( स्मर प्रहिणुत ) એ કામને દૂર કર ( ( असौ मां अनुशोचतु ) એ મારો શોક કરે [ ૨ ]

( यथा असौ मम स्मरात् ) જે પ્રકારે એ મારૂ સ્મરણ કરે ( अमुष्य अहं कदाचन न ) એનું હું કદાપિ સ્મરણ ન કરૂ હે દેવો ! ( स्मर ) એ કામને દૂર કરો, એ મારો શોક કરે [ ૩ ]

હે મરૂતો ( उन्मादयत ) ઉન્મત્ત કરો ( अन्तरिक्ष ! उन्मादय ) હે અંતરિક્ષ ! ઉન્મત્ત કરો હે અગ્નિ ! ( त्वं उन्मादय ) તું ઉન્માદ કર ( असौ मां अनुशोचतु ) એ મારો શોક કરે [ ૪ ]

### કામને પાછો વાળો

એનો આશય સ્પષ્ટ છે કે કોઈને માટે મનમાં કામ ઉત્પન્ન થઈ જાય, તો એને જેને કારણે એ કામ ઉત્પન્ન થયો હોય એની પાસે પાછો મોકલી દેવો જોઈએ આપણા મનમાં એને સ્થાન આપવું ન જોઈએ જે અવસ્થામાં બીજા લોકો-સ્ત્રી અથવા પુરૂષ-કામને લીધે ઉન્મત્ત, પ્રમત્ત અથવા બેહોશ થઈ જાય છે, એવી અવસ્થા પ્રાપ્ત થયા પછી પણ કામની અસર આપણા મનપર થવા દેવી ન જોઈએ આ પ્રકારે આપણું મન કામ વિકારોથી દૂર રાખવું જોઈએ

---

## કામને પાછો કાઢો

### કાંડ ૬, સૂક્ત ૧૩૧

( ऋषि - अथर्वाङ्गिरा । देवता- स्मर )

नि शीर्षतो नि पत्तत आध्यो३ नि तिरामि ते । देवाः प्र हिणुत स्मरमसौ मामनु शोचतु ॥ १ ॥
अनुमतेऽन्विदं मन्यस्वाकूते समिदं नमः । देवाः प्र हिणुत स्मरमसौ मामनु शोचतु ॥ २ ॥
यद्धावसि त्रियोजनं पञ्चयोजनमाश्विनम् । ततस्त्वं पुनरायसि पुत्राणां नो असः पिता ॥ ३ ॥

અર્થ— ( ते आध्यः शीर्षत पत्तत ) તારી વ્યથાઓ મથામાંથી અને પગમાંથી ( नि नि नि तिरामि ) હટાવી દઉં છું હે ( देवा ) દેવો ! ( स्मरं प्रहिणुत ) કામને દૂર કરો ( असौ मां अनुशोचतु ) એ કામ મારે લીધે શોક કરે [ ૧ ]

હે ( अनुमते ) અનુમતિ ! ( इद अनुमन्यस्व ) એને તું અનુકૂળ માન હે ( आकूते ) સંકલ્પ ! તું ( इद नमः स ) આ મારૂં નમનનો સ્વીકાર કર હે દેવો ! કામને દૂર કરો, અને એ મારે લીધે શોક કરે [ ૨ ]

( यत्र त्रियोजन धावसि ) જે ત્રણ યોજન દોડે છે, અથવા ( आश्विन पञ्च योजनं ) ઘોડે બેસીને પાંચ યોજન જાય છે, ( ततः त्व पुन आयसि ) ત્યાંથી તું પાછો આવે છે ( न पुत्राणां पिता असः ) અમે પુત્રોનો તું પિતા છે [ ૩ ]

આ સૂક્ત પણ આગળના સૂક્તની માફક જ કામવિકારોને દૂર કરવાની સૂચના આપે છે કામવિકારને દૂર કરવો જોઈએ જેની બાબતમાં કામવિકાર ઉત્પન્ન થયો હોય તે ભલે શોક કરતો રહે, અથવા તડફડતો રહે, પરંતુ પોતે એ કામને તાબે થવું ન જોઈએ

ત્રીજા મંત્રનું કથન છે કે ચાહે ગમે તેટલો દૂર-ઘરથી ઘણું દૂર-ઘરના મનુષ્યો કેમ ન જાય, તેમણે અવશ્ય પોતાને ઘેર પાછા આવવું જોઈએ અને ઘરના માન મર્યાદાઓનું પાલન પણ કરવું જોઈએ અર્થાત્ પોતાના ઘરમાં આવીને સૂવું જોઈએ બહાર બીજાને ઘેર સૂવું ઉચિત નથી આ મંત્રનો અર્થ પ્રકરણાનુકૂલ સમજવો જોઈએ અર્થાત્ ઘરમાં સૂવાથી કામવાસનાની સંભાવના ઓછી રહે છે આ વિચારમાં આટલા સંકેતથી પણ મંત્રનો સંકેત શું છે તે વાચક સમજી શકશે. વિશેષ વિવેચનની જરૂર નથી

---

## કામને પાછો કાઢો

### કાંડ ૬, સૂક્ત ૧૩૨

( ऋषि - अथर्वाङ्गिरा । देवता- स्मर )

यं देवाः स्मरमसिञ्चन्नप्स्व१न्तः शोशुचानं सहाध्या । तं ते तपामि वरुणस्य धर्मणा ॥ १ ॥
यं विश्वे देवाः स्मरमसिञ्चन्नप्स्व१न्तः शोशुचानं सहाध्या । तं ते तपामि वरुणस्य धर्मणा ॥ २ ॥
यमिन्द्राणी स्मरमसिञ्चदप्स्व१न्तः शोशुचानं सहाध्या । तं ते तपामि वरुणस्य धर्मणा ॥ ३ ॥
यमिन्द्राग्नी स्मरमसिञ्चतामप्स्व१न्तः शोशुचानं सहाध्या । तं ते तपामि वरुणस्य धर्मणा ॥ ४ ॥
यं मित्रावरुणौ स्मरमसिञ्चतामप्स्व१न्तः शोशुचानं सहाध्या । तं ते तपामि वरुणस्य धर्मणा ॥ ५ ॥

અર્થ— ( देवा , विश्वेदेवाः, इन्द्राणि इन्द्राग्नी, मित्रा वरुणौ ) દેવ, બધા દેવો, ઇન્દ્ર, અગ્નિ તથા મિત્ર અને વરુણ એ બધા દેવો ( य शोशुचान स्मरं ) જે શોક કરવાવાળા કામને ( आध्या सह ) વ્યથાઓની સાથે ( अप्सु

यं परिहस्तमबिभरदितिः पुत्रकाम्या । त्वष्टा तमस्या आ बध्नाद्यथा पुत्रं जनादिति ॥ ३ ॥

અર્થ—( पुत्रकाम्या अदितिः ) પુત્રની કામનાવાળી અદિતિએ ( यं परिहस्तं अबिभः ) જે કંકણ ધારણ કર્યું હતું, ( यथा पुत्रं जनात् इति ) જેનાથી પુત્રની ઉત્પત્તિ થાય એ માટે ( त्वष्टा तं अस्यै आबध्नात् ) ત્વષ્ટાએ એને એક સ્ત્રીને માટે બાંધ્યું છે [ ૩ ]

ભાવાર્થ — પુત્રની ઇચ્છા કરવાવાળી અદિતિએ એનું પ્રથમ ધારણ કર્યું હતું કારીગરોએ એ બનાવવા અને પુત્રોત્પત્તિ થવાની ઇચ્છાથી સ્ત્રીઓએ બંને હાથોમાં કંકણ પહેરવા. ( ૩ )

કંકણ ધારણ

સ્ત્રીઓ હાથમાં કંકણ પહેરે છે, એનો સંબંધ ગર્ભાશય ઠીક રહે, ઉત્તમ સંતાન ઉત્પન્ન થાય અને સુખથી પ્રસૂતિ થાય એની સાથે છે વૈદ્ય લોકોએ એનો વિચાર શરીરશાસ્ત્રની દૃષ્ટિએ કરીને નિશ્ચય કરે કે, કેવા પ્રકારનું કંકણ કયી સ્ત્રીએ કેવી વિધિથી ધારણ કરવાં જોઇએ શાસ્ત્ર દૃષ્ટિએ વિચારવા જેવી આ વાત છે



# માતા-પિતાની સેવા કરો

### કાં. ૬, સૂક્ત ૧૨૦

( ऋषि– कौशिक । देवता– मन्त्रोक्ता. )

यदन्तरिक्षं पृथिवीमुत द्यां यन्मातरं पितरं वा जिहिंसिम ।
अयं तस्माद्गार्हपत्यो नो अग्निरुदिन्नयाति सुकृतस्य लोकम् ॥ १ ॥
भूमिर्मातादितिर्नो जनित्रं भ्रातान्तरिक्षमभिशस्त्या नः ।
द्यौर्नः पिता पित्र्याच्छं भवाति जामिमृत्वा माव पत्सि लोकात् ॥ २ ॥

અર્થ—( यत् अन्तरिक्षं पृथिवीं उत द्यां ) અમે કદિ અન્તરિક્ષ, પૃથિવી અને દ્યુલોકની તથા ( यत् मातरम् पितरम् वा जिहिंसिम ) કદિ અમે માતા અને પિતાની હિંસા કરીએ, ( अयं गार्हपत्यः अग्नि ) આ અમારો ગાર્હપત્ય અગ્નિ ( न तस्मात् इत् सुकृतस्य लोकं उन्नयाति ) અમને એ પાપથી મુક્ત કરીને પુણ્ય લોકમાં પહોંચાડે. [ ૧ ]

( अदिति. भूमिः माता नः जनित्रं ) અદીન માતૃભૂમિ અમારી જનની છે, ( अन्तरिक्षं भ्राता ) અંતરિક્ષ અમારો ભાઇ છે અને ( द्यौः नः पिता ) દ્યુલોક અમારો પિતા છે. એ ( अभिशस्त्याः नः शं भवाति ) વિપત્તિથી અમને બચાવીને કલ્યાણદાયી થાઓ ( जामिं ऋत्वा पित्र्यात् लोकात् ) સંબંધીને પ્રાપ્ત કરીને પિતૃલોકથી ( मा अवपत्सि ) ના પડો [ ૨ ]

ભાવાર્થ— આ સંપૂર્ણ જગતમાં અમે ગમે ત્યાં હોઇએ અને અમે ત્યાં પોતાના માતા પિતાને દુઃખ દઇએ, તો તેજસ્વી દેવ એ પાપથી અમને મુક્ત કરે અને પુણ્યલોકમાં જવા લાયક પવિત્ર અમને બનાવે ( ૧ )

અમારી માતા આ ભૂમિ છે અને પિતા આ દ્યુલોક છે, અંતરિક્ષ અમારો ભાઇ છે આ પ્રકારે જગત સાથે અમારો સંબંધ છે આ આખું જગત અમારું કલ્યાણ કરે અને અમને વિપત્તિઓથી બચાવો કોઇ એવો સંબંધી ન હોય કે જેને લીધે અમારે પિતૃલોકમાંથી નીચે પડવું પડે ( ૨ )

यत्रा सुहार्दः सुकृतो मदन्ति विहाय रोगं तन्वः स्वायाः ।
अश्लोणा अङ्गैरह्रुताः स्वर्गे तत्र पश्येम पितरौ च पुत्रान् ॥ ३ ॥

અર્થ—( यत्र सुहार्दः सुकृतः ) જ્યાં ઉત્તમ હૃદયવાળા પુણ્યકર્તા પુરુષ ( स्वायाः तन्वः रोगं विहाय ) પોતાના શરીરના રોગોને દૂર કરીને ( मदन्ति ) આનંદિત થાય છે. ( अंगैः अश्लोणाः अ-ह्रुताः ) અંગોથી અવિકૃત અને અકુટિલ થઇને ( तत्र स्वर्गे पितरौ च पुत्रान् पश्येम ) ત્યાં સ્વર્ગમાં પિતરો અને પુત્રોને જોઇએ. [ ૩ ]

ભાવાર્થ—જ્યાં શરીરના રોગો હોતા નથી અને જ્યાં હૃદયના ઉત્તમ ભાવથી પુણ્ય કરવાવાળા લોકો આનંદથી રહે છે, ત્યાં અમે પહોંચીએ અને સુંદર અંગોથી રહીએ–અને પોતાના પિતરો અને પુત્રોને જોઇએ ( ૩ )

કોઇ પણ મનુષ્યે પોતાના માતાપિતાને દુઃખ આપવું ન જોઇએ. માતાપિતાએ કષ્ટ કરવાવાળા હોવા પડે છે. પરંતુ જે માતાપિતાને સુખ આપે છે તેઓ એવા શ્રેષ્ઠ લોકમાં પહોંચે છે કે જ્યાં કદિ રોગ હોતા નથી અને શરીર સ્વસ્થ રહે છે. તેથી દરેક મનુષ્યે પોતાના માતાપિતાની સેવા કરવી અને તેમને સુખ આપવું.

---

## ધન અને સદ્‌બુદ્ધિની પ્રાર્થના

### કાંડ ૭, સૂક્ત ૧૭

( ऋषिः– भृगुः । देवता– धाता, सविता )

धाता दधातु नो रयिमीशानो जगतस्पतिः । स नः पूर्णेन यच्छतु ॥ १ ॥
धाता दधातु दाशुषे प्राचीं जीवातुमक्षिताम् । वयं देवस्य धीमहि सुमतिं विश्वराधसः ॥ २ ॥
धाता विश्वा वार्या दधातु प्रजाकामाय दाशुषे दुरोणे ।
तस्मै देवा अमृतं सं व्ययन्तु विश्वे देवा अदितिः सजोषाः ॥ ३ ॥

અર્થ—( धाता जगतः पतिः ईशानः ) ધારણ કર્તા, જગતનો સ્વામી, ઇશ્વર ( नः रयिं दधातु ) અમને ધન આપે. ( सः नः पूर्णेन यच्छतु ) એ અમને પૂર્ણપણે આપે. [ ૧ ]

( धाता दाशुषे ) ધારણકર્તા ઇશ્વર દાતાને માટે ( प्राचीं अक्षितां जीवातुं दधातु ) પ્રાપ્ત કરવા યોગ્ય અક્ષય જીવનશક્તિ આપે. ( वयं विश्वराधसः देवस्य सुमतिं ) અમે સંપૂર્ણ ધનોના સ્વામી ઇશ્વરની સુમતિનું ( धीमहि ) ધ્યાન કરીએ છીએ. [ ૨ ]

( धाता प्रजाकामाय दाशुषे ) ધારક ઇશ્વર પ્રજાની ઇચ્છા કરવાવાળા દાતાને માટે ( दुरोणे विश्वा वार्या ) એના ઘરમાં સંપૂર્ણ વરણીય પદાર્થોને ( दधातु ) ધારણ કરે ( विश्वे देवाः ) બધા દેવો, ( सजोषाः अदितिः ) પ્રતિયુક્ત અનંત દેવી શક્તિ, તથા ( देवाः ) અન્ય જ્ઞાની ( तस्मै अमृतं सं व्ययन्तु ) એને માટે અમૃતનું પ્રદાન કરે. [ ૩ ]

धाता रातिः सवितेदं जुषन्तां प्रजापतिर्निधिपतिर्नो अग्निः ।
त्वष्टा विष्णुः प्रजया संरराणो यजमानाय द्रविणं दधातु ॥ ४ ॥

**અર્થ**—( **धाता रातिः सविता** ) ધારક, દાતા, ઉત્પાદક, ( **निधिपतिः प्रजापतिः अग्निः** ) નિધિનો પાલક, પ્રજારક્ષક, પ્રકાશરૂપ દેવ ( **न इदं जुषन्तां** ) અમને એ આપે. તથા ( **प्रजया संरराणः त्वष्टा विष्णुः** ) પ્રજાની સાથે આનંદમાં રહેવાવાળો, સૂક્ષ્મ પદાર્થોને બનાવવાવાળો વ્યાપક દેવ ( **यजमानाय द्रविणं दधातु** ) યજ્ઞકર્તાને ધન આપે [૪]

**ભાવાર્થ**—જગતનું ધારણ અને પાલન કરવાવાળો ઇશ્વર અમને પૂર્ણ રીતે વિપુલ ધન આપે. તે અમને દીર્ઘજીવનની શક્તિ આપે. અમે એની સુમતિનું ધ્યાન કરીએ છીએ. સંતાનની ઇચ્છા કરવાવાળા દાતાને એના ઘરમાં-ગૃહસ્થના ઘરમાં-રહેવા યોગ્ય બધા પદાર્થો પ્રાપ્ત થાઓ બધા દેવો દાતાને અમરત્વની પ્રાપ્તિ કરાવે, આખા જગતનો ધારક, ધનદાતા, સંપૂર્ણ વિશ્વનો ઉત્પાદક, સંસારરૂપી ખજાનાનો રક્ષક, સર્વનો પાલક, એક પ્રકાશ સ્વરૂપ દેવ છે તે અમને બધી જાતનું સુખ આપે સર્વ સુક્ષ્મથી સુક્ષ્મ પદાર્થોનો નિર્માતા વ્યાપક દેવ ઉપાસકને ધનાદિ પદાર્થો આપે ( ૧-૪ )

આ પ્રાર્થના સુબોધ છે તેથી એનું સ્પષ્ટી કરણ કરવાની આવશ્યકતા નથી.

---

# પ્રજાની પુષ્ટિ

## કાંડ ૭, સૂક્ત ૧૯

( ऋषिः- ब्रह्मा । देवता- प्रजापतिः )

प्रजापतिर्जनयति प्रजा इमा धाता दधातु सुमनस्यमानः ।
संजानानाः संमनसः सयोनयो मयि पुष्टं पुष्टपतिर्दधातु ॥ १ ॥

**અર્થ**—( **प्रजापति इमाः प्रजाः जनयति** ) પ્રજાપાલક પરમેશ્વર આ બધી પ્રજાઓને ઉત્પન્ન કરે છે, અને ( **सुमनस्यमानः धाता दधातु** ) એજ ઉત્તમ મનવાળો, ધારક દેવ એનું ધારણ કરે છે. એનાથી પ્રજાઓ ( **संजानानाः** ) જ્ઞાન પ્રાપ્ત કરીને એક મતથી કાર્ય કરવાવાળી ( **संमनसः** ) એક વિચારવાળી અને ( **सयोनयः** ) એક કારણે બંધી થઈને રહે છે આ પ્રજાઓમાં રહેવાવાળા ( **मयि** ) મને ( **पुष्टिपतिः पुष्टं दधातु** ) પુષ્ટિ આપવાવાળો ઇશ્વર પુષ્ટિ આપે. [ ૧ ]

પ્રજાની પુષ્ટિ શી રીતે થાય અર્થાત્ પ્રજાની શક્તિ કેમ વધે તે આ સૂક્તમાં દર્શાવ્યું છે.

# ગૃહ નિર્માણ

## કાંડ ૩, સૂક્ત ૧૨

( ઋષિ:- બ્રહ્મા । દેવતા - શાલા, વાસ્તોષ્પતિ )

इहैव ध्रुवां नि मिनोमि शालां क्षेमे तिष्ठाति घृतमुक्षमाणा ।
तां त्वा शाले सर्ववीराः सुवीरा अरिष्टवीरा उप सं चरेम ॥ १ ॥
इहैव ध्रुवा प्रति तिष्ठ शालेऽश्वावती गोमती सूनृतावती ।
ऊर्जस्वती घृतवती पयस्वत्युच्छ्रयस्व महते सौभगाय ॥ २ ॥
धरुण्यसि शाले बृहच्छन्दाः पूतिधान्या ।
आ त्वा वत्सो गमेदा कुमार आ धेनवः सायमास्पन्दमानाः ॥ ३ ॥
इमां शालां सविता वायुरिन्द्रो बृहस्पतिर्नि मिनोतु प्रजानन् ।
उक्षन्तूद्ना मरुतो घृतेन भगो नो राजा नि कृषिं तनोतु ॥ ४ ॥

---

અર્થ— ( इह एव ध्रुव शालां निमिनोमि ) આ સ્થાનપર મજબૂત ઘર બનાવુ છું એ ઘર ( घृतं उक्षमाणा क्षेमे तिष्ठाति ) ઘી સીંચતુ રહી અમારા કલ્યાણને માટે ઊભુ રહેશે હે ( शाले ) ઘર ! ( तां त्वा सर्ववीरा अरिष्टवीरा सुवीरा उप सचरेम ) તારી ચારે બાજુ અમે બધા વીરો નષ્ટ ન પામતા ઉત્તમ પરાક્રમી થઇને ફરતા રહીશુ [ ૧ ]

હે ઘર ! તું ( अश्वावती गोमती सूनृतावती ) ઘોડાવાળુ, ગાયોવાળુ અને મધુર ભાષણોવાળુ થઇને ( इह ध्रुवा प्रतिष्ठित ) અહીં જ સ્થિર રહે તથા ( ऊर्जस्वती घृतवती पयस्वती ) અન્નવાળુ, ઘીવાળુ અને દૂધવાળુ થઇને ( महते सौभगाय उच्छ्रयस्व ) મોટા વૈભવને માટે ઊંચુ બનીને ઊભુ રહે [ ૨ ]

હે ઘર ! ( बृहत् छन्दा पूतिधान्या ) તુ મોટા છાપરાવાળુ અને પવિત્ર ધાન્યવાળુ તથા ( धरुणी असि ) ધાન્યાદિના ભંડારને ધારણ કરનારવાળુ છે ( त्वा वत्सः कुमारः आ गमेत् ) તારી અંદર વાછરડા અને બાળક આવી જાય ( आस्पन्दमाना धेनवः साय आ ) નાચતી કૂદતી ગાયો સંધ્યાકાળે આવે [ ૩ ]

( इमां शाला ) એ ઘરને સવિતા, વાયુ, ઇન્દ્ર અને બૃહસ્પતિ ( प्रजानन् नि मिनोति ) જાણીને ( मरुत उद्ना घृतेन उक्षन्तु ) મરુતગણ જળથી અને ઘીથી સીંચે, તથા ( भगः राजा नः कृषिं नि तनोतु ) ભાગ્યવાન્ રાજા અમારે માટે ખેતીમાં વધારો કરે [ ૪ ]

---

ભાવાર્થ— આ ઉત્તમ સ્થાનપર હું ઉત્તમ અને સુદૃઢ ઘર બનાવું છુ, જેમાં ઘી અને ખાવા પીવાના ઘણા પદાર્થો રહે અને જે સર્વ પ્રકારના સ્વાસ્થ્ય સાધનોથી પરિપૂર્ણ હોય અમે સર્વ પ્રકારના શૌર્ય-વીર્યાદિ ગુણોથી યુક્ત થઇને તેમ જ કોઇ પણ પ્રકારના કષ્ટથી રહિત થઇને ઘરની ચારે બાજુએ ઘૂમ્યા કરીશું ( ૧ )

એ ઘરમા ઘોડા, ગાયો, બળદ આદિ ઘણા પશુઓ હોય, એ ઘર ઉત્તમ મીઠા ભાષણથી યુક્ત હોય, અન્ન, ઘી, દૂધ આદિ ખાવાપીવાના પદાર્થો એમા ભરપૂર હોય અને એમા રહેવાવાળા ભારે ભાગ્યશાળી હોય ( ૨ )

એ ઘરમા અનાજનો મોટો ભંડાર હોય, એ ભંડારમા શુદ્ધ અને પવિત્ર ધાન્ય ભરેલુ હોય એવા ઘરમા બાળકો અને વાછરડાઓ ઘૂમતા રહે અને સાંજે આનંદથી નાચતી ગાયો આવે ( ૩ )

આ શાલા-ઘરના નિર્માણમા સવિતા, વાયુ ઇન્દ્ર અને બૃહસ્પતિ એ દેવો સહાયતા આપે મરુતગણ આ ઘરમા વિપુલ ઘી આપવામા મદદ કરે તથા રાજા ભગ ખેતી વધારવામા સહાયભૂત થાય ( ૪ )

मानस्य पत्नि शरणा स्योना देवी देवेभिर्निर्मितास्यग्रे ।
तृणं वसाना सुमना असस्त्वमथास्मभ्यं सहवीरं रयिं दाः ॥ ५ ॥
ऋतेन स्थूणामधि रोह वंशोग्रो विराजन्नप वृङ्क्ष्व शत्रून् ।
मा ते रिषन्नुपसत्तारो गृहाणां शाले शतं जीवेम शरदः सर्ववीराः ॥ ६ ॥
एमां कुमारस्तरुण आ वत्सो जगता सह । एमां परिस्रुतः कुम्भ आ दध्नः कलशैरगुः ॥ ७ ॥
पूर्णं नारि प्र भर कुम्भमेतं घृतस्य धाराममृतेन संभृताम् ।
इमां पातॄनमृतेना समङ्ग्धीष्टापूर्तमभि रक्षात्येनाम् ॥ ८ ॥
इमा आपः प्र भराम्ययक्ष्मा यक्ष्मनाशनीः । गृहानुप प्र सीदाम्यमृतेन सहाग्निना ॥ ९ ॥

---

અર્થ—હે ( मानस्य पत्नि ) સમાનની રક્ષક ( शरणा स्योना देवी ) અંદર આશ્રય કરવા યોગ્ય, સુખદાયક, દિવ્ય પ્રકાશવાન એવી ( देवेभि अग्रे निमिता आसि ) દેવોદ્વારા પહેલી બનાવવામાં આવી છે ( तृण वसाना त्वं सुमना असः ) ઘાસ પહેરેલું હોવા છતાં તું ઉત્તમ મનવાળી છે ( अथ अस्मभ्यं सहवीर रयिं दाः ) અને અમો સર્વને માટે વીરોથી યુક્ત ધન આપ [ ૫ ]

હે ( वंश ) વાંસ તું ( ऋतेन स्थूणां अधिरोह ) તારા સીધાપણાથી પોતાના આધારપર ચઢ અને ( उग्रः विराजन् शत्रून् अपवृङ्क्ष्व ) ઉગ્ર બનીને પ્રકાશવાન થઇ શત્રુઓને હાંકી દે ( ते गृहाणां उपसत्तारः मा रिषन्) તારા ઘરોના આશ્રયથી રહેનારની કોઇ હિંસા ન કરે. હે શાલે-ઘર ! અમે ( सर्ववीराः शतं शरदः जीवेम ) બધા વીરોથી યુક્ત થઇને સો વર્ષ સુધી જીવતા રહીશું [ ૬ ]

( इमां कुमारः आ ) આ ઘરમાં બાળકો આવે ( तरुणः आ ) જુવાન પુરૂષ આવે, ( जगता सह वत्सः आ ) એની સાથે વાછરડાં પણ આવે. ( इमां परिस्रुतः कुम्भः ) એની પાસે મધુર રસથી ભરેલો ઘડો ( दध्नः कलशैः आ अगुः ) દહીંના કલશો સાથે આવે. [ ૭ ]

હે ( नारि ) સ્ત્રી ! ( एतं पूर्णं कुम्भं ) એ પૂર્ણ ભરેલા ઘડાને તથા ( अमृतेन संभृतां घृतस्य धारां ) અમૃતથી ભરેલી ઘીની ધારાઓ ( प्रभर ) સારી પેઠે ભરીને લાવ ( पातॄन् अमृतेन सं अङ्ग्धि ) પીવાવાળાને અમૃતથી સારી પેઠે ભરી નાખ ( इष्टापूर्तं एनां अभिरक्षाति ) યજ્ઞ અને અન્નદાન આ ઘરનું રક્ષણ કરે છે [ ૮ ]

( इमाः यक्ष्मनाशनीः अयक्ष्माः आपः ) એ રોગનાશક અને સ્વયં રોગરહિત જલ ( प्र आभरामि ) હું ભરી લાવું છું. ( अमृतेन अग्निना सह ) અમૃત અગ્નિની સાથે ( गृहान् उप प्र सीदामि ) ઘરોમાં જઇને બેસું છું [ ૯ ]

---

ભાવાર્થ—ઘર અંદર નિવાસ કરવા યોગ્ય, સુખદાયક છે એ એક સન્માનનું સાધન પણ છે. અગાઉ એ દેવોદ્વારા બનાવવામાં આવ્યું હતું. ઘાસના છાપરાથી પણ એ બને છે, એવા ઘરમાં અમારું મન શુભસંકલ્પવાળું થાય અને અમે વીરોથી યુક્ત ધન પ્રાપ્ત કરીએ ( ૫ )

સીધા થાંભલાપર સીધા વાંસ રાખવામાં આવે અને એ રીતે વિરોધીઓને દૂર કરવામાં આવે. એ ઘરમાં રહેનાર દુઃખી, કદી કે વિનષ્ટ ન થાય. એમાં રહેવાવાળા બધા વીર થઈને સો વર્ષ સુધી જીવતા રહે ( ૬ )

એ ઘરની પાસે બાળક, તરુણ આદિ બધા ય આવે. વાછરડાં અને ઘરના બીજા પશુઓ અને પક્ષીઓ ઘૂમતા રહે. આ ઘરમાં મધના મીઠા રસથી ભરેલા ઘડા અને દહીંથી ભરેલા પુષ્કળ ઘડાઓ હોય ( ૭ )

સ્ત્રીઓ આ ઘડાઓ ભરી લાવે અને ઘીના ઘડા પણ પુષ્કળ લાવે અને પીવાવાળાને એ દૂધ, દહીં, ઘી આદિ બધા રસો, સારી પેઠે પીવાડે કેમ કે એનું દાન જ ઘરનું રક્ષણ કરે છે ( ૮ )

ઘરમાં પીવાને માટે એવું જળ લાવવામાં આવે કે જે રોગનાશક અને આરોગ્યવર્ધક હોય. ઘરમાં સગડી પણ હોય જેની પાસે જઇને લોકો ટાઢનું નિવારણ કરીને આનંદ પ્રાપ્ત કરે ( ૯ )

# ગૃહ નિર્માણ

## ઘરની બનાવટ

જે ગૃહસ્થી છે તેણે ઘર બનાવીને રહેવું આવશ્યક છે ભલે એ ઘર ઘાસથી બનાવેલા (तृण वसाना। મ ૫) જેવું હોય અથવા તદ્દન સાદું હોય ઘર ગમે તે પ્રકારનું હોય, પણ ગૃહસ્થીને માટે તે અવશ્ય હોવું જ જોઇએ, નહીં તો ગૃહસ્થ। ગૃહ-સ્થ-પણું સિદ્ધ થશે નહીં

## ઘર બનાવવા માટેનું યોગ્ય સ્થાન

ઘરને માટે સ્થાન પણ યોગ્ય હોવું જોઇએ અને આરોગ્ય કારક હોવું જોઇએ આ બાબતમાં આ સૂક્તમાં નીચે લખેલો નિર્દેશ વિચારવા જેવો છે —

૧ क्षेमे (મ ૧)- સુરક્ષિત શાંતિ આપનારું, સુખ કારક, આરોગ્યદાયક નિર્ભય, એવું સ્થાન ઘરને માટે હેવું જોઇએ

૨ ध्रुवा (મ ૧-૨)- સ્થિર સુદૃઢ, જ્યાં પાયો સ્થિર અને દૃઢ બનાવી શકાય એમ હોય

આ પ્રકારની ભૂમિપર ઘર બનાવવું જોઇએ અને એ ઘર પોતની શક્તિ પ્રમાણે સુદૃઢ (ध्रुवा) સ્થિર અને મજબૂત બનાવવું જોઇએ જેથી વારંવાર તેની મરામત કરવાનો ખર્ચ કરવો ન પડે

## ઘર કેવું બનાવવામાં આવે ?

બને ત્યાં સુધી ઘરના ઓરડાઓ મોટા બનાવવા 'बृहत् छदा (મ ૩)' અર્થાત્ મોટા મોટા છતવાળા ઓરડા ઓવાળું ઘર બનવવું ઘરમાં સંકુચિત સ્થાન-સાંકડ ન હોવી જોઇએ કેમકે નાના નાના ઓરડાઓમાં રહેનારાઓના વિચારો પણ સંકુચિત થઇ જાય છે તેથી પોતાની આર્થિક શક્તિ અનુસાર જેટલા મોટા પ્રમાણુ બંધાય એવું પ્રશસ્ત ઘર બનાવવું જોઇએ જેથી ત્યાં પુષ્કળ ઇષ્ટમિત્ર અતિથિ આદિ शारणा (મ ૫) આવીને વિશ્રામ લઇ શકે

## સન્માનનું સ્થાન

ઘર ગૃહસ્થને માટે ભારે સન્માનનું (शाला मानस्य पत्नी। મ ૫) સ્થાન છે પોતાની માલિકીનું ઘર હોવાથી તે એક પ્રતિષ્ઠાનું સ્થાન થઇ જાય છે ઇષ્ટમિત્રોને સુખ પહોંચવાનું તે એક મોટું સ્થાન હોય છે તેથી ઉપરોક્ત પ્રકારે ઘર બનાવવું જોઇએ ઘર બનાવ્યા પછી તેમાં જરૂરી સામગ્રીનું વસાવવું જોઇએ એ બાબતમાં નીચે લખેલો સંકેત વિચારવા જેવો છે—

૧ अश्वावती (મ ૨)- ઘરમાં ઘોડા હોય, અર્થાત્ ગૃહસ્થ પાસે ઘોડા હોય, ઘોડાઓ હોય એ શૌર્યનું સાધન છે

૨ गोमती (મ ૨)- ઘરમાં ગાયો હોય, એ પુષ્ટિનું સાધન છે ગાયથી દૂધ મળે છે જેને પીને મનુષ્ય પુષ્ટ બને છે બળદથી ખેતી થાય છે धेनव आस्पन्दमानाः साय मा (મ. ૩)- સાંજને સમયે ગાયો નાચતી આવે

૩ पयस्वती (મ ૨)- ઘરમાં પુષ્કળ દૂધ હોય

૫ घृत उक्षमाणा (મ ૧)- ઘી આપવાવાળું અર્થાત્ અતિથિ આદિને વિપુલ ઘી આપવાવાળું થાય. ઘરનાં માણસો અન્નદાનમાં કંજુસાઇ ન કરે

૬ ऊर्जस्वती (મ ૨) ઘરમાં પુષ્કળ અન્ન હોય, ખાનપાનના પદાર્થોની વિપુલતા હોય

૭ घृतवती (મ ૩)- જેમા ધાન્યદિનો મોટો ભંડાર હોય, જેમાં સંગ્રહસ્થાન હોય અને જ્યાં સર્વ પ્રકારના પદાર્થો સારા મળે

૮ पूतिधान्या (મ ૩)- ઘરમાં પવિત્ર અન્ન જ હોય સારી હાલતમાં દરેક જાતના પદાર્થો હોય જે ખાવાથી શરીરને પુષ્ટિ અને મનને સમાધાન મળે ઘરમાં અનાજ સસ્તું મળે છે એટલા ખાતર જ લાવવું ન હોય, પણ તે પવિત્ર, શુદ્ધ નીરોગ અને પોષક છે કે નહીં એ જોવું રહ્યું

૯ परिस्रुतः कुम्भः (મ ૭)- મધુર મધથી ભરેલો ઘડો અથવા અનેક ઘડાઓ ઘરમાં સદા રહે

૧૦ दध्नः कलशैः (મ ૭)- દહીંથી ભરેલા ગોરસી ઓ ઘરમાં હોય

૧૧ घृतस्य कुम्भम् (મ ૮)- ઉત્તમ ઘીથી ભરેલા ઘડાઓ ઘરમાં હોય

૧૨ अयक्ष्मा यक्ष्मनाशनी आप (મ ૯)- નીરોગ અને રોગ દૂર કરવાવાળા શુદ્ધજળથી ભરેલા ઘડાઓ ઘરમાં રાખવમાં આવે

ઇત્યાદિ શબ્દો દ્વારા આ સૂક્તમાં ઘરનું વર્ણન કરવામાં આવ્યું છે. આ શબ્દોના મનનથી વાચક પોતાની મેળે જ સમજી શકે છે કે, ઘરમાં કેવી વ્યવસ્થા રાખવી જોઇએ અને ધનધાન્યથી તેને કેવું સમૃદ્ધ રાખવું જોઇએ. તથા—

૧ વત્સ આગમેત્ (મ. ૩૭)- ઘરમાં વાછરડાં રમતાં રહે, કૂદતાં રહે.

૨ કુમારઃ આગમેત્ (મ. ૩૭)- ઘરમાં અને બહાર બાળકો કુમારો અને કુમારિકાઓ આનંદથી નાચકૂદ કરે.

૩ તરુણ આગમેત્ (મ. ૭) યુવક તરુણ પુરૂષ અને તરુણીઓ ઘરમાં અને બહાર ભ્રમણ કરે.

પ્રસન્નતાનું સ્થાન

અર્થાત્ ઘર એવું હોય કે જેમાં બાળબચ્ચાં આનંદથી રમતાં હોય અને તરુણો તથા બીજાં નરનારી સ્ત્રીપુરૂષો પોતપોતાના કાર્યમાં આનંદથી નિમગ્ન હોય. બધાંના મુખ પર આનંદ દેખાય અને ઘરનું દરેક માણસ પ્રસન્નતાની મૂર્તિ જેવું દેખાય. દરેક મનુષ્ય એમ કહે કે—

ગૃહાન્ ઉપ પ્રસીદામિ । (મ. ૮)

'હું મારી પરાકાષ્ઠા કરીને મારા ઘરને પ્રસન્નતાનું રમણીય સ્થાન બનાવીશ.'' જો ઘરનું પ્રત્યેક માણસ પોતાના ઘરને ''પ્રસન્નતાનું સ્થાન'' બનાવવાનો પ્રયત્ન કરે તો અવશ્ય તે એક પ્રસન્નતાનું કેન્દ્ર બની જશે.

વાચકે આ ઉપદેશનું સારી પેઠે મનન કરવું જોઇએ કારણ દરેક વાચક પર એક વિશેષ જવાબદારી આવે છે. દરેકે પોતાના ઘરને ''પ્રસન્નતાનું સ્થાન'' બનાવવાનું છે. એ કાર્ય બીજાને સોંપવાથી નહિ થઇ શકે. એ તો દરેકે પોતે જ કરવું જોઇએ. આ ઉપદેશ આપ્યા પછી વેદ પ્રત્યેક વાચકને પૂછશે કે ''શું તમે આ ઉપદેશાનુસાર તમારૂં કર્તવ્ય બજાવ્યું?'' વાચકે એનો જવાબ આપવાની તૈયારી રાખવી જોઇએ. ઘરને પ્રસન્નતાનું સ્થાન બનાવવાને માટે ઉપર લખેલાં સાધનો એકઠાં કરવાં જોઇએ. પરંતુ કેવળ એટલાથી જ એ પ્રસન્નતા ન આવે, કે જે વેદને અભીષ્ટ છે. એને માટે વેદ બીજો પણ નિર્દેશ કરે છે. જુઓ—

૧ સૂનૃતાવતી (મ. ૨)- ઘરમાં સભ્યતાપૂર્વક સાચું બોલવું હોય, પ્રેમપૂર્વક વાર્તાલાપ થતો હોય, સચ્ચાઇભર્યું સત્ય ભાષણ હોય, છળ, કપટ કે ધોખાનું ભાષણ ન હોય.

૨ સુમના (મ. ૫) ઉત્તમ મનથી ઉત્તમ વ્યવહાર કરવાવાળાં માણસો ઘરમાં કાર્ય કરે.

ઘરને મંગળમય બનાવવાને માટે જેમ ખાવા પીવાના પુષ્કળ પદાર્થો ઘરમાં રહેવા જોઇએ તેમજ ઘરનાં સ્ત્રીપુરૂષોનાં અંતઃકરણો પણ શ્રેષ્ઠ વિચારોથી યુક્ત હોવાં જોઇએ. એમ હોય તો જ ઘર પ્રસન્નતાનું સ્થાન થઇ શકે. ઘરમાં ધનદોલત બહુ હોય છતાં ઘરમાંનાં માણસો છળકપટથી ભરેલાં હોય તો તે ઘર સુખનું નહીં પણ દુઃખનું સ્થાન થઇ જશે. તેથી જે વાચક પોતાના ઘરને પ્રસન્નતાનું સ્થાન બનાવવા માગતો હોય તેણે આ ઉદ્દેશ પોતાના અંતઃકરણમાં ઉતારવો જોઇએ. શિયાળામાં તથા ચોમાસામાં શરદી પુષ્કળ થાય છે, તેથી ટાઢીનાં નિવારણને માટે ઘરમાં સગડી રાખવી જોઇએ તેથી ટાઢીનું નિવારણ થાય. બીજી વાત એ છે કે, 'અમૃત આગ્ન' (મ. ૯) જે પરમેશ્વર છે તેથી ઘરમાં સમૃદ્ધ ઉપાસના થવી જોઇએ. જ્યાં અગ્નિહોત્ર દ્વારા અગ્નિના ઉપાસકોથી માંડીને ધ્યાન ધારણા દ્વારા પરમાત્માની ઉપાસના સુધીની સર્વ પ્રકારની ઉપાસના કરીને મનુષ્ય પરમ આનંદને પ્રાપ્ત કરે. જે ઘરમાં આવી ઉપાસના થતી હોય તે ઘર સાચેસાચ 'પ્રસન્નતાનું કેન્દ્ર' થઇ શકે છે. આ પ્રકારનું ઘર—

મહતે સૌભગાય ઉચ્છ્રયસ્વ । (મ. ૨)

'મોટી શુભમંગળની પ્રાપ્તિ માટે એ ઘર ઊંચે ઊભું થાય.' અર્થાત્ એ ઘર આ રીતે મોટું સૌભાગ્ય પ્રાપ્ત કરે. જે ઘરમાં ઉપર જણાવ્યા પ્રમાણેની અંતર્બાહ્ય વ્યવસ્થા રાખવામાં આવે ત્યાં ભારે શુભમંગળ નિવાસ કરે એમાં જરા પણ શંકા નથી.

વીરતાથી યુક્ત ધન

સૌભાગ્ય પ્રાપ્તિની અંદર 'ભગ' અર્થાત્ ધન કમાવું એનો પણ સમાવેશ થાય છે. પણ ધન કમાયા પછી તેનું રક્ષણ કરવાની શક્તિ હોવી જોઇએ અને એના શત્રુઓને દૂર કરવાને માટે શૌર્ય અને વીર્ય એ ગુણો હોવા પણ આવશ્યક છે. નહીં તો મેળવેલું ધન બીજાઓ લૂંટી જાય. તેથી આ સૂક્તમાં સાવચેતીની સૂચના આપવામાં આવી છે—

અસ્મભ્યં સહવીરં રયિં દાઃ । (મ. ૫)

'અમને વીરતાથી યુક્ત ધન આપો.' ધન પ્રાપ્ત થાય અને તેને સાચવવાને માટે આવશ્યક વીરતા પણ પ્રાપ્ત થાય

અમારું ઘર વીરતાના વાતાવરણથી ઉભરાઇ જાય—

**१ सर्ववीरा सुवीरा अरिष्टवीरा उपसं चरेम ॥** (મં. ૧)

**२ शतं जीवेम शरदः सर्ववीरा ।** (મં. ૬)

અમે સર્વ પ્રકારના વીર, ઉત્તમવીર નાશ નહીં પામનાર વીર, સો વર્ષ સુધી જીવતા રહીને ધર્મની રક્ષા કરવા માટે તૈયાર રહેનારા વીર થઇને પોતપોતાના ઘરમાં સંચાર કરીશું " આ મંત્ર સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, પરંતુ વાતાવરણ 'વીરતાનું વાતાવરણ' હોવું જોઇએ તેને વીરતાના વિચારનો પણ સ્પર્શ થવો ન જોઇએ ઘરના પુરુષો ધર્મવીર હોય અને સ્ત્રીઓ વીરાંગનાઓ હોય, એવાં સ્ત્રી પુરુષોને જે સંતાન થશે તે 'કુમારવીર" થશે એમાં શો સંદેહ છે? તેથી જ વેદમાં પુત્રનું નામ "વીર" એવું આવે છે વાચકે આ વાતનો વિચાર કરીને પોતાના ઘરનું એવું વાતાવરણ બનાવવું જોઇએ.

## અતિથિ સત્કાર

આવાં મંગલમય વીરતાથી યુક્ત ઘરમાં રહેનારા ધર્મવીર પુરુષ અતિથિ સત્કાર કરે જ એ વિષે કહેવામાં આવ્યું છે-

**पूर्णं नारि प्र भर कुम्भमेत घृतस्य धारामृतेन संभृताम् ।**
**इमां पातॄनमृतेना समङ्ग्धीष्टापूर्तमभि रक्षात्येनाम् ॥** (મં ૮)

" ગૃહપત્ની અતિથિઓને પીરસવાને માટે ઘીનો ઘડો લાવે મધુર રસથી ભરેલો ઘડો લાવે અને પીવાવાળાને જેટલો પીવો હોય તેટલો પીવાડે એમાં કંજુસાઇ ન કરે આના પ્રકારના અન્નદાનથી જ ઘરની રક્ષા થાય છે

અતિથિ સત્કારમાં અન્નદાન તથા અન્ય પદાર્થોનું દાન છૂટે હાથે થવું જોઇએ એમાં કંજુસાઇ થાય તે યોગ્ય ન કહેવાય. કેમકે દાન જ ઘરનું રક્ષણ કરે છે જે ઘરમાં અતિથિઓનો સત્કાર થાય છે તેના ઘરની પણ વૃદ્ધિ પામે છે

અહીં અતિથિઓને અન્ન પીરસવાનું કાર્ય સ્ત્રીઓનું છે, એમ બતાવવામાં આવ્યું છે અહીં પડદો નથી પડદાવાળા ઘરોમાં ભોજન પીરસવાનું કામ કાં તો નોકર અથવા ઘરનો માલિક કરે છે અતિથિસત્કારની એ અવૈદિક પ્રથા છે અતિથિને માટે ભોજન પાનપાન આદિ ગૃહપત્નીએ આપવું જોઇએ એવો વેદનો આદેશ છે પોતાના ઘરમાં પડદો રાખનાર વાચકે આ વાતનો વિચાર કરવો જોઇએ

## દેવોદ્વારા નિર્મિત ઘર

પ્રારંભમાં દેવોએ ઘર બનાવ્યું તેને માટે નીચેનો મંત્ર જુઓ—

**शरण्या क्षोता द्येवी (शाला) देवैर्निर्मितास्यग्रे तृण वसाना सुमना: " .....॥** (મં ૫)

" અંદર આશ્રય કરવા યોગ્ય, સુખદાયક, ઘાસના છાપરાવાળું, પરંતુ ઉત્તમ વિચારોથી યુક્ત દિવ્ય ઘર પ્રારંભમાં દેવોએ બનાવ્યું દિવ્ય વીરપુરુષો દ્વારા જે પહેલું ઘર નિર્માણ થયું તે એવું હતું જો કે ઉપર ઘાસનું છાપરું હતું તો પણ અંદર ઉત્તમ વિચારો થતા હતા, અંદર જવાથી આરામ મળતો હતો અને સુખ પણ થતું હતું. એનું તાત્પર્ય એ છે કે છાપરું ભલે તેનું હોય, પરંતુ તે દિવ્ય વિચારોનું દિવ્ય ઘર હોવું જોઇએ અને ક્રૂર વિચારોનું 'રાક્ષસ ભવન' ન હોવું જોઇએ, 'દેવોનું ઘર' ધનથી નહીં પરંતુ અંદરની શાંતિ અને પ્રસન્નતાથી થાય છે. વાચકે પ્રયત્ન કરીને પોતાનું ઘર આવું 'દેવભવન' બનાવવું જોઇએ અને વૈદિક ધર્મનો પોતાના ઘરમાં પ્રકાશ પાથરવો જોઇએ

## દેવોની સહાયતા

ઘર એવે ઠેકાણે બનાવવું જોઇએ કે જ્યાં સૂર્ય, ચન્દ્ર, વાયુ, ઇન્દ્ર આદિ દેવોની સહાયકશક્તિ વિપુલ પ્રમાણમાં મળતી રહે—

**इमां शालां सविता वायुरिन्द्रो बृहस्पतिर्नि मिनोतु प्रजानन् ।**
**उक्षन्तूद्ना मरुतो घृतेन भगो नो राजा नि कृषिं तनोतु ॥** (મં ૪)

" સૂર્ય વાયુ ઇન્દ્ર, બૃહસ્પતિ એ ઘરને મદદ કરે, મરુત નામક વરસાદી વાયુ જલની મદદ કરે અને ભગ રાજા ખેતીના કામમાં સહાયક થાય "

ઘરને માટે સૂર્ય પ્રકાશ પુરતા પ્રમાણમાં મળે, શુદ્ધ વાયુ મળે, ઇન્દ્ર વૃષ્ટિ દ્વારા મદદ કરે, વૃષ્ટિ કરવાવાળો વાયુ યોગ્ય વૃષ્ટિથી સહાય કરે અને ખેતીનો દેવ જમીનમાંથી ખેતીના ઉત્પાદનમાં સહાયક થાય ઘર એવા સ્થાનમાં અથવા દેશમાં બનાવવું જોઇએ કે જ્યાં સૂર્ય આદિ દેવતાઓ દ્વારા યોગ્ય શક્તિઓની ઉત્તમ પ્રકારે મદદ મળે, ભૂમિ ફળદ્રુપ હોય, જલ આરોગ્યદાયક અને પાચક હોય, એવા ઉત્તમ દેશમાં ગૃહનું નિર્માણ કરવું

# ગૃહ નિર્માણ

( ऋषि – मृग्वङ्गिरा । देवता– शाला )

કાંડ ૯, સૂક્ત ૩

उपमिता प्रतिमितामथो परिमितामुत । शालाया विश्ववाराया नद्धानि वि चृतामसि ॥ १ ॥
यत्ते नद्धं विश्ववारे पाशो ग्रन्थिश्च यः कृतः । बृहस्पतिरिवाहं बलं वाचा वि स्रंसयामि तत् ॥ २ ॥
आ ययाम सं बबर्ह ग्रन्थींश्चकार ते दृढान् । परूंषि विद्वाञ्छस्तेवेन्द्रेण वि चृतामसि ॥ ३ ॥
वंशानां ते नहनानां प्राणाहस्य तृणस्य च । पक्षाणां विश्ववारे ते नद्धानि वि चृतामसि ॥ ४ ॥
संदंशानां पलदानां परिष्वञ्जल्यस्य च । इदं मानस्य पत्न्या नद्धानि वि चृतामसि ॥ ५ ॥
यानि तेऽन्तः शिक्यान्याबेधू रण्याय कम् ।
प्र ते तानि चृतामसि शिवा मानस्य पत्नी न उद्धिता तन्वे भव ॥ ६ ॥

અર્થ— ( विश्ववाराया शालाया उपमितां ) સર્વ ભયના નિવારક ઘરના સ્તંભો, (प्रतिमिता) સ્તંભોને જોડો ( अथो उत परिमिना ) અને ઉત્તમ બંધનોથી ( नद्धानि वि चृतामसि ) ગાંઠોથી અમે બાંધીએ છીએ [ १ ]

હે ( विश्व-वारे ) બધા દુઃખોનું નિવારણ કરવાવાળા ઘર ! ( यत् ते नद्ध ) જે તારૂં બંધન છે ( य पाश ग्रन्थि च कृत ) જે પાશ અને ગ્રંથિ પહેલાં કરવામાં આવ્યા છે, ( बृहस्पतिः वाचा बल इव ) બૃહસ્પતિ પોતાની વાણીથી જેવી રીતે શત્રુ સૈન્યનો નાશ કરે છે તેવી રીતે ( तत् वि स्रसयामि ) અને હું ઉકેલું છું [ २ ]

( आययाम ) એકઠા કર્યા ( स ववर्ह ) જોડી દીધા અને ( ते दृढान् ग्रथीन् चकार ) તારી ગાંઠેને મજબૂત રીતે બાંધી દીધી છે ( परूंषि विद्वान् शस्ता इव ) જોડાને જાણીને કાપનારાઓની માફક ( इन्द्रेण विचृतामसि ) ઇન્દ્રની મદદથી હું બાંધું છું [ ३ ]

હે ( विश्ववारे ) બધાં કષ્ટોનું નિવારણ કરવાવાળા ઘર ! ( ते वंशाना नहनाना ) તારા વાંસડાઓ અને બંધનો તથા ( प्राणाहस्य तृणस्य च ) જોડા અને ઘાસના તથા ( ते पक्षाणां नद्धानि ) તારા બે બાજુનાં બંધનોથી ( वि चृतामसि ) હું બાંધું છું [ ४ ]

( मानस्य पत्न्या ) માપ લેનારાઓ દ્વારા નક્કી થયેલ ઘરના ( सदंशाना पलदाना ) કરવતના અને સાહડીઓના ( च परिष्वन् जल्यस्य ) તથા નિવાસ સ્થાનના ( इद नद्धानि विचृतामसि ) એવા પ્રકારનાં બંધનેથી હું બાંધું છું [ ५ ]

( यानि ते अन्त शिक्यानि ) જે તારી અંદર શીંકા ( रण्याय क आवेधु ) રમણીયતાને માટે બાંધવામાં આવ્યાં છે, ( ते तानि प्रचृतामसि ) તેને તારી સાથે અમે બાંધીએ છીએ તું ( मानस्य पत्नी ) પ્રમાણ લેના દ્વારા પાલિત થએલ ( उद्धिता ) ઉંચી કરવામાં આવી છે ( न तन्वे शिवा भव ) અમારા શરીરને માટે કલ્યાણકારી થાઓ [ ६ ]

ભાવાર્થ— બધી જાતના કષ્ટોને દૂર કરવા માટે ઘર બનાવવામાં આવે છે એ ઘરના થાંભલાએ ભારોટા, દાંડાઓ તથા છાપરા ઉપરના સાંઠાને અમે ઉત્તમ રીતે મજબૂત બાંધીએ છીએ (१)

જેવી રીતે જ્ઞાની પોતાની વાણીથી શત્રુસેનાને ઢીલી બનાવી દે છે તેવી રીતે જે બંધન તથા ગાંઠો જે પહેલાં બાંધવામાં આવ્યા હતા, તેને હવે ઢીલા કરૂં છું (२)

પહેલાં બધો સામાન એકઠો કર્યો, તેને યથાસ્થિતિ જોડયો એના સાંધાઓ મજબૂત બનાવ્યા સાંધા મેળવવાની જગ્યાનું જેમને પૂરણ જ્ઞાન છે તેમના કહેવા મુજબ કાપ્યો અને બધાને યોગ્ય રીતે જકડયો છે (३)

ઘરના વાંસો, બંધ સાંધાઓ ઘાસ એને બંને બાજુથી મજબૂત બાંધી દઉં છું (४)

પ્રમાણસર બંધાએલ આ ઘરનો કાપો સાહડીઓ તથા અંદરના બધા બંધનોને સારી રીતે બાંધું છું (५)

ઘરમાં જે શીકાઓ છે જેનાપર સુખ આપવાવાળા પદાર્થો ભરી રાખ્યા છે તેને અમે ઉત્તમ રીતે બાંધીએ છીએ આ પ્રકારે બનાવેલું એ ઊંચુ ઘર અમારા શરીરને સુખ આપવાવાળું થાઓ (६)

हविर्धानमग्निशालं पत्नीनां सदनं सदः । सदो देवानामसि देवि शाले ॥ ७ ॥
अक्षुमोपशं विततं सहस्राक्षं विषूवति । अवनद्धमभिहितं ब्रह्मणा वि चृतामसि ॥ ८ ॥
यस्त्वा शाले प्रतिगृह्णाति येन चासि मिता त्वम् । उभौ मानस्य पत्नि तौ जीवतां जरदष्टी ॥ ९ ॥
अमुत्रैनमा गच्छताद् दृढा नद्धा परिष्कृता । यस्यास्ते विचृतामस्यङ्गमङ्गं परुष्परुः ॥ १० ॥
यस्त्वा शाले निमिमाय संजभार वनस्पतीन् । प्रजायै चक्रे त्वा शाले परमेष्ठी प्रजापतिः ॥ ११ ॥
नमस्तस्मै नमो दात्रे शालापतये च कृण्मः । नमोऽग्नये प्रचरते पुरुषाय च ते नमः ॥ १२ ॥
गोभ्यो अश्वेभ्यो नमो यच्छालायां विजायते । विजावति प्रजावति वि ते पाशांश्चृतामसि ॥ १३ ॥
अग्निमन्तश्छादयसि पुरुषान्पशुभिः सह । विजावति प्रजावति वि ते पाशांश्चृतामसि ॥ १४ ॥

અર્થ — હે ( शाले देवि ) ગૃહરૂપી દેવતા ! ( हविर्धानं ) હવિષ્ય અન્નનું સ્થાન, ( अग्निशालं ) અગ્નિશાળા અથવા યજ્ઞશાળા, ( पत्नीनां सदनं ) સ્ત્રીઓને રહેવાનું સ્થાન, ( सदः ) રહેવાનું સ્થાન, અને ( देवानां सदः ) દેવતાઓનું સ્થાન તું છે [ ૭ ]

( विषूवति अक्षुमोपशं ) આકાશ ઉપર આભૂષણ રૂપ થએલ ( विततं सहस्राक्षं अक्षुं ) ફેલાએલ હજારો છિદ્રોવાળી જાળ ( अवनद्धं अभिहितं ) તાણીને બાંધવાના ( ब्रह्मणा वि चृतामसि ) જ્ઞાનથી બાંધું છું [ ૮ ]

હે ( मानस्य पत्नि शाले ) પ્રમાણ લેનારા દ્વારા પાલિત ઘર ! ( यः त्वा प्रतिगृह्णाति ) જે તને લે છે, ( उभौ तौ ) તે બન્ને ( जरदष्टी जीवतां ) વૃદ્ધાવસ્થા સુધી જીવતા રહો [ ૯ ]

( यस्याः ते ) જેણે તારા ( अङ्गं अङ्गं परुः परुः ) પ્રત્યેક અંગ અને પ્રત્યેક સાંધો અમે મજબૂત બનાવ્યો છે, એવી તું ( अमुत्र दृढा नद्धा परिष्कृता ) ત્યાં સુદૃઢ, બંધાઈને સુસિદ્ધ થઈને ( एनं आगच्छतात् ) એની પાસે આવ [ ૧૦ ]

હે ઘર ! ( यः त्वा निमिमाय ) જેણે તને બનાવ્યું, અને જેણે ( वनस्पतीन् संजभार ) વૃક્ષોને કાપીને બનાવ્યું, તે ઘર ! ( परमेष्ठी प्रजापतिः ) પરમેષ્ઠી પ્રજાપતિએ ( त्वा प्रजायै चक्रे ) તને પ્રજાને માટે નિર્માણ કર્યું [ ૧૧ ]

( तस्मै दात्रे नमः ) એ કાપવાવાળાને નમસ્કાર ( शालापतये नमः कृण्मः ) ઘરના સ્વામીને નમસ્કાર કરું છું ( नमः प्रचरते अग्नये ) ચાલવાવાળા અગ્નિને નમસ્કાર અને ( ते पुरुषाय च नमः ) તને પુરુષને નમસ્કાર છે [ ૧૨ ]

( यत् शालायां विजायते ) જે ઘરમાં હોય છે તે ગાયો અને ઘોડાઓને નમસ્કાર હે ( विजावति प्रजावति ) ઉત્પાદક અને સંતાન યુક્ત ઘર ! ( ते पाशान् वि चृतामसि ) તારા પાશોને અમે બાંધીએ છીએ [ ૧૩ ]

( पशुभिः सह पुरुषान् ) પશુઓની સાથે મનુષ્યોને અને ( अग्निं ) અગ્નિને ( अन्तः छादयसि ) અંદર રાખે છે, હે ( विजावति प्रजावति ) ઉત્પાદક અને સંતાનયુક્ત ઘર ! તારા બંધોને અમે બાંધીએ છીએ [ ૧૪ ]

ભાવાર્થ — ઘરમાં ધાન્યનું સ્થાન, હવનનો ઓરડો, સ્ત્રીઓને બેસવાનું સ્થાન, બીજા મનુષ્યો માટે બેસવા ઉઠવાનું સ્થાન અને દેવો માટેનું સ્થાન હોય ( ૭ )

ઉપરના ભાગમાં અલંકાર જેવી દેખાતી હજાર છિદ્રોવાળી સુન્દર જાળ અમે ઉત્તમ રીતે તાણીને બાંધીએ છીએ ( ૮ )

આ પ્રકારે બાંધેલું ઘર છે, જેણે એનું માપ લીધું અને જેણે બનાવ્યું તે લાંબા સમય સુધી જીવતા રહો. ( ૯ )

આ ઘરનો દરેક ભાગ અને પુર્જો ઉત્તમ રીતે સુદૃઢ બનાવ્યો છે, એ રીતે મજબૂત બનેલું આ ઘર એને આધીન થાઓ ( ૧૦ )

પ્રજાનું પાલન કરવાની ઈચ્છાવાળા ઉંચા સ્થાનમાં સ્થિર રહેનાર મોટા કારીગરે એ પ્રમાણસર બનાવ્યું અને એ માટે અનેક વૃક્ષોને કાપ્યા છે ( ૧૧ )

વૃક્ષોને કાપવાવાળા, ઘરનું રક્ષણ કરવાવાળા, અગ્નિને અંદર રાખવાવાળા તથા બીજા મનુષ્યોને હું નમસ્કાર કરું છું ( ૧૨ )

ઘરમાં ઉત્પન્ન થનાર બધા ઘોડાઓ અને ગાયોને નમસ્કાર કરું છું એ ઘરને મજબૂત બનાવું છું ( ૧૩ )

આ ઘરમાં મનુષ્ય, પશુ અને અગ્નિ રહે છે તેથી આ સંતાનયુક્ત અને ઉપજાઉ ઘરના બંધનોને હું સુદૃઢ બનાવું છું ( ૧૪ )

अन्तरा द्यां च पृथिवीं च यद्व्यचस्तेन शालां प्रति गृह्णामि त इमाम् ।
यदुन्तरिक्षं रजसो विमानं तत्कृण्वेऽहमुदरं शेवधिभ्यः । तेन शालां प्रति गृह्णामि तस्मै ॥ १५ ॥
ऊर्जस्वती पयस्वती पृथिव्यां निमिता मिता । विश्वान्नं बिभ्रती शाले मा हिंसीः प्रतिगृह्णतः ॥ १६ ॥
तृणैरावृता पलदान्वसाना रात्रींव शाला जगतो निवेशनी ।
मिता पृथिव्यां तिष्ठसि हस्तिनीव पद्वती ॥ १७ ॥
इटस्य ते वि चृताम्यपिनद्धमपोर्णुवन् । वरुणेन समुब्जितां मित्रः प्रातर्व्युब्जतु ॥ १८ ॥
ब्रह्मणा शालां निमितां कविभिर्निमितां मिताम् । इन्द्राग्नी रक्षतां शालाममृतौ सोम्यं सदः ॥ १९ ॥

---

અર્થ— ( **द्यां च पृथिवीं च अंतरा** ) આકાશ અને પૃથ્વીની વચમાં ( **यत् व्यचः** ) જે વિસ્તૃત અવકાશ છે, ( **तेन ते इमां शालां प्रति गृह्णामि** ) એમાંના તારા આ ઘરને હું સ્વીકારું છું. ( **यं अंतरिक्ष रजसः विमानं** ) જે અંતરિક્ષ લોકના વચમા પરિમાણ છે, ( **तत् अहं शेवधिभ्यः उदरं कृण्वे** ) તેને હું ખજાનાને માટે ઉદરના જેવું સ્થાન બનાવુ છુ ( **तेन तस्मै शालां प्रति गृह्णामि** ) એને માટે હું આ ઘરનો સ્વીકાર કરૂ છુ [ ૧૫ ]

હે શાળે ! ( **ऊर्जस्वती पयस्वती** ) તું અન્નયુક્ત અને રસપાનયુક્ત ( **पृथिव्यां निमिता मिता** ) પૃથ્વીપર માપ લઈને નિર્માણ કરવામાં આવી છે. તું ( **विश्वान्नं बिभ्रती** ) સર્વ પ્રકારના અન્નને ધારણ કરવાવાળી ( **प्रतिगृह्णतः मां हिंसीः** ) લેનારાઓને નાશ કરીશ નહીં. [ ૧૬ ]

( **तृणैः आवृता** ) ઘાસથી આચ્છાદિત, ( **पलदान् वसाना** ) સાદડીઓથી ઢાંકેલી ( **मिता शाला** ) માપ લેવાયલી શાળા ( **रात्री इव** ) રાત્રીની માફક ( **जगत निवेशनी** ) જગતને આશ્રય આપનારાવાળી ( **पद्वती हस्तिनी इव** ) ઉત્તમ પગવાળી હાથણીના જેવી ( **पद्वती पृथिव्यां तिष्ठसि** ) ઉત્તમ સ્થભોવાળી થઈને તું પૃથ્વીપર ઉભી રહે છે. [ ૧૭ ]

( **ते इटस्य अपिनद्धं** ) તને સાદડીઓથી બાંધેલને ( **अपऊर्णवन** ) આચ્છાદિત કરીને ( **विचृतामि** ) હું બાંધુ છું ( **वरुणेन समुब्जितां** ) વરૂણના જળથી સીધી કરાયેલીને ( **मित्र. प्रातः व्युब्जतु** ) સૂર્ય સવારે સીધી બનવી દેશે [ ૧૮ ]

( **ब्रह्मणा निमितां शालां** ) જ્ઞાનીએ નિર્માણ કરેલ શાળાનું અને ( **कविभिः मितां निमितां** ) કવિઓએ પ્રમાણસર રચેલ શાળાનું ( **अमृतौ इन्द्राग्नी रक्षतां** ) અમર ઇન્દ્ર અને અગ્નિ રક્ષા કરો આ ( **सोम्यं सदः** ) સોમ વનસ્પતિઓનુ ઘર છે [ ૧૯ ]

---

ભાવાર્થ— પૃથ્વી અને આકાશમા જે અંતર છે તેમા આ ઘરનુ નિર્માણ થયુ છે. એના મધ્યભાગમા હું ધનસંગ્રહ કરવાનુ સ્થાન બનાવું છુ. એ ખજાનાના સ્થાન સાથેનું ઘર હુ લઉં છુ. ( ૧૫ )

ઘરમા બધી જાતનુ અનાજ, રસપાનનુ સાધન પાણી આદિ સદા ઉપસ્થિત હોય ઘર પ્રમાણસરનુ બનાવવામા આવે બધી જાતનુ અનાજ એમા ભરેલુ હોય એ ઘર કદિ કોઇનો નાશ કરી શકતુ નથી ( ૧૬ )

એ ઘરપર ઘાસનું છાપરૂ બનાવવામા આવ્યુ છે, ચારે બાજુ સાદડીઓ બાંધી લેવામા આવી છે, બધા સ્થાનો પ્રમાણસર રાખવામા આવ્યાં છે, જેવી રીતે હાથણી પોતાના ચાર પગો પર સુરક્ષિત રહે છે, તેવી રીતે એ પ્રકારનુ આ ઘર મજબૂત થાભલાઓ પર એવુ સુરક્ષિત રહે છે ( ૧૭ )

આ સ્થાન પહેલા સાદડીઓવતી સુરક્ષિત હતુ, તેને હું સુદૃઢ બનાવુ છુ રાતને સમયે એને ચંદ્ર અને દિવસે સૂર્ય સરલતાનો માર્ગ દેખાડે છે ( ૧૮ )

જ્ઞાની અને કવિઓએ આ ઘરની રચના પ્રમાણસરની બનાવી છે એનું રક્ષણ ઇન્દ્ર અને અગ્નિ કરશે. આ ઘર શાંતિદાયક થાઓ ( ૧૯ )

कुलायेऽधि कुलायं कोशे कोशः समुब्जितः । तत्र मर्तो वि जायते यस्माद्विश्वं प्रजायते ॥ २० ॥
या द्विपक्षा चतुष्पक्षा षट्पक्षा या निमीयते ।
अष्टापक्षां दशपक्षां शालां मानस्य पत्नीमग्निर्गर्भ इवा शये ॥ २१ ॥
प्रतीचीं त्वा प्रतीचीनः शाले प्रैम्यहिंसतीम् । अग्निर्ह्यन्तरापश्चर्तस्य प्रथमा द्वाः ॥ २२ ॥
इमा आपः प्र भराम्ययक्ष्मा यक्ष्मनाशनीः । गृहानुप प्र सीदाम्यमृतेन सहाग्निना ॥ २३ ॥
मा नः पाशं प्रति मुचो गुरुर्भारो लघुर्भव । वधूमिव त्वा शाले यत्रकामं भरामसि ॥ २४ ॥
प्राच्यां दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ २५ ॥
दक्षिणाया दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ २६ ॥
प्रतीच्या दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ २७ ॥
उदीच्या दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ २८ ॥

---

અર્થ—( कुलाये अधिकुलाय ) માળા ઉપર માળો અને ( कोशे कोश समुब्जित ) કોશ પર કોશ રાંધી રાખ્યો છે. ( तत्र मर्त्यः विजायते ) ત્યાં મર્ત્ય ઉત્પન્ન થાય છે ( यस्मात् विश्व प्रजायते ) જેમાંથી બધુ ઉત્પન્ન થાય છે [ ૨૦ ]

( या द्विपक्षा ) જે બે પાંખવાળી ( या चतुष्पक्षा षट्पक्षा निमीयते ) અને જે ચાર અથવા ૭ પાંખોવાળી બનાવવામાં આવે છે ( अष्टपक्षां दशपक्षां ) આઠ પાંખો અને દશ પાંખોવાળી ( मानस्य पत्नीं शाला ) પ્રમાણસર આવેલી શાલા (ઘર) ને બનાવવામાં ( गर्भं अग्न इव ) ગૃહસ્થનમાં રહેતા અગ્નિની જેમ હું ( आशये ) આશ્રય લઉં છું [ ૨૧ ]

હે શાલે! ( प्रतीचीनः ) પશ્ચિમ તરફ મુખ કરવાવાળો હું ( प्रतीचीं अहिंसतीं त्वा प्रैमि ) પશ્ચિમાભિમુખ ઉભેલી અહિંસક શાલાની પાસે હું આવું છું ( अग्निः आप च अन्त ) અગ્નિ અને પાણી અંદર છે જે ( ऋतस्य प्रथमा द्वा ) યજ્ઞનું પહેલું દ્વાર છે [ ૨૨ ]

( इमा अयक्ष्मा यक्ष्मनाशनीः आप ) એ રોગરહિત, રોગનાશક જળ ( प्रभरामि ) શાળામાં-ઘરમાં ભરું છું ( अमृतेन अग्नि सह ) જળ અને અગ્નિની સાથે ( गृहान् उप प्र सीदामि ) ઘરોમાં હું આવું છું [ ૨૩ ]

હે શાલે। ( न पाश मा प्रतिमुच ) અમારાપર પાશ છોડતી નહીં ( गुरु भार लघु भव ) મોટા ભારને હલકો કરીનાખનારી થા ( वधू इव ) વધૂની જેમ ( त्वा यत्रकाम भरामसि ) તારી ઇચ્છા અનુસાર ભરી દે છે [ ૨૪ ]

( शालायाः प्राच्याः दक्षिणायाः ) ઘરની પૂર્વ અને દક્ષિણ ( प्रतीच्या उदीच्या ) પશ્ચિમ અને

---

ભાવાર્થ—પક્ષીના માળામાં પડ અથવા કોશપર કોશ રખાય તેમ પહેલા મજાપર બીજે મજ બનાવ્યો છે એમાં મનુષ્યનો જન્મ થાય છે, એમાં બધાની ઉત્પત્તિ થાય છે ( ૨૦ )

એ ઘર બે ચાર છ આઠ અથવા દશ પાંખોવાળું હોય છે જેમ પેટમાં ગર્ભ સુરક્ષિત રહે છે તેવી રીતે એના આશ્રયે હું સુરક્ષિત રહું છું ( ૨૧ )

ઘરના પશ્ચિમ તરફ મુખ કરીને ઘરમાં મનુષ્યે પ્રવેશ કરવો ઘરમાં અગ્નિ અને પાણી હમેશા રાખવું આ જ બેપથી ગૃહસ્થાશ્રમના યજ્ઞની સિદ્ધિ કરવાવાળા છે આ પ્રકારનું ઘર સદા સુખ આપનારૂં થશે ( ૨૨ )

જ્યા રોગ દૂર કરવાવાળું પાણી હોય ત્યાથી લાવીને તે ઘરમાં ભરી રાખવું જોઇએ ઘરમાં પાણી અને અગ્નિ હમેશા રહેવા જોઇએ એવા ઘરમાં મનુષ્ય વસવાટ કરવો ( ૨૩ )

આવા ઘરમાં રહેવાથી સંસારનો ભાર બહુ જ હલકો થઇ જશે જે પ્રમાણે કુલવધૂનું સંરક્ષણ અને પોષણ લોકો કરે છે તે પ્રકારે આ ઘરનું સંરક્ષણ કરવું જોઇએ અને તેમાં ઉત્તમોત્તમ પદાર્થો લાવીને રાખવા જોઇએ ( ૨૪ )

ઘરની ચારે દિશાઓ અને ઉપદિશાઓમાં સુંદર દૃશ્યો જે મહિમા હોય તેની સત્કારપૂર્વક પ્રસન્નતા વધારવી જોઇએ

ध्रुवायां दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ २९ ॥
ऊर्ध्वायां दिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ ३० ॥
दिशोदिशः शालाया नमो महिम्ने स्वाहा देवेभ्यः स्वाह्येभ्यः ॥ ३१ ॥

ઉત્તર. ( ધ્રુવાયા ઊર્ધ્વાયા ) ધ્રુવ અને ઊર્ધ્વ ( દિશોદિશ. ) દિશા અને ઉપદિશાઓ ( મહિમ્ને નમ. ) મહિમાને માટે નમસ્કાર હો તથા ( સ્વાહ્યેભ્ય. સ્વાહા ) ઉત્તમ વર્ણન કરવા યોગ્ય દેવોને માટે ( સ્વાહા=સુ+આહ ) ઉત્તમ પ્રશંસા કરે છે [ ૨૫-૩૧ ]

ઉત્તમ પ્રશંસનીય પૃથ્વી, આપ, અગ્નિ વાયુ, ચંદ્ર, સૂર્ય આદિ દેવોની પ્રસન્નતા આ ઘરપર રહે, એવો આચાર વ્યવહાર કરવો જોઇએ ( ૨૫-૩૧ )



# ગૃહ નિર્માણ

## ઘરની પ્રસન્નતા

ગૃહનિર્માણ કરવાનો અને તેને આનંદિત, પ્રસન્ન તથા ઉત્તમ સ્વાસ્થ્ય સંપન્ન રાખવાનો ઉપદેશ આ સૂક્તમા છે ઘર ઉત્તમ પ્રમાણથી નિર્માણ કરવામાં આવે, એના થાંભલા, ઉપરનાં લાકડાંઓ, છાપરાંના દાંડાઓ વગેરે સામાન સુંદર અને સુવ્યવસ્થિત હોય અને બધા સાધાઓ બરાબર મજબૂત રીતે મેળવવામાં આવે, એમાં કસર ન રહેવી જોઇએ કેમકે બધા ઘરનાં માણસોના સ્વાસ્થ્યનો આધાર ઘરની સુરક્ષિતા પર છે એવુ સુંદર અને મજબૂત ઘર તેની અંદર રહેવાવાળાંના કષ્ટો દૂર કરી શકે છે, પરંતુ કમજોર અને અશક્ત તથા ધ્યાન વગરનું બાંધવામા આવેલું ઘર અંદર રહેવાવાળાઓનો કયારે નાશ કરશે, એ કહી શકાય નહીં

સુથાર કડિયા અને બીજા કારીગરો એવા રોકવામાં આવે કે સાધાઓને બરાબર કાપવાનું અને જોડવાની કલા સારી રીતે જાણતા હોય વાંસ, લાકડા, ઘાસ, સાઇંડિયો આદિ જે સામાન ઘરમા રાખવાનો અથવા વાપરવાનો હોય, તે બધી ઉત્તમ, નિર્દોષ અને સુવ્યવસ્થિત રાખવો જોઇએ

ગૃહનિર્માણ કરવાની વિદ્યા જાણનારને 'માનપતિ' કહેવામાં આવે છે એ ઘરનું માપ અને નકશો તૈયાર કરે છે અને તે પ્રમાણે ભૂમિપર રચના તૈયાર કરાવે છે, તેથી જે ઘર પ્રમાણ યુક્ત બનેલું હોય છે તે સુખદાયક નીવડે છે 'માનપતિ' (એન્જિનિયર) ને 'સૂત્રધાર' પણ કહેવામાં આવે છે, કારણ કે એ સૂતરથી બધુ માપ લે છે આવાં 'માનપતિ' દ્વારા બનેલી એ શાલા ( ઘર ) ને માનપત્ની' કહેવામાં આવે છે, એનો શબ્દાર્થ એવો છે કે, પ્રમાણ દર્શાવવામાં જે કુશળ કારીગર છે, તેના કહેવા પ્રમાણે એ તૈયાર થયેલી છે '' પ્રત્યેક ઘરને આ વાત લાગુ પડે છે

ઘરમાં શીકાંઓ ટાંગવામાં આવેલાં હોય અને તેના પર ઘી દૂધ આદિ પદાર્થો રાખવામા આવે એના પર એ પદાર્થો રાખવાથી કીડી મંકોડી કે ઉંદરો એને બગાડી શકતા નથી તેથી તે આરોગ્યદાયક રહેવા પામે છે.

ઘર ( ઊર્દ્ધિન ) ઊંચા સ્થાનપર અને ઊંચુ બાંધવુ, ઠીંગણુ ન હોય કેમકે ઊંચા ઘરમાં શુદ્ધ વાયુ આવે છે જે મનુષ્યને નીરોગી રાખે છે અહીં કહેવામાં આવ્યુ છે કે—

ऊर्द्धिना शाला तन्वे शं भवति ( મં ૬ )

'ઉંચુ ઘર શરીરને માટે સુખદાયક થાય છે ' ઠીંગણુ નીચું એવુ થતુ નથી. ઘરમા એક ઉપાસના કરવનુ સ્થાન, સંધ્યા હવન કરવાનો યોગ્ય ઓરડો, એક રાંધણીઉં, એક સ્ત્રીઓ માટેનુ સ્થાન, એક પરોણાઓ અને ઘરવાળાઓને રહેવાનું સ્થાન, એક અનાજના કોઠારનું સ્થાન એવા જુદા જુદા ઓરડાઓ રાખવા ઘરના છતપર સુન્દર કાપડ લગાવવામાં આવે જેથી ઘરની શોભામાં વધારો થાય છે ઘરમાં રહેવાવાળાએ એમ કહેવુ જોઇએ કે, ઘરનુ નિર્માણ કરવાવાળો ' માનપતિ ' એન્જિનિયર અને અન્ય કારીગરો લાંબા સમય

સુધી છવતા રહે ઘરમાં રહેવાવાળાઓને સુખ થાય તો જ તેઓ આવું કહેશે, તેથી ઘર બનાવવાવાળાઓએ તે કુશળતા પૂર્વક બનાવવું જોઈએ. ઘરમાં રહેનારાઓ સુખી થાય એવી તેમણે ભાવના રાખવી જોઈએ કેવળ મજુરીને ખાતર બનાવવામાં આવે તો આ વાત ન જ સંભવે આ તો એક પરસ્પર પ્રેમનો વિચાર છે. આવા ગામના કારીગરો અને ઘરના માલિક વચ્ચે પરસ્પર હિતની બુદ્ધિ જાગૃત રહેશે.

ઝાડ કાપનારાઓ, તેને ઘડનારા, અન્ય ઘરને લગતો સામાન એકઠા કરવાવાળા, તેને જોડવાવાળા અને ઘરમાં રહેવાવાળા એ બધાના સહકારથી ઘરનું નિર્માણ થાય છે, તેથી ગામમાં એમની સહકારિતા રહેવી જોઈએ અને એકનું હિત બીજાએ કરવું જોઈએ ઘરનો માલિક ધનવાન અને પ્રતિષ્ઠિત કેમ ન હોય, પરંતુ એ જ્યારે એ લાકડાં કાપવાવાળાને મળે, ત્યારે ( **तस्मै दात्रे नमः** ) એ લાકડાં કાપનારને નમસ્કાર કરે. એ લાકડાં કાપવાવાળો નિર્ધન કેમ ન હોય, પરંતુ તે ઘરના માલિકને મળે ત્યારે એણે ( **शालापतये नम** ) ઘરના માલિકને નમસ્કાર કરવો આ રીતે એમણે એકમેકનું સન્માન કરવું. એક બીજાનો આદર કરવો. કોઈએ કોઈનો નિરાદર કરવો નહીં.

એવો આદર દર્શાવવો જોઈએ કે ઘરનો સ્વામી પોતાના ઘોડા, ગાયો, બળદો આદિ પશુઓનો પણ ઉત્તમ પ્રકારે સત્કાર કરે આ રીતે જ્યાં બધાનો સત્કાર થતો હોય એવા ઘરમાં રહેવાવાળો મનુષ્ય ઉત્તમ આનંદનો અનુભવ કરશે એમાં શો સંદેહ હોઈ શકે ?

ઘર એવું બનાવવામાં આવે કે જે સુન્દર દેખાય-ઘરના આસપાસની શોભા વૃક્ષાદિવડે સુંદર દેખાય. અને પ્રયત્નથી એ સુન્દરતામાં વધારો કરવામાં આવે. ઘરના વચલા ભાગમાં અત્યન્ત સુરક્ષિત સ્થાનમાં ધન, ઝવેરાત આદિ રાખવાનું સ્થાન-ખજાનાનો ઓરડો બનાવવામાં આવે ( **शेवधिरुदरं** ) જેમ મનુષ્યના શરીરમાં પેટ વચમાં હોય છે, અતિ સુરક્ષિત સ્થાનપર હોય છે, તેવી રીતે ઘરના મધ્યભાગમાં ખજાનાનો ઓરડો રાખવો, ઘરના અનાજના સ્થાનમાં બધી જાતનું ( **ऊर्जं** ) અનાજ, ( **विश्वाद्य** ) ખાવાની સામગ્રીનો સંગ્રહ કરવો. ( **पय** ) પાણી, પેય પદાર્થ, રસપાનનાં સાધનો ઘરમાં ભરપૂર રાખવાં એવું ઘર તેની અંદર રહેવાવાળાને સુખ આપે છે

ઘરના થાંભલાઓ હાથણના પગ જેવા બળવાન હોય છે, કેમ કે તેનાપર ઘરના છાપરાનો ભાર આવે છે. બીજો માળ કરવો હોય તો એકની ઉપર બીજો બનાવવો, જેવી રીતે ( **कुलाये अधिकुलायं** ) પંખી માળામાં એક પડ ઉપર બીજુ પડ બનાવે છે અને તેમાં ( **कोशे कोशः** ) એક કોશ પર બીજો કોશ રાખવામાં આવે છે નીચેનું સ્થાન મજબૂત ન હોય તો ઉપરના ભારથી નીચલો ભાગ દબાઈ જાય. પક્ષીઓ પણ પ્રસૂતિ વેળા ઉત્તમ માળાઓ તૈયાર કરે છે, પશુ પણ સુરક્ષિત સ્થાન શોધે છે, એ જોઈને મનુષ્યે પણ ઘરમાં પ્રસૂતિને માટે ઉત્તમ સ્થાન બનાવવું જોઈએ

ઘરમાં બે, ચાર, છ, આઠ, દશ ઓરડા અને ચોક બનાવી શકાય. એમાં રહેનાર મનુષ્યોની સંખ્યાના પ્રમાણમાં અને તેમાં થનાર કાર્યોના પ્રમાણમાં ઘર નાનું કે મોટું બનાવવું-

**अग्निः ह्यन्तरापश्चर्तस्य प्रथमा द्वाः ।** ( મં. ૨૨ )

" ઘરમાં અગ્નિ અને જલ અવશ્ય રહે, કેમકે એનાથી બધા પ્રકારના યજ્ઞો થાય છે. " અતિથિ આવે તો એને બીજું કંઈ નહીં તો પાણી પાવામાં આવે અને ઠંડીના નિવારણ માટે સગડીના પાસે એને બેસાડવામાં આવે, આ બે પદાર્થો તો ગરીબ કે શ્રીમંત દરેકના ઘરમાં અવશ્ય રહેવા જ જોઈએ અને તેનાથી સત્કાર થાય. મનુસ્મૃતિમાં કહેવામાં આવ્યુ છે કે—

**तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।**
**एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ।**
( મનુ. ૩।૧૦૧ )

" બેસવાને માટે સાદડી, જમીન, પાણી અને મધુર ભાષણ આ ચાર વાતોનો અતિથિના સત્કારને માટે સજ્જનો ના ઘરમાં કદિપણ અભાવ હોતો નથી. " અહીં પાણી છે. વેદના ઉપરના મંત્રમાં પાણી પીવાને માટે અને અગ્નિ તાપવાને માટે પ્રત્યેક ઘરમાં અવશ્ય રાખવો એમ કહેવામાં આવ્યુ છે અતિથિના સત્કારનો આ પ્રકાર લક્ષમાં રાખવા જેવો છે. ઘરમાં રખાતું પાણી શુદ્ધ હોવું જોઈએ, એ વિષે કહેવામાં આવ્યુ છે કે—

**अयक्ष्मा यक्ष्मनाशनी आपः प्रभरामि । गृहान् उपप्रसीदामि ।** ( મં. ૨૩ )

" હું ઘરમાં એવું જળ ભરું છું કે જે પોતે રોગ ઉત્પન્ન કરવાવાળું ન હોય અને જે રોગોનું નિવારણ કરવાવાળું હોય

એ રીતે હું ઘરની પ્રસન્નતા વધારૂં છું " પ્રત્યેક ગૃહસ્થે આમ જ કહેવું જોઇએ અને પોતાના ઘરની પ્રસન્નતા વધારવી જોઇએ. ( વધૂ ઇવ ) જેમ સ્ત્રીની રક્ષા કરવામાં આવે છે તેમ ઘરની પણ રક્ષા થવી જોઇએ જ્યાં સ્ત્રીની પ્રસન્નતા રાખવી તેને હૃષ્ટપુષ્ટ રાખવી, નિરોગી રાખવી, સુરક્ષિત રાખવી આદિ વાતો સમજવા જેવી છે, અને એ દૃષ્ટાન્તથી ઘરની સુરક્ષિતતાની વાતો પણ સમજી શકાય છે શાલા ( ઘર ) પણ એક કુલવધૂ જ છે એમ માનીને એની સુરક્ષિતતા અને શોભા વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ કરવાથી જ ( गुरुः भारः लघुः ) સંસારનો મોટો ભાર ઓછો થઇ જાય છે.

જ્યાં આવી રીતે કુલવધૂની જેમ ઘરની સુવ્યવસ્થા કરવામાં આવે છે ત્યાં એ ઘરની ચારે બાજુની દિશાઓ અને ઉપદિશાઓ પ્રસન્ન થાય છે, અને તે દેવતાઓના નિવાસ માટે લાયક સ્થાન બને છે. તેમ જ તે ઘરનો મહિમા પણ વૃદ્ધિ પામે છે

પ્રત્યેક ગૃહસ્થે પોતાના ઘરનો મહિમા આ પ્રકારે વધારવો જોઇએ અને પોતાના ઘરને દેવતાઓનું નિવાસ સ્થાન બનાવીને પોતાના શિરપરનો સંસારનો ભાર હલકો કરવો જોઇએ.

---

# ઘરની શોભા

## કાં. ૬, સૂક્ત ૧૦૬

( ऋषिः- प्रमोचनः । देवता- दूर्वाशाला )

आयने ते परायणे दूर्वा रोहन्तु पुष्पिणीः । उत्सो वा तत्र जायतां ह्रदो वा पुण्डरीकवान् ॥ १ ॥
अपामिदं न्ययनं समुद्रस्य निवेशनम् । मध्ये ह्रदस्य नो गृहाः पराचीना मुखा कृधि ॥ २ ॥
हिमस्य त्वा जरायुणा शाले परि व्ययामसि । शीतह्रदा हि नो भुवोऽग्निष्कृणोतु भेषजम् ॥ ३ ॥

---

અર્થ—( आयने परायणे ) તારા ઘરની આગળ અને પાછળ ( पुष्पिणी दुर्वा रोहन्तु ) ફુલોથી યુક્ત દૂર્વા ઉગે ( तत्र वा उत्सः जायता ) અને ત્યાં એક ટાંકી હોય ( वा पुण्डरीकवान् ह्रदः ) અથવા ત્યાં કમલોવાળું તળાવ બને. [ ૧ ]

( इदं अपां न्ययन ) એ પાણીનું પ્રવાહસ્થાન થાય, ( समुद्रस्य निवेशन ) સમુદ્રની નજીકનું સ્થાન હોય, ( ह्रदस्य मध्ये न गृहाः ) તળાવની વચમાં આપણું ઘર હોય, ( मुखाः पराचीना कृधि ) ઘરના બારણાં પરસ્પર વિરૂદ્ધ દિશામાં હોય [ ૨ ]

હે શાલે ! ( त्वा हिमस्य जरायुणा ) તને ઠંડીનું આવરણ ( परि व्ययामसि ) ઘેરે છે ( न शीतह्रदा भुवः ) અમારે માટે શીતલ જલવાળાં તળાવો ઘણાં હોય, અને અમારે માટે ( अग्निः भेषज कृणोतु ) અગ્નિ ઠંડીના નિવારણનો ઉપાય કરે. [ ૩ ]

---

ભાવાર્થ—ઘરની આગળ અને પાછળ દુર્વાનો ઉદ્યાન હોય, એમાં ઘણી જાતના ફૂલો ખીલે, ત્યાં પાણીની ટાંકી હોય, અને કમળોવાળું તળાવ હોય ( ૧ )

ઘરની પાસેથી જળનો પ્રવાહ ચાલે ઘરનું સ્થાન સમુદ્રના કિનારાપર હોય અથવા તળાવની વચમાં હોય, અને ઘરના બારી બારણું સ્થાન એકમેકની સામે સામા હોય ( ૨ )

ઘરની ચારે બાજુ પાણી હોય, ઠંડા પાણીની ટાંકી હોય અને કોઇ દિવસ ઠંડી વિશેષ પડે તો ઘરમાં તાપવા માટેનું અગ્નિસ્થાન હોય ( ૩ )

ઘરની આસપાસની શોભા કેવી હોવી જોઇએ તે આ સૂક્તમાં ઉત્તમ રીતે બતાવવામાં આવ્યું છે ઘરની ચારે બાજુએ બગીચો હોય, કમળોથી ભરેલું તળાવ હોય, પાણીની નહેર વહેતી હોય, સુન્દર ઉદ્યાન હોય અને ચારે બાજુ રમણીય શોભાયમાન હોય ઘરનાં બારણાં અને બારીઓ સામસામાં હોય જેથી ઘરમાં પ્રત્યવાય વિના શુદ્ધ વાયુની હેરફેર થાય ઘરમાં અગ્નિ બળતો રહે, જેથી ઠંડીના સમયમાં ઘરનાં માણસો અગ્નિ પાસે જઇને તાપે અને પોતાની ટાઢ ઉડાડે

વાચકના ધ્યાનમાં આવશે જ કે વેદે કેવા ઉદ્યાન યુક્ત ઘરની કલ્પના આપી છે પ્રત્યેકે પોતાનું ઘર અને ત્યાં સુધી ઉદ્યાન અને પાણીથી સગવડવાળું બનાવવું

---

# રમણીય ઘર

### કાંડ ૭, સૂક્ત ૬૦

( ऋषिः- ब्रह्मा । देवता- गृहाः वास्तोष्पतिः )

ऊर्जं बिभ्रद्वसुवनिः सुमेधा अघोरेण चक्षुषा मित्रियेण ।
गृहानैमि सुमना वन्दमानो रमध्वं मा बिभीत मत् ॥ १ ॥
इमे गृहा मयोभुव ऊर्जस्वन्तः पयस्वन्तः । पूर्णा वामेन तिष्ठन्तस्ते नो जानन्त्वायतः ॥ २ ॥
येषामध्येति प्रवसन्येषु सौमनसो बहुः । गृहानुप ह्वयामहे ते नो जानन्त्वायतः ॥ ३ ॥
उपहूता भूरिधनाः सखायः स्वादुसंमुदः । अक्षुध्या अतृष्या स्त गृहा मास्मद्बिभीतन ॥ ४ ॥
उपहूता इह गाव उपहूता अजावयः । अथो अन्नस्य कीलाल उपहूतो गृहेषु नः ॥ ५ ॥
सूनृतावन्तः सुभगा इरावन्तो हसामुदाः । अतृष्या अक्षुध्या स्त गृहा मास्मद्बिभीतन ॥ ६ ॥

---

**અર્થ**— ( ऊर्जं बिभ्रत् वसुवनिः ) અન્નને ધારણ કરવાવાળો, ધનનું દાન કરવાવાળો, ( सुमेधाः ) ઉત્તમ બુદ્ધિમાન્ ( अघोरेण मित्रियेण चक्षुषा सुमनाः ) શાન્ત અને મિત્રની દૃષ્ટિ ધારણ કરવાને લીધે ઉત્તમ મનવાળો થઈને તથા ( वन्दमानः ) સર્વ શ્રેષ્ઠ પુરુષોને નમન કરીને, હું ( गृहान् एमि ) તમારા ઘરની પાસે આવું છું. અહીં તમે ( रमध्वं ) આનંદથી રહો, ( मत् मा बिभीत ) મારાથી ડરો નહીં. [ ૧ ]

( इमे गृहाः ) આ અમારૂં ઘર ( मयोभुवः ऊर्जस्वन्तः पयस्वन्तः ) સુખદાયી, બળદાયક ધાન્યથી યુક્ત, અને દૂધથી યુક્ત છે એ ( वामेन पूर्णाः तिष्ठन्तः ) સુખથી પરિપૂર્ણ છે, ( ते नः आयतः जानन्तु ) એવું બધા આવવાવાળાએ જાણવું [ ૨ ]

( प्रवसन् येषां अध्येति ) અંદર રહીને જાણીએ, કે ( येषु बहुः सौमनसः ) જેમાં ખૂબ સુખ છે, એવા ( गृहान् उपह्वयामहे ) ઘરોમાં અમે ઇષ્ટમિત્રોને બોલાવીએ છીએ, ( ते नः आयतः जानन्तु ) અને એ આવવાવાળા અમને બધાને ઓળખે. [ ૩ ]

( भूरिधनाः स्वादुसमुदः सखायः उपहूताः ) પુષ્કળ ધનવાળા, મીઠાશથી આનંદિત થનાર અનેક મિત્રો બોલાવ્યા છે. હે ( गृहाः ) ઘરો ! તમે ( अक्षुध्याः अतृष्याः स्त ) ભૂખ તથા તરસવાળાં ન રહો, તથા ( अस्मत् मा बिभीतन ) અમારાથી ડરો નહીં [ ૪ ]

( इह गावः उपहूताः ) અહીં ગાયોને બોલાવવામાં આવી છે ( अज-अवयः उपहूताः ) બકરાં તથા ઘેટાં લાવવામાં આવ્યાં છે ( अथो अन्नस्य कीलाल ) અને અન્નનો સત્ત્વ ભાગ પણ ( नः गृहेषु उपहूतः ) અમારા ઘરમાં લાવ્યા છીએ [ ૫ ]

હે ( गृहाः ) ઘરો ! તમે ( सूनृता-वन्तः सुभगाः ) સત્યયુક્ત અને ઉત્તમ ભાગ્યવાળા, ( इरावन्तः हसामुदाः ) અન્નવાન્ અને જ્યાં હાસ્યવિનોદ થતો રહે એવાં, ( अतृष्याः अक्षुध्याः ) જ્યાં ભૂખ કે તરસનો ભય ન હોય એવાં ( स्त ) થાઓ, ( अस्मत् मा बिभीतन ) અમારાથી ડરો નહીં [ ૬ ]

---

**ભાવાર્થ**— હું પોતે ઉત્તમ અન્ન, વિપુલ ધન, શ્રેષ્ઠબુદ્ધિ અને મિત્રની દૃષ્ટિ ધારણ કરીને ઉત્તમ વિચારોની સાથે પૂજનીયોનો સત્કાર કરીને ઘરમાં પ્રવેશ કરૂં છું બધા લોકોએ અહીં આનંદથી રહેવું અને કોઈ પણ પ્રકારનો મારો ડર રાખવો નહીં. ( ૧ )

એ ઘરોમાં અમને સુખ મળે, બળ પ્રાપ્ત થાય અને બધા આનંદથી રહીએ. ( ૨ )

આ ઘરોમાં રહેવાથી અમને સુખનો અનુભવ થાઓ, અમે અહીં ઇષ્ટમિત્રોને બોલાવીએ અને બધા આનંદમાં રહીએ. ( ૩ )

પુષ્કળ શ્રીમંત, આનંદ વૃત્તિવાળા ઘણા મિત્રોને ઘરે બોલાવ્યા છે, એમને ખાવું હોય તેટલું ખાય, અહીં સર્વ વાતનો સરગાળો રહે અને કોઈ ભૂખ્યો કે તરસ્યો ન રહે ( ૪ )

અમારા ઘરમાં ગાયો, બકરીઓ અને ઘેટાં રહે, બધી જાતનું સત્ત્વવાળું અન્ન રહે, કોઈ પણ પ્રકારની ન્યૂનતા ન હોય ( ૫ )

इहैव स्त मानु गात विश्वा रूपाणि पुष्यत । ऐष्यामि भद्रेणा सह भूयांसो भवता मया ॥ ७ ॥

અર્થ—( इह एव स्त ) અહીં જ રહો, ( मा अनुगात ) અમારાથી ભાગી ના જાઓ, ( विश्वा रूपाणि पुष्यत ) વિવિધ રૂપવાળાં પ્રાણીઓને પુષ્ટ કરો, ( भद्रेण सह वः ऐष्यामि ) કલ્યાણની સાથે હું તમને પ્રાપ્ત થાઉં છું. ( मया भूयांसः भवत ) મારી સાથે ઘણા થઇ જાઓ. [ ૭ ]

ભાવાર્થ— ઘર મજબૂત, હોય અસ્થિર નહી હોય, ઘરમા સર્વ પ્રકારનુ પોષણ મળતુ રહે, કલ્યાણ અને સુખ સહુને મળતુ રહે તેમજ અમારી વૃદ્ધિ થતી રહે (૭)

રમણીય ઘર કેવુ હોય, તેને વિષે આ સૂક્તમાં સુન્દર રીતે કહેવામાં આવ્યું છે ઘરમાં પ્રેમ રહે, દ્વેષ ન રહે, બધા લોકો આનંદમાં રહે, કોઇને કોઇનો ડર ન હોય, ત્યા ધન ધાન્યની સુખસમૃદ્ધિ હોય, પુષ્કળ ગોરસ-દૂઝાણું હોય, કોઇ પણ પ્રકારના સુખ ભોગની ઓછપ ન હોય ઇષ્ટમિત્ર આવે, આનંદ કરે, કદિ કોઇ ભૂખ્યો ન રહે, અન્નપાન સત્વશાલી હોય, દરેક જણ હૃષ્ટપુષ્ટ હોય, કોઇ પણ કોઇ કારણે પીડાતું ન હોય, આ પ્રકારનુ ઘર હોવુ જોઇએ આનું નામ જ ગૃહસ્થાશ્રમ છે.

## ગાય

### કાંડ ૭, સૂક્ત ૮૨

( ऋषि – शौनकः ( संपत्काम ) । देवता– अग्निः )

अभ्यर्चत सुष्टुतिं गव्यमाजिमस्मासु भद्रा द्रविणानि धत्त ।
इमं यज्ञं नयत देवता नो घृतस्य धारा मधुमत्पवन्ताम् ॥ १ ॥
मय्यग्रे अग्निं गृह्णामि सह क्षत्रेण वर्चसा बलेन । मयि प्रजां मय्यायुर्दधामि स्वाहा मय्यग्निम् ॥ २ ॥
इहैवाग्ने अधि धारया रयिं मा त्वा नि क्रन्पूर्वचित्ता निकारिणः ।
क्षत्रेणाग्ने सुयममस्तु तुभ्यमुपसत्ता वर्धतां ते अनिष्टृतः ॥ ३ ॥

અર્થ—( गव्यं आजिं सुष्टुतिं अभ्यर्चत ) ઉત્તમ સ્તુતિ કરવા યોગ્ય ગાય સબંધી પ્રગતિની હરીફાઈનો આદર કરો ( अस्मासु भद्रा द्रविणानि धत्त ) અમારામાં કલ્યાણકારી ધન ધારણ કરો. ( नः इमं यज्ञ देवता नयत ) અમારો આ યજ્ઞ દેવતાઓને પહોંચાડો. ( घृतस्य धाराः मधुमत् पवन्तां ) ઘી ની ધારાઓ મધુરતાથી વહે. [ ૧ ]

( अग्ने मयि क्षत्रेण वर्चसा बलेन सह अग्निं गृह्णामि ) પહેલાં હું તારામાં ક્ષાત્રશૌર્ય, જ્ઞાનનું તેજ અને બળ ની સાથે રહેનાવાળા અગ્નિનુ ગ્રહણ કરૂ છુ. ( मयि प्रजा ) મારી અંદર પ્રજાઓ, ( मयि आयुः ) મારામાં આયુને, ( मयि अग्नि ) મારામાં અગ્નિને ( दधामि ) ધારણ કરૂ છુ, ( स्वाहा ) એ ઠીક કહ્યું છે [ ૨ ]

હે અગ્નિ! ( इह एव रयिं अधिधारय ) અહીં જ ધનનુ ધારણ કર ( पूर्वचित्ताः निकारिणः त्वा मा निक्रन् ) પૂર્વકાળથી મન લગાવવાવાળા અપકારી લોકો તારા સંબંધમાં અપકાર ન કરે હે અગ્નિ! ( क्षत्रेण तुभ्यं सुयमं अस्तु ) ક્ષાત્રબળથી તારે માટે ઉત્તમ નિયમન થાય. ( उपसत्ता अनिष्टृतः वर्धतां ) તારા સેવકો અહિંસક થઇને વધે [ ૩ ]

ભાવાર્થ — ગાયોની ઉન્નતિનો વિચાર કરો, કારણ એ જ ઉત્તમ પ્રશંસા યોગ્ય કાર્ય છે ઘીની મિઠી ધારાઓ વિપુલ હોય અર્થાત્ ઘરમા ઘી વિપુલ પ્રમાણમા હોય, કલ્યાણ કરવાવાળુ પુષ્કળ ધન પ્રાપ્ત કરે અને એ ધનનો વિનિયોગ પ્રભુને સંતુષ્ટ કરવાના યજ્ઞમા કરવામા આવે (૧)

મારામા શૌર્ય, જ્ઞાન, બળ, શાંતિ, આયુ આદિ સ્થિર રહે (૨)

મને ધન પ્રાપ્ત થાઓ અપકારી લોકો અપકાર ન કરી શકે ક્ષાત્રતેજથી બધે નિયમ વ્યવસ્થા ઉત્તમ રહે પ્રભુનો ભક્ત-સેવક વૃદ્ધિને પ્રાપ્ત થાય. (૩)

अन्वग्निरुषसामग्रमख्यदन्वहानि प्रथमो जातवेदाः ।
अनु सूर्य उषसो अनु रश्मीननु द्यावापृथिवी आ विवेश ॥ ४ ॥
प्रत्यग्निरुषसामग्रमख्यत्प्रत्यहानि प्रथमो जातवेदाः ।
प्रति सूर्यस्य पुरुधा च रश्मीन्प्रति द्यावापृथिवी आ ततान ॥ ५ ॥
घृतं ते अग्ने दिव्ये सधस्थे घृतेन त्वां मनुरद्या समिन्धे ।
घृतं ते देवीर्नप्त्य१ आ वहन्तु घृतं तुभ्यं दुह्रतां गावो अग्ने ॥ ६ ॥

અર્થ—(अग्नि उषसां अग्रं अनु अख्यत्) અગ્નિ સૂર્ય-ઉષાકાળના અગ્રભાગમાં પ્રકાશ કરે છે (प्रथम: जातवेदा: अहानि अनु अख्यत्) પહેલો જાતવેદ-સૂર્ય દિવસને પ્રકાશિત કરે છે. એજ (सूर्यः अनु) સૂર્ય અનુકૂળતાની સાથે (उषस अनु) ઉષાકાલનો અનુકૂલ, (रश्मीन् अनु) કિરણોને અનુકૂલ, (द्यावापृथिवी अनु आ विवेश) દ્યુલોક અને પૃથ્વીલોકની વચમાં અનુકૂલતાથી વ્યાપે છે. [ ૪ ]

(अग्निः उषसां अग्रं प्रति अख्यत्) અગ્નિ-સૂર્ય-ઉષાઓના અગ્રભાગમાં પ્રકાશે છે (प्रथमः जातवेदाः अहानि प्रति अख्यत्) પહેલો જાતવેદ સૂર્ય-દિનોને પ્રકાશિત કરે છે. (सूर्यस्य रश्मीन् पुरुधा प्रति) સૂર્યનાં કિરણોને વિશેષ પ્રકારે પ્રકાશિત કરે છે તેથી (द्यावापृथिवी प्रति आ ततान) દ્યાવાપૃથ્વીને એણે પ્રકાશિત કર્યાં છે. [ ૫ ]

હે અગ્નિ! (ते घृतं दिव्ये सधस्थे) તારું ઘી દિવ્ય સ્થાનમાં છે, (मनुः त्वां घृतेन अद्य सं इन्धे) મનુષ્ય તને ઘીથી આજે પ્રજ્વલિત કરે છે. (नप्त्यः देवी ते घृतं आवहन्तु) ન પાડવાવાળી દિવ્યશક્તિઓ તારું ઘી લઈ આવે હે અગ્નિ! (गाव तुभ्य घृतं दुह्रतां) ગાયો તારે માટે ઘી આપે [ ૬ ]

ભાવાર્થ – સૂર્ય ઉષાની પછી પ્રગટ થાય છે અને દિવસે પ્રકાશ આપે છે. એ પ્રકાશ દ્યુલોક અને પૃથ્વીની વચ્ચે વ્યાપી જાય છે (૪-૫)

મનુષ્યે ઘીથી અગ્નિનું યજન કરવું, કેમ કે ઘી જ ઉત્તમ દિવ્ય સ્થાનમાં રહેવાવાળું છે ગાયો હવનને માટે ઉત્તમ ઘી તૈયાર કરે-આપે (૬)

આ સૂક્તમાં ગૌરક્ષાના મહિમાનું વર્ણન કરવામાં આવ્યું છે તથા ગાયના ઘીના હવનનું માહાત્મ્ય પણ વર્ણવવામાં આવ્યું છે ઘીના હવનથી રોગો દૂર થવાની વાત આ અગાઉ (અથર્વ. કાં ૭।૩।૫) માં કહેવામાં આવી છે, તેથી રોગ દૂર થયા પછી દીર્ઘઆયુષ્ય, બળ, તેજસ્વિતા, જ્ઞાન, ધન આદિ પ્રાપ્ત થવાનો સંભવ છે આ રીતે સૂક્તનો અર્થ સમજવા જેવો છે.

---

## ગાય

### કાંડ ૪, સૂક્ત ૨૧

(ઋષિ – બ્રહ્મા । દેવતા – ગાવ)

आ गावो अग्मन्नुत भद्रमक्रन्त्सीदन्तु गोष्ठे रणयन्त्वस्मे ।
प्रजावतीः पुरुरूपा इह स्युरिन्द्राय पूर्वीरुषसो दुहानाः ॥ १ ॥

અર્થ—(गावः आ अग्मन्) ગાયો આવી ગઈ છે. અને (उत भद्रं अक्रन्) તેમણે કલ્યાણ કર્યું છે. (गोष्ठे सीदन्तु) તેઓ ગૌશાળામાં બેસે અને (अस्मे रणयन्) અમને સુખ આપે (इह प्रजावतीः पुरुरूपा स्यु) અહીં ઉત્તમ બચ્ચાંઓથી યુક્ત સુન્દર રૂપવાળી થઈ જાય (इन्द्राय उषसः पूर्वी दुहानाः) અને પરમેશ્વરની પૂજાને માટે ઉષ કાળની અગાઉ દૂધ આપવાવાળી થાય [ ૧ ]

ભાવાર્થ— ગાયો અમારા ઘરમાં આવી ગઈ છે અને તેમણે અમારું કલ્યાણ કર્યું છે એ ગાયો ગૌશાળામાં બેસે અને અમારા આનંદમાં વૃદ્ધિ કરે એ ગાયો અહીં પુષ્કળ બચ્ચાં વાળી અને અનેક રૂપરંગવાળી થઈને ઈશ્વરના યજ્ઞને માટે પ્રાતઃકાળમાં દૂધ આપવાવાળી થાય. (૧)

इन्द्रो यज्वने गृणते च शिक्षत उपेद्ददाति न स्वं मुषायति ।
भूयोभूयो रयिमिदस्य वर्धयन्नभिन्ने खिल्ये नि दधाति देवयुम् ॥ २ ॥

न ता नशन्ति न दभाति तस्करो नासामामित्रो व्यथिरा दधर्षति ।
देवांश्च याभिर्यजते ददाति च ज्योगित्ताभिः सचते गोपतिः सह ॥ ३ ॥

न ता अर्वा रेणुककाटोऽश्नुते न संस्कृतत्रमुप यन्ति ता अभि ।
उरुगायमभयं तस्य ता अनु गावो मर्तस्य वि चरन्ति यज्वनः ॥ ४ ॥

गावो भगो गाव इन्द्रो म इच्छाद्गावः सोमस्य प्रथमस्य भक्षः ।
इमा या गावः स जनास इन्द्र इच्छामि हृदा मनसा चिदिन्द्रम् ॥ ५ ॥

---

અર્થ— ( इन्द्रः यज्वने गृणते च शिक्षते ) ઈશ્વર યજ્ઞકર્તા અને સદુપદેશકર્તાને જ્ઞાન આપે છે. તે ( इत् उप ददाति ) નિશ્ચયપૂર્વક ધન આદિ આપે છે. ( स्वं न मुषायति ) અને પોતાને છુપાવતો નથી ( अस्य रयिं भूयः भूयः इत् वर्धयत् ) એના ધનને અધિકાધિક વધારે છે ( देवयुं अभिन्ने खिल्ये निदधाति ) દેવત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવાવાળાને પોતાનાથી ભિન્ન નહીં એવા સ્થાનમાં ધારણ કરે છે. [ ૨ ]

( ताः न नशन्ति ) એ યજ્ઞની ગાયો નાશ પામતી નથી, ( तस्करः न दभाति ) ચોર એને ચોરતા નથી, ( आसां व्यथिः अमित्रः आ दधर्षति ) એને વ્યથા કરવાવાળો શત્રુ એનાપર પોતાનો અધિકાર ચલાવતા નથી, ( याभिः देवान् यजते ) જેનાથી દેવોનો યજ્ઞ કરવામા આવે છે અને ( ददाति च ) દાન કરવામાં આવે છે ( गोपतिः ताभिः सह ज्योक् इत् सचते ) ગોપાલક એની સાથે ચિરકાલ સુધી રહે છે. [ ૩ ]

( रेणुक-काटः अर्वा ताः न अश्नुते ) પગથી ધૂળ ઉડાવનારો ઘોડો આ ગાયની યોગ્યતા પ્રાપ્ત કરી શકતો નથી, ( ताः संस्कृतत्रं न अभि उपयन्ति ) એ ગાયો પાકાદિ સંસ્કાર કરવાવાળાની પાસે પણ જતી નથી. ( ताः गावः ) એ ગાયો ( तस्य यज्वनः मर्त्यस्य ) એ યજ્ઞકર્તા મનુષ્યની ( उरुगायं अभयं अनु विचरन्ति ) ભારે પ્રશંસનીય નિર્ભયતામાં વિચરે છે. [ ૪ ]

( गावः भगः ) ગાયો ધન છે. ( गावः इन्द्रः ) ગાયો પ્રભુ છે ( गावः प्रथमस्य सोमस्य भक्षः ) ગાયો પહેલું સોમરસનું અન્ન છે. ( मे इच्छात् ) એ હું જાણું છુ ( इमा या गावः ) એ જે ગાયો છે. હે ( जनाः ) લોકો ! ( सः इन्द्रः ) એ ઇન્દ્ર છે. ( हृदा मनसा चित् इन्द्रं इच्छामि ) હૃદયથી અને મનથી નિશ્ચયપૂર્વક હું ઇન્દ્રને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું [ ૫ ]

---

ભાવાર્થ—ઇશ્વર સત્કર્મકર્તા અને સદુપદેશના દાતાને ઉત્તમ જ્ઞાન આપે છે તેમજ ધન આદિ પણ આપે છે અને તેની સમક્ષ પોતે પ્રગટ થાય છે. એ ઇશ્વર એ ઉપાસકના ધનની વૃદ્ધિ કરે છે અને દેવત્વની ઇચ્છા કરવાવાળા ભક્તને પોતાની અંદરના સ્થિર સ્થાનમાં ધારણ કરે છે. ( ૨ )

આ ગાયોનો નાશ થતો નથી, ચોરો એને ચોરતા નથી કે કોઇ એને દુઃખ દેતા નથી એના દૂધથી દેવોનો યજ્ઞ કરવામાં આવે છે. એ રીતે ગાયોનો પાલનકર્તા ગાયોની સાથે હમેશાં આનંદમા રહે છે. ( ૩ )

તેજસ્વી ઘોડો પણ ગાયની યોગ્યતા પ્રાપ્ત કરી શકતો નથી. આ ગાયો રસોડામાં જતી નથી અને પોતાના માલિકના રક્ષણ હેઠળ નિર્ભયતાથી હરે ફરે છે. ( ૪ )

ગાયોજ મનુષ્યનું ધન, બળ અને ઉત્તમ અન્ન છે, તેથી હું સદા ગાયોની ઉન્નતિ, હૃદય અને મનથી ચાહું છું. ( ૫ )

यूयं गावो मेदयथा कृशं चिदश्रीरं चित्कृणुथा सुप्रतीकम् ।
भद्रं गृहं कृणुथ भद्रवाचो बृहद्वो वय उच्यते सभासु ॥ ६ ॥
प्रजावतीः सूयवसे रुशन्तीः शुद्धा अपः सुप्रपाणे पिबन्तीः ।
मा व स्तेन ईशत माघशंसः परि वो रुद्रस्य हेतिर्वृणक्तु ॥ ७ ॥

અર્થ—હે ( ગાવઃ ) ગાયો ! ( યૂયં કૃશં ચિત્ મેદયથ ) તમે દુર્બલને પણ પુષ્ટ કરો છો. ( અશ્રીરં ચિત્ સુપ્રતીકં કૃણુથ ) નિસ્તેજને પણ સુન્દર બનાવો છો. હે ( ભદ્રવાચઃ ) ઉત્તમ શબ્દવાળી ગાયો ! ( ગૃહં ભદ્રં કૃણુથ ) ઘરને કલ્યાણરૂપ બનાવો છો તેથી ( સભાસુ વઃ બૃહત્ વયઃ ઉચ્યતે ) સભાઓમાં તમારો મોટો યશ ગવાય છે. [ ૬ ]

( પ્રજાવતીઃ ) ઉત્તમ બચ્ચાંઓવાળી ( સુ-યવસે રુશન્તીઃ ) ઉત્તમ ઘાસને માટે ભ્રમણ કરવાવાળી, ( સુ-પ્રપાણે શુદ્ધાઃ અપઃ પિબન્તીઃ ) ઉત્તમ જલસ્થાનમાં શુદ્ધ જળ પીવાવાળી ગાયો ( સ્તેનઃ અઘશંસઃ વઃ મા ઈશત ) ચોર અને પાપી તમારા પર અધિકાર ન જમાવે ( વઃ રુદ્રસ્ય હેતિઃ પરિ વૃણક્તુ ) તમારું રક્ષણ રુદ્રના શસ્ત્રો ચારે બાજુથી થાઓ. [ ૭ ]

ભાવાર્થ—અત્યન્ત દુર્બલ મનુષ્યને ગાયો પોતાના દૂધથી પુષ્ટ બનાવે છે નિસ્તેજ પાડુરોગીને સુન્દર તેજસ્વી બનાવે છે ગાયોનો અવાજ કેવો આલ્હાદદાયક હોય છે એ ગાયો અમારા ઘરને કલ્યાણનું સ્થાન બનાવે છે, તેથી સભાઓમાં ગાયોનું વર્ણન કરવામાં આવે છે ( ૬ )

ગાયો ઉત્તમ વાછરડાઓવાળી થાઓ, એ ઉત્તમ ઘાસ ખાય, શુદ્ધ સ્થાનનું પવિત્ર જળ પીએ, કોઈ પાપી યા ચોર એનો સ્વામી ના બને અને એ સર્વદા સુરક્ષિત રહે ( ૭ )

---

# ગાય

## ગાયનું સુન્દર કાવ્ય

આ સૂક્ત ગાયનું અત્યન્ત સુન્દર કાવ્ય છે આટલું સુન્દર વર્ણન બીજે થોડે જ ઠેકાણે જોવા મળે છે, ગાયનું મહત્ત્વ આ કાવ્યમાં અતિ સુન્દર શબ્દોમાં દર્શાવવામાં આવ્યું છે જે લોકો ગાયનું આ કાવ્ય વાંચશે તેઓ, ગાયનું મહત્ત્વ જાણશે ગાય ઘરની શોભા, કુટુમ્બનું આરોગ્ય બળ અને પરાક્રમ તથા પારિવારિક ધન છે, એ વાત અહીં સ્પષ્ટ શબ્દમાં કહેવામાં આવી છે

### ગાય ઘરની શોભા છે

એ માટે નીચે લખેલો મંત્ર ભાગ જુઓ—

( ૧ ) गाव भद्र अक्रन् ( મં ૧ )

( ૨ ) गावः भद्रं गृहं कृणुथ ( મં. ૬ )

ગાયો ઘરને કલ્યાણનું સ્થાન બનાવે છે. અર્થાત્ જે ઘરમાં ગાયો રહેલી હોય તે ઘરનું કલ્યાણ થાય છે. જે વાચક ગાયનું મહત્ત્વ સમજશે તેને આ વાતનો અનુભવ થશે

### પુષ્ટિ આપવાવાળી ગાય

મનુષ્યની પુષ્ટિ વધારવાવાળી ગાય છે, તેથી દરેક ઘરમાં ગાયનો નિવાસ હોવો જોઈએ. એ બાબતમાં નીચેનો મંત્રભાગ જુઓ—

( ૧ ) गावः अस्मै रणयन् । ( મં. ૧ )

( ૨ ) गाव ! यूयं कृशा चित् मेदयथ । ( મં ૬ )
अश्रीरं चित् सुप्रतीकं कृणुथ ( મં. ૬ )

" ગાયો અમને રમણીય બનાવે છે કૃશ મનુષ્યને ગાયો પુષ્ટ બનાવે છે, નિસ્તેજને સતેજ કરે છે. " તેથી ઘરમાં ગાય રાખવી જોઈએ અને પ્રત્યેક માણસે ગાયનું દૂધ પીવું જોઈએ. તેમજ તેની ઉત્તમ પ્રકારે સેવા કરવી જોઈએ. પ્રત્યેક ગૃહસ્થનું એ આવશ્યક કર્મ છે.

### ગાય જ ધન, બળ અને અન્ન છે

મનુષ્યને ધન, બળ અને અન્ન ગાય જ આપે છે. બધો યશ ગાયથી પ્રાપ્ત થાય છે, એ વિષે નીચેનો મંત્ર જુઓ—

**( ૧ ) गावः भगः । गाव इन्द्रः । गावः सोमस्य भक्षः । इमाः या गाव स इन्द्र । ( મ -૫ )**

" ગાયો ધન છે, ગાયો જ ઇન્દ્ર ( બળની દેવતા ) છે ગાયો જ ( દૂધ દેવાને કારણે ) અન્ન છે જે ગાયો છે, તે જ ઇન્દ્ર છે " ગાયોને ધન કહેવામાં આવે છે મહારાષ્ટ્રમાં ગાયનું નામ ' ધણ ' છે, તે ધન શબ્દનો જ અપભ્રંશ છે વેદમાં ધનની દેવતા ભગ છે, તે ગાયને રૂપે અમારી પાસે આવી ગઇ છે જે લોકો પોતાને ઘેર ગાય રાખતા નથી, તે માનો કે ધનને પણ પોતાના ઘરની બહાર કાઢી મૂકે છે

' ઇન્દ્ર ' બલ, પરાક્રમ અને વિજયની દેવતા છે તે જ ગાયના રૂપે અમારા ઘરમાં આવે છે જે કોઇ પોતાના ઘરમાં ગાયનું પાલન કરતાં નથી માનો, પરાક્રમ, બળ અને વિજયને પણ પોતાનાથી દૂર કરે છે.

અન્નની દેવતા સોમ ' છે જે ગાયના રૂપે અમારી પાસે આવે છે ગાય પોતે દૂધ આપે છે, જેમાંથી દહીં, છાશ, માખણ, ઘી આદિ અમૃતરૂપ પદાર્થો બને છે બળદની મજુરીથી અન્ન ઉત્પન્ન થાય છે આ પ્રકારે ગાય આપણા અન્નનો પ્રબંધ કરે છે આવી ઉપયોગી ગાયને જે લોકો પોતાના ઘરમાં પાળતા નથી, માનો અન્નને પણ દૂર કરે છે આ પ્રકારે ગાયના પાલનથી ધન, બળ અને અન્ન પ્રાપ્ત થાય છે અને ગાયને ન પાળવાથી દારિદ્ર, બલહીનત્વ અને યોગ્ય અન્નનો અભાવ એની પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી વાચકે ગાય પાળવાથી કેવો લાભ છે અને ન પાળવાથી કેવી હાનિ થાય એનો વિચાર કરવો જોઇએ જો બળવાન્, ધનવાન્, યશસ્વી, પ્રતાપી થવાની ઇચ્છા હોય, તો અવશ્ય ગાય પાળીને દરરોજ તેનુ દૂધ પીવુ જોઇએ

## યજ્ઞને માટે ગાય

પરમેશ્વરની પ્રસન્નતાને માટે યજ્ઞ અને યજ્ઞની સાંગતાને માટે ગાય હોય છે વૈદિક ધર્મમાં જે કંઇ કરવામાં આવે છે તે એ પરમાત્માના નામે અને યજ્ઞના નામે જ કરવામાં આવે છે બધાં કર્મોનું અંતિમ ફળ મનુષ્યની ઉન્નતિ જ છે, પરંતુ એનો બધો પ્રયત્ન ' યજ્ઞ ' ના નામે થાય છે ગાયનું દૂધ તો મનુષ્ય જ પીએ છે, પરંતુ ઘરમાં ગાયનું પાલન યજ્ઞની સાંગતાને માટે કરવામાં આવે છે, પોતાનું પેટ ભરવાને માટે નહીં આ ત્યાગની શિક્ષા વૈદિક ધર્મમાં આ પ્રકારે આપવામાં આવે છે પ્રથમ મંત્રમાં ' ઉષાની પહેલાં ગાય દૂધ આપે છે અને એ દૂધથી ઇન્દ્રનો યજ્ઞ થાય છે ' એમ જે કહ્યું છે તેનો હેતું આ જ છે યજ્ઞનો શેષ ઘી, દૂધ આદિ મનુષ્ય પીએ છે પરંતુ તે ભોગના હેતુથી નથી પીતા પણ એના પ્રસાદ તરીકે એ દૂધ પીવામાં આવે છે ગાય પરમેશ્વરના યજ્ઞને માટે છે, એના પ્રસાદરૂપે દૂધ પીવામાં આવે છે આટલી ભકિતથી અને વિશ્વાસથી જો દૂધ પીવામાં આવે તો તે નિઃસન્દેહ અત્યન્ત લાભકારી થાય

આ યજ્ઞને ' દેવ પણ મનુષ્યને માટે ધન, યશ, જ્ઞાન આદિ આપે છે અને પોતા પાસેના સ્થિરધામમાં તેને રાખે છે '
( મ ૨ )

આ બીજા મંત્રનું કથન છે યજ્ઞના ભાવથી સર્વ કર્મો કરવાથી એવો લાભ થવો સ્વભાવિક છે ત્રીજા મંત્રનું કથન છે કે, ' યજ્ઞને માટે ગાય હોય છે, તેથી એનો નાશ થતો નથી રોગો એને કષ્ટ આપતા નથી, ચોરો ચોરતા નથી, શત્રુ એને સતાવતા નથી, એવી સુરક્ષિત અવસ્થામાં ગાયો યજમાનની પાસે આવે છે યજમાન દેવોની પ્રસન્નતાને માટે યજ્ઞ કરે છે અને તેથી એની પાસે ગાયોની સંખ્યા વધી જાય છે ' ચોથા મંત્રમાં પણ ગાયોનુ વર્ણન કરવામાં આવ્યુ છે ઘોડો ગાયના જેટલો મનુષ્યને ઉપયોગી નથી, ગાયો પાક સંસ્કાર કરવાવાળાની પાસે કદી પણ જતી નથી એ ગાયો પોતાના માલિકના સંરક્ષણમાં રહે છે, અને આનંદથી વિચરે છે

## અવધ્ય ગાય

આમ ગાય ઉપયોગી હોવાથી અવધ્ય છે એમાં શંકા નથી ચોથા મંત્રમાં એ જ વાત વિશેષ સ્પષ્ટતાથી કહેવામાં આવી છે જૂઓ—

**तस्य यज्वन मर्तस्य उरुगाय अभय ता गाव अनु विचरन्ति ।**

' એ યાજક મનુષ્યની બહુ જ નિર્ભયતામાં એ ગાયો વિચરે છે ' અર્થાત્ યજ્ઞકર્તા યજમાનની પાસે ગાયો નિર્ભયતાથી રહે છે, ત્યાં એને કોઇ પણ પીડા કરી શકતા નથી ગાયોને માટે જો કોઇ નિર્ભય સ્થાન હોય તો તે યજમાનનું ઘર જ છે આ વર્ણન જોવાથી સ્પષ્ટ થઇ જાય છે કે, ' યજમાન ગાયોને કાપીને તેના માંસનુ હવન કરે છે, ' એ મિથ્યા ખોટી કલ્પના છે ગોમેધમ પણ ગોમાંસ હવનનો કશો સંબંધ નથી, એ માટે એ મંત્રનું ત્રીજુ ચરણ જુઓ-

**ता गाव संस्कृतत्र न अभि उपयन्ति । ( મ ૪ )**

" એ ગાયો માંસ સંસ્કાર કરનારાઓની પાસે જતી નથી." અર્થાત્ ગાયનું માંસ કોઈ રાંધતું નથી. અહીં 'संस्कृतत्रम्' શબ્દ છે, " संस्कृत्रः " નો અર્થ છે સારી રીતે કાપવાવાળો. અહીં 'कृत्' ધાતુનો અર્થ કાપવું એનો છે. કાપેલા માંસને રાંધનારનું નામ 'संस्कृतत्र' છે જે પશુને કાપે છે. અને જે પશુને પકાવે છે તેની પાસે ગાય જતી નથી અર્થાત્ ગાયના માંસનો યજ્ઞમાં પાકમાં કદી પણ સંસ્કાર ઉપયોગ થતો નથી ગોમાંસના હવનનો તથા ભક્ષણનો અહીં પૂર્ણ નિષેધ છે. ગાયો તેના મલિકના પૂર્ણ રક્ષણ હેઠળ રહે છે, તેથી યજ્ઞમાં ગોવધ, ગોમાંસહવન અથવા ગોમાંસ સંસ્કાર પણ સંભવનીય નથી આ મંત્રમાં એવી તીવ્રતાથી ગોમાંસ સંસ્કારનો નિષેધ કર્યો છે કે, તે જોયા પછી કોઈ પણ કદી કહી શકશે નહીં કે, વેદના ગોમેધમાં ગોમાંસ હવનનો સંબંધ છે

### ઉત્તમ ઘાસ અને પવિત્ર જલપાન

યજમાન યજ્ઞને માટે ગાયની રક્ષા કરે છે તેથી તે એના પાલનની સુન્દર વ્યવસ્થા કરે છે વ્યવસ્થા કેવા પ્રકારની કરવામાં આવતી હતી એ વિષયમાં ઉપરનો મંત્ર જોવા જેવો છે

(गावः) सुयवसे रुशन्तीः ।
सु प्रपाणे शुद्धा अपः पिबन्तीः ( मं. ७ )

" ગાયો ઉત્તમ ઘાસ ખાય અને ઉત્તમ જલસ્થાનમાં શુદ્ધ જળ પીવાથી ગાયનું ઉત્તમ પાલન થાય છે આ પ્રકારે ગાયનું પાલન કરવું જેથી ગાયના દૂધથી બધા વાચકો હૃષ્ટ, પુષ્ટ, બલિષ્ઠ, યશસ્વી, તેજસ્વી, પ્રતાપી અને દીર્ઘાયુષી થાય

### ગાયનું પાલન

ગાયોનું પાલન કેવી રીતે કરવું એને માટેનો ઉત્તમ ઉપદેશ પણ આ મંત્રમાં આપણને મળે છે. " ઉત્તમ સ્થાનનું શુદ્ધ પાણી ગાયને પાવું જોઈએ, એવી વેદની આજ્ઞા છે શુદ્ધ જળ હોય અને તે શુદ્ધ સ્થાનનું હોય. વાચકે યાદ રાખવું કે, ગાય જે ખાય છે અને જે પીએ છે, તેનું પરિણામ આઠ દશ કલાકમાં તેના દૂધ પર થાય છે, એવો નિયમ છે. જળનો પણ એવો જ નિયમ છે કે, તે પોતાના સ્થાનના ગુણોને પોતાની સાથે લઈ જાય છે. હિમાલયના પહાડોમાંથી આવનાર પાણી રેચક હોય છે, કેટલાક સ્થાનોનું ગ્રાહક અને કેટલાક સ્થાનોનું તાવ ઉત્પન્ન કરનારું હોય છે તેથી ગાયને સર્વ આરોગ્યપૂર્ણ જલસ્થાનનું શુદ્ધ જળ પાવું જોઈએ, જેથી દૂધમાં પણ સારા ગુણો આવે અને દૂધ પીનારને અધિક લાભ થાય.

ઘાસની જમીન સારી હોવી જોઈએ ( सु-यवस ) ઉત્તમ જલ આદિ પાકવાં જોઈએ ખરાબ ઠેકાણેનું ખરાબ ઉત્પન્ન ન હોવું જોઈએ. કેટલાક લોકો ગાયને એવી એવી ખરાબ ચીજો ખવડાવે છે કે જેથી તેના દૂધમાં અનેક દોષો ઉત્પન્ન થાય છે ગાયો મનુષ્યના શૌચ આદિને પણ ખાય છે એ બધું દોષ ઉત્પન્ન કરનારું છે ઉત્તમ ઘાસ અને શુદ્ધ પાણી ખાઈ પીને ગાયમાંથી જે દૂધ ઉત્પન્ન થાય છે તે જ આરોગ્યવર્ધક હોય છે ગાય પાળનારાઓએ આ બધી વાતો વિચારવા જેવી છે.

---

## વશા ગાય

### કાંડ ૧૨, સૂક્ત ૪

( ઋષિ – કશ્યપ । દેવતા– વશા )

ददामीत्येव ब्रूयादनु चैनामभुत्सत । वशां ब्रह्मभ्यो याचद्भ्यस्तत्प्रजावदपत्यवत् ॥ १ ॥

અર્થ— ( ददामि इति एव ब्रूयात् ) આપું છું એમ કહે ( च एनां अनु अभुत्सत ) અને એની બાબતમાં અનુકૂળ ભાવ રાખે ( याचद्भ्यः ब्रह्मभ्यः एनां वशां ) માગનારા બ્રાહ્મણોને એ ગાય આપે, ( तत् प्रजावत् अपत्यवत् ) એ દાન પ્રજા અને સંતાન આપનારું છે. [ १ ]

ભાવાર્થ— દરેક ગૃહસ્થે અથવા મનુષ્યે ' દાન આપું છું ' એમ કહેવું જોઈએ દાનની બાબતમાં અને ગાયને માટે મનમાં અનુકૂળ ભાવ ધારણ કરવો જોઈએ જ્ઞાની મનુષ્યોને ગાયોનું દાન કરવાથી દાતાનું ભાગ્ય ખીલે છે (१)

प्रजया स वि क्रीणीते पशुभिश्चोप दस्यति । य आर्षेयेभ्यो याचद्भ्यो देवानां गां न दित्सति ॥ २ ॥
कूटयास्य सं शीर्यन्ते श्लोणया काटमर्दति । बण्डया दह्यन्ते गृहाः काणया दीयते स्वम् ॥ ३ ॥
विलोहितो अधिष्ठानाच्छक्नो विन्दति गोपतिम् । तथा वशायाः संविद्यं दुरदभ्ना ह्युच्यसे ॥ ४ ॥
पदोरस्या अधिष्ठानाद्विक्लिन्दुर्नाम विन्दति । अनामनात्सं शीर्यन्ते या मुखेनोपजिघ्रति ॥ ५ ॥
यो अस्याः कर्णावास्कुनोत्या स देवेषु वृश्चते । लक्ष्म कुर्व इति मन्यते कनीयः कृणुते स्वम् ॥ ६ ॥
यदस्याः कस्मै चिद्भोगाय बालान्कश्चित्प्रकृन्तति । ततः किशोरा म्रियन्ते वत्सांश्च घातुको वृकः ॥ ७ ॥

---

અર્થ—( यः याचद्भ्यः आर्षेयेभ्यः देवानां गां न दित्सति ) જે માગનારા ઋષિને દેવોની ગાય આપતા નથી ( सः प्रजया विक्रीणीते ) તે પોતાની પ્રજાને જ વેચે છે, ( पशुभिः च उपदस्यति ) પશુઓની સાથે અપકીર્તિને પ્રાપ્ત થાય છે [ ૨ ]

( कूटया अस्य संशीर्यन्ते ) શિંગડાં વગરના પશુઓથી પણ આ દાન ન કરનાર મનુષ્યો માર્યા જશે અને ( श्लोणया काटं अर्दति ) લંગડી લૂલીથી પણ એ લોકો ખાડામાં પડી જશે. ( बण्डया गृहाः दह्यन्ते ) વિકલ ગાયો દ્વારા એનું ઘર બાળી મૂકવામાં અને ( काणया स्वं दीयते ) એક આંખવાળી કાણી ગાય પણ એના ધનનો નાશ કરી નાખશે [ ૩ ]

( विलोहितः शक्नः अधिष्ठानात् गोपतिं विन्दति ) ગાયના કંજૂસ માલિકને ગાયના ગોબરથી રક્તજ્વર આવે છે. ( तथा वशायाः संविद्यं ) એવું ગાયનું નામ છે ( हि दुरदभ्ना उच्यसे ) એ કારણે તેનું દમન કરવું કઠણ-મુશ્કેલ છે, એમ કહેવામાં આવે છે [ ૪ ]

( अस्याः पदोः अधिष्ठानात् ) એ ગાયના પગ રાખવાની જગ્યામાં ( विक्लिन्दु नाम विन्दति ) વિક્લિન્દુ નામનો રોગ થાય છે ( या मुखेन उपजिघ्रति ) જેના મુખને સુંઘે છે તે ( अनामनात् संशीर्यन्ते ) જાણતા ન હોવા છતાં પણ ક્ષીણ થઈને નાશ પામે છે. [ ૫ ]

( यः अस्याः कर्णौ आस्कुनोति ) જે એ ગાયોના કાનોને દુ:ખ આપે છે, ( स देवेषु आवृश्चते ) એ માનો દેવોપર આઘાત કરે છે, જે ગાયપર ( लक्ष्म कुर्वे इति मन्यते ) નિશાની કરું છું એમ માને છે, તે ( स्वं कनीयः कृणुते ) પોતાનું ધન ઓછું કરે છે [ ૬ ]

( यत् कश्चित् कस्मैचित् भोगाय ) જે કોઈ ભોગ વિશેષને માટે ( अस्याः बालान् प्रकृन्तति ) એ ગાયના બાળકોને કાપે છે, તેનાથી ( ततः किशोराः म्रियते ) તેનાં બાળકો મરે છે, ( वृकः वत्सान् च घातुकः ) વરુ બાળકોનો ઘાત કરે છે [ ૭ ]

---

**ભાવાર્થ**— દરેક ગૃહસ્થે અથવા મનુષ્યે 'દાન આપું છું' એમ કહેવું જોઈએ દાનની બાબતમાં અને ગાયને માટે મનમાં અનુકૂળ ભાવ ધારણ કરવો જોઈએ જ્ઞાની મનુષ્યોને ગાયોનું દાન કરવાથી દાતાનું ભાગ્ય ખીલે છે. (૧)

વિદ્વાનોની માગણી છતાં જે ગાયનું દાન કરતો નથી, તેને કષ્ટ પ્રાપ્ત થાય છે (૨)

જ્યાં ભયનો સંભવ હોતો નથી ત્યાંથી પણ એને ભય પ્રાપ્ત થાય છે (૩)

ગાયના ગોબરથી રક્તજ્વર ઉત્પન્ન થઈને એ કંજૂસ માલિકનો નાશ કરે છે અર્થાત્ એને અનેક વ્યાધિઓ સતાવે છે. તેથી ગાયને માટે હમેશાં આદર રાખવો જોઈએ કેમકે ગાયનું અપમાન માફ કરવામાં આવતું નથી (૪)

ગાયના પગમાં વિક્લિન્દુ નામનો રોગ પ્રસરે છે ગાય જેને સૂંઘે છે તેને તે રોગ થાય છે અને તે મરે છે. (૫)

ગાયના કાન ઉપર ચિન્હો કરવાથી તેને જે વેદનાઓ થાય છે તેની લીધે ગાયના સ્વામીનું ધન કમી થાય છે (૬)

જો કોઈ માણસ પોતાની સજાવટ ( શોભા ) માટે ગાયના વાળ કાપશે તો તેના બાળબચ્ચાં મરી જશે (૭)

यदस्या गोपतौ सत्या लोम ध्वाङ्क्षो अजीहिडत् ।
ततः कुमारा म्रियन्ते यक्ष्मो विन्दत्यनामनात् ॥ ८ ॥
यदस्याः पल्पूलनं शकृद्दासी समस्यति । ततोऽपरूपं जायते तस्मादव्येष्यदेनसः ॥ ९ ॥
जायमानाभि जायते देवान्त्सब्राह्मणान्वशा । तस्माद्ब्रह्मभ्यो देयैषा तदाहुः स्वस्य गोपनम् ॥ १० ॥
य एनां वनिमायन्ति तेषां देवकृता वशा । ब्रह्मज्येयं तदब्रुवन्य एनां निप्रियायते ॥ ११ ॥
य आर्षेयेभ्यो याचद्भ्यो देवानां गां न दित्सति । आ स देवेषु वृश्चते ब्राह्मणानां च मन्यवे ॥ १२ ॥
यो अस्य स्याद्वशाभोगो अन्यामिच्छेत तर्हि सः । हिंस्ते अदत्ता पुरुषं याचितां च न दित्सति ॥ १३ ॥

અર્થ — ( यत् अस्या सत्या गोपतौ ) એની સાથે ગાયના રખેવાળો હોવા છતાં પણ ( ध्वाङ्क्ष लोम अजीहिडत् ) કાગડા ગાયને કોચશે, તો ( तत कुमारा म्रियन्ते ) એના બાળકો મરી જાય છે અને ( अनामनात् यक्ष्म विन्दति ) અને સહેવાઈથી ક્ષયરોગમાં સપડાય છે [ ८ ]

( यत् अस्या पल्पूलनं शकृत् ) એ ગાયનું મૂત્ર અને ગોબર ( दासी समस्यति ) ચાકરડી ફેંકી દેશે, તો ( तत ) એનાથી ( तस्मात् एनस अ-व्येष्यत् ) એ પાપથી ન છૂટવાને લીધે ( अपरूप जायते ) વિરૂપ થાય છે [ ९ ]

( जायमाना वशा स-ब्राह्मणान् देवान् अभिजायते ) ઉત્પન્ન થવાની સાથે જ ગાય બ્રાહ્મણોની સાથે દેવોને માટે થાય છે ( तस्मात् एषा ब्रह्मभ्यः देया ) તેથી તે ગાય બ્રાહ્મણોને આપવી જોઈએ ( तत् स्वस्य गोपन आहुः ) તે આપવાથી સારી પેઠે રક્ષાએલ છે એમ કહે છે [ १० ]

( ये एना वनिं आयन्ति ) જે બ્રાહ્મણ એ ગાયને માગવા આવે છે ( तेषा देवकृता वशा ) એને માટે જ એ ગાય દેવોએ બનાવી છે ( यः एना नि प्रियायते ) જે એને પોતાના ખાનાઓ માટે પોતા પાસે જ રખે છે, અર્થાત્ દાન કરતો નથી, ( तत ब्रह्मज्येय अब्रुवन् ) એ તેનુ કૃત્ય બ્રાહ્મણોપર અત્યાચાર કરવા જેવુ છે [ ११ ]

( यः याचद्भ्यः आर्षेयभ्य ) જે માગવાવાળા ઋષિપુત્રોને ( देवाना गा न दित्सति ) દેવેની ગાય આપતો નથી, ( सः ब्राह्मणाना मन्यवे ) તે બ્રાહ્મણોના કોપને લીધે ( देवेषु आवृश्चते ) દેવોને આઘાત પહોચાડે છે [ १२ ]

( य अस्य वशाभोग स्यात् ) ગાયોનો જે ઉપયોગ કરવાનો છે ( सः तर्हि अन्यां इच्छेत ) એ તો બીજી ગાયો લાવે ( अदत्ता पुरुष हिंस्ते ) દાન ન આપેલી ગાય એ પુરુષની હિંસા કરે છે, કે ( याचिता न च दित्सति ) જે યાચના કરવા છતાં પણ આપતો નથી [ १३ ]

ભાવાર્થ— અરવાડ રક્ષણ કરતો હોવા છતા જો કાગડો ગાયને ત્રાસ આપે તો તે ભરવાડના બાળકો મરી જશે (८)

જો ગાયની સેવા કરનારી સ્ત્રી તેનુ છાણ-મુતર આડુ-અવળુ ફેંકે તો તે પાપથી તેનુ રૂપ પલટાઈ જશે ( તે કદ્રુપી બનશે ) ( ९ )

ગાય, જે ઉત્પન્ન થાય છે તે બ્રાહ્મણો માટે જ દેવોએ નિર્માણ કરેલી છે તેથી તેનુ દાન બ્રાહ્મણોને આપવુ, તેથી દાન કરનારનુ રક્ષણ થાય છે (१०)

બ્રાહ્મણ માગવા આવે ત્યારે ગાયનુ દાન ન કરવુ તે એનાપર અત્યાચાર કરવા જેવુ છે કારણ દેવોએ તેને માટે જ એને બનાવેલી હોય છે (११)

તેથી જે માગવા છતા બ્રાહ્મણોને ગાય આપતા નથી તે માનો દેવપર જ આઘાત કરે છે એનાથી તેનાપર બ્રાહ્મણોનો કોપ અને દેવોનો સંતાપ ઉતરે છે (१२)

જો ગાયથી કોઈને લાભ થતો હોય, તો તે બીજી ગાયોથી પ્રાપ્ત કરે કારણ જે માગવા છતા ગાય આપતો નથી, તેનો એ નાશક બને છે (१३)

यथा शेवधिर्निहितो ब्राह्मणानां तथा वशा । तामेतदच्छायन्ति यस्मिन्कस्मिंश्च जायते ॥ १४ ॥
स्वमेतदच्छायन्ति यद्वशां ब्राह्मणा अभि । यथैनानन्यस्मिन् जिनीयादेवास्या निरोधनम् ॥ १५ ॥
चरेदेवा त्रैहायणादविज्ञातगदा सती । वशां च विद्यान्नारद ब्राह्मणास्तर्ह्येष्याः ॥ १६ ॥
य एनामवशामाह देवानां निहितं निधिम् । उभौ तस्मै भवाशर्वौ परिक्रम्येषुमस्यतः ॥ १७ ॥
यो अस्या ऊधो न वेदाथो अस्या स्तनानुत । उभयेनैवास्मै दुहे दातुं चेदशकद्वशाम् ॥ १८ ॥
दुरदभ्नैनमा शये याचितां च न दित्सति । नास्मै कामाः समृध्यन्ते यामदत्त्वा चिकीर्षति ॥ १९ ॥
देवा वशामयाचन्मुखं कृत्वा ब्राह्मणम् । तेषां सर्वेषामददद्धेडं न्येति मानुषः ॥ २० ॥

---

અર્થ— ( यथा निहितः शेवधिः ) જેમ ખજાનો સુરક્ષિત હોય છે ( तथा ब्राह्मणानां वशा ) તેવી જ બ્રાહ્મણોની આ ગાય છે. ( यस्मिन् कस्मिन् च जायते ) તે જ્યાં જન્મી હોય ( एतत् अच्छ आयन्ति ) એની પાસે તે બ્રાહ્મણ પહોંચાડે છે. [ ૧૪ ]

( यत् ब्राह्मणाः वशां अभि ) જો બ્રાહ્મણ ગાયની પાસે આવે તો ( एतत् स्वं अच्छ आयन्ति ) એ પોતાના ધનની પાસે જ જાય છે, ( अस्याः निरोधनं ) એ ગાયોનો પ્રતિબન્ધ કરવો માનો ( यथा एनान् अन्यस्मिन् जिनीयात् ) એ તો બીજા અર્થમાં દુઃખ દેવા જેવું છે. [ ૧૫ ]

( अविज्ञात-गदा सती आ त्रैहायणात् चरेत् एव ) નામ વગરની ગાય ત્રણ વર્ષની થાય ત્યાં સુધી માતાની સાથે ઘૂમ્યા કરે છે. હે નારદ! ( वशां विद्यात्, तर्हि ब्राह्मणाः एष्याः ) ગાય દાન આપવા જેવી થયા પછી, તેણે બ્રાહ્મણને શોધવા જવું. [ ૧૬ ]

( यः देवानां निहितं निधिं एनां अवशां आह ) દેવોના નિશ્ચિત ખજાના જેવી એ ગાયને ન આપવા યોગ્ય કહે, ( तस्मै भवाशर्वौ उभौ परिक्रम्य इषुं अस्यतः ) એને ભવ અને શર્વ બન્ને ઘેરીને બાણ મારે છે. [ ૧૭ ]

( यः अस्याः ऊधः अथो उत अस्याः स्तनान् न वेद ) જે એના દુગ્ધાશયને અને સ્તનોને નથી જાણતો ( चेत् दातुं अशकत् ) છતાં એ દાન આપે તો ( उभयेन अस्मै दुहे ) તે ગાય એને ઉક્ત બ નેથી દૂધ આપે છે. [ ૧૮ ]

( याचितां न दित्सति ) માગવા છતાં પણ જે ગાય બ્રાહ્મણને આપવામાં આવતી નથી ( दुः- अदभ्ना एनं आशये ) વશ રહેવી મુશ્કેલી થઇને તેની સાથે રહે છે. ( अस्मै कामाः न समृध्यन्ते ) તેના મનોરથો સફળ થતા નથી ( यां अदत्त्वा चिकीर्षति ) જેનું દાન કરીને કમાવા ચાહે છે. [ ૧૯ ]

( ब्राह्मणं मुखं कृत्वा ) બ્રાહ્મણરૂપી મુખ કરીને ( देवाः वशां अयाचन् ) દેવ ગાયની યાચના કરે છે. ( अददत् मानुषः ) ન આપવાવાળો મનુષ્ય ( तेषां सर्वेषां हेडं नि एति ) બધાના ક્રોધનો ભોગ થઇ પડે છે [ ૨૦ ]

---

ભાવાર્થ—સુરક્ષિત ખજાનાની માફક એ ગાય બ્રાહ્મણની જ છે એ ગમે ત્યા ઉત્પન્ન થઈ હોય, જેની એ હશે તે એને માગવા આવશે ( ૧૪ )

બ્રાહ્મણ જે ગાયને માગે છે તે તેની જ થાય છે. તેથી એને ગાયનું દાન ન કરવું તે અપરાધ છે ( ૧૫ )

ત્રણ વર્ષ સુધી ગાયને એના સ્વામીએ પાળવી, ત્યાર પછી કોઈ માગવા ન આવે તો સુયોગ્ય બ્રાહ્મણની તપાસ કરવી અને તેને આપવી ( ૧૬ )

ગાય દેવોનો ખજાનો છે, જે એનું દાન કરતો નથી તેનો ભવ અને શર્વ નાશ કરે છે. ( ૧૭ )

જે ગાયનું દાન કરે છે તેને પુરતા પ્રમાણમા દૂધ મળે છે ( ૧૮ )

જે માગવા આવ્યા છતા પણ બ્રાહ્મણોને ગાયનું દાન આપતો નથી, તેના ઘરમા ગાય વશમા રહેતી નથી ગાય ન આપવાવાળાની કામના તૃપ્ત થતી નથી ( ૧૯ )

દેવોનું મુખ બ્રાહ્મણ છે. બ્રાહ્મણના મુખે જ દેવ માગે છે તેથી દાન ન દેવાવાળો મનુષ્ય પોતા પર દેવનો ક્રોધ વહોરી લે છે. ( ૨૦ )

हेडं पशूनां न्येति ब्राह्मणेभ्योऽददद्वशाम् । देवानां निहितं भागं मर्त्यश्चेन्निप्रियायते ॥ २१ ॥
यदन्ये शतं याचेयुर्ब्राह्मणा गोपतिं वशाम् । अथैनां देवा अब्रुवन्नेवं ह विदुषो वशा ॥ २२ ॥
य एवं विदुषेऽदत्त्वाथान्येभ्यो ददद्वशाम् । दुर्गा तस्मा अधिष्ठाने पृथिवी सहदेवता ॥ २३ ॥
देवा वशामयाचन्यस्मिन्नग्रे अजायत । तामेतां विद्यान्नारदः सह देवैरुदाजत ॥ २४ ॥
अनपत्यमल्पपशुं वशा कृणोति पूरुषम् । ब्राह्मणैश्च याचितामथैनां निप्रियायते ॥ २५ ॥
अग्नीषोमाभ्यां कामाय मित्राय वरुणाय च । तेभ्यो याचन्ति ब्राह्मणास्तेष्वा वृश्चतेऽददत् ॥ २६ ॥
यावदस्या गोपतिर्नोपशृणुयादृचः स्वयम् । चरेदस्य तावद्गोषु नास्य श्रुत्वा गृहे वसेत् ॥ २७ ॥

---

અર્થ — ( मर्त्यः देवानां निहितं भागं निप्रियायते चेत् ) મનુષ્ય દેવોનો નિશ્ચિત ભાગ પોતાની પાસે રાખશે અને ( ब्राह्मणेभ्यः वशां अददत् ) બ્રાહ્મણોને ગાય ન આપશે તો ( पशूनां हेडं नि एति ) પશુઓના ક્રોધને પણ પામે છે [ ૨૧ )

( यत् गोपतिं शतं अन्ये वशां याचेयुः ) જો ગાયના માલિકની પાસે જઈને બીજા સો જણા ગાય માગે, ( अथ एनां देवाः एवं अब्रुवन् ) એ વિષયમાં દેવોએ એવું કહ્યું છે કે, ( विदुषः वशा ह ) વિદ્વાનની જ ગાય છે [ ૨૨ ]

( यः एवं विदुषे अदत्त्वा ) જે આ રીતે વિદ્વાનને ગાય ન આપતાં ( अन्येभ्यः वशां ददत् ) બીજા કોઈ અવિદ્વાનને ગાય આપે છે, ( तस्मै अधिष्ठाने सह देवता पृथ्वी दुर्गा ) તેને તેના સ્થાનમાં બધી દેવતાઓ સાથે પૃથ્વી દુઃખદાયી થાય છે [ ૨૩ ]

( यस्मिन् अग्रे अजायत ) જેની પહેલાં ગાય થઈ, ( देवाः वशां अयाचन् ) દેવોની તેની પાસે યાચના કીધી ( नारदः विद्यात् ) નારદે સમજવું કે, ( तां एतां देवैः सह उदाजत ) એ ગાયની દેવોની સાથે ઉન્નતિ થાય છે [ ૨૪]

( ब्राह्मणैः याचितां एनां निप्रियायते ) બ્રાહ્મણોએ માગણી કર્યા પછી પણ જે એને પોતાની પ્રિય માનીને પોતાની પાસે રાખે છે તે ( वशा पुरुष अनपत्य अल्पपशु कृणोति ) ગાય એ મનુષ્યને સંતાન વગરનો અને અલ્પ પશુવાળો કરી નાખે છે [ ૨૫ ]

( अग्नी-सोमाभ्यां मित्राय वरुणाय कामाय तेभ्यः ) અગ્નિ સોમ, મિત્ર, વરુણ અને કામ એને માટે જ ( ब्राह्मण. याचन्ति ) બ્રાહ્મણ ગાયની યાચના કરે છે, તેથી ( अददत् तेषु आवृश्चते ) ન આપનારાઓ એ દેવો પર આઘાત કરે છે [ ૨૬ ]

( यावत् अस्याः गोपतिः ) જ્યાં સુધી એ ગાયનો સ્વામી ( स्वयं ऋचः न उपशृणुयात् ) ( પોતે ) ઋચાઓ નહીં સાંભળે ( तावत् अस्य गोषु चरेत् ) ત્યાં સુધી એની ગાયોમાં ગાય ચર્યા કરે, પરંતુ ( श्रुत्वा अस्य गृहे न वसेत् ) સાંભળ્યા પછી એ ઘરમાં ન રહી શકે [ ૨૭ ]

---

ભાવાર્થ — કોઈ મનુષ્ય દેવોના આ ભાગનું બ્રાહ્મણને દાન ન કરે તો તેના પર પશુઓનો પણ ક્રોધ થાય છે ( ૨૧ )

ગાયના સ્વામીની પાસે ગાયની યાચના કરવા માટે સેંકડો લોકો આવે, પરંતુ દેવોની આજ્ઞા છે કે, વિદ્વાન્ બ્રાહ્મણને જ ગાય આપવી જોઈએ ( ૨૨ )

જે વિદ્વાન્ બ્રાહ્મણને ગાય ન આપતા બીજાને આપે છે, તેના પર ભારે કષ્ટ આવી પડે છે ( ૨૩ )

જ્યાં ગાય ઉત્પન્ન થાય છે, માનો એજ દેવ એની યાચના કરે છે અને દેવોને એ આપવાથી સૌની ઉન્નતિ થાય છે ( ૨૪ )

બ્રાહ્મણોએ માગ્યા છતાં પણ જે ગાયનું દાન કરતો નથી, તેને સંતાન થતાં નથી અને તેની પાસે ઢોર પણ બહુ ઓછાં રહે છે ( ૨૫ )

બ્રાહ્મણ જે ગાયની યાચના કરે છે, તે કેવળ અગ્નિ આદિ દેવોને માટે જ યાચના કરે છે પોતાને માટે નહીં; તેથી તેને તે ન આપવી એ દેવોનું અપમાન કરવા જેવું છે ( ૨૬ )

જ્યાં સુધી ગાયના માલિકે મંત્રોને સાંભળ્યા નથી ત્યાં સુધી ગાય તેની પાસે રહે. મંત્રોષ સાંભળ્યા પછી ગાય એના ઘરમાં ન રહે ( ૨૭ )

यो अस्या ऋचं उपश्रुत्याथ गोष्वचीचरत्। आयुश्च तस्य भूतिं च देवा वृश्चन्ति हीडिताः ॥ २८ ॥
वशा चरन्ती बहुधा देवानां निहितो निधिः। आविष्कृणुष्व रूपाणि यदा स्थाम जिघांसति ॥ २९ ॥
आविरात्मानं कृणुते यदा स्थाम जिघांसति। अथो ह ब्रह्मभ्यो वशा याञ्च्याय कृणुते मनः ॥ ३० ॥
मनसा सं कल्पयति तद्देवाँ अपि गच्छति। ततो ह ब्रह्माणो वशामुपप्रयन्ति याचितुम् ॥ ३१ ॥
स्वधाकारेण पितृभ्यो यज्ञेन देवताभ्यः। दानेन राजन्यो वशाया मातुर्हेडं न गच्छति ॥ ३२ ॥
वशा माता राजन्यस्य तथा संभूतमग्रशः। तस्या आहुरनर्पणं यद् ब्रह्मभ्यः प्रदीयते ॥ ३३ ॥
यथाज्यं प्रगृहीतमालुम्पेत्स्रुचो अग्नये। एवा ह ब्रह्मभ्यो वशामग्नय आ वृश्चतेऽददत् ॥ ३४ ॥

---

અર્થ— ( यः अस्याः गोपतिः ऋचः उपश्रुत्य ) જે એ ગાયોનો માલિક ઋચાઓ સાંભળ્યા છતાં પણ ( अथ गोषु अधीचरत ) ગાયોમાં પોતાની ગાયને ચરાવ્યા કરે છે ( देवाः हीडिताः तस्य आयु च भूतिं च वृश्चन्ति ) દેવ ક્રોધિત થઈને એનું આયુષ્ય અને સંપત્તિનો નાશ કરે છે. [ ૨૮ ]

( वशा बहुधा चरन्ती देवानां निधिः निहित ) ગાય ઘણે ઠેકાણે ફરતી હોય, એ દેવોનો સુરક્ષિત ખજાનો જ છે. ( यथा स्थाम जिघांसति ) જ્યારે એ રહેવાના સ્થાનની નજીક જવા ચાહે છે, ત્યારે ( रूपाणि आविष्कृणुष्व ) અનેક રૂપો પ્રગટ કરે છે. [ ૨૯ ]

( यदा स्थाम जिघांसति ) જ્યારે રહેવાના સ્થાનની પાસે આવવા ચાહે છે, ત્યારે ( आत्मानं आविः कृणुते ) પોતાની જાતને પ્રગટ કરે છે. ( अथो ह ब्रह्मभ्य याञ्चाय वशा मनः कृणुते ) બ્રાહ્મણોની યાચનાને માટે એ ગાય પોતાનું મન કરે છે. [ ૩૦ ]

એ ગાય ( मनसा संकल्पयति ) મનમાં સંકલ્પ કરે છે, ( तत् देवान् अपि गच्छति ) એ સંકલ્પ દેવોની પાસે પહોંચે છે, ( ततः ह ब्रह्माणः वशां याचितु उप प्रयन्ति ) ત્યાર પછી જ બ્રાહ્મણ ગાયની યાચના કરવા માટે જાય છે. [ ૩૧ ]

( पितृभ्यः स्वधाकारेण ) પિતરોને માટે સ્વધાકારથી. ( देवताभ्यः यज्ञेन ) દેવતાઓને યજ્ઞથી, તથા ( दानेन ) દાનથી ( राजन्यः वशायाः मातुः हेडं न गच्छति ) ક્ષત્રિય ગાયની માતાનો ક્રોધ પ્રાપ્ત નથી કરતો. [ ૩૨ ]

( वशा राजन्यस्य माता ) ગાય ક્ષત્રિયોની માતા છે, ( तथा अग्रशः स भूतं ) એવું પહેલેથી જ ગણાયું છે. ( यत् ब्रह्मभ्यः प्रदीयते ) જે ગાય બ્રાહ્મણોને માટે આપવામાં આવે છે, ( तस्याः अनर्पण आहुः ) તે એનું દાન નથી. ( કેમ કે એ ગાય બ્રાહ્મણની જ થાય છે. ) [ ૩૩ ]

( यथा अग्नये प्रगृहीतं आज्यं स्रुचः आलुंपेत् ) જેમ અગ્નિને માટે લીધેલું ઘી પળીમાંથી સ્રવે છે ( एवा वशां ब्रह्मभ्यः अददत् ) તેવી જ રીતે ગાય બ્રાહ્મણોને ન આપવાવાળો ( अग्नये अवृश्चते ) અગ્નિનો અપરાધી થાય છે. [ ૩૪ ]

---

ભાવાર્થ— મંત્રઘોષ સાંભળ્યા પછી જો ગાયનો માલિક એને પોતાના ઘરમાં રાખે તો તેનાપર દેવોનો ક્રોધ ઉતરે છે ( ૨૮ )

ગાય એ દેવોનો સુરક્ષિત ખજાનો છે, જ્યારે એ પોતાના સ્થાનપર જવા ચાહે છે, ત્યારે એ અનેક ભાવો પ્રગટ કરે છે. ( ૨૯ )

જ્યારે એ ગાય પોતાના સ્થાનની પાસે જવા ચાહે છે ત્યારે એ પોતાના ભાવોને પ્રગટ કરે છે, અર્થાત્ એ પોતાને માટે બ્રાહ્મણોની યાચના થાય એવો ભાવ મનમાં લાવે છે ( ૩૦ )

ગાય એવો સંકલ્પ કરે છે, તે દેવોની પાસે પહોંચે છે, દેવ બ્રાહ્મણોને પ્રેરણા આપે છે અને બ્રાહ્મણ ગાય માગવા માટે આવે છે ( ૩૧ )

સ્વધાકારથી બ્રાહ્મણોની તૃપ્તિ, યજ્ઞથી દેવોની સંતુષ્ટતા, અને દાનથી બીજાઓની તૃપ્તિ થાય છે, તેથી ગાયનું દાન કરવાથી એની માતાનો ક્રોધ ગાય પર ઉતરતો નથી. ( ૩૨ )

ગાય ક્ષત્રિયની માતા કહેવાય છે બ્રાહ્મણને આપવી એ દાન નથી, કારણ એ તો બ્રાહ્મણની જ હોય છે. ( ૩૩ )

જેવી રીતે સરવામાંથી અગ્નિમાં ઘી પડે છે, તેવી રીતે ગાયનું દાન ન કરવાવાળો પડે છે ( ૩૪ )

पुरोडाशवत्सा सुदुघा लोकेऽस्मा उप तिष्ठति । सास्मै सर्वान्कामान्वशा प्रददुषे दुहे ॥ ३५
सर्वान्कामान्यमराज्ये वशा प्रददुषे दुहे । अथाहुर्नारकं लोकं निरुन्धानस्य याचिताम् ॥ ३६
प्रवीयमाना चरति क्रुद्धा गोपतये वशा । वेहतं मा मन्यमानो मृत्योः पाशेषु बध्यताम् ॥ ३७
यो वेहतं मन्यमानोऽमा च पचते वशाम् । अप्यस्य पुत्रान्पौत्रांश्च याचयते बृहस्पतिः ॥ ३८
महदेषाव तपति चरन्ती गोषु गौरपि । अथो ह गोपतये वशाददुषे विषं दुहे ॥ ३९
प्रियं पशूनां भवति यद् ब्रह्मभ्यः प्रदीयते । अथो वशायास्तत्प्रियं यद्देवत्रा हविः स्यात् ॥ ४०
या वशा उदकल्पयन्देवा यज्ञादुदेत्य । तासां विलिप्त्यं भीमामुदाकुरुत नारदः ॥ ४१

અર્થ— ( पुरोडाशवत्सा सुदुघा लोके अस्मै उपतिष्ठति ) અન્નરૂપી બચ્ચું જેની પાસે છે એની ઉત્તમ દૂધ આપનારી ગાય પરલોકમાં એ દાતાની પાસે આવીને ઊભી રહે છે. ( सा वशा अस्मै प्रददुषे सर्वान् कामान् दुहे ) એ ગાય એ દાતાની બધી કામનાઓ પૂર્ણ કરે છે. [ ૩૫ ]

( यमराज्ये वशा प्रददुषे सर्वान् कामान् दुहे ) યમરાજ્યમાં ગાય દાતાને બધી કામનાઓ આપે છે. ( अथ याचितां निरुन्धानस्य नारकं लोकं आहुः ) અને યાચના કરવા છતાં ન આપનાર માટે નરકલોક છે, એમ કહેવામાં આવ્યું છે. [ ૩૬ ]

( प्रवीयमाना वशा गोपतये क्रुद्धा चरति ) સંતાન ઉત્પન્ન કરવાવાળી ગાય પોતાના સ્વામીપર ગુસ્સે થઈને ફરે છે એ કહે છે કે, ( मा वेहतं मन्यमानः मृत्योः पाशेषु बध्यतां ) મને ગર્ભપાતિની કહેવાવાળાઓ મૃત્યુના પાશથી બંધાઈ જાઓ [ ૩૭ ]

( यः वशां वेहतं मन्यमानः ) જે ગાયને ગર્ભપાત કરવાવાળી માનીને ( अमा च वशां पचते ) ઘરમાં ગાયના દૂધને પકાવે છે ( अस्य पुत्रान् पौत्रान् अपि बृहस्पतिः याचयते ) એના પુત્રો અને પૌત્રોને ઈશ્વર પણ ભીખ મગાવે છે ( ભીખ માગતા કરી મૂકે છે. ) [ ૩૮ ]

( गोषु गौः चरन्ती अपि ) ગાયોમાં ગાય ચરે છે છતાં પણ ( एषा महत् अवतपति ) એ પુષ્કળ તાપ આપે છે ( अथो अददुषे गोपतये विषं दुहे ) માટે દાન ન કરવાવાળા સ્વામીને માટે એ વિષ આપે છે [ ૩૯ ]

( यत् ब्रह्मभ्यः प्रदीयते ) જે બ્રાહ્મણોને આપવામાં આવે છે તે ( पशूनां प्रियं भवति ) પશુઓને પણ હિતકારક થાય છે ( अथो वशायाः तत् प्रियं ) અને ગાયને માટે એ પ્રિય છે ( यत् देवत्रा हविः स्यात् ) જે દેવોને માટે હવિ થાય [ ૪૦ ]

( याः वशाः देवाः ) જે ગાયને દેવતાઓએ ( यज्ञात् उदेत्य उदकल्पयन् ) યજ્ઞમાંથી આવીને સંકલ્પિત કરી હતી ( तासां भीमां विलिप्त्यं नारदः उदाकुरुत ) તેમની ભયાનક, અધિક ઘીવાળી ગાયનો નારદે અનુભવ કર્યો [૪૧]

ભાવાર્થ— દાન અપાયેલી ગાય પરલોકમાં દાતાની બધીય કામનાઓ સફળ કરે છે ( ૩૫ )
ગોદાન કરવાવાળાની બધી કામનાઓ યમરાજ્યમાં સફળ થાય છે, પરંતુ દાન ન કરવાવાળાને તો નરક જ પ્રાપ્ત થાય છે. ( ૩૬ )
ગાયનું અપમાન કરવાવાળા પર ગાય ક્રોધે ભરાય છે, અને શાપ આપે છે કે તે મૃત્યુના પાશથી બંધાઈ જાય ( ૩૭ )
જે ગાયને વાંઝણી માનીને તેનું દૂધ ઘરમાં રાખે છે, તેના પુત્રપૌત્રોને ઈશ્વર ભીખ માગતા કરી નાખે છે ( ૩૮ )
જે ગાયનું દાન કરતો નથી તેને માટે ગાય વિષ દુહે છે ( ૩૯ )
ગાયનું દાન કરવાથી પશુઓનું હિત થાય છે, ગાયોનું હિત થાય છે કેમકે ગાયો પાસેથી જ દેવતાઓ માટેના હવ્ય પદાર્થો મળે છે ( ૪૦ )
યજ્ઞમાંથી આવીને બધા દેવતાઓ મળીને ગાયની રચના કીધી, એમાં જે અધિક ઘી આપવાવાળી છે તેની યોગ્યતા વધારે છે. ( ૪૧ )

तां देवा अमीमांसन्त वशेया३मवशेति । तामब्रवीन्नारद एषा वशानां वशतमेति ॥ ४२ ॥
कति नु वशा नारद यास्त्वं वेत्थ मनुष्यजाः ।
तास्त्वा पृच्छामि विद्वांसं कस्या नाश्नीयादब्राह्मणः ॥ ४३ ॥
विलिप्त्या बृहस्पते या च सूतवशा वशा । तस्या नाश्नीयादब्राह्मणो य आशंसेत भूत्याम् ॥ ४४ ॥
नमस्ते अस्तु नारदानुष्ठु विदुषे वशा । कतमासां भीमतमा यामदत्त्वा पराभवेत् ॥ ४५ ॥
विलिप्ती या बृहस्पतेऽथो सूतवशा वशा । तस्या नाश्नीयादब्राह्मणो य आशंसेत भूत्याम् ॥ ४६ ॥
त्रीणि वै वशाजातानि विलिप्ती सूतवशा वशा ।
ताः प्र यच्छेद् ब्रह्मभ्यः सोऽनाव्रस्कः प्रजापतौ ॥ ४७ ॥

---

અર્થ—( तां देवाः अमीमांसन्त ) એ વિષયમાં દેવોએ વિચાર કર્યો, ( वशा इयं अवशा ) આ ગાય આપણા તાબામાં રાખવા યોગ્ય નથી. ( नारदः तां अब्रवीत् ) નારદે એને માટે કહ્યું કે ( एषा वशानां वशतमा इति ) આ ગાયોમાં અધિક વશ થવાવાળી છે [ ૪૨ ]

હે નારદ ! ( याः त्वं मनुष्यजाः वेत्थ ) જેને તું મનુષ્યમાં ઉત્પન્ન થયેલી જાણે છે તે ( कति नु वशा ) ગાયો કેટલી વશી છે ( त्वा विद्वांसं पृच्छामि ) તમો વિદ્વાનોને હું પૂછું છું કે, ( कस्याः अब्राह्मणः न अश्नीयात् ) કોનો અબ્રાહ્મણ અતિથી ન ખાય ! [ ૪૩ ]

હે બૃહસ્પતિ ! ( यः भूत्यां आशंसेत ) જે ઐશ્વર્ય ચાહે છે, તે ( विलिप्त्याः या च सूतवशा वशा ) અધિક ઘી આપવાવાળી ગાય છે, જે નોકરને પણ વશ થાય છે, અને જે બધાને વશ છે. ( अब्राह्मणः तस्याः नाश्नीयात् ) અબ્રાહ્મણે તેનું અન્ન ન ખાવું જોઈએ. [ ૪૪ ]

હે નારદ ! ( ते नमः अस्तु ) તમને નમસ્કાર છે. ( अनुष्ठु विदुषे वशा ) અનુકૂળતાઓ વિદ્વાનને ગાયનું દાન કરવું જોઈએ. ( आसां कतमा भीमतमा ) એમાં કયી ભયાનક છે. ( यां अदत्त्वा पराभवेत् ) જેનું દાન ન કરવાથી પરાભવ થાય ? [ ૪૫ ]

હે બૃહસ્પતે ! ( या विलिप्ती अथो सूतवशा वशा ) જે વધારે ઘી આપવાવાળી તથા નોકરથી વશ કરવાવાળી અને બધાને વશ રહેવાવાળી ગાય છે, ( अब्राह्मणः तस्याः न अश्नीयात् ) અબ્રાહ્મણે એનું અન્ન ન ખાવું. ( यः भूत्यां आशंसेत ) જે ઐશ્વર્ય અને સમૃદ્ધિની ઇચ્છા કરતો હોય તેણે. [ ૪૬ ]

( त्रीणि वै वशाजातानि विलिप्ती सूतवशा वशा ) ગાયની ત્રણ જાતો છે. એક અધિક ઘી આપવાવાળી, બીજી ગોવાળને વશ કરવાવાળી અને ત્રીજી બધાને વશ રહેવાવાળી, ( ताः यः ब्रह्मभ्यः प्रयच्छेत् ) એને જે બ્રાહ્મણોને આપે છે. ( सः प्रजापतौ अनाव्रस्कः ) તે પ્રજાપતિની પાસે નિરપરાધી ઠરશે. [ ૪૭ ]

---

ભાવાર્થ—દેવોએ નિશ્ચય કર્યો કે, એ માલિકના તાબામાં રહેવા યોગ્ય નથી, કેમકે એ ઉત્કૃષ્ટ ગાય છે, તેથી એ દાનને માટે જ યોગ્ય છે. ( ૪૨ )

મનુષ્યની પાસે જે ગાયો હોય છે તેમાથી કયી ગાયનું અન્ન અબ્રાહ્મણે ન ખાવું ? ( ૪૩ )

ત્યારે નિશ્ચય થયો કે વધારે ઘી આપવાવાળી, સર્વદા વશમાં રહેવાવાળી અને નોકરને વશ રહેવાવાળી, એ ત્રણ ગાયો દાનને માટે યોગ્ય છે, તેથી એનું અન્ન એના અબ્રાહ્મણ માલિકે ન ખાવું. ( ૪૪ )

જે ગાયનું દાન ન કરવાથી અધિક હાનિની સંભાવના છે, તે કયી ગાય છે ? ( ૪૫ )

ગાયોની ત્રણ જાતો છે. એક અધિક ઘી આપવાવાળી, બીજી બધાના વશમાં રહેવાવાળી અને ત્રીજી નોકરને વશ રહેવાવાળી. આ ત્રણ પ્રકારની ગાયો છે. જેનું અન્ન-દુગ્ધાદિ ગાયના માલિકે ન ખાવું, તેણે એનું બ્રાહ્મણને દાન આપવું, જેનાથી એ નિર્દોષ થાય છે. ( ૪૬-૪૭ )

*

एतद् वो ब्राह्मणा हविरिति मन्वीत याचितः । वशां चेदेनं याचेयुर्या भीमाददुषो गृहे ॥ ४८ ॥
देवा वशां पर्यवदन्न नोऽदादिति हीडिताः । एताभिर्ऋग्भिर्भेदं तस्माद्वै स पराभवत् ॥ ४९ ॥
उतैनां भेदो नाददाद्वशामिन्द्रेण याचितः । तस्मात्तं देवा आगसोऽवृश्चन्नहमुत्तरे ॥ ५० ॥
ये वशाया अदानाय वदन्ति परिरापिणः । इन्द्रस्य मन्यवे जाल्मा आ वृश्चन्ते अचित्त्या ॥ ५१ ॥
ये गोपतिं पराणीयाथाहुर्मा ददा इति । रुद्रस्यास्तां ते हेतिं परि यन्त्यचित्त्या ॥ ५२ ॥
यदि हुतां यद्यहुताममा च पचते वशाम् । देवान्त्सब्राह्मणानृत्वा जिह्मो लोकान्निर्ऋच्छति ॥ ५३ ॥

---

**અર્થ** — હે બ્રાહ્મણો! ( **एतद् वः हविः** ) એ તમારો હવિ છે ( **इति याचितः मन्वीत** ) એમ યાચના કરનારને ગાયના માલિકે કહેવું ( **वशां चेत् एनं याचेयुः** ) ગાયની જ્યારે એની પાસે યાચના કરવામાં આવે છે ત્યારે ( **या भीमा अददुषः गृहे** ) અદાતાના ઘરમાં રાખવી, એ ભયંકર થાય છે. [ ૪૮ ]

( **नः न अदात् इति हीडिताः देवाः** ) અમને એણે આપી નહીં તેથી ક્રોધિત થએલા દેવ ( **वशां** ) ગાયને ( **एताभिः ऋग्भिः भेदं पर्यवदन्** ) આ મંત્રો વડે ભેદના વિષયમાં કહેવા લાગ્યા ( **तस्मात् वै सः पराभवत्** ) એ કારણે તેનો પરાભવ થયો. [ ૪૯ ]

( **उत एनां वशां इन्द्रेण याचितः भेदः** ) અને એ ગાયની ઇન્દ્રે યાચના કરવા છતાં પણ ભેદથી ( **न अददात्** ) નહીં આપી ( **तस्मात् आगसः देवाः तं अहमुत्तरे अवृश्चन्** ) એ પાપને લીધે દેવોએ તેને કાપી નાખ્યો [ ૫૦ ]

( **ये परिरापिणः वशायाः अदानाय वदन्ति** ) જે દુષ્ટ લોકો ગાયનું દાન ન કરવાની વાતો કરે છે, તે ( **जाल्माः अचित्त्या इन्द्रस्य मन्यवे आवृश्चन्ते** ) દુષ્ટ મનુષ્યો ઓછી અક્કલને લીધે ઇન્દ્રના ક્રોધ માટે કપાઇ જાય છે [ ૫૧ ]

( **ये गोपतिं पराणीय** ) જે ગાયના માલિકને દૂર લઇ જઇને ( **अथ आहुः मा ददा इति** ) કહે છે કે, દાન આપતો નહીં ( **ते अचित्त्या रुद्रस्य अस्तां हेतिं परि यन्ति** ) તેઓ અજાણ્યાં રુદ્રે ફેંકેલા હથિયારના ભોગ થઇ પડે છે. [ ૫૨ ]

( **यदि हुतां यदि अहुतां** ) જે હવન કરાવેલી અથવા ન કરાવેલી ( **वशां अमा च पचते** ) ગાયના દૂધને જે પોતાના ઘરમાં રાંધે છે તે ( **स ब्राह्मणान् देवान् ऋत्वा** ) બ્રાહ્મણોની સાથે દેવોનો અપરાધી થઇને ( **जिह्मः** ) કુટિલ બનીને ( **लोकात् निर्ऋच्छति** ) આ લોકથી પતન પામે છે. [ ૫૩ ]

---

**ભાવાર્થ** — માગનારને ગાયનો માલિક કહેવું કે, 'હે બ્રાહ્મણો! આ તમારું અન્ન છે' માગ્યા છતાં જે એને આપતો નથી તેના ઘરમાં એ ગાય ભયંકર હાનિ કરે છે. (૪૮)

ગાયનું દાન ન કરવાથી દેવ ક્રોધિત થઇને એના ઘરમાં ભેદ ઉત્પન્ન કરે છે અને તેથી એનો પરાભવ થાય છે. (૪૯)

ગાયની યાચના કરવા છતાં પણ જે આપતો નથી તેના રાજમાં ભેદ ઉત્પન્ન થઇને તેનો યુદ્ધમાં પરાભવ થાય છે (૫૦)

જે ગાયનું દાન ન કરવાનો બીજાને ઉપદેશ આપે છે તેનો પણ ઇન્દ્રના ક્રોધથી નાશ થાય છે (૫૧)

જે લોકો ગાયના માલિકને દૂર લઇ જઇને દાન ન કરવાનો ઉપદેશ આપે છે, તેનો રુદ્રના શસ્ત્રથી નાશ થાય છે (૫૨)

જે ગાયના અન્નને ઘરમાં રાંધે છે તેના પર દેવોનો ક્રોધ થાય છે અને તેથી તેઓનું પતન થાય છે. (૫૩)

# વશાવર્તી ગાય

## કાંડ ૧૦, સૂક્ત ૧૦

( ऋषिः– कश्यपः । देवता– वशा )

नमस्ते जायमानायै जाताया उत ते नमः । वालेभ्यः शफेभ्यो रूपायाघ्न्ये ते नमः ॥ १ ॥
यो विद्यात्सप्त प्रवतः सप्त विद्यात्परावतः । शिरो यज्ञस्य यो विद्यात्स वशां प्रति गृह्णीयात् ॥ २ ॥
वेदाहं सप्त प्रवतः सप्त वेद परावतः । शिरो यज्ञस्याहं वेद सोमं चास्यां विचक्षणम् ॥ ३ ॥
यया द्यौर्यया पृथिवी ययापो गुपिता इमाः । वशां सहस्रधारां ब्रह्मणाच्छावदामसि ॥ ४ ॥
शतं कंसाः शतं दोग्धारः शतं गोप्तारो अधि पृष्ठे अस्याः ।
ये देवास्तस्यां प्राणन्ति ते वशां विदुरेकधा ॥ ५ ॥
यज्ञपदीराक्षीरा स्वधाप्राणा महीलुका । वशा पर्जन्यपत्नी देवाँ अप्येति ब्रह्मणा ॥ ६ ॥
अनु त्वाग्निः प्राविशदनु सोमो वशे त्वा । ऊधस्ते भद्रे पर्जन्यो विद्युतस्ते स्तना वशे ॥ ७ ॥

---

અર્થ— હે ( अघ्न्ये ) હનન કરવા અયોગ્ય ગાય ! ( ते जायमानायै नमः ) ઉત્પન્ન થવાના સમયે તને નમસ્કાર છે. ( उत जातायै ते नमः ) ઉત્પન્ન થયેલ તને નમસ્કાર છે. ( ते वालेभ्यः शफेभ्यः रूपाय नमः ) તારા વાળો, રૂંવાટાં અને રૂપને નમસ્કાર છે. [ ૧ ]

( यः सप्त प्रवतः विद्यात् ) જે સાત પ્રવાહ—જીવન પ્રવાહ જાણે છે, ( यः च सप्त परावतः विद्यात् ) અને જે સાત અંતરોને–સ્થાનોને–જાણે છે, તથા જે ( यज्ञस्य शिरः विद्यात् ) યજ્ઞનું શિર જાણે છે, તેણે જ ( वशां प्रति गृह्णीयात् ) વશા ગાયનો સ્વીકાર કરવો. [ ૨ ]

( अहं सप्तः प्रवतः वेद ) હું સાત જીવન પ્રવાહોને–પ્રાણોને–જાણું છું. ( सप्त परावतः वेद ) સાત સ્થાનોને–ઇંદ્રિય સ્થાનોને–હું જાણું છું. ( यज्ञस्य शिरः च अहं वेद ) યજ્ઞનું શિર પણ–યજ્ઞનું મુખ્ય સાધ્ય હું જાણું છું ( अस्यां विचक्षणं सोमं च वेद ) એમાં વિશેષ ચમકવાવાળા સોમને પણ હું જાણું છું. [ ૩ ]

( यया द्यौः पृथिवी इमा आपः च गुपिताः ) જેણે દ્યુલોક, પૃથિવી અને બધાં જળોનુ સંરક્ષણ કર્યું છે, એ ( सहस्रधारां वशां ) એ હજારો અમૃતધારા આપવાવાળી વશા ગાયની ( ब्रह्मणा अच्छा वदामसि ) જ્ઞાનદ્વારા ઉત્તમ રીતે પ્રદર્શિત કરે છે, એની પ્રશંસા કરે છે. [ ૪ ]

( अस्याः अधिपृष्ठे ) એની રક્ષા કરવાને માટે એના પીઠપર ( शतं दोग्धारः शतं कंसाः ) સો માણસો દૂધ દોહવાવાળા, સો ઉત્તમ પાત્રોને લઇને, સાથે સાથે ( शतं गोप्तारः ) એના સો રક્ષકો પણ એની સાથે ચાલે છે ( ये देवाः तस्यां प्राणन्ति ) જે દેવો એ ગાયથી જીવતા રહે છે ( ते एकधा वशां विदुः ) તેઓ એકમતે ગાયનું મહત્ત્વ સારી રીતે જાણે છે. [ ૫ ]

( यज्ञपदी आक्षीरा ) યજ્ઞમાં જેને સ્થાન પ્રાપ્ત થયું છે, જે દૂધ આપે છે, ( स्वधाप्राणा महीलुका ) અન્નરૂપ પ્રાણને ધારણ કરવાવાળી હોવાને લીધે આ પૃથ્વીપર જે પ્રસિદ્ધ છે. એ ( पर्जन्यपत्नी वशा ) વૃષ્ટિદ્વારા ધાન્ય આદિ ઉત્પન્ન થવાથી જેનું પાલન પોષણ થાય છે, તે ગાય ( ब्रह्मणा देवान् अप्येति ) બ્રહ્મરૂપ અન્નવડે દેવોને પ્રાપ્ત કરે છે. [ ૬ ]

હે ( वशे ) ગાય ! ( त्वा अग्निः अनुप्रविशत् ) તને અગ્નિ પ્રાપ્ત થયો છે, ( सोमः अनु ) સોમ પણ પ્રાપ્ત થયો છે. હે ( भद्रे ) કલ્યાણ કરવાવાળી ગાય ! ( ते ऊधः पर्जन्यः ) તારું દૂધસ્થાન પર્જન્ય જ છે. હે વશા ગાય ! ( ते स्तना विद्युतः ) તારા સ્તન વિદ્યુત્ છે. ( આવી રીતે અગ્નિ આદિ દેવતાઓની શક્તિ તારામાં છે. ) [ ૭ ]

अपस्त्वं धुंक्षे प्रथमा उर्वरा अपरा वशे । तृतीयं राष्ट्रं धुक्षेऽन्नं क्षीरं वशे त्वम् ॥ ८ ॥
यदादित्यैर्हूयमानोपातिष्ठ ऋतावरि । इन्द्रः सहस्रं पात्रान्त्सोमं त्वापाययद्वशे ॥ ९ ॥
यदनूचीन्द्रमैरात्व ऋषभोऽह्वयत् । तस्मात्ते वृत्रहा पयः क्षीरं क्रुद्धोऽहरद्वशे ॥ १० ॥
यत्ते क्रुद्धो धनपतिरा क्षीरमहरद्वशे । इदं तदद्य नाकस्त्रिषु पात्रेषु रक्षति ॥ ११ ॥
त्रिषु पात्रेषु तं सोममा देव्यहरद्वशा । अथर्वा यत्र दीक्षितो बर्हिष्यास्त हिरण्यये ॥ १२ ॥
सं हि सोमेनागत समु सर्वेण पद्वता । वशा समुद्रमध्यष्ठाद्गन्धर्वैः कलिभिः सह ॥ १३ ॥
सं हि वातेनागत समु सर्वैः पतत्रिभिः । वशा समुद्रे प्रानृत्यदृचः सामानि बिभ्रती ॥ १४ ॥
सं हि सूर्येणागत समु सर्वेण चक्षुषा । वशा समुद्रमत्यख्यद्भद्रा ज्योतींषि बिभ्रती ॥ १५ ॥

---

અર્થ—હે ( वशे ) વશા ગાય ! ( त्वं प्रथमा अपः धुक्षे ) તું સહુથી પહેલાં જલ આપે છે, ( अपरा उर्वरा ) ત્યાર પછી ફલદુપ જમીનને ધાન્ય આપે છે. ( तृतीयं राष्ट्रं धुक्षे ) ત્રીજી રાષ્ટ્રીય શક્તિ આપે છે, ( त्वं अन्नं क्षीरं ) તું અન્ન અને ખીર-દૂધ આપે છે [ ૮ ]

હે ( वशे ) ગાય ! હે ( ऋतावरि ) દૂધરૂપી અન્ન આપવાવાળી ગાય ! ( यत् आदित्यैः हूयमाना ) જ્યારે તું આદિત્યો દ્વારા શક્તિ પ્રાપ્ત કરી ( उपातिष्ठः ) સમીપ આવે છે, ત્યારે ( इन्द्रः सहस्रं पात्रान् ) ઇન્દ્ર હજારો વાસણો લઇને ( त्वा सोम पाययत् ) તને સોમરસ પીવડાવે છે [ ૯ ]

હે ( वशे ) ગાય ! ( यत् अनूची इन्द्रं ऐः ) જ્યારે તું અનુકૂળતાએ ઇન્દ્રને પ્રાપ્ત થાય છે, ( त्वा ऋषभः आह्वयत् ) ત્યારે તને વૃષભ નજીકથી પુકારે છે. હે વશા ગાય ! ( तस्मात् क्रुद्धः वृत्रहा ) એ કારણે ક્રોધિત થએલો ઇન્દ્ર ( ते पयः क्षीरं अहरत् ) તારૂં દૂધ અને જળ હરણ કરે છે [ ૧૦ ]

હે વશા ગાય ! ( यत् क्रुद्धः धनपतिः ) જ્યારે ક્રોધિત થયેલો ધનપતિ ( ते क्षीरं अहरत् ) તારૂં દૂધ લે છે, ત્યારે સમજો કે, ( इदं तत् अद्य ) તે એ આજે ( नाकः त्रिषुपात्रेषु रक्षति ) સ્વર્ગધામ જ સોમના રૂપે ત્રણ વાસણોમાં રાખે છે [ ૧૧ ]

( यत्र दीक्षितः अथर्वा ) જ્યાં દીક્ષા લીધેલો અથર્વવેદી યજ્ઞકર્તા ( हिरण्यये बर्हिषि आस्त ) સુવર્ણમય આસનપર બેસે છે, ( तं ) એની પાસે ( त्रिषु पात्रेषु सोम ) ત્રણે પાત્રોમાં રાખેલો સોમ ( वशा देवी अहरत् ) દેવી વશા ગાય લઇ જાય છે, ( દૂધ રૂપે પહોંચાડી દે છે ) [ ૧૨ ]

( वशा सोमेन सं आगत ) ગાય સોમ ઔષધિને પ્રાપ્ત થઇ, અને ( सर्वेण पद्वता सं उ ) સહુ પગવાળા મનુષ્યોને પણ પ્રાપ્ત થઇ ( वशा कलिभिः गन्धर्वैः सह ) એ ગાય કલહ કરવાવાળા ગંધર્વોની સાથે ( समुद्रं अध्य स्थात् ) સમુદ્ર પર અધિષ્ઠાન કરે છે ( અર્થાત્ સમુદ્રપર પણ ગાયનું માન, માનવોમાં છે તેવું જ છે ) [ ૧૩ ]

( वशा ऋचः सामानि बिभ्रती ) ગાય યજ્ઞમાં ઋચા અને સામોને ધારણ કરીને ( वातेन सं आगत ) વાયુ સાથે સંગત થઇ, ( सर्वैः पतत्रिभिः हि सं ) સર્વ પગવાળાઓ સાથે મળીને ( समुद्रे प्रानृत्यत् ) સમુદ્રપર નાચવા લાગી, ( આવી રીતે ગાયનું સન્માન સર્વત્ર થાય છે ) [ ૧૪ ]

( वशा सूर्येण सं आगत ) ગાય સૂર્ય સાથે મળી છે ( सर्वेण चक्षुषा सं उ ) બધા આંખવાળાઓ સાથે મળી છે, ( भद्रा वशा ज्योतींषि बिभ्रती ) કલ્યાણકારિણી ગાય અનેક તેજોને ધારણ કરી ( समुद्रं अत्यख्यत् ) સમુદ્રપર જોવા લાગી, ( દૂર સુધી એને અતિશય પ્રાપ્ત થય છે ) [ ૧૫ ]

अभीवृता हिरण्येन यदतिष्ठ ऋतावरि । अश्वः समुद्रो भूत्वाध्यस्कन्दद्वशे त्वा । ॥ १६ ॥
तद्भद्राः समगच्छन्त वशा देष्ट्र्यथो स्वधा । अथर्वा यत्र दीक्षितो बर्हिष्यास्त हिरण्यये ॥ १७ ॥
वशा माता राजन्यस्य वशा माता स्वधे तव । वशाया यज्ञ आयुधं ततश्चित्तमजायत ॥ १८ ॥
ऊर्ध्वो बिन्दुरुदचरद्ब्रह्मणः ककुदादधि । ततस्त्वं जज्ञिषे वशे ततो होताजायत ॥ १९ ॥
आस्नस्ते गाथा अभवन्नुष्णिहाभ्यो बलं वशे । पाजस्याज्जज्ञे यज्ञ स्तनेभ्यो रश्मयस्तव ॥ २० ॥
ईर्माभ्यामयनं जातं सक्थिभ्यां च वशे तव । आन्त्रेभ्यो जज्ञिरे अत्रा उदरादधि वीरुधः ॥ २१ ॥
यदुदरं वरुणस्यानुप्राविशथा वशे । ततस्त्वा ब्रह्मोदह्वयत्स हि नेत्रमवेत्तव ॥ २२ ॥
सर्वे गर्भादवेपन्त जायमानादसूस्वः ।
ससूव हि तामाहुर्वशेति ब्रह्मभिः क्लृप्तः स ह्यस्या बन्धुः ॥ २३ ॥

---

અર્થ—હે ( **ऋतावरि** ) હે અન્નને આપવાવાળી ગાય ! ( **हिरण्येन अभीवृता यत् अतिष्ठः** ) જ્યારે સુવર્ણના અલંકારોથી ભૂષિત થઈને તુ ઊભેલી હોય છે, હે ( **वशे** ) ગાય ! ( **त्वा अधि समुद्रः अश्वः भूत्वा अस्कन्दत्** ) તારી પાસે સમુદ્ર અશ્વ બનીને આવી ગયો, ( એવું તારૂં મહત્ત્વ છે. ) [ ૧૬ ]

( **यत्र दीक्षितः अथर्वा** ) જે યજ્ઞમાં દીક્ષિત અથર્વવેદી ( **हिरण्यये बर्हिषि आस्ते** ) સુવર્ણમય આસન પર બેસે છે, ત્યાં ( **भद्राः समगच्छन्त** ) ભદ્રપુરૂષો એકઠા થયા અને ત્યાં ( **वशा देष्ट्री अथो स्वधा** ) દાન દેવાવાળી ગાય અને સ્વયં અન્નના રૂપે ઉપસ્થિત થઈ. [ ૧૭ ]

( **राजन्यस्य माता वशा** ) ક્ષત્રિયની માતા ગાય છે, હે ( **स्वधे** ) અન્ન ! ( **तव माता वशा** ) તારી પણ માતા ગાય જ છે ( **वशाया आयुधं य( ज )ज्ञे** ) ગાયમાંથી શસ્ત્ર ઉત્પન્ન થયું છે, અને ( **ततः चित्तं अजायत** ) તેનાથી ચિત્ત બન્યું છે. અર્થાત્ ગાયમાંથી બળ અને બુદ્ધિ બન્ને બને છે. [ ૧૮ ]

( **ब्रह्मणः ककुदादधि** ) બ્રહ્માના ઉચ્ચભાગમાંથી ( **बिन्दुः ऊर्ध्वः उदचरत्** ) એક બુંદ-ટીપું ઉપર આવી પડ્યું, હે ( **वशे** ) ગાય ! ( **ततः त्वं जज्ञिषे** ) એમ થી તુ ઉત્પન્ન થઈ છે. અને ( **ततः होता अजायत** ) એમાંથી પાછળથી હોતા-હવનકર્તા ઉત્પન્ન થયો. ( અર્થાત્ ગાયમાં બ્રહ્મશક્તિ અધિક છે, કેમકે એ પહેલાં થઈ છે. ) [ ૧૯ ]

હે ( **वशे** ) ગાય ! ( **ते आस्नः गाथा अभवन्** ) તારા મુખમાંથી ગાથાઓ બની, ( **उष्णिहाभ्यः बलं** ) તારા ગરદનના ભાગમાંથી બળ ઉત્પન્ન થયું છે, ( **पाजस्यात् यज्ञः जज्ञे** ) તારા દુગ્ધાશયથી યજ્ઞ થયો, અને ( **तव** ) તારા ( **स्तनेभ्यः रश्मयः** ) સ્તનોમાંથી કિરણો થયા છે, ( આ રીતે ગાયમાંથી આ બધું ઉત્પન્ન થયું છે, એવો ગાયનો મહિમા છે. ) [ ૨૦ ]

( **तव ईर्माभ्यां** ) તારા બાહુઓથી તથા ( **सक्थिभ्यां अयनं जातं** ) પગથી ગમન થાય છે હે ( **वशे** ) ગાય ! તારા ( **आन्त्रेभ्यः अत्राः** ) આંતરડાંમાંથી અનેક પદાર્થો અને ( **उदरात् वीरुधः** ) પેટમાંથી વનસ્પતિ ઉત્પન્ન થઈ છે. ( ૨૧ )

હે ( **वशे** ) ગાય ! ( **यत् वरुणस्य उदरं** ) જે વરુણના ઉદરમાં તું ( **अनु प्राविशथाः** ) પ્રવિષ્ટ થઈ છે, ( **ततः ब्रह्मा त्वा उत् अह्वयत्** ) ત્યારે બ્રહ્માએ તને આહ્વાન કર્યું હતું. ( **सः हि तव नेत्रं अवेत्** ) એ તારા નેત્રને જાણે છે. ( અર્થાત્ ગાયનું મહત્ત્વ જ્ઞાની જ જાણે છે. ) [ ૨૨ ]

( **असूस्वः जायमानात्** ) પ્રસવમાં અસમર્થ ગાયની ( **गर्भात् सर्वे अवेपन्त** ) ગર્ભસ્થિતિથી બધા ધ્રુજવાં લાગે છે. ( **तां आहुः वशा ससूव इति** ) એને કહે છે કે આ ગાય પ્રસવને માટે અસમર્થ છે. ( **सः हि ब्रह्मभिः अस्याः बन्धुः क्लृप्तः** ) એ જ બ્રાહ્મણોએ એનો ભાઈ માન્યો છે. [ ૨૩ ]

युध एकः सं सृजति यो अस्या एक इद्वशी । तरांसि यज्ञा अभवन्तरसां चक्षुरभवद्वशा ॥ २४ ॥
वशा यज्ञं प्रत्यगृह्णाद्वशा सूर्यमधारयत् । वशायामन्तरविशदोदनो ब्रह्मणा सह ॥ २५ ॥
वशामेवामृतमाहुर्वशां मृत्युमुपासते । वशेदं सर्वमभवद्देवा मनुष्या३ असुराः पितर ऋषयः ॥ २६ ॥
य एवं विद्यात्स वशां प्रति गृह्णीयात् । तथा हि यज्ञः सर्वपाद्दुहे दात्रेऽनपस्फुरन् ॥ २७ ॥
तिस्रो जिह्वा वरुणस्यान्तर्दीद्यत्यासनि । तासां या मध्ये राजति सा वशा दुष्प्रतिग्रहा ॥ २८ ॥
चतुर्धा रेतो अभवद्वशायाः । आपस्तुरीयममृतं तुरीयं यज्ञस्तुरीयं पशवस्तुरीयम् ॥ २९ ॥
वशा द्यौर्वशा पृथिवी वशा विष्णुः प्रजापतिः । वशाया दुग्धमपिबन्त्साध्या वसवश्च ये ॥ ३० ॥
वशाया दुग्धं पीत्वा साध्या वसवश्च ये । ते वै ब्रध्नस्य विष्टपि पयो अस्या उपासते ॥ ३१ ॥
सोममेनामेके दुह्रे घृतमेक उपासते । य एवं विदुषे वशां ददुस्ते गतास्त्रिदिवं दिवः ॥ ३२ ॥

---

અર્થ — ( एकः युधः संसृजति ) એક યોદ્ધો વ્યવસ્થાને માટે ઉત્પન્ન કરે છે ( यः अस्याः इत् वशी एक ) જે એ ગાયને એકલો જ વશ કરવાવાળો છે ( यज्ञा० तरांसि अभवन् ) યજ્ઞને પાર ઉતરવાવાળો છે, અને ( तरसां चक्षु वशा अभवत् ) પાર થવાવાળાઓની આંખ ગાય બને છે ( ગાયની સહાયથી બધા લોકો દુઃખોમાંથી પાર ઉતરે છે. ) [ ૨૪ ]

( वशा यज्ञ प्रत्यगृह्णात् ) વશા ગાય યજ્ઞ સ્વીકારે છે, ( वशा सूर्यं अधारयत् ) વશા ગાય સૂર્યને ધારણ કરે છે. ( वशायां ओदन अविशत् ) ગાયમાં ભાત અન્ન દાખલ થાય છે અને તે ( ब्रह्मणा सह ) જ્ઞાનની સાથે દાખલ થયું છે. ( ગાયના આધારથી યજ્ઞ, અન્ન અને જ્ઞાન સુરક્ષિત છે. ) [ ૨૫ ]

( देवाः वशां अमृतं आहु ) દેવ ગાયને અમૃત કહે છે, ( वशां मृत्युं उपासते ) ગાયનું મૃત્યુ જાણીને ઉપાસના કરે છે. ( वशा इद सर्वं अभवत् ) ગાય એ સર્વ રૂપ થઈ છે. અર્થાત્ ( देवाः मनुष्याः असुराः पितर ऋषयः ) દેવ, મનુષ્ય અસુર, પિતર અને ઋષિ ( વશાનું જ રૂપ છે ) [ ૨૬ ]

( यः एव विद्यात् ) જે આ તત્ત્વજ્ઞાન જાણે છે, ( स वशां प्रतिगृह्णीयात् ) એ વશા ગાયનું દાન લે. તથા વશા ગાયના દાતાને ( यज्ञ सर्वपात् अनपस्फुरन् दुहे ) યજ્ઞ સર્વ પ્રકારે સફળ થઈને વિચલિત ન થતાં સુયોગ્ય ફળ આપે છે. [ ૨૭ ]

( वरुणस्य आसनि अन्तः तिस्रः जिह्वाः ) વરુણના મુખમાંથી ત્રણ જીભો ( दीद्यति ) ચમકે છે ( तासां मध्ये या राजति ) એમનામાં જે મધ્યમાં વિશેષ ચમકે છે, ( सा वशा ) એ વશા ગાય જ છે, તેથી તે ( दुष्प्रतिग्रहा ) દાનમાં સ્વીકાર કરવી મુશ્કેલ છે [ ૨૮ ]

( वशाया रेतः चतुर्धा अभवत् ) વશા ગાયનું વીર્ય ચાર પ્રકારે વિભક્ત થયેલું છે ( आपः तुरीयं ) પાણી ચોથા ભાગનું છે, ( अमृत तुरीय ) અમૃત અન્ન ચોથો ભાગ છે, ( यज्ञः तुरीयं ) યજ્ઞ ચોથો ભાગ છે અને ( पशवः तुरीयं ) પશુ ચોથો ભાગ છે. ( આ બધા વશાનું ચાર પ્રકારનું વીર્ય છે ) [ ૨૯ ]

( वशा द्यौः ) વશા દ્યૌ છે, ( वशा पृथिवी ) વશા જ પૃથ્વી છે, ( वशा प्रजापतिः विष्णुः ) વશા જ પ્રજાપાલક વિષ્ણુ છે, ( ये साध्याः वसवः च ) જે સાધ્ય અને વસુ છે, તે ( वशायाः दुग्धं अपिबन् ) વશા ગાયનું દૂધ પીએ છે [ ૩૦ ]

( ये साध्याः वसवः च ) જે સાધ્ય અને વસુ છે તે ( वशायाः दुग्धं पीत्वा ) વશા ગાયનું દૂધ પીધા પછી ( ते वै ब्रध्नस्य विष्टपि ) તે સ્વર્ગના સ્થાનમાં ( अस्याः पयः उपासते ) એના દૂધની પ્રાપ્તિ કરે છે [ ૩૧ ]

( एनां सोम एके दुह्रे ) એમાંથી સોમનું યજ્ઞોએ દોહન કર્યું છે, ( एके घृतं उपासते ) કેટલાક એમાંથી ઘીની પ્રાપ્તિ કરે છે. ( यः एव विदुषे वशां ददुः ) જે આ પ્રકારના વિદ્વાનને ગાયનું પ્રદાન કરે છે, ( ते दिवः त्रिदिव· गताः ) તે સ્વર્ગ લોકમાં જાય છે [ ૩૨ ]

ब्राह्मणेभ्यो वशां दत्त्वा सर्वांल्लोकान्त्समश्नुते । ऋतं ह्यस्यामार्पितमपि ब्रह्माथो तपः ॥ ३३ ॥
वशां देवा उप जीवन्ति वशां मनुष्या उत । वशेदं सर्वमभवद्यावत्सूर्यो विपश्यति ॥ ३४ ॥

અર્થ— ( ब्राह्मणेभ्यः वशां दत्त्वा ) બ્રાહ્મણોને વશા ગાય આપીને ( सर्वान् लोकान् सं अश्नुते ) બધા લોકોને પ્રાપ્ત કરે છે. ( अस्य ऋतं ब्रह्म अथो तपः हि आर्पितम् ) એમાં ઋત, જ્ઞાન, તપ આશ્રય લે છે. [ ૩૩ ]

( देवाः वशां उपजीवन्ति ) દેવતાઓ વશા ગાય પર જીવન ગુજારે છે. ( उत मनुष्याः वशां ) અને મનુષ્ય પણ વશા ગાય પર જ જીવતો રહે છે. ( वशा इदं सर्वं अभवत् ) વશા ગાય જ સર્વ કંઇ થઇ ગઇ છે, ( यावत् सूर्यः विपश्यति ) જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ પહોંચે છે. [ ૩૪ ]

---

# વશાવર્તી ગાય

### ગાય

સૂક્ત દશમાં ગાયનું વર્ણન છે, એમાં ગાયનું નામ 'શતૌદના' છે. સેંકડો મનુષ્યને અન્ન આપવાવાળી ગાય 'શતૌદના' કહેવાય છે, કલ્પના કરો કે ગાય દરરોજ દશશેર દૂધ આપે છે, એ હિસાબે એ દરરોજ પાંચ માણસોનું પેટ ભરે છે, એક મહિનામાં ૧૫૦ મનુષ્યોનું પેટ ભરે છે અને ૭ સાત મહિનાઓમાં એક હજાર મનુષ્યોનું પાલન પોષણ કરે છે. એ હિસાબે એની આખી જીંદગીમાં દશ હજાર માણસોનું પોષણ કરે છે. ગાયનું દૂધ માંદા અને અશક્ત માણસો માટે અમૃતતુલ્ય છે અને બાળકોને માટે તો માતાનું સ્થાન ધારણ કરે છે. ગાયના દૂધથી બળ, મેધા અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે. શતૌદના ગાયનું આવું મહત્ત્વ છે.

ગાય સ્વર્ગીય વસ્તુ છે. એ કામધેનુ છે. જે ગાય જે વખતે જોઇએ ત્યારે દૂધ આપે છે, તેનું નામ 'કામદુઘા' છે, એજ કામધેનુ છે. ગાયનું વિદ્વાન બ્રાહ્મણને દાન આપવાથી મોટો લાભ થાય છે, એ દાન અન્ન અને સુવર્ણની સાથે, ( અપૂપ, હિરણ્ય ) હોવાં જોઇએ ( મં.૭–૮ ) દેવોના શમિતા, અન્નના પાચક, દેવોના વસુ, મનુષ્ય, ગંધર્વ અને અપ્સરાગણ એ બધાં ગાયની રક્ષા કરવાવાળાં છે, કેમકે ગાયના દૂધથી જ અગ્નિષ્ટોમ અને અતિરાત્ર એ યજ્ઞો થાય છે. ( મં.૯ )

જે શતૌદના ગાયનું દાન વિદ્વાનોને કરે છે, તેને અંતરિક્ષ ભૂમિ, દિશા, મરુત તથા અન્ય લોકોમાં ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય છે. ( મં. ૧૦ ) સર્વને પવિત્ર કરનાર એ ગાય દેવોને યજ્ઞ દ્વારા પ્રાપ્ત કરે છે. ત્રિલોકમાં જે દેવતાઓ છે, તે સર્વ ગાયના દૂધથી તૃપ્ત થાય છે, એનાથી દૂધ ઘી મળે છે. ( મ. ૧૧–૧૨ )

ત્યાર પછીના મંત્ર ૧૩–૨૪ સુધીમાં કહેવામાં આવ્યું છે કે, આ જાતનું ગાયનું વર્ણન છે ગાય ગાયનું દાન કરનારનું કલ્યાણ કરે અને દહીં દૂધ આદિ બધી વસ્તુઓ એને મળી રહે અને દાતાને સ્વર્ગ પ્રાપ્ત થાય.

પછી ૨૭ માં મંત્ર સુધી બ્રાહ્મણોને છુટક છુટક ગૌદાન કરવાનું વર્ણન છે.

દશમા સૂક્તમાં પણ એવું જ ગાયનું વર્ણન છે. ગાયનું દાન લેવાને અધિકારી કોણ છે, એ બાબતમાં બીજા મંત્રની સૂચના અત્યંત મહત્ત્વની છે. જે યજ્ઞનું તત્ત્વ જાણતો હોય, તેણે જ ગાયનું દાન લેવું. ગાય પોતાના ઉપભોગ માટે લેવાની નથી, પણ યજ્ઞને માટે લેવાની હોય છે. એ જે જાણતો હોય તેણે જ દાન લેવું અને તેને જ દાન આપવું ( મ. ૧–૩ )

આ સૂક્તમાં ગાયનું નામ વશા છે. જે સુખથી દોહવા દે તેનું નામ વશા છે, બીજી 'સૂતવશા' છે, અર્થાત્ જે નોકરને વશ રહે છે, બીજી ગાયો વશમાં રહેતી નથી. વશા ગાય સહુમાં ઉત્તમ છે, કેમકે એ મારતી નથી, લાતો મારતી નથી અને ગમે ત્યારે દૂધ આપે છે.

સંપૂર્ણ પૃથ્વી તથા, આપ એ બધાંનું રક્ષણ એ ગાય કરે છે. સહસ્ર ધારાઓએ દૂધ આપીને એ ગાય બધાનું રક્ષણ કરે છે. ( મં.૪ )

### ગાયનો ઉત્સવ

જે ઉત્તમમાં ઉત્તમ ગાય હોય છે, તેનો મહોત્સવ કરવામાં આવે છે ગાયને આગળ ચલાવવામાં આવે છે, તેની પાછળ બધા માણસો પાણી લઈને ચાલે છે, બધા ગોવાળો પાછળ ચાલે છે ગોવાળ તરીકે તેનુ રક્ષણ કરે છે. ગાયની પાછળ આ રીતે ૩૦૦ માણસો અત્યંત આનંદથી ચાલે છે, (મં ૫) વાજીંત્રો વગાડવામાં આવે છે અને નગરભરમાં તેનો ઉત્સવ ભારે ધામધૂમથી ઉજવાય છે યજ્ઞદ્વારા ગાયના દૂધથી બધાનું જીવન ઉત્તમ બને છે, તેથી ઉત્તમ ગાયનો આવો વાર્ષિકોત્સવ આનંદ અને ઉત્સાહથી ઉજવવામાં આવે છે

ગાયને ' યજ્ઞપદી ' અર્થાત્ યજ્ઞનો આધાર કહેવામાં આવે છે, કેમકે એના દૂધ અને ઘીથી યજ્ઞ થાય છે, વરસાદથી ઘાસની ઉત્પત્તિ થઈને, એ ગાયની રક્ષા થાય છે (મં. ૬) ગાય સોમવલ્લી ખાય છે, અને તેમાંથી દૂધ થાય છે, એ દૂધ પીવાથી મનુષ્યને સોમનું બળ મળે છે દૂધ, દહીં, ઘી એ ગાયથી મળે છે, પરન્તુ બળદથી ખેતી થાય છે, જેનાથી આખા રાષ્ટ્રનું રક્ષણ થાય છે આ રીતે ગાય બધાનું પોષણ કરે છે (મં ૭-૧૭)

ગાય ક્ષત્રિયોની માતા છે અન્નની પણ એજ માતા છે. (મં ૧૮) અગ્નિની વિશેષ બળવાન્ શક્તિમાંથી ગાયની ઉત્પત્તિ થઇ છે (મં ૧૮) ગાયના અવયવોને વિશેષ બળ પ્રાપ્ત થાય છે, એનાથી આખા વિશ્વનું ધારણ થાય છે ગાય યજ્ઞનું જ રૂપ છે (મં ૨૦-૨૫)

ગાય અમૃત ધારણ કરે છે, જે મરણના માર્ગે હોય છે તેઓ ગાયની ઉપાસના કરીને દીર્ઘજીવી થાય છે ગાય જ સર્વ કંઈ છે; દેવ, માનવ, અસુર, પિતર અને ઋષિ ગાયના દૂધથી જ પુષ્ટ થાય છે (મં ૨૬) આ જાતનું બધુ જ્ઞાન જેને હોય, તેણે જ વશા દાન લેવુ (મં. ૨૭)

(મં ૨૮) વરુણ રાજાની જીભ જેવી રીતે બહુ જ તેજસ્વિની હોય છે, કોઇ એનો વિરોધ કરી શકતું નથી, તેવી જ રીતે વશા ગાય દાન લેવા માટે કઠિન હોય છે અજ્ઞાની મનુષ્ય એવુ દાન લઇ શકતો નથી (મં. ૨૯) વિશ્વમાનું વીર્ય ચાર વસ્તુઓમાં વહેંચાયું એમાંથી એક વશાના રૂપમાં પ્રગટ થયું છે. બીજા ત્રણ ભાગ યજ્ઞ, જલ, પશુના રૂપે પ્રગટ થાય છે

સાધ્ય, વસુ આદિ વશાનું દૂધ પીને જ સિદ્ધિને વર્યા છે વશા ગાય જ પૃથ્વીપર ભૂમિ, દ્યૌ અને પ્રજાપતિનું કાર્ય કરી રહી છે (મં ૩૦-૩૧) આ બધુ જ્ઞાન જે જાણે છે, એવા બ્રાહ્મણને ગાયનુ દાન આપીને સ્વર્ગ પ્રાપ્ત કરી શકાય છે. (૩૨-૩૩)

વશા ગાયપર દેવો પોતાનું ઉપજીવન કરે છે ગાયનું દૂધ પીને મનુષ્ય પણ જીવે છે જ્યાં સુધી સૂર્ય પ્રકાશે છે ત્યાં સુધીનું માનો વશાનું જ રૂપ છે, એટલું ગાયનું મહત્ત્વ છે વાચકે આ રીતનું ગાયનું મહત્ત્વ જાણવું અને ગોપાલન તથા ગોસંવર્ધન કરીને પોતાની પુષ્ટિ પ્રાપ્ત કરવી અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરીને યશસ્વી થવુ

---

## બ્રાહ્મણની ગાય

### કાંડ ૧૨, સૂક્ત ૫

(ऋषि - अथर्वाचार्यः । देवता - ब्रह्मगवी)

श्रमे॑ण॒ तप॑सा सृ॒ष्टा ब्रह्म॑णा वि॒त्तर्ते श्रि॒ता ॥ १ ॥
स॒त्येनावृ॑ता श्रि॒या प्रावृ॑ता य॒शसा॒ परी॑वृता ॥ २ ॥
स्व॒धया॒ परि॑हिता श्र॒द्धया॒ पर्यू॑ढा दी॒क्षया॑ गु॒प्ता य॒ज्ञे प्रति॑ष्ठिता लो॒को नि॒धन॑म् ॥ ३ ॥

અર્થ — (श्रमेण तपसा सृष्टा) શ્રમ અને તપથી ઉત્પન્ન થયેલ (ब्रह्मणा वित्ता) જ્ઞાનથી પ્રાપ્ત થયેલ અને (ऋते श्रिता) સત્યના આશ્રયે રહેલી [૧] (सत्येन आवृता) સત્યથી આચ્છાદિત (श्रिया प्रावृता) શોભાથી ભરપૂર અને (यशसा परीवृता) યશથી ઘેરાયેલી છે [૨] (स्वधया परिहिता) પોતાની ધારણાથી સુરક્ષિત થયેલ

ब्रह्म पदवायं ब्राह्मणोऽधिपतिः ॥ ४ ॥
तामाददानस्य ब्रह्मगवीं जिनतो ब्राह्मणं क्षत्रियस्य ॥ ५ ॥
अप क्रामति सूनृता वीर्यं१ पुण्या लक्ष्मीः ॥ ६ ॥

[ २ ]

ओजश्च तेजश्च सहश्च बलं च वाक्चेन्द्रियं च श्रीश्च धर्मश्च ॥ ७ ॥
ब्रह्म च क्षत्रं च राष्ट्रं च विशश्च त्विषिश्च यशश्च वर्चश्च द्रविणं च ॥ ८ ॥
आयुश्च रूपं च नाम च कीर्तिश्च प्राणश्चापानश्च चक्षुश्च श्रोत्रं च ॥ ९ ॥
पयश्च रसश्चान्नं चान्नाद्यं चर्तं च सत्यं चेष्टं च पूर्तं च प्रजा च पशवश्च ॥ १० ॥
तानि सर्वाण्यप क्रामन्ति ब्रह्मगवीमाददानस्य जिनतो ब्राह्मणं क्षत्रियस्य ॥ ११ ॥

[ ३ ]

सैषा भीमा ब्रह्मगव्य१घविषा साक्षात्कृत्या कूल्बजमावृता ॥ १२ ॥
सर्वाण्यस्यां घोराणि सर्वे च मृत्यवः ॥ १३ ॥
सर्वाण्यस्यां क्रूराणि सर्वे पुरुषवधाः ॥ १४ ॥
सा ब्रह्मज्यं देवपीयुं ब्रह्मगव्या१दीयमाना मृत्योः पड्वीश आ द्यति ॥ १५ ॥
मेनिः शतवधा हि सा ब्रह्मज्यस्य क्षितिर्हि सा ॥ १६ ॥

---

( श्रद्धया पर्यूढा ) શ્રદ્ધા ભક્તિથી યુક્ત ( दीक्षया गुप्ता ) દીક્ષા વ્રતથી સુરક્ષિત થયેલ ( यज्ञे प्रतिष्ठिता ) યજ્ઞમાં પ્રતિષ્ઠિત થયેલ અને ( लोको निधनं ) આ લોકમાં આશ્રયને પ્રાપ્ત થએલ છે, [ ૩ ] જે ( ब्रह्म पदवायं ) જ્ઞાનરૂપી પદસમૂહ છે એનો ( अधिपतिः ब्राह्मणः ) સ્વામી બ્રાહ્મણ છે [ ૪ ] ( तां ब्रह्मगवीं आददानस्य ) એ બ્રાહ્મણના ગાયની લેવાવાળા ( ब्राह्मणं जिनतः क्षत्रियस्य ) બ્રાહ્મણનો નાશ કરનાર ક્ષત્રિયની [ ૫ ] ( सूनृता वीर्यं पुण्या लक्ष्मीः अपक्रामति ) સત્ય વીર્યવતી પુણ્યમયી લક્ષ્મી દૂર થાય છે [ ૬ ] ( ૨૪ )

[ ૨ ] ઓજ, તેજ ( सहः ) સહન કરવાનું સામર્થ્ય, બળ, વાણી, ઇંદ્રિયશક્તિ, ( श्रीः ) શોભા, ધર્મ [ ૭ ] ( ब्रह्म ) જ્ઞાન, ( क्षत्रं ) શૌર્ય, રાષ્ટ્ર, ( विशः ) પ્રજા, ( त्विषिः ) તેજ, યશ, ( वर्चः ) પરાક્રમ, ( द्रविणं ) ધન [ ૮ ] આયુ, રૂપ, નામ, કીર્તિ, પ્રાણ, અપાન, ચક્ષુ, શ્રોત્ર [ ૯ ] દૂધ રસ અન્ન, ( अन्नाद्यं ) ખાદ્ય પદાર્થ, ઋત, સત્ય, ( इष्टं च पूर्तं च ) ઇષ્ટવસ્તુ, પૂર્ણતા, પ્રજા, પશુ [ ૧૦ ] ( तानि सर्वाणि ) એ બધા ૩૪ પદાર્થો ( ब्रह्मगवीं आददानस्य ब्राह्मणं जिनतः क्षत्रियस्य अपक्रामन्ति ) બ્રાહ્મણની ગાયને છીનવી લેનાર અને બ્રાહ્મણનો નાશ કરનાર ક્ષત્રિયથી દૂર થાય છે. [ ૧૧ ]

[ ૩ ] ( सा एषा ब्रह्मगवी भीमा ) તે એ બ્રાહ્મણની ગાય ભયાનક છે, એ ( अघ-विषा, साक्षात् कृत्या ) ઝેરીલી અને સાક્ષાત્ ઘાત કરવાવાળી ( कूल्बजं आवृता ) વિનાશક પદાર્થોથી વ્યાપ્ત છે. [ ૧૨ ] ( अस्यां सर्वाणि घोराणि ) એમાં બધી ભય કરતા છે. ( सर्वे च मृत्यवः ) એમાં બધુ મૃત્યુ છે [ ૨૩ ] ( अस्यां सर्वाणि क्रूराणि ) એમાં બધી ક્રૂરતા છે. ( सर्वे पुरुषवधाः ) બધા પુરૂષોનો વધ છે. [ ૧૪ ]

( सा ब्रह्मगवी आदीयमाना ) એ ગાયને પકડી ગયા પછી ( ब्रह्मज्यं देवपीयुं मृत्योः पड्वीशे आद्यति ) બ્રહ્મઘાતી દેવશત્રુને મૃત્યુના પાશમાં નાખી દે છે. [ ૧૫ ] ( सा शतवधा मेनिः ) એ સૈનો ઘાત કરવાવાળી હથિયાર જ

*

तस्माद्वै ब्राह्मणानां गौर्दुराधर्षा विजानता ॥ १७ ॥
वज्रो धावन्ती वैश्वानर उद्वीता ॥ १८ ॥
हेतिः शफानुत्खिदन्ती महादेवो३पेक्षमाणा ॥ १९ ॥
क्षुरपविरीक्षमाणा वाश्यमानाभि स्फूर्जति ॥ २० ॥
मृत्युर्हिङ्कृण्वत्युग्रो देवः पुच्छं पर्यस्यन्ती ॥ २१ ॥
सर्वज्यानिः कर्णौ वरीवर्जयन्ती राजयक्ष्मो मेहन्ती ॥ २२ ॥
मेनिर्दुह्यमाना शीर्षक्तिर्दुग्धा ॥ २३ ॥
सेदिरुपतिष्ठन्ती मिथोयोधः परामृष्टा ॥ २४ ॥
शरव्या३ मुखेऽपिनह्यमान ऋतिर्हन्यमाना ॥ २५ ॥
अघविषा निपतन्ती तमो निपतिता ॥ २६ ॥
अनुगच्छन्ती प्राणानुप दासयति ब्रह्मगवी ब्रह्मज्यस्य ॥ २७ ॥

[ ३ ]

वैरं विकृत्यमाना पौत्राद्यं विभाज्यमाना ॥ २८ ॥
देवहेतिर्ह्रियमाणा व्यृद्धिर्हृता ॥ २९ ॥
पाप्माधिधीयमाना पारुष्यमवधीयमाना ॥ ३० ॥

---

છે. ( सा ब्रह्मज्यस्य क्षितिः हि ) તે બ્રહ્મઘાતકનો વિનાશ જ છે. [ ૧૬ ] ( तस्मात् वै विजानता ब्राह्मणानां गौः दुराधर्षा ) તેથી જ જ્ઞાનીઓએ સમજવુ જોઇએ કે, બ્રાહ્મણની ગાય ધર્ષણ કરવાને માટે કઠણ છે [ ૧૭ ] ( धावन्ती वज्रः उद्वीतः वैश्वानरः ) એ જ્યારે દોડે છે ત્યારે વજ્ર બને છે, એ જ્યારે ઊઠે છે ત્યારે આગ જેવી બને છે [ ૧૮ ] ( शफान् उत्खिदन्ती हेतिः ) ખરીથી હથિયારની જેમ મારે છે અને ( अपेक्षमाणा महादेव ) જોતિ વખતે મહાદેવના જેવી થાય છે [ ૧૯ ] ( ईक्षमाणा क्षुरपविः ) છરાના જેવી તીક્ષ્ણ થાય છે અને ( वाश्यमाना अभिस्फूर्जति ) ગર્જના કરતી હોય તેમ બોલે છે [ ૨૦ ] हिङ्कृण्वती मृत्यु ) હિંકાર કરે તો મૃત્યુ થાય છે, અને ( पुच्छं पर्यस्यन्ती उग्र॰ देव ) પૂચ્છ ઊંચુ કરવાવાળી ઉગ્ર દેવતાના જેવી ભયંકર બને છે [ ૨૧ ] ( कर्णौ वरीवर्जयन्ती सर्वज्यानिः ) કાન ઊભા કરવાથી બધાનો નાશ કરવાવાળી થાય છે અને ( मेहन्ती राजयक्ष्म ) મૂત્ર કરતાં ક્ષયરોગજ બને છે ( ૨૨ ] ( दुह्यमाना मेनि ) દુષ્ટો દ્વારા દેહાતી વખતે શસ્ત્રરૂપ બને છે ( दुग्धा शीर्षक्ति ) દોહાય પછી શિરપીડા સ્વરૂપ બને છે. [ ૨૩ ] ( उपातिष्ठन्ती सेदिः ) પાસે ઊભી રહેતાં વિનાશક થાય છે અને ( परामृष्टा मिथोयोध ) સ્પર્શ કરે તો દ્વંદ્વ-યુદ્ધ કરવાવાળા શત્રુના જેવી બને છે [ ૨૪ ] ( मुखे अपिनह्यमाने शरव्या ) મોઢે બંધાય તો શરોના જેવી અને ( हन्यमाना ऋतिः ) મારવામાં આવે તો વિનાશ કરનારી થાય છે [ ૨૫ ] ( निपतन्ती अघविषा ) બેસે ત્યારે ભયાનક વિષરૂપ અને ( निपतिता तमः ) ઊભી થાય છે ત્યારે સાક્ષાત્ મૃત્યુરૂપી અન્ધકારના જેવી થાય છે [ ૨૬ ] ( ब्रह्मगवी अनुगच्छन्ती ) બ્રાહ્મણની ગાય ( ब्रह्मज्यस्य प्राणान् उपदासयति ) બ્રાહ્મણઘાતકીના પ્રાણોનો નાશ કરે છે [ ૨૭ ]

[ ૪ ] ( विकृत्यमाना वैरं ) ગાયને કાપવાથી વેર રાખે છે અને ( विभज्यमाना पौत्राद्यं ) કાપીને કટકા કરવાથી પુત્રાદિકોને ખાવાવાળી બને છે. [ ૨૮ ] ( ह्रियमाणा देवहेतिः ) લઇ જતાં દેવોનું વજ્ર બને છે અને ( हृता व्यृद्धिः ) હરણ થયા પછી વિપત્તિ બને છે. [ ૨૯ ] ( अवधीयमाना पाप्मा ) કાબૂમાં રાખવા જતાં પાપના જેવી બને છે

विषं प्रयस्यन्ती तक्मा प्रयस्ता ॥ ३१ ॥
अघं पच्यमाना दुष्वप्न्यं पक्वा ॥ ३२ ॥
मूलबर्हणी पर्याक्रियमाणा क्षितिः पर्याकृता ॥ ३३ ॥
असंज्ञा गन्धेन शुगुद्ध्रियमाणाशीविष उद्धृता ॥ ३४ ॥
अभूतिरुपह्रियमाणा पराभूतिरुपहृता ॥ ३५ ॥
शर्वः क्रुद्धः पिश्यमाना शिमिदा पिशिता ॥ ३६ ॥
अवर्तिरश्यमाना निर्ऋतिरशिता ॥ ३७ ॥
अशिता लोकाच्छिनत्ति ब्रह्मगवी ब्रह्मज्यमस्माच्चामुष्माच्च ॥ ३८ ॥

[५]

तस्या आहननं कृत्या मेनिराशसनं वलग ऊबध्यम् ॥ ३९ ॥
अस्वगता परिह्णुता ॥ ४० ॥
अग्निः क्रव्याद्भूत्वा ब्रह्मगवी ब्रह्मज्यं प्रविश्यात्ति ॥ ४१ ॥
सर्वास्याङ्गा पर्वा मूलानि वृश्चति ॥ ४२ ॥
छिनत्त्यस्य पितृबन्धु परा भावयति मातृबन्धु ॥ ४३ ॥

---

અને ( अवध्रियमाना पारुष्यं ) તિરસ્કાર કરતાં કઠોરતા બને છે. [ ૩૦ ] ( प्रयस्यन्ती विषं ) કષ્ટી થતાં વિષ બને છે અને ( प्रयस्ता तक्मा ) સતાવવાથી જ્વર–તાવના જેવી થાય છે. [ ૩૧ ] ( पच्यमाना अघं ) રાંધવાથી પાપરૂપ બને છે અને ( पक्वा दुष्वप्न्यं ) રંધાઈ ગયા પછી દુષ્ટ સ્વપ્નના જેવી દુઃખદાયક બને છે. [ ૩૨ ] ( पर्याक्रियमाणा मूलबर्हणी ) ઘુમાવવાથી મૂળનો નાશ કરવાવાળી અને ( पर्याकृता क्षितिः ) પીરસ્યાથી વિનાશક બને. [ ૩૩ ] ( गन्धेन असंज्ञा ) તે ગન્ધથી બેહોશી કરે છે. ( उद्ध्रियमाणा शुक् ) ઉઠાડતાં શોક પેદા કરવાવાળી અને ( उद्धृता आशीविषः ) ઉઠ્યાપછી સાપના જેવી થાય છે. [ ૩૪ ] ( उपह्रियमाणा अभूतिः ) નજીક લેતાં વિપત્તિ બને છે, ( उपहृता पराभूतिः ) પાસે રાખતાં પરાભવરૂપ બને છે. [ ૩૫ ] ( पिश्यमाना क्रुद्धः शर्वः ) પીસતી વખતે ક્રોધિત રૂદ્રના જેવી અને ( पिशिता शिमिदा ) અને પીસેલી સુખનો નાશ કરનારી થાય છે. [ ૩૬ ] ( अश्यमाना अवर्तिः ) ખાવાથી વિપત્તિ બનેછે અને ( अशिता निर्ऋतिः ) ખાધા પછી પાડનાર બને છે. [ ૩૭ ] ( अशिता ब्रह्मगवी ) ખવાયેલી બ્રાહ્મણની ગાય ( ब्रह्मज्यं अस्मात् अमुष्मात् च लोकात् छिनत्ति ) બ્રાહ્મણઘાતકીને આ લોકમાંથી અને પરલોકમાંથી ઉખેડી નાખે છે. [ ૩૮ ]

[ ૫ ] ( तस्याः आहननं कृत्या ) એનો વધ ઘાત કરવાવાળો છે. ( आशसनं मेनिः ) એના ટુકડા કરવા વજ્રઘાત સમાન છે અને ( ऊबध्यं वलगः ) એનું રાંધેલું અન્ન વિનાશક થાય છે. [ ૩૯ ] તે ( परिह्णुता अस्वगता ) લઇ જવા છતાં પણ આપણી પાસે રહેલા નથી અર્થાત્ આપણો ઘાત કરે છે. [ ૪૦ ] ( ब्रह्मगवी क्रव्यात् अग्निः भूत्वा ब्रह्मज्यं प्रविश्य अत्ति ) બ્રાહ્મણની ગાય માંસ ભક્ષક આગ બનીને બ્રાહ્મણ ઘાતકીમાં પ્રવેશ કરી તેને ખાઇ જાય, છે. [ ૪૧ ] ( अस्य सर्वा अंगा पर्वा मूलानि वृश्चति ) એનાં બધાં અંગો અને મૂળોને કાપી નાખે છે [ ૪૨ ]। ( अस्य पितृबन्धु छिनत्ति ) એના પિતાના ભાઇઓને મારી નાખે અને ( मातृबन्धु परा भावयति ) માતાના ભાઇઓને પણ

विवाहां ज्ञातीन्त्सर्वानपि क्षापयति ब्रह्मगवी ब्रह्मज्यस्य क्षत्रियेणापुनर्दीयमाना ॥ ४४ ॥
अवास्तुमेनमस्वगमप्रजसं करोत्यपरापरणो भवति क्षीयते ॥ ४५ ॥
य एवं विदुषो ब्राह्मणस्य क्षत्रियो गामादत्ते ॥ ४६ ॥

[ ६ ]

क्षिप्रं वै तस्याहनने गृध्राः कुर्वत ऐलबम् ॥ ४७ ॥
क्षिप्रं वै तस्यादहनं परि नृत्यन्ति केशिनीराघ्नानाः पाणिनोरसि कुर्वाणाः पापमैलबम् ॥ ४८ ॥
क्षिप्रं वै तस्य वास्तुषु वृकाः कुर्वत ऐलबम् ॥ ४९ ॥
क्षिप्रं वै तस्य पृच्छन्ति यत्तदासी३दिदं नु ता३दिति ॥ ५० ॥
छिन्ध्या च्छिन्धि प्र च्छिन्ध्यपि क्षापय क्षापय ॥ ५१ ॥
आददानमाङ्गिरसि ब्रह्मज्यमुप दासय ॥ ५२ ॥
वैश्वदेवी ह्यु१च्यसे कृत्या कूल्बजमावृता ॥ ५३ ॥
ओषन्ती समोषन्ती ब्रह्मणो वज्रः ॥ ५४ ॥
क्षुरपविर्मृत्युर्भूत्वा वि धाव त्वम् ॥ ५५ ॥
आ दत्से जिनतां वर्च इष्टं पूर्तं चाशिषः ॥ ५६ ॥
आदाय जीतं जीताय लोके३ऽमुष्मिन्प्र यच्छसि ॥ ५७ ॥

ખતમ કરી નાખે છે. [ ૪૩ ] ( क्षत्रियेण अपुनर्दीयमाना ब्रह्मगवी ) ક્ષત્રિય દ્વારા પાછી ન અપાયલી બ્રાહ્મણની ગાય ( ब्रह्मज्यस्य विवाहान् सर्वान् ज्ञातीन् क्षापयति ) ક્ષત્રિયોના બધા વિવાહો અને બધી જનતાઓનો નાશ કરે છે. [ ૪૪ ] ( एनं अवास्तुं अस्वगं अप्रजसं करोति ) એને ઘરબાર વિનાના, આશ્રય રહિત અને પ્રજારહિત કરે છે. ( अपरापरणः भवति, क्षीयते ) સહાયકથી રહિત થાય છે અને નષ્ટ થાય છે. [ ૪૫ ] ( यः क्षत्रियः विदुषः ब्राह्मणस्य गां एवं आ दत्ते ) જે ક્ષત્રિય આ રીતે વિદ્વાન્ બ્રાહ્મણની ગાય છિનવે. [ ૪૬ ]

[ ૬ ] ( तस्य आहनने गृध्राः क्षिप्रं वै ऐलबं कुर्वते ) એ દુષ્ટનું મરણ થતાં જ ગીધ ત્યાં કોલાહલ મચાવી મૂકે છે. [ ૪૭ ] ( तस्य आदहनं ) એની બળતી ચિતાને જોઈને ( केशिनीः पाणिना उरसि आघ्नानाः पापं ऐलबं कुर्वाणाः परिनृत्यन्ति ) વાળ છૂટા મૂકીને હાથોથી છાતી કૂટીને ખરાબ શબ્દો બોલતી સ્ત્રીઓ અહીં તહીં નાચે છે. [ ૪૮ ] ( तस्य वास्तुषु वृकाः ऐलबं क्षिप्रं कुर्वन्ति ) એના ઘરોમાં શિયાળવા ભૂંકવા માંડે છે. [ ૪૯ ] ( क्षिप्रं वै तस्य पृच्छन्ति ) તુરત જ એમને વિષે પૂછે છે કે, ( यत् तत् आसीत् ) જેવો એ હતો ( इदं नु तत् इति ) શું એ તેજ છે ! [ ૫૦ ] ( छिन्धि आच्छिन्धि प्रच्छिन्धि ) એને કાપો, કાપી નાખો અને ટુકડા કરો. ( अपि क्षापय क्षापय ) નાશ કરો એનો નાશ કરો. [ ૫૧ ] હે ( आंगिरसि ) અંગિરસની શક્તિ ! ( आददानं ब्रह्मज्यं उपदासय ) બ્રાહ્મણની ગાયને હરી જનાર ઘાતકીનો નાશ કરો. [ ૫૨ ] તું ( वैश्वदेवी हि कृत्या ) બધા દેવોની વિનાશક શક્તિ ( कूल्बजं आवृता उच्यसे ) વિનાશિની છે એમ કહેવાય છે. [ ૫૩ ] ( ओषन्ती समोषन्ती ब्राह्मणः वज्रः ) તાપદાયક કષ્ટ આપવાવાળી આ બ્રાહ્મણની વજ્ર રૂપ શક્તિ છે. [ ૫૪ ] ( त्वं क्षुरपविः मृत्युः भूत्वा विधाव ) તું અસ્ત્રાના જેવી તીક્ષ્ણ બનીને એનું મૃત્યુ લાવવા દોડ [ ૫૫ ] ( जिनतां वर्चः इष्टं पूर्तं च आशिषः आदत्से ) વિનાશ કરવાવાળાનું તેજ, ઇષ્ટપૂર્તતા અને આશિષોને તું છીનવે છે. [ ૫૬ ] ( जीतं आदाय अमुष्मिन् लोके ) હિંસક ઘાતકી પુરુષને પકડીને પરલોકમાં

अघ्न्ये पदवीर्भव ब्राह्मणस्याभिशस्त्या ॥ ५८ ॥
मेनिः शरव्या भवाघादघविषा भव ॥ ५९ ॥
अघ्न्ये प्र शिरो जहि ब्रह्मज्यस्य कृतागसो देवपीयोरराधसः ॥ ६० ॥
त्वया प्रमूर्णं मृदितमग्निर्दहतु दुश्चितम् ॥ ६१ ॥

[ ७ ]

वृश्च प्र वृश्च सं वृश्च दह प्र दह सं दह ॥ ६२ ॥
ब्रह्मज्यं देव्यघ्न्य आ मूलादनुसंदह ॥ ६३ ॥
यथायाद्यमसादनात्पापलोकान्परावतः ॥ ६४ ॥
एवा त्वं देव्यघ्न्ये ब्रह्मज्यस्य कृतागसो देवपीयोरराधसः ॥ ६५ ॥
वज्रेण शतपर्वणा तीक्ष्णेन क्षुरभृष्टिना ॥ ६६ ॥
प्र स्कन्धान्प्र शिरो जहि ॥ ६७ ॥
लोमान्यस्य सं छिन्धि त्वचमस्य वि वेष्टय ॥ ६८ ॥
मांसान्यस्य शातय स्नावान्यस्य सं वृह ॥ ६९ ॥
अस्थीन्यस्य पीडय मज्जानमस्य निर्जहि ॥ ७० ॥
सर्वास्याङ्गा पर्वाणि वि श्रथय ॥ ७१ ॥
अग्निरेनं क्रव्यात्पृथिव्या नुदतामुदोषतु वायुरन्तरिक्षान्महतो वरिम्णः ॥ ७२ ॥
सूर्य एनं दिवः प्र णुदतां न्योषतु ॥ ७३ ॥

( जीताय प्रयच्छसि ) એના ઘાતને મરે તું આપે છે. [ ૫૭ ] હે ( अघ्न्ये ) અવધ્ય ગાય ! તું ( ब्राह्मणस्य अभि शस्त्याः पदवीः भव ) બ્રાહ્મણની પ્રશંસાથી બધાની પ્રતિષ્ઠા કરવાવાળી છે [ ૫૮ ] તું ( मेनिः शरव्या भव ) વિનાશક શસ્ત્ર થા, ( अघात् अघविषा भव ) પાપથી હે ( अघ्न्ये ) અવધ્ય ગાય ! તું ( ब्रह्मज्यस्य कृतागसः देवपीयोः अराधसः शिरः प्रजहि ) બ્રહ્મઘાતકી પાપી દેવ-નિન્દક અદાની-દાન ન કરનાર પાપીનું માથું કાપી નાખ. [ ૬૦ ] ( त्वया प्रमूर्णं मृदितं दुश्चितं अग्निः दहतु ) તારા દ્વારા મારી ગયેલા નષ્ટ ભ્રષ્ટ થયેલ દુષ્ટ બુદ્ધિ શત્રુને અગ્નિ બાળી નાખે. [ ૬૧ ]

[ ૭ ] ( वृश्च प्रवृश्च संवृश्च ) કાપ, હજુ કાપ, સારી રીતે કાપ, ( दह प्रदह संदह ) બાળ, હજુ બાળ, [ ૬૨ ] હે ( अघ्न्ये देवि ) અહિંસનીય ગાય દેવી ! ( ब्रह्मज्यं आमूलात् अनुसंदह ) બ્રહ્મઘાતકીને સમૂળો બાળી નાખ. [ ૬૩ ] ( यथा यमसदनात् परावतः पापलोकान् अयात् ) જેમ યમસદનથી પાપીલોકોમાં વહી જાય, ( एवं कृतागसः देवपीयोः अराधसः ब्रह्मज्यस्य ) આ રીતે પાપી દેવશત્રુ કંજુસ બ્રહ્મઘાતકી મનુષ્યનું ( शिरः स्कन्धान् ) શિર અને ખાંધો ( शतपर्वणा क्षुरभृष्टिना तीक्ष्णेन, वज्रेण प्रजहि ) સો અણીવાળા અસ્ત્રાના જેવી ધારવાળા તીક્ષ્ણ વજ્રથી કાપી નાખ. [ ૬૪–૬૭ ] ( अस्य लोमानि संछिन्धि ) એના વાળ કાપી નાખ, ( अस्य स्नावानि संवृह ) એના સ્નાયુઓને કચડી નાખ, ( अस्थीनि पीडय ) એનાં હાડકાંઓને પીડા આપ, ( अस्य मज्जानं निर्जहि ) એની મજ્જાઓનો નાશ કર, ( अस्य सर्वा पर्वाणि विश्रथय ) એનાં બધાં પર્વોને અલગ કર, [ ૬૮–૭૧ ] ( एनं क्रव्याद् अग्निः पृथिव्याः नुदतां ) એને માંસભક્ષક અગ્નિ પૃથ્વીથી બહાર કાઢે અને ( उत् ओषतु ) બાળી નાખે. ( वायुः महतः वरिम्णः अन्तरिक्षात् ) વાયુ એને અંતરિક્ષથી પણ દૂર કાઢે ( सूर्यः एनं दिवः प्र नुदतां ) સૂર્ય આ દ્યુલોકથી દૂર કરે અને ( नि ओषतु ) બાળી નાખે. [ ૭૨–૭૩ ]

# બ્રાહ્મણની ગાય

### ગાયનું મહત્વ

આ સૂક્તમાં અને એના આગલા સૂક્તમાં ગાયના મહત્વનું વર્ણન કરવામાં આવ્યુ છે. એ દૃષ્ટિએ આ બન્ને સૂક્તો મનન કરવા યોગ્ય છે પહેલા જ મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, ( **ददामि इति एव ब्रूयात्** ॥ ( १ ) હું દાન આપુ છુ, એમ યજમાને બોલવુ, દાન આપવામાં સંકોચ રાખવો નહીં, ન આપવા વિષે કશો વિચાર કરવો નહીં, સદા ઉપકાર કરવાનો જ વિચાર મનમાં રાખવો.

### બ્રાહ્મણ શા માટે યાચના કરે છે ?

બ્રાહ્મણોનું ઘર એક ગુરુકુલ જેવુ હોય છે, ત્યાં અનેક છાત્રો-વિદ્યાર્થીઓ હોય છે, તેમનું પોષણ કરવુ અને તેમને વિદ્યા આપવી એ બ્રાહ્મણોનું કર્તવ્ય હોય છે. યજ્ઞયાગ કરવો એ પણ તેમનું કર્તવ્ય છે એ બધાંને માટે વિદ્વાન્ બ્રાહ્મણોને ગાયની આવશ્યકતા હોય છે આ પરોપકાર અને જગદુદ્ધારના કાર્યને માટે બ્રાહ્મણ લોકો ગાયની માગણી કરે છે અને બીજા લોકો એવા સત્પાત્ર બ્રાહ્મણોને ગૌદાન કરે છે

ગાયનું દાન તો એવા સત્પાત્રને પોતે જ કરવુ જોઇએ જે એમ નથી કરતા, અને માગવા છતાં પણ નથી આપતા, તેમને હાથે અજાણતાં જ મોટુ સાર્વજનિક પાપ થાય છે. જે રાષ્ટ્રમાં બ્રાહ્મણોને માગવાની ફરજ પડે છે, અર્થાત્ તેમને મન્દ કરવામાં ખામી રહે છે એ રાષ્ટ્રમાં મોટું પાપ થાય છે, કેમકે સદ્બ્રાહ્મણોના વિદ્યા પ્રચારથી જ રાષ્ટ્રમાં સંસ્કૃતિ અને સભ્યતા સ્થિર રહી શકે છે, આ રીતે વિચાર કરવાથી વિદિત થશે કે, બ્રાહ્મણ માગે છતાં ન આપવામાં કેવડુ રાષ્ટ્રીય પાતક રહેલું છે

### દાનનો અધિકારી બ્રાહ્મણ

દરેક બ્રાહ્મણને માગવાનો અધિકાર હોતો નથી અને ગાયનું દાન લેવાનો પણ અધિકાર હોતો નથી આ વિષયમાં વેદે દાનના અધિકારી બ્રાહ્મણનું લક્ષણ બતાવ્યુ છે—

**यश्च ते शत याचेयुर्ब्राह्मणा गोपतिं वशाम् ।**
**अथैनां देवा अब्रुवन्नेवं ह विदुषो वशा** (મં ૨૨)

" સેંકડો બ્રાહ્મણ લોકો ગાયની યાચના કરે છે પરંતુ એમાંના કેવળ વિદ્વાનોને જ ગાય આપવી જોઇએ " વેદનો આ આદેશ હંમેશ યાદ રાખવા જેવો છે ગમે તે બ્રાહ્મણને દાન લેવાનો અધિકાર હોતો નથી, જે બ્રાહ્મણ વિદ્વાન્ હોય તેજ દાન લેવાનો અધિકારી થાય છે. અહીં વેદે બ્રાહ્મણ જાતિનો પક્ષપાત નથી કર્યો, કેવળ વિદ્વાન્ તત્ત્વજ્ઞાની આચાર સંપન્ન બ્રાહ્મણ કે જે પોતાના અધ્યયન અધ્યાપનમાં મગ્ન રહે છે, જે પોતાને માટે ધન કમાવવાનો વ્યવસાય નથી કરી શકતો, જે પોતાનું જીવન જ્ઞાનવૃદ્ધિના કાર્યમાં જ ગુજારતો હોય, જેના સત્સંગમાં રહીને અનેક છાત્રો કૃતકૃત્ય થાય છે, એવા સુયોગ્ય વિદ્વાનને જ ગાય આપવી જોઇએ આ આદેશ બધા દાનોને લાગુ પડે છે અને તેમાં ગાયના દાનને માટે વિશેષ લાગુ પડે છે,

આથી વાચકો જાણી શકશે કે, સદ્ બ્રાહ્મણનો જ ગાયપર અધિકાર છે અને એવો એ અધિકાર છે એ વાત ( **देवा अब्रुवन्** ) દેવોએ પોતે કહ્યું છે તેથી એમાં કોઇ જાતનો પક્ષપાત નથી.

મંત્ર ૨ અને ૩ માં એવા વિદ્વાન્ બ્રાહ્મણને ગાય ન આપવાથી કેવી દુર્ગતિ થાય છે એ વાત કહેવામાં આવી છે વિદ્વાન્ બ્રાહ્મણો રાષ્ટ્રમાં ન રહે તો જ્ઞાનવૃદ્ધિ થાય નહીં, અને રાષ્ટ્રમાં જ્ઞાન ન રહે તો બધા પ્રકારની ઉન્નતિ થવી અસંભવ છે, એ વાત સ્પષ્ટ થાય છે

ચોથા મંત્રમાં ' વિલોહિત ' જ્વર અને પાંચમા મંત્રમાં ' **विक्लिन्दु** ' નામક રોગનું વર્ણન છે ( **या सुखेन उपजिघ्रति** ) ગાય જેને સુખથી સુંઘે છે, તેને એ રોગ થાય છે અને તે મરી જાય છે આ લક્ષણથી એ રોગ કયો છે, તે આજકાલના વૈદ્યોએ શોધી કાઢવુ જોઇએ વૈદ્યો અને પશુ વૈદ્યોએ એની શોધ કરવી જોઇએ

છેલ્લા મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, કેટલાક લોકો ગાયના શરીરપર નિશાની કરવા માટે તેના કાનપર અથવા કોઇ બીજા ભાગપર ચિન્હ કરે છે, એ રિવાજ અત્યન્ત બુરો છે, કારણ કે એનાથી પણ ગાયને ભારે કલેશ થાય છે ગાયને એવો કલેશ આપવો યોગ્ય નથી ગાયને તો એવા ઉત્તમ પ્રકારે રાખવી જોઇએ કે, એને કોઇ પણ જાતનું કષ્ટ થાય નહીં અને સદા આનંદ પ્રસન્ન રહે ગાય આમ આનંદ–પ્રસન્ન રહે તો તેના બધા ગુણો પ્રગટ થાય છે અને એજ ગાય ઉત્તમ

ગોરસ આપે છે, જે મનુષ્ય માત્રને માટે હિતકારી છે.

## ગાયની રક્ષા

કેટલાક લોકો ગાયના વાળ કાપે છે. એમ કરવું પણ ઉચિત નથી, એવું સાતમા મંત્રમાં કહેવામાં આવ્યું છે. આઠમા મંત્રમાં ગાયની રક્ષા કરવાની બાબતમાં એક અત્યન્ત મહત્ત્વપૂર્ણ વાત કહેવામાં આવી છે. ગોવાળો ગાયોને લઇને ગોચર ભૂમિમાં જાય છે અને ચરવા માટે છૂટી મૂકે છે, અને પોતે અહીં તહીં ભટકયા કરે છે. એવી દશામાં કાગડાઓ ગાયની પીઠપર બેસીને તેને સતાવે છે; એમ ન થવું જોઇએ એવી સૂચના ૮ માં મંત્રમાં આપવામાં આવી છે. ગોવાળે ગાયોની સારી પેઠે દેખરેખ રાખવી જોઇએ. કાગડાઓ તેને સતાવે નહીં, તેની સાવચેતી રાખવી જોઇએ. રઘુવંશમાં દિલીપ રાજા જેવી ગાયની રક્ષા કરે છે, તેવી રક્ષા પ્રત્યેક ગોવાળે કરવી. કોઇ જીવ-જન્તુ ગાયની પીડા ન કરે. એવી રક્ષા કરવાવાળો સુયોગ્ય ગોરક્ષ કહેવાય છે.

## ગોબર અને મૂત્ર

નવમા મંત્રમાં ગાયનું ગોબર અને મૂત્ર જ્યાં ત્યાં ફેંકી ન દેવાની આજ્ઞા છે, કોઇ ખાસ જગ્યાએ એને સુરક્ષિત જમા કરવું જોઇએ. કેમકે એ ઉત્તમ પ્રકારનું ખાતર છે, જેમાંથી અનાજ, ફળ, ફુલ આદિ ઉત્તમ રીતે પેદા થાય છે. અહીં તહીં નકામું ફેંકી દેવામાં ભારે નુકસાન છે. કોઇ પણ ગૃહસ્થના ઘરમાં એમ ન થવું જોઇએ એમ કહેવામાં આવ્યુ છે અને ગમે ત્યાં ફેંકી દેવુ એ (एनसः) પાપ છે. એમાથી પતન થાય છે, તેથી એવુ પાપ કોઇએ ન કરવુ

પછી દશથી બાર સુધીના મંત્રમાં ફરીથી કહેવામાં આવ્યું છે કે, એ ગાય વિદ્વાન્ સુયોગ્ય સદાચારી બ્રાહ્મણની થાય છે. ઋષિ પ્રણાલી અનુસાર આચરણ કરવાવાળાને જ એવું દાન આપવુ જોઇએ.

તેરમાં મંત્રમાં કહેવામાં આવ્યુ છે કે, જે ભોગ્ય પદાર્થ ગાયથી પ્રાપ્ત થાય છે, તેનો વિચાર દાતાએ ગાયનુ દાન કરતી વખતે ન કરવો. કારણ કે એને એ ભોગ તો અન્ય રીતે પણ પ્રાપ્ત થઇ શકે છે. જો કોઇ દાતા દાન કરતી વખતે એવો વિચાર કરે કે, "અરેરે, મને તો એનાથી આ ભોગ મળશે, અને મને એવા ભોગથી આવી જાતનુ સુખ થશે, એવું દાન કરવાથી મારે આવી જાતની તકલીફ ઉઠાવવી પડશે, ઇત્યાદિ, ઇત્યાદિ," કોઇ દાતા આવા કંજુસાઇના વિચારો મનમાં ન લાવે. એવા વિચાર મનમાં ન લાવવાથી દાનનું બધું મહત્ત્વ નાશ પામે છે. દાનથી મનની જે ઉચ્ચતા હોય છે, તે આવા વિચારોથી સમૂળી દૂર થઇ જશે.

સોળમાં મંત્રમાં ફરીથી કહેવામાં આવ્યું છે કે, "ગાય તો એવા સત્પાત્રનું જ ધન છે," ગાયના માલિકની પાસે તો એ ત્રણ વર્ષ સુધી રહે, અને ત્રણ વર્ષ પછી કોઇ સુવિદ્ય, સત્પાત્ર બ્રાહ્મણને આપવામાં આવે. યોગ્ય બ્રાહ્મણ માગવા માટે ન આવે, તો એવા બ્રાહ્મણની તપાસ કરવી જોઇએ, પરંતુ કદી પણ અયોગ્યને દાન ન આપવું

પછી ૨૧ મા મંત્ર સુધીમાં દાનના મહત્ત્વનું જ વર્ણન કરવામાં આવ્યું છે. ૨૨ માં મંત્રમાં વિદ્વાન બ્રાહ્મણને જ ગાયનું દાન આપવું એ વાત ફરીથી કહેવામાં આવી છે, સેંકડો અવિદ્વાનો માગે, તો પણ તેને આપવી નહીં, કેવળ વિદ્વાન જ દાન લેવાનો અધિકારી છે, એ વાત દરેક દાન કરવાવાળાએ અવશ્ય ધ્યાનમાં રાખવાની છે. એ રીતે દાન થતાં રહે, તો જગતનો ઉદ્ધાર થાય કુપાત્રને દાન આપવાથી અધોગતિ જ થાય છે.

તેવીસમાં મંત્રમાં વિશેષ જોરથી કહેવામાં આવ્યું છે કે, કોઇ મનુષ્ય વિદ્વાનને દાન ન આપતાં બીજા અવિદ્વાનને આપશે તો તેને પુષ્કળ દુઃખ પડશે

ત્યાર પછીના ત્રણ મંત્રોમાં કહ્યુ છે કે, બ્રાહ્મણ, અગ્નિ આદિ દેવતાઓને ગાયના ઘી-દૂધની આહુતિઓ આપે છે અને દેવતાઓને સંતોષે છે, તેથી તેમને જ ગાયનું દાન કરવું જોઇએ, જો દાન ન કરવામાં આવે તો યજમાન-ગૃહસ્થને ભારે કષ્ટ ભોગવવું પડશે. ૩૨ મા મંત્ર સુધી આ વાત કહેવામાં આવી છે

## ક્ષત્રિયની માતા

૩૩ મા મંત્રમાં કહ્યું છે કે, 'ગાય ક્ષત્રિયની માતા છે. (**वशा राजन्यस्य माता**) તેથી ક્ષત્રિયોને ઉચિત છે કે, તેઓએ ગાયને પોતાની માતા માનીને તેનો યથાયોગ્ય સત્કાર કરવો. કોઇ માણસ ગાયને દુઃખ આપે તો તે પોતાની માતાને જ દુઃખ દે છે એમ સમજીને તેને યોગ્ય દંડ કરવો.

પછી ૫૩ માં મંત્ર સુધીમાં અર્થાત્ સૂક્તની સમાપ્તિ સુધીમાં ગાયનું દાન સુયોગ્ય બ્રાહ્મણને આપવું જોઇએ, દાન ન કરવાની ભાવના કોઇએ પણ મનમાં ન રાખવી જોઇએ,

દાન દેવાથી કલ્યાણ અને ન દેવાથી દુઃખ એવાનનું વર્ણન છે.

આ મંત્રમાં કેટલાક ઠેકાણે ગોદાનને આપતા જે પોતે પોતાને માટે ( पचते वशा ) " ગાયને રાંધે છે, " એવું વાકય છે. જેમને વેદની ભાષાનું જ્ઞાન હોતું નથી તેઓ એમ જ માની લે છે કે, " આ તો ગાયને રાંધવાની, અર્થાત્ ગાયનું માંસ રાંધવાની જ વાત છે. " જેઓ આવો અર્થ કરે છે, તેમને ખરો અર્થ સમજાવવા માટે, તેમની અઘટિત કલ્પના, અનુમાન દૂર કરવા માટે, અહીં થોડુંક વિવેચન કરવાની આવશ્યકતા છે.

વેદમાં લુપ્તલક્ષિત શબ્દ પ્રયોગ છે જેનાથી " ગૌ " શબ્દ ' ગાયથી ઉત્પન્ન થતા પદાર્થોનો વાચક છે, ' ગાયથી ઉત્પન્ન થતાં દૂધ, ઘી, છાશ ' આદિ પકાવવામાં-રાંધવામાં આવે છે, ગાયના દૂધની ખીર બનાવવામાં આવે છે, એવો છે આ પ્રકારે ' ગૌ ' અથવા ' વશા ' નો અર્થ જેવો ' દૂધ, દહીં, છાશ, ઘી ' આદિ પદાર્થો છે, તેવો જ એ શબ્દનો અર્થ ' માંસ, લોહી, હાડકાં, ચામડું, વાળ, ગોબર ગોમૂત્ર ' એવો પણ થાય છે, અમારે વિચારે ' દૂધ, દહીં, છાશ, ઘી, ' આદિ અર્થ જ અહીં લેવો જોઇએ. વાચકે આ વાતનો યોગ્ય વિચાર કરીને મંત્રોનો સાચો અર્થ સમજવો.

આ સૂકતમાં ૭ પર્યાય ( વિભાગ ) અને ૭૩ મંત્રો છે. આ આખા સૂકતમાં ગાયનો મહિમા કહેવામાં આવ્યો છે, અને બ્રાહ્મણની ગાય કોઇ પડાવી ન લે, બ્રાહ્મણને ગાયનું દાન આપવામાં આવે, જે બ્રાહ્મણો અર્થાત્ વિદ્વાન્ બ્રાહ્મણોને સતાવે છે; એમની ગાયોની ચોરી કરે છે, તેમનો સર્વ નાશ થાય છે, ઇત્યાદિ વર્ણન છે.

અગાઉ જણાવવામાં આવેલી વાતનું જ અહીં પુનરાવર્તન થયેલું હોવાથી વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી. જે વાચક આ મંત્રોનો અર્થ વાંચશે તેના આશય સહેલાઇથી તેના ધ્યાનમાં આવી જશે. બધું વર્ણન કવિ કલ્પનાથી પૂર્ણ છે, તેથી એ દૃષ્ટિએ આ સૂકત જોવું જોઇએ.

---

# બ્રાહ્મણની ગાય

## કાંડ ૫, સૂકત ૧૮

( ऋषि.- मयोभूः । देवता - ब्रह्मगवी )

नैतां ते देवा अददुस्तुभ्यं नृपते अत्तवे। मा ब्राह्मणस्य राजन्य गां जिघत्सो अनाद्याम् ॥ १ ॥
अक्षद्रुग्धो राजन्यः पाप आत्मपराजितः। स ब्राह्मणस्य गामद्यादद्य जीवानि मा श्वः ॥ २ ॥

---

અર્થ — હે નૃપતિ ! ( ते देवाः एतां तुभ्यं अत्तवे न ददुः ) એ દેવોએ આ ગાય તમને ખાવા માટે આપી નથી હે ( राजन्य ) ક્ષત્રિય ! ( ब्राह्मणस्य अनाद्यां गां मा जिघत्सः ) બ્રાહ્મણની ગાય ખાવા યોગ્ય નથી, એવી ગાયને ખા નહીં [ ૧ ]

( अक्ष-द्रुग्धः पापः ) જુગારી, પાપી ( आत्म-पराजितः राजन्यः ) પોતાને કારણે પરાજીત થયેલો ક્ષત્રિય, ( सः ब्राह्मणस्य गां अद्यात् ) તે જો બ્રાહ્મણની ગાયને ખાય, તો ( अद्य जीवानि, मा श्वः ) તે આજે જીવે કાલે નહીં. [ ૨ ]

---

ભાવાર્થ — હે ક્ષત્રિય ! હે રાજા ! આ બધું તારા જ ઉપયોગ માટે પરમેશ્વરે તને આપ્યું નથી બ્રાહ્મણની ભૂમિ, ગાય આદિ જે કંઇ ધન હોય તે બળથી હરણ કરવું તમારે માટે યોગ્ય નથી. ( ૧ )

જે જુગારમાં હારી ગયો હોય, પાપી, દુરાચારી અને આત્મઘાતકી ક્ષત્રિય હોય, તે બ્રાહ્મણની જમીન અને ગાય આદિનું બળજબરીથી હરણ કરીને તેનો ઉપભોગ કરશે, તે આજે કે કાલે જીવતો રહેશે, એ નિશ્ચિત નથી ( ૨ )

आविष्टिताघविषा पृदाकूरिव चर्मणा। सा ब्राह्मणस्य राजन्य तृष्टैषा गौरनाद्या ॥ ३ ॥
निर्वै क्षत्रं नयति हन्ति वर्चोऽग्निरिवारब्धो वि दुनोति सर्वम्।
यो ब्राह्मणं मन्यते अन्नमेव स विषस्य पिबति तैमातस्य ॥ ४ ॥
य एनं हन्ति मृदुं मन्यमानो देवपीयुर्धनकामो न चित्तात्।
सं तस्येन्द्रो हृदयेऽग्निमिन्ध उभे एनं द्विष्टो नभसी चरन्तम् ॥ ५ ॥
न ब्राह्मणो हिंसितव्योऽग्निः प्रियतनोरिव। सोमो ह्यस्य दायाद इन्द्रो अस्याभिशस्तिपाः ॥ ६ ॥
शतापाष्ठां नि गिरति तां न शक्नोति निःखिदन्।
अन्नं यो ब्रह्मणां मल्वः स्वाद्वद्मीति मन्यते ॥ ७ ॥

---

અર્થ—હે ( राजन्य ) ક્ષત્રિય ! (एषा ब्राह्मणस्य गौः अनाद्या) આ બ્રાહ્મણની ગાય ખાવા યોગ્ય નથી કેમકે, ( सा चर्मणा आविष्टिता ) તે ચામડાથી ઢંકાએલી ( तृष्टा पृदाकूः इव अघविषा ) પ્યાસી-તરસી સાપણના જેવી ભયંકર વિષથી ભરેલી હોય છે. [ ૩ ]

( यः ब्राह्मणं अन्नं एव मन्यते ) જે ક્ષત્રિય બ્રાહ્મણને પોતાનું અન્ન જ માને છે, ( स तैमातस्य विषस्य पिबति ) તે સાપનું ઝેર જ પીએ છે, તે અપમાનિત બ્રાહ્મણ ( क्षत्रं वै निः नयति ) ક્ષત્રિયને નિઃશેષ કરે છે, ( वर्चः हन्ति ) તેજ નાશ કરે છે, ( आरब्धः अग्निः इव ) સળગેલા પ્રદીપ્ત અગ્નિની જેમ ( सर्वं विदुनोति ) બધાનો નાશ કરે છે [ ૪ ]

( य देवपीयुः धनकामः ) જે દેવશત્રુ ધનલોભી ( एनं मृदुं मन्यमानः न चित्तात् हन्ति ) જે બ્રાહ્મણને કોમલ માને છે તે વિનાવિચારે તેને મારે છે ( इन्द्रः तस्य हृदये अग्निं सं इन्धे ) ઇન્દ્ર તેના હૃદયમાં આગ સળગાવી દે છે ( उभे नभसी चरन्तं एनं द्विष्टः ) બન્ને ભૂલોક અને દ્યુલોકમા વિચરીને એનો દ્વેષ કરે છે. [ ૫ ]

( प्रियतनोः अग्नि इव ) પ્રિયતનુરૂપ અગ્નિના જેવા ( ब्राह्मण न हिंसितव्यः ) બ્રાહ્મણની હિંસા ન કરવી જોઇએ ( सोमः हि अस्य दायादः ) સોમ એનો સમ્બન્ધી છે અને ( इन्द्रः अस्य अभिशस्ति-पाः ) ઇન્દ્ર એનો શાપથી બચાવવાવાળો છે. [ ૬ ]

( यः मल्वः ब्रह्मणां अन्नं ) જે મલીન પુરુષ બ્રાહ્મણોનું અન્ન ( स्वादु अद्मीति मन्यते ) સ્વાદથી ખાઉં છું એમ સમજે છે તે ( शत-अपाष्ठां निगिरति ) સેંકડો પ્રકારની દુર્ગતિને પ્રાપ્ત થાય છે અને ( निः खिदन् तां न शक्नोति ) એને પ્રાપ્ત કરીને સહન કરી શકતો નથી. [ ૭ ]

---

ભાવાર્થ—હે ક્ષત્રિય ! બ્રાહ્મણની ભૂમિ અથવા ગાય તમારા ઉપભોગ માટે નથી માનો, ચામડાથી ઢંકાયેલી, વિષથી ભરેલી, ક્રોધી સાપણના જેવી એ તમારો નાશ કરવા જ સર્જાયેલી છે ( ૩ )

જે ક્ષત્રિય વિદ્વાન બ્રાહ્મણને પોતાના ઉપભોગનો પદાર્થ માને છે, તે માનો સાપનું ઝેર જ પીએ છે એ રીતે અપમાનિત થયેલો બ્રાહ્મણ ક્ષત્રિયનો નાશ કરે છે, તેનું તેજ નષ્ટ કરે છે, અને ભડકતા અગ્નિની જેમ સમસ્ત રાષ્ટ્રને હલાવી મૂકે છે ( ૪ )

જે ક્ષત્રિય ધનના લોભથી દેવોનો અન્નભાગ પોતે જ ખાય છે, અને બ્રાહ્મણને નિર્બલ માનીને તેને ત્રાસ આપે છે, તેના હૃદયમાં આગ સળગાવીને ઇન્દ્ર તેનો નાશ કરે છે અને સર્વ પૃથ્વી અને દ્યુલોક તેની નિન્દા કરે છે ( ૫ )

અગ્નિના જેવો જ બ્રાહ્મણ છે, જેને છેડવો ઉચિત નથી, કેમકે સોમ એનો સબંધી અને ઇન્દ્ર એનો રક્ષક છે ( ૬ )

જે પાપી ક્ષત્રિય બ્રાહ્મણનું ધન પોતાના ભોગ માટે છે એમ માને છે અને તેનો હું ઉત્તમ ભોગ કરું છું એમ સમજે છે. તેના પર સેંકડો આપત્તિઓ આવે છે અને તેનું સામાર્થ્ય પણ નષ્ટ થઈ જાય છે ( ૭ )

*

जिह्वा ज्या भवति कुल्मलं वाङ्नाडीका दन्तास्तपसाभिदिग्धाः ।
तेभिर्ब्रह्मा विध्यति देवपीयून्हृद्बलैर्धनुर्भिर्देवजूतैः ॥ ८ ॥
तीक्ष्णेषवो ब्राह्मणा हेतिमन्तो यामस्यन्ति शरव्यां न सा मृषा ।
अनुहाय तपसा मन्युना चोत दूरादव भिन्दन्त्येनम् ॥ ९ ॥
ये सहस्रमराजन्नासन्दशशता उत । ते ब्राह्मणस्य गां जग्ध्वा वैतहव्याः पराभवन् । ॥ १० ॥
गौरेव तान्हन्यमाना वैतहव्याँ अवातिरत् । ये केसरप्राबन्धायाश्चरमाजामपेचिरन् ॥ ११ ॥
एकशतं ता जनता या भूमिर्व्यधूनुत । प्रजां हिंसित्वा ब्राह्मणीमसंभव्यं पराभवन् ॥ १२ ॥

---

અર્થ — બ્રાહ્મણની ( जिह्वा ज्या भवति ) જીભ ધનુષ્યની દોરી બને છે. ( वाक् कुल्मलं ) વાણી ધનુષ્યનો દંડ બને છે. ( तपसा अभिदिग्धाः दन्ताः नाडीकाः ) તપથી તીક્ષ્ણ બનેલા દાંત બાણરૂપ બને છે. ( ब्रह्मा ) બ્રાહ્મણ ( तेभिः देवजूतैः हृद्बलैः धनुर्भिः ) દેવસેવિત આત્મબળના ધનુષ્યોથી ( देव-पीयून् विध्यति ), દેવશત્રુઓપર આઘાત કરે છે. [ ૮ ]

( तीक्ष्ण-इषवः हेतिमन्तः ब्राह्मणाः ) તીક્ષ્ણ બાણોથી યુક્ત, અસ્ત્રોથી યુક્ત બ્રાહ્મણ ( यां शरव्यां अस्यन्ति ) જે બાણો ફેંકે છે ( न सा मृषा ) તે નકામાં જતાં નથી ( तपसा च उत मन्युना अनुहाय ) તપ અને ક્રોધની સાથે પિછો પકડીને ( एनं दूरात् अवभिन्दन्ति ) એને દૂરથી જ વીંધી નાખે છે. [ ૯ ]

( ये वैत-हव्याः सहस्र अराजन् ) જે દેવોનું હવ્ય-અન્ન ખાવાવાળા હજારો રાજાઓ થઇ ગયા, ( ये उत दशशता आसन् ) અને જે દસ સો હતા, ( ते ब्राह्मणस्य गां जग्ध्वा ) તે બ્રાહ્મણની ગાય ખાઇને ( पराभवन् ) પરાભવ પામ્યા છે. [ ૧૦ ]

( हन्यमाना गौः इव ) જેને દુઃખ દેવામાં આવ્યું છે તે ગાયે જ ( तान् वैतहव्यान् अवातिरत् ) એ દેવતાઓનું અન્ન ખાવાવાળાઓનો વિનાશ કર્યો છે. ( ये केसरप्रबन्धायाः चरम-अजां अपेचिरन् ) જે વાળની રસીથી બંધાયેલ અંતિમ ઘેટાને પણ રાંધે છે, હટપટી જાય છે. [ ૧૧ ]

( ताः जनताः एक-शतं ) એ જનતાના લોકો એકસોને એક હતા ( याः भूमिः व्यधूनुत ) જેમણે ધરા ધ્રુજાવી છે ( ब्राह्मणीं प्रजां हिंसित्वा ) બ્રાહ્મણ પ્રજાને કષ્ટ આપવાથી ( असंभव्यं पराभवन् ) સંભાવના વિના જ પરાભવ પામ્યા છે. [ ૧૨ ]

---

ભાવાર્થ — એ સમયે બ્રાહ્મણની જીભ દોરી, વાણી ધનુષ્ય, અને એના તપથી યુક્ત દાંત બાણ બને છે એ ધનુષ્ય વડે તે બ્રાહ્મણ દેવતાઓનું અન્ન ખાવાવાળાનો નાશ કરે છે ( ૮ )

એ બ્રાહ્મણો ખૂબ તીક્ષ્ણ અસ્ત્રોવાળા હોય છે, તેથી એ અસ્ત્રો તેઓ જેના પર ફેંકે છે, તે વ્યર્થ જતાં નથી પોતાના તપ અને ક્રોધથી પિછો પકડીને દૂરથી પણ એનો નાશ કરે છે ( ૯ )

દેવતાઓને માટે અલગ રાખવામાં આવેલા અન્નનો પોતા માટે ઉપયોગ કરનાર સેંકડો રાજાઓ બ્રાહ્મણની ભૂમિ અથવા ગાય હરણ કરીને, તેનો પોતાને માટે ઉપભોગ કરવાથી પરાભૂત થઇ ગયા ( ૧૦ )

એ દુઃખી થયેલ બ્રાહ્મણની ગાય જ એ દેવતાઓનું અન્ન ખાનાર ક્ષત્રિયોના નાશ થવાનું કારણ બને છે ( ૧૧ )

સેંકડો ક્ષત્રિયો પૃથ્વીપર ભારે પરાક્રમ કરવાવાળા હોય છે. પરંતુ તેઓ જો બ્રાહ્મણોને દુઃખ દેવાનું શરૂ કરે તો તે સહેજે પરાભવ પામે છે. ( ૧૨ )

देवपीयुश्चरति मर्त्येषु गरगीर्णो भवत्यस्थिभूयान् ।
यो ब्राह्मणं देवबन्धुं हिनस्ति न स पितृयाणमप्येति लोकम् ॥ १३ ॥
अग्निर्वै नः पदवायः सोमो दायाद उच्यते । हन्ताभिशस्तेन्द्रस्तथा तद्वेधसो विदुः ॥ १४ ॥
इषुरिव दिग्धा नृपते पृदाकूरिव गोपते । सा ब्राह्मणस्येषुर्घोरा तया विध्यति पीयतः ॥ १५ ॥

અર્થ— देव-पीयुः गर-गीर्णः मर्त्येषु चरति ) દેવશત્રુ, ઝેર પીધેલા મનુષ્યની માફક માણસોની વચ્ચે ધુમે છે. અને ( अस्थि-भूयान् भवति ) તે કેવળ હાડકાંવાળોજ હોય છે. ( यः देव-बन्धुं ब्राह्मणं हिनस्ति ) જે દેવોના બન્ધુરૂપ બ્રાહ્મણને કષ્ટ આપે છે, ( सः पितृयाणं अपि लोकं न एति ) તે પિતૃયાણ લોકમાં પણ જતો નથી. [ ૧૩ ]

( अग्निः वै नः पदवायः ) અગ્નિ જ અમારો માર્ગદર્શક છે. ( सोमः दायादः उच्यते ) સોમ સંબન્ધી છે, એમ કહેવાય છે. ( इन्द्रः अभिशस्ता हन्ता ) ઇન્દ્ર એ શાપ આપનારાઓનો નાશકર્તા છે. ( तथा वेधसः तत् विदुः ) આ પ્રકારે જ્ઞાની આ વાત સમજે છે. [ ૧૪ ]

હે રાજા ! હે ગાયોનો સ્વામી ( दिग्धा इषुः इव ) ઝેર ભરેલા બાણો જેવા ( पृदाकुः इव ) સાપ જેવા ( सा ब्राह्मणस्य घोरा इषुः ) તે બ્રાહ્મણોના ભયંકર બાણ ( तया पीयतः विध्यति ) તે વડે હિંસકને વીંધે છે. [ ૧૫ ]

ભાવાર્થ—દેવોના શત્રુરૂપ બનીને પૃથ્વીપર ફરનાર દુષ્ટ મનુષ્યો ઝેર પીને અતિ કૃશ મનુષ્યની જેમ નિર્બલ થઇ જાય છે અને જે દેવોના બન્ધુ બ્રાહ્મણની હિંસા કરે છે, તેમને પિતૃલોક પણ પ્રાપ્ત થતો નથી ( ૧૩ )

બધા જ્ઞાનીઓ જાણે છે કે, અગ્નિ અમારો માર્ગદર્શક સોમ અમારો સબન્ધી અને ઇન્દ્ર અમારો રક્ષક છે ( ૧૪ )

હે રાજા ! તું ધ્યાનમાં રાખજે કે વિષયુક્ત બાણ મુજબ અને સાપ જેવા, બ્રાહ્મણના ભયંકર બાણ હિંસકનો અવશ્ય નાશ કરે છે ( ૧૫ )

---

# શતૌદના ગાય

## કાંડ. ૧૦, સૂક્ત ૯

( ऋषि- अथर्वा । देवता- शतौदना )

अघायतामपि नह्या मुखानि सपत्नेषु वज्रमर्पयैतम् ।
इन्द्रेण दत्ता प्रथमा शतौदना भ्रातृव्यघ्नी यजमानस्य गातुः ॥ १ ॥
वेदिष्टे चर्म भवतु बर्हिर्लोमानि यानि ते । एषा त्वा रशनाग्रभीद् ग्रावा त्वैषोऽधि नृत्यतु ॥ २ ॥

અર્થ— ( अघायतां मुखानि अपि नह्य ) પાપી લોકોનું મુખ બન્ધ કર. ( सपत्नेषु एतं वज्रं अर्पय ) શત્રુઓપર આ વજ્ર ફેંક. ( इन्द्रेण दत्ता प्रथमा शतौदना ) ઇન્દ્રે આપેલી પહેલી સેંકડો ભોજન આપનારી ( भ्रातृव्यघ्नी यजमानस्य गातुः ) શત્રુનો નાશ કરાવવાળી, યજમાનને માર્ગ દર્શાવવાવાળી ગાય જ છે. [ ૧ ]

( ते चर्म वेदिः भवतु ) તારૂં ચામડું વેદી બને, ( यानि ते लोमानि बर्हिः ) જે તારાં રોમ છે તે દર્ભ છે, ( एषा रशना त्वा अग्रभीत ) જે રસી તને બાંધવામાં આવી છે, હે શોભનવસ્ત્રિ ! ( एषः ग्रावा त्वा अधिनृत्यतु ) આ ગ્રાવા તારી ઉપર આનંદથી નાચે, તારો રસ કાઢવા માટે વનસ્પતિપર પત્થર નાચે. [ ૨ ]

वालांस्ते प्रोक्षणीः सन्तु जिह्वा सं मार्ष्ट्वघ्न्ये । शुद्धा त्वं यज्ञिया भूत्वा दिवं प्रेहि शतौदने ॥ ३ ॥
यः शतौदनां पचति कामप्रेण स कल्पते । प्रीता ह्यस्यर्त्विजः सर्वे यन्ति यथायथम् ॥ ४ ॥
स स्वर्गमा रोहति यत्रादस्त्रिदिवं दिवः । अपूपनाभिं कृत्वा यो ददाति शतौदनाम् ॥ ५ ॥
स ताँल्लोकान्त्समाप्नोति ये दिव्या ये च पार्थिवाः ।
हिरण्यज्योतिषं कृत्वा यो ददाति शतौदनाम् ॥ ६ ॥
ये ते देवि शमितारः पक्तारो ये च ते जनाः ।
ते त्वा सर्वे गोप्स्यन्ति मैभ्यो भैषीः शतौदने ॥ ७ ॥
वसवस्त्वा दक्षिणत उत्तरान्मरुतस्त्वा । आदित्याः पश्चाद्गोप्स्यन्ति साग्निष्टोममति द्रव ॥ ८ ॥
देवाः पितरो मनुष्या गन्धर्वाप्सरसश्च ये । ते त्वा सर्वे गोप्स्यन्ति सातिरात्रमति द्रव ॥ ९ ॥
अन्तरिक्षं दिवं भूमिमादित्यान्मरुतो दिशः ।
लोकान्त्स सर्वानाप्नोति यो ददाति शतौदनाम् ॥ १० ॥

---

અર્થ—હે ( अघ्न्ये ) અદિ સનીય ગાય ! ( ते वालाः प्रोक्षणीः सन्तु ) તારા વાળ પ્રેક્ષણી થાઓ ( जिह्वा सं मार्ष्टु ) તારી જીભ શોધન કરે, ( त्वं यज्ञिया शुद्धा भूत्वा ) તું પૂજ્ય અને શુદ્ધ થઈને હે શતૌદના ગાય ! ( त्वं दिवं प्रेहि ) તું દ્યુલોકમાં જા [ ૩ ]

( यः शतौदनां पचति ) જે શતૌદનાને રાધે છે તે ( सः कामप्रेण कल्पते ) તે સંકલ્પોને પૂર્ણ કરે છે ( अस्य सर्वे प्रीता ऋत्विजः ) તેના બધા સંતુષ્ટ થયેલા ઋત્વિજો ( यथायथं यन्ति ) યથાયોગ્ય માર્ગે પાછા જાય છે [ ૪ ]

( स स्वर्गं आरोहति ) તે સ્વર્ગ પર ચઢે છે, ( यत्र अदः त्रिदिवं दिवः ) જ્યાં એ સ્વર્ગધામ છે, ( यः शतौदनां अपूपनाभिं कृत्वा ददाति ) જે શતૌદનાને માલપૂવાના રૂપમાં દાન આપે છે [ ૫ ]

( ये दिव्याः ये च पार्थिवाः ) જે દિવ્ય અને જે પાર્થિવ ભોગ છે ( तान् लोकान् सः समाप्नोति ) એ બધા લોકોને તે પ્રાપ્ત કરે છે, ( यः शतौदनां हिरण्यज्योतिषं कृत्वा ददाति ) જે શતૌદનાને સુવર્ણથી શણગારીને દાન કરે છે [ ૬ ]

( ये शमितारः ये च पक्तारः जनाः ) જે શમિતાઓ અને જે રંધનારા લોક છે, ( ते सर्वे त्वा गोप्स्यन्ति ) તે બધા તારી રક્ષા કરશે હે ( शतौदने ) બધા મનુષ્યોને ભોજન આપનાવ ળી ગાય ! ( एभ्यः मा भैषीः ) એમનાથી તું ભય ન રાખ [ ૭ ]

( दक्षिणतः त्वा वसवः ) દક્ષિણની બાજુથી તને વસુ દેવ, ( उत्तरात् त्वा मरुतः ) ઉત્તરની બાજુથી તને મરુત દેવ ( आदित्याः पश्चात् गोप्स्यन्ति ) આદિત્ય તારી પાછળથી રક્ષા કરશે ( सा त्वं अग्निष्टोमं अतिद्रव ) એવી તું અગ્નિષ્ટોમ યજ્ઞની પાર જા [ ૮ ]

( ये ) જે દેવ, પિતર, મનુષ્ય અને ગંધર્વઅપ્સરાગણ છે, ( ते सर्वे त्वा गोप्स्यन्ति ) તે સર્વ તારું રક્ષણ કરશે ( सा अतिरात्रं अतिद्रव ) એવી તું અતિરાત્ર યજ્ઞની પાર જા [ ૯ ]

( यः शतौदनां ददाति ) જે શતૌદનાને આપે છે, ( सः सर्वान् लोकान् आप्नोति ) તે બધાં લોકોને પ્રાપ્ત કરે છે જે લોકો અંતરિક્ષ, દ્યુ ભૂમિ આદિત્ય, મરુત અને દિશાઓના નામથી પ્રસિદ્ધ છે [ ૧૦ ]

घृतं प्रोक्षन्तीं सुभगा देवी देवान्गमिष्यति । पक्तारमघ्न्ये मा हिंसीर्दिवं प्रेहि शतौदने ॥ ११ ॥
ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ये चेमे भूम्यामधि ।
तेभ्यस्त्वं धुक्ष्व सर्वदा क्षीरं सर्पिरथो मधु ॥ १२ ॥
यत्ते शिरो यत्ते मुखं यौ कर्णौ ये च ते हनू । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १३ ॥
यौ त ओष्ठौ ये नासिके ये शृङ्गे ये च तेऽक्षिणी ।
आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १४ ॥
यत्ते क्लोमा यद्धृदयं पुरीतत्सहकण्ठिका । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १५ ॥
यत्ते यकृद्ये मतस्ने यदान्त्रं याश्च ते गुदाः । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १६ ॥
यस्ते प्लाशिर्यो वनिष्ठुर्यौ कुक्षी यच्च चर्म ते । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १७ ॥
यत् ते मज्जा यदस्थि यन्मांसं यच्च लोहितम् । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १८ ॥
यौ ते बाहू ये दोषणी यावंसौ या च ते ककुत् । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ १९ ॥
यास्ते ग्रीवा ये स्कन्धा याः पृष्टीर्याश्च पर्शवः । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ २० ॥
यौ त ऊरू अष्ठीवन्तौ ये श्रोणी या च ते भसत् । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ २१ ॥
यत्ते पुच्छं ये ते बाला यदूधो ये च ते स्तनाः । आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ २२ ॥
यास्ते जङ्घा याः कुष्ठिका ऋच्छरा ये च ते शफाः ।
आमिक्षां दुहूतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ २३ ॥

---

અર્થ—( घृतं प्रोक्षंति सुभगा देवी ) ઘીનું સિંચન કરવાવાળી ભાગ્યવાન દેવી ( देवान् गमिष्यासि ) દેવતાઓને પ્રાપ્ત થશે હે શતૌદના ( अघ्न्ये ) અહિંસનીય ગાય ! ( पक्तारं मा हिंसी ) રાંધના વાળાની હિંસા ન કર. ( दिवं प्रेहि ) સ્વર્ગને પ્રાપ્ત થા [ ૧૧ ]

( ये दिवि-सद देवाः ) જે દ્યુલોકમાં રહેવાવાળા દેવ છે, ( ये च अंतरिक्ष-सद ) જે અંતરિક્ષમાં રહે છે, ( ये च इमे भूम्यां अधि ) જે ભૂમિપર રહે છે, ( तेभ्य त्वं सर्वदा ) એમને માટે તુ સર્વદા ( क्षीर सर्पिः अथो मधु धुक्ष्व ) દૂધ, ઘી અને મધ આપ [ ૧૨ ]

( यत् ते शिरः ) જે તારૂં શિર, ( यत् ते मुखं ) જે તારૂં મુખ છે, ( यौ च कर्णौ ) જે તારા કાન છે, ( ये च ते हनू ) જે તારી દાઢી છે, ( दात्रे आमिक्षां क्षीरं सर्पिः अथो मधु दुहतां ) દાતાને દહીં, દૂધ, ઘી, અને મધુ આપ [ ૧૩ ]

( यौ ते ओष्ठौ ) જે તારા હોઠ છે ( शृंगे अक्षिणी ) જે તારા શિંગડાં અને આંખ છે, ( ते क्लोमा हृदयं पुरीतत् सह कंठिका ) જે ફેફસાં, હૃદય, મલાશય અને કંઠનો ભાગ છે, ( ते यकृत् मतस्ने आन्त्रं गुदा ) જે તારૂં યકૃત, ગુર્દો, આંતરડાં અને ગુદા છે, ( ते प्लाशी वनिष्ठुः, कुक्षी, चर्म ) જે તારા ગુદાભાગ, કૂખ અને ચામડી છે, ( ते मज्जा, अस्थि, मांसं, लोहितं ) જે તારા મજ્જા, અસ્થિ માંસ અને લોહી છે, ( ते बाहू दोषणी अंसौ, ककुत् ) જે તારા બાહુ, બાજુઓ, ખાંધા અને કુહાન છે, ( ते ग्रीवा स्कन्धा पृष्टीः पर्शवः ) જે તારી ગર્દન, ખાંધા, પીઠ અને પાંસળીઓ છે, ( ते ऊरू अष्ठीवन्तौ श्रोणी भसत् ) જે તારી જાંઘો, ઘુંટણો, કૂલા અને ગુહ્યભાગ છે, ( ते पुच्छ बालाः ऊधः स्तनाः ) જે તારૂં પૂછડુ, વાળ, અવાડુ અને આંચળ છે, ( ते जघा कुष्ठिका ऋच्छरा शफाः ) જે

यत्ते चर्म शतौदने यानि लोमान्यघ्न्ये । आमिक्षां दुह्रतां दात्रे क्षीरं सर्पिरथो मधु ॥ २४ ॥
क्रोडौ ते स्तां पुरोडाशावाज्येनाभिघारितौ । तौ पक्षौ देवि कृत्वा सा पक्तारं दिवं वह ॥ २५ ॥
उलूखले मुसले यश्च चर्मणि यो वा शूर्पे तण्डुलः कणः ।
यं वा वातो मातरिश्वा पवमानो ममाथाग्निष्टद्धोता सुहुतं कृणोतु ॥ २६ ॥
अपो देवीर्मधुमतीर्घृतश्चुतो ब्रह्मणां हस्तेषु प्रपृथक्सादयामि ।
यत्काम इदमभिषिञ्चामि वोऽहं तन्मे सर्वं सं पद्यतां वयं स्याम पतयो रयीणाम् ॥ २७ ॥

---

તારી જાંઘો, દીંચણ અને ખરીઓ છે, ( ते चर्म लोमानि ) જે તારું ચામડું અને લોમ છે હે ( शतौदने ) ગાય! ( दात्रे क्षीरं आमिक्षां० ) દાતાને દૂધ, દહીં, ઘી અને મધ આપતી રહે. [ १४-२४ ]

હે શતોદના ગાય! ( ते क्रोडौ ) તારો પાર્શ્વ ભાગ ( आज्येन अभिघारितौ पुरोडाशौ स्तां ) ઘી દ્વારા સિંચાયેલો પુરોડાશ થાઓ. હે દેવી! ( तौ पक्षौ कृत्वा ) એની પાંખ બનાવીને ( सा त्वं पक्तारं दिवं वह ) તે પકાવવાવાળાને તું સ્વર્ગમાં લઇ જા. [ २५ ]

( उलूखले मुसले ) ઉખળી અને મુસળ, ( चर्मणि शूर्पे च वा यः तण्डुलः कणः ) ચામડાંપર અને સુપડાંપર જે ચોખાના દાણાઓ રહે છે, ( यं वा वातो मातरिश्वा पवमानः ममाथ ) જેને પવિત્ર કરવાવાળા વાયુ એ મથ્યા છે, ( तत् होता अग्निः सुहुतं कृणोतु ) એને હોતા અગ્નિ ઉત્તમ આહુતિરૂપ બનાવે [ २६ ]

( मधुमतीः घृतश्च्युतः देवीः आपः ) મધુયુક્ત ઘીને આપવાવાળી દિવ્ય જલધારાઓ ( ब्रह्मणां हस्तेषु च पृथक् सादयामि ) બ્રાહ્મણોના હાથોમાં અલગ અલગ આપું છું. ( यत् कामः इदं वः अहं आभिषिञ्चामि ) જેની ઇચ્છા કરીને હું આ તમારો અભિષેક કરૂં છું, ( तत् मे सर्वं संपद्यतां ) તે મને બધું પ્રાપ્ત થાઓ, ( वयं रयीणां पतयः स्याम ) અમે બધા ધનના માલિક થઇએ. [ २७ ]



## ગાયનું વિશ્વરૂપ

કાંડ ૯, સૂકત ७

( ऋषि – ब्रह्मा । देवता – गौः )

प्रजापतिश्च परमेष्ठी च शृङ्गे इन्द्रः शिरो अग्निर्ललाटं यमः कृकाटम् ॥ १ ॥
सोमो राजा मस्तिष्को द्यौरुत्तरहनुः पृथिव्यधरहनुः ॥ २ ॥

---

અર્થ— ( प्रजापतिः च परमेष्ठी च शृंगे ) પ્રજાપતિ અને પરમેષ્ઠી એ ગાયના બે શિંગડાં છે, ( इन्द्रः शिरः ) ઇન્દ્ર માથું છે, ( अग्निः ललाटं ) અગ્નિ કપાળ છે, ( यमः कृकाटं ) યમ ગળાની ઘાંટી છે ( सोमः राजा मस्तिष्कः ) રાજા સોમ મગજ છે, ( द्यौ उत्तर-हनुः ) દ્યુલો ઉપરનું જડબું અને ( पृथ्वी अधरहनुः ) પૃથ્વી નીચેનું જડબું છે. [ १-२ ]

विद्युज्जिह्वा मरुतो दन्ता रेवतीर्ग्रीवाः कृत्तिका स्कन्धा घर्मो वहः ॥ ३ ॥
विश्वं वायुः स्वर्गो लोकः कृष्णद्रं विधरणी निवेष्यः ॥ ४ ॥
श्येनः क्रोडोऽन्तरिक्षं पाजस्यं बृहस्पतिः ककुद्बृहतीः कीकसाः ॥ ५ ॥
देवानां पत्नीः पृष्टय उपसदः पर्शवः ॥ ६ ॥
मित्रश्च वरुणश्चांसौ त्वष्टा चार्यमा च दोषणी महादेवो बाहू ॥ ७ ॥
इन्द्राणी भसद्वायुः पुच्छं पवमानो बालाः ॥ ८ ॥
ब्रह्म च क्षत्रं च श्रोणी बलमूरू ॥ ९ ॥
धाता च सविता चाष्ठीवन्तौ जङ्घा गन्धर्वा अप्सरसः कुष्ठिका अदितिः शफाः ॥ १० ॥
चेतो हृदयं यकृन्मेधा व्रतं पुरीतत् ॥ ११ ॥
क्षुत्कुक्षिरिरा वनिष्ठुः पर्वताः प्लाशयः ॥ १२ ॥
क्रोधो वृक्कौ मन्युराण्डौ प्रजा शेपः ॥ १३ ॥
नदी सूत्री वर्षस्य पतय स्तना स्तनयित्नुरूधः ॥ १४ ॥
विश्वव्यचाश्चर्मौषधयो लोमानि नक्षत्राणि रूपम् ॥ १५ ॥

---

અર્થ— ( विद्युत् जिह्वा ) વિજળી જીભ છે, ( मरुतः दन्ताः ) મરુત દાંત છે, ( रेवतीः ग्रीवा, कृत्तिका स्कन्धाः ) રેવતી ગર્દન અને કૃત્તિકા ખાંધા છે, ( घर्मः वहः ) ઉષ્ણતા આપવવાળો સૂર્ય તેમના પાસેનો ભાગ છે, ( वायुः विश्वं स्वर्गः लोकः कृष्णद्रं ) વાયુ બધા અવયવો અને સ્વર્ગલોક કૃષ્ણદ્ર છે અને ( विधरणी निवेष्यः ) ધારકશક્તિ કરોડરજ્જુની સીમા છે. [ ૩-૪ ]

( श्येन क्रोडः ) શ્યેન એની ગોદ, ( अंतरिक्षं पाजस्यं ) અંતરિક્ષ પેટ છે, ( बृहस्पतिः ककुद् ) બૃહસ્પતિ કકુદ છે, ( बृहतीः कीकसाः ) બૃહતી કોણીનો ભાગ છે. ( देवानां पत्नीः पृष्टयः ) દેવની પત્નીઓ પીઠનો ભાગ છે, ( उपसदः पर्शवः ) ઉપસદ પાંસળીઓ છે. [ ૫-૬ ]

( मित्रः च वरुणः च अंसौ ) મિત્ર અને વરુણ ખાંધા છે, ( त्वष्टा च अर्यमा च दोषणी ) ત્વષ્ટા અને અર્યમા બાહુભાગ છે, અને ( महादेवः बाहू ) મહાદેવ બાહુ છે. ( इन्द्राणी भसत् ) ઇન્દ્રપત્ની ગુહ્યભાગ છે, ( वायुः पुच्छं ) વાયુ પુચ્છ છે અને ( पवमानः बालाः ) પવમાન વાયુ વાળ છે. [ ૭-૮ ]

( ब्रह्म च क्षत्रं च श्रोणी ) બ્રાહ્મણ અને ક્ષત્રિય પાર્શ્વ છે ( बलं ऊरु ) બળ જાંઘો છે. ( धाता च सविता च अष्ठीवन्तौ ) ધાતા અને સવિતા એ ઢાંકણી છે, ( गन्धर्वाः जङ्घाः ) ગંધર્વ જાંઘો છે, ( अप्सरसः कुष्ठिकाः ) અપ્સરાઓ ખરીનો ભાગ છે, ( अदितिः शफाः ) અદિતિ ખરી છે. ( चेतः हृदयं ) ચેતના એનું હૃદય છે, ( मेधा यकृत् ) મેધાબુદ્ધિ યકૃત છે, ( व्रतं पुरीतत् ) વ્રત એનાં આંતરડાં છે. [ ૯-૧૧ ]

( क्षुत् कुक्षि ) ક્ષુધા કૂખ છે, ( इरा वनिष्ठुः ) અન્ન મોટું આંતરડું છે, ( पर्वताः प्लाशयः ) પહાડ ન્હાન આંતરડાં છે. ( क्रोधः वृक्कौ ) ક્રોધ એના ગુર્દા છે, ( मन्युः आण्डौ ) ઉત્સાહ અંડકોશ છે, ( प्रजाः शेपः ) પ્રજા જનનેન્દ્રિય છે. [ ૧૨-૧૩ ]

( नदी सूत्री ) નદી સૂત્રનાડી છે, ( वर्षस्य पतयः स्तनाः ) વર્ષાપતિ મેઘ એનાં સ્તનો છે, ( स्तनयित्नु ऊधः ) ગર્જનાવાળો મેઘ દૂધથી પુર્ણ સ્તન છે, ( विश्वव्यचाः चर्म ) બધે ફેલાયેલું આકાશ ચામડી છે, ( ओषधयः लोमानि ) ઔષધિઓ લોમ છે, ( नक्षत्राणि रूपं ) નક્ષત્ર રૂપ છે. [ ૧૪-૧૫ ]

देवजना गुदा मनुष्या आन्त्राण्यत्रा उदरम् ॥ १६ ॥
रक्षांसि लोहितमितरजना ऊबध्यम् ॥ १७ ॥
अभ्रं पीवो मज्जा निधनम् ॥ १८ ॥
अग्निरासीन उत्थितोऽश्विना ॥ १९ ॥
इन्द्रः प्राङ् तिष्ठन्दक्षिणा तिष्ठन्यमः ॥ २० ॥
प्रत्यङ् तिष्ठन्धातोदङ् तिष्ठन्त्सविता ॥ २१ ॥
तृणानि प्राप्तः सोमो राजा ॥ २२ ॥
मित्र ईक्षमाण आवृत्त आनन्दः ॥ २३ ॥
युज्यमानो वैश्वदेवो युक्तः प्रजापतिर्विमुक्तः सर्वम् ॥ २४ ॥
एतद्वै विश्वरूपं सर्वरूपं गोरूपम् ॥ २५ ॥
उपैनं विश्वरूपाः सर्वरूपाः पशवस्तिष्ठन्ति य एवं वेद ॥ २६ ॥

---

અર્થ — ( देवजनाः गुदा ) દેવજન ગુદા છે, ( मनुष्याः आन्त्राणि ) મનુષ્ય આંતરડાં છે, ( अत्रा उदरं ) ભક્ષક પ્રાણી ઉદર છે ( रक्षांसि लोहितं ) રાક્ષસ લોહી છે, ( इतरजना ऊबध्यं ) બીજા લોકો અપરિચિત અન્ન છે ( अभ्रं पीवः ) મેઘ મેદ છે, ( निधनं मज्जा ) નિધન મજ્જની છે, ( अग्निः आसीनः ) બળદ બેસે ત્યારે અગ્નિ છે અને ( अश्विनौ उत्थितः ) ઉભો થાય ત્યારે અશ્વિદેવ છે. [ ૧૬–૧૯ ]

( इन्द्रः प्राङ् तिष्ठन् ) ઇન્દ્ર પૂર્વ દિશામાં રહેલું છે, ( यमः दक्षिणा तिष्ठन् ) યમ દક્ષિણ દિશામાં અવસ્થાન છે, ( प्रत्यङ् तिष्ठन् धाता ) પશ્ચિમ દિશામાં રહેલુ ધાતા છે અને ( सविता उदङ् तिष्ठन् ) સવિતા ઉત્તર દિશામાં રહેલુ છે. [ ૨૦–૨૧ )

( सोमः राजा तृणानि प्राप्तः ) જ્યારે તૃણને પ્રાપ્ત થાય છે ત્યારે એ સોમ રાજા થાય છે, ( ईक्षमाणः मित्रः ) અવલોકન કરવાવાળો સૂર્ય અને ( आवृतः आनन्दः ) પરાવૃત્ત થતાં એજ આનન્દ છે, ( युज्यमानः वैश्वदेवः ) જ્યારે જૂતવામાં આવે છે ત્યારે બધા દેવના સંબન્ધમાં આવે છે, ( युक्तः प्रजापतिः ) જૂત્યા પછી પ્રજાપતિ અને ( विमुक्तः सर्वं ) છોડ્યા પછી સર્વ કંઈ બને છે. [ ૨૨–૨૪ ]

( एतत् वै गोरूपं ) આ નિ સન્દેહ ગાયનું રૂપ છે, એજ ( विश्वरूपं सर्वरूपं ) ગાયનું વિશ્વરૂપ અને સર્વરૂપ છે, ( यः एवं वेद ) જે આ વાત જાણે છે ( एनं ) એની પાસે ( विश्वरूपाः सर्वरूपाः पशवः उपतिष्ठन्ति ) વિશ્વરૂપી અને સર્વરૂપી બધા પશુઓ રહે છે. [ ૨૫–૨૬ ]

### ગાયનું મહાત્મ્ય

આ સૂકતમાં ગાયનું મહત્ત્વ વર્ણન કરવામાં આવ્યું છે. અહીં ગો શબ્દનો અર્થ ગાય અને બળદ કરવો જોઇએ એ સ્પષ્ટ છે. ગાયના શરીરમાં બધા દેવોનો નિવાસ છે અને ગાય બધા દેવોનું રૂપ બની જાય છે, એવો ગાયનો અધિકાર આ સૂકતમાં વર્ણન કરવામાં આવ્યો છે; વૈદિક ધર્મમાં ગાયનું આટલું મહત્ત્વ છે. ગાયનું દૂધ, દહીં માખણ, ઘી, છાશ આદિ સેવન કરવાથી દેવતાઓનું સત્ત્વ સેવન કરવાનું શ્રેય પ્રાપ્ત થાય છે, એજ પ્રકારે ગોમૂત્ર અને ગોમય સેવન કરવાથી શરીર શુદ્ધ થાય છે. આ રીતે ગાયનું મહત્ત્વ સમજીને વૈદિકધર્મી લોકો ગાયની સેવા કરે.

# બળદ

## કાંડ ૯, સૂક્ત ૪

( ऋषिः– ब्रह्मा । देवता– ऋषभः )

साहस्रस्त्वेष ऋषभः पयस्वान्विश्वा रूपाणि वक्षणासु बिभ्रत् ।
भद्रं दात्रे यजमानाय शिक्षन्बार्हस्पत्य उस्रियस्तन्तुमातान् ॥ १ ॥
अपां यो अग्रे प्रतिमा बभूव प्रभूः सर्वस्मै पृथिवीव देवी ।
पिता वत्सानां पतिरघ्न्यानां साहस्रे पोषे अपि नः कृणोतु ॥ २ ॥
पुमानन्तर्वान्त्स्थविरः पयस्वान्वसोः कबन्धमृषभो बिभर्ति ।
तमिन्द्राय पथिभिर्देवयानैर्हुतमग्निर्वहतु जातवेदाः ॥ ३ ॥
पिता वत्सानां पतिरघ्न्यानामथो पिता महतां गर्गराणाम् ।
वत्सो जरायु प्रतिधुक्पीयूष आमिक्षा घृतं तद्वस्य रेतः ॥ ४ ॥

અર્થ— ( साहस्रः त्वेषः ) હજારો શક્તિઓથી યુક્ત તેજસ્વી, ( पयस्वान् ऋषभः ) દૂધવાળો બળદ ( वक्षणासु विश्वा रूपाणि बिभ्रत् ) નદીના તીરપર ઘણાં રૂપો ધારણ કરીને ( बार्हस्पत्यः उस्रियः ) બૃહસ્પતિના સંબંધનો આ બળદ ( दात्रे यजमानस्य भद्रं शिक्षन् ) દાન આપવાવાળા યજમાનને માટે ભલાઈનું શિક્ષણ આપીને ( तन्तुं आतान् ) યજ્ઞના ધાગાને ફેલાવે છે. [ ૧ ]

( यः अग्रे ) જે પહેલાં ( अपां प्रतिमा बभूव ) જલોને મેઘની ઉપમા અપાતી આવી છે ( देवी पृथ्वी इव ) પૃથ્વી દેવીની જેમ ( सर्वस्मै प्रभूः ) બધા પર પ્રભાવ પાડનારો, ( वत्सानां पिता ) બચ્ચાંઓનો સ્વામી ( अघ्न्यानां पतिः ) ગાયોનો પતિ ( नः ) અમને ( साहस्रे पोषे अपि कृणोतु ) હજારો પ્રકારની પુષ્ટિ આપે, પુષ્ટિમાં રાખે. [ ૨ ]

( पुमान् अन्तर्वान् ) પુરુષ પોતાનામાં શક્તિ ધારણ કરવાવાળો, ( स्थविरः पयस्वान् ) પુષ્કળ દૂધવાળો ( ऋषभः वसोः कबन्धं बिभर्ति ) બળદ ધનનું શરીર ધારણ કરે છે. ( तं देवयानैः पथिभिः हुतं ) એ દેવયાન માર્ગે સમર્પિતને ( जातवेदाः अग्निः इन्द्राय वहतु ) જાતવેદ અગ્નિ ઇન્દ્રને માટે લઈ જાય [ ૩ ]

( वत्सानां पिता ) વાછરડાંનો પિતા, ( अघ्न्यानां पतिः ) ગાયોનો પતિ, ( अथो ) અને ( महतां गर्गराणां पिता ) મોટા પ્રવાહોનો પાલક, ( वत्सः जरायु ) બચ્ચું ગર્ભમાંથી આવીને ( प्रतिधुक् पीयूषः ) પ્રતિદિન અમૃતનું દોહન કરીને ( आमिक्षा घृतं ) દહીં અને ઘી આપે છે ( तत् उ अस्य रेतः ) તે નિઃસન્દેહ એનું વીર્ય છે. [ ૪ ]

ભાવાર્થ — બળદ હજારો શક્તિઓથી યુક્ત છે બળદ જ દૂધવાળો છે નદીઓને કિનારે એનાં વિવિધરૂપો જોવામ આવે છે એનું દાન કરવાથી હિત થાય છે અને યજ્ઞનો પ્રચાર થાય છે ( ૧ )

એને જલ આપનાર મેઘોની ઉપમા આપવામાં આવે છે પૃથ્વી દેવીપર તે અધિક પ્રભાવવાળો છે, એ વાછરડાંઓનો પિતા અને ગાયોનો પતિ છે. એનાથી અમારી હજારો પ્રકારની પુષ્ટિ થાય છે. ( ૨ )

એ પુરુષ છે, એનામાં શક્તિ છે, એ સામર્થ્યવાળો અને દૂધવાળો છે એ ધનને ધારણ કરે છે. એ સમર્પિત થયેલાને જાતવેદ અગ્નિ ઇન્દ્રને માટે દેવયાનને માર્ગે લઇ જાય છે. ( ૩ )

વાછરડાંઓનો પિતા અને ગાયોનો પતિ, મોટી જલધારાઓનો સ્વામી, જન્મતાં જ અમૃતનું દોહન કરીને આપે છે, દહીં અને ઘી આપે છે, માનો એ એનું બળ છે. ( ૪ )

*

देवानां भाग उपनाह एषो३ऽपां रस ओषधीनां घृतस्य ।
सोमस्य भक्षमवृणीत शक्रो बृहन्नद्रिरभवद्यच्छरीरम् ॥ ५ ॥
सोमेन पूर्णं कलशं बिभर्षि त्वष्टा रूपाणां जनिता पशूनाम् ।
शिवास्ते सन्तु प्रजन्व इह या इमा न्यस्मभ्यं स्वधिते यच्छ या अमूः ॥ ६ ॥
आज्यं बिभर्ति घृतमस्य रेतः साहस्रः पोषस्तमु यज्ञमाहुः ।
इन्द्रस्य रूपमृषभो वसानः सो अस्मान्देवाः शिव एतु दत्तः ॥ ७ ॥
इन्द्रस्यौजो वरुणस्य बाहू अश्विनोरंसौ मरुतामियं ककुत् ।
बृहस्पतिं संभृतमेतमाहुर्ये धीरासः कवयो ये मनीषिणः ॥ ८ ॥

---

અર્થ— ( एषः देवानां उपनाह भागः ) એ દેવોનો નજીકમાં રહેલો ભાગ છે, ( अपां ओषधीनां घृतस्य रस ) જળનો, ઔષધિઓનો અને ઘીનો એ રસ છે, ( सोमस्य भक्षं शक्र अवृणीत ) એ સોમનો રસ ઇન્દ્રે પ્રાપ્ત કર્યો. એનું ( यत् शरीरं बृहत् अद्रिः अभवत् ) જે શરીર હતું તેજ મોટો મેઘ બન્યુ છે. [ ૫ ]

( सोमेन पूर्णं कलशं बिभर्षि ) સોમરસથી પરિપૂર્ણ ભરેલા કલશને તું ધારણ કરે છે અને તું ( रूपाणां त्वष्टा ) રૂપોનો બનાવનારો અને ( पशूनां जनिता ) પશુઓનો ઉત્પાદક છે, ( या इमाः ते प्रजन्व ) જે આ તારાં સંતાનો છે તે ( शिवाः सन्तु ) અમારે માટે શુભ થાઓ હે ( स्वधिते ) શસ્ત્ર! ( याः अमू अस्मभ्य नि यच्छ ) જે અહીં છે તે અમારે માટે આપ [ ૬ ]

( अस्य घृतं आज्यं ) એનું ઘી અને આજ્ય ( रेतः बिभर्ति ) વીર્યને ધારણ કરે છે ( साहस्रः पोष. ) જે હજારોનો પોષક છે ( तं उ यज्ञं आहु ) એને યજ્ઞ કહે છે ( वृषभ इन्द्रस्य रूप वसान ) બળદ ઇન્દ્રનું રૂપ ધારણ કરીને, હે ( देवाः ) દેવો ! ( सः दत्तः अस्मान् शिवः आ एतु ) એ દાનમાં અપાયેલ અમારી પાસે શુભ થઇને આવે [ ૭ ]

( ये धीरासः ) જે ધૈર્યવાળા અને ( ये मनीषिणः कवय ) જે મનનશીલ કવિ છે તે ( एतं संभृतं बृहस्पतिं आहु ) એ સંભારયુક્તને બૃહસ્પતિ કહે છે તથા એ ( इन्द्रस्य ओज ) ઇન્દ્રની શક્તિ, ( वरुणस्य बाहू ) વરૂણના બાહુ, ( अश्विनोः अंसौ ) અશ્વિદેવાના ખાંધા, ( मरुतां इयं ककुद् ) મરૂતોનો એ તોડો છે, એમ કહેવામાં આવે છે [ ૮ ]

---

ભાવાર્થ—એ દૂધ દેવોનો ભાગ છે, એ વનસ્પતિઓનો રસ છે, એ સોમરસની સાથે પીવામાં આવે છે એના શરીરને મેઘની જ ઉપમા છે (૫)

સોમરસથી ભરેલો કલશ એ ધારણ કરે છે, એ ગાય આદિનો ઉત્પન્ન કર્તા, વિવિધ રૂપોનો બનાવવાવાળો છે, એના સંતાન અમારૂં કલ્યાણ કરો, શસ્ત્ર એની રક્ષા કરીને અમને આપે (૬)

એ ઘી અને વીર્ય ધારણ કરે છે, હજારો પ્રકારની પુષ્ટિ આપે છે, તથી એને યજ્ઞ કહેવામાં આવે છે એ ઇન્દ્રનું રૂપ ધારણ કરીને અમારે માટે શુભ થાઓ (૭)

જે ધૈર્યયુક્ત કવિ અને જ્ઞાનીઓ છે તે માને છે કે તે દેવતાઓની શક્તિથી યુક્ત છે એનામાં બૃહસ્પતિ, ઇન્દ્ર, વરૂણ અશ્વિનો, મરૂત્ એમની શક્તિ છે (૮)

આ દૂધ આપવાવાળો બળદ ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરે છે, એને સ્વાન્ ઇન્દ્ર કહે છે જે બળદનું સમર્પણ કરે છે, તેને હજારો દાનોનું શ્રેય મળે છે (૯)

देवीर्विशः पयस्वाना तनोषि त्वामिन्द्रं त्वां सरस्वन्तमाहुः ।
सहस्रं स एकमुखा ददाति यो ब्राह्मण ऋषभमाजुहोति ॥ ९ ॥
बृहस्पतिः सविता ते वयो दधौ त्वष्टुर्वायोः पर्यात्मा त आभृतः
अन्तरिक्षे मनसा त्वा जुहोमि बर्हिष्टे द्यावापृथिवी उभे स्ताम् ॥ १० ॥
य इन्द्र इव देवेषु गोष्वेति विवावदत् । तस्य ऋषभस्याङ्गानि ब्रह्मा सं स्तौतु भद्रया ॥ ११ ॥
पार्श्वे आस्तामनुमत्या भगस्यास्तामनूवृजौ । अष्ठीवन्तावब्रवीन्मित्रो ममैतौ केवलाविति ॥ १२ ॥
भसदासीदादित्यानां श्रोणी आस्तां बृहस्पतेः । पुच्छं वातस्य देवस्य तेन धूनोत्योषधीः ॥ १३ ॥
गुदा आसन्त्सिनीवाल्याः सूर्यायास्त्वचमब्रुवन् । उत्थातुरब्रुवन्पद ऋषभं यदकल्पयन् ॥ १४ ॥
क्रोड आसीज्जामिशंसस्य सोमस्य कलशो धृतः । देवाः संगत्य यत्सर्व ऋषभं व्यकल्पयन् ॥ १५ ॥

---

અર્થ—તું ( पयस्वान् दैवी विश आ तनोषि , દુધવાળો દિવ્યગુણી પ્રજાને ઉત્પન્ન કરે છે ( त्वा इन्द्र ) તને ઇન્દ્ર અને ( त्वा सरस्वन्त आहु ) સારવાળો કહેવામાં આવે છે ( य ब्राह्मणः ) જે બ્રાહ્મણ ( ऋषभ आ जुहोति ) બળદનુ દાન કરે છે ( सः एकमुखा सहस्र ददाति ) તે એક સ્થાનપર મુખ કરીને હજારોનુ દાન કરે છે [ ૯ ]

( बृहस्पतिः सविता ) બૃહસ્પતિ અને સવિતા ( ते वय दधौ ) તારી આયુને ધારણ કરે છે ( ते आत्मा ) તારો આત્મા ( त्वष्टु वायो परि आभृत ) ત્વષ્ટા અને વાયુથી પરિપૂર્ણ છે ( मनसा त्वा अन्तरिक्षे जुहोमि ) મનથી તને અન્તરિક્ષમાં અર્પણ કરૂ છુ, ( उभे द्यावापृथिवी ते बर्हिः स्ताम् ) બન્ને દ્યુલોક અને ભૂલોક તારાં આસન થાઓ [ ૧૦ ]

( देवेषु इन्द्र इव ) દેવોમા જેવો ઇન્દ્ર તેવો ( य गोषु विवावदत् एति ) ગાયોમા અવાજ કરતો આવે છે ( तस्य ऋषभस्य अङ्गानि ) એ બળદના અંગોની ( भद्रया ब्रह्मा सस्तौतु ) શુભ વાણીથી બ્રહ્મા પ્રશંસા કરે છે [ ૧૧ ]

( पार्श्वे अनुमत्या आस्ता ) બન્ને બાજુ અનુમતિની છે, ( अनूवृजौ भगस्य आस्ता ) પાંસળીઓના બન્ને ભાગો ભગના છે ( मित्र अब्रवीत् ) મિત્રે કહ્યુ કે, ( अष्ठीवन्तौ केवलौ एतौ मम इति ) એ ઘુંટણો કેવળ મારાં છે [ ૧૨ ]

( भसद् आदित्याना आसीत् ) કરોડરજ્જુનો છેડો ભાગ આદિત્યોનો છે, ( श्रोणी बृहस्पते आस्ता ) થાપા બૃહસ્પતિના છે ( पुच्छ वातस्य देवस्य ) પૂછડુ વાયુદેવનુ છે, ( तेन ओषधी धूनोति ) તેનાથી ઔષધિઓને હલાવે છે [ ૧૩ ]

( गुदाः सिनीवाल्या आसन् ) ગુદા ભાગ સિનીવાલીનો છે ( त्वच सूर्याया अब्रुवन् ) ત્વચા સૂર્યપ્રભાની છે, એમ કહેવાય છે ( पद उत्थातु अब्रुवन् ) પગ ઉત્થાતાના છે એમ કહેવાય છે ( यत् ऋषभ अकल्पयन् ) આ પ્રકારે બળદની કલ્પના વિદ્વાનોએ કરી છે [ ૧૪ ]

( क्रोड जामिशंसस्य आसीत् ) ગોદ જામિશંસની હતી ( कलश सोमस्य धृत ) કલશ સોમે ધારણ કર્યો છે એ રીતે ( सर्वे देवा सगत्य ) બધા દેવો મળીને ( यत् ऋषभ व्यकल्पयन् ) બળદની કલ્પના કરે છે [ ૧૫ ]

---

ભાવાર્થ—બૃહસ્પતિ અને સવિતાએ એના આયુષ્યનુ ધારણ કર્યું છે ત્વષ્ટા અને વાયુનુ સત્વ એનામા છે અને મન પૂર્વક અંતરિક્ષમા સમર્પણ કરવાથી ભૂમિપર અને આકાશની નીચે એ રહે છે ( ૧૦ )

જેવો દેવોમા ઇન્દ્ર તેવો ગાયોમા આ બળદ છે જ્ઞાનીઓજ એના અવયવોનુ મહત્વ કથન કરી શકે છે ( ૧૧ )

એના અવયવોમા અનુમતિ, ભગ મિત્ર, આદિત્ય, બૃહસ્પતિ, વાયુ આદિ દેવતાઓનુ અધિષ્ઠાન છે ( ૧૨-૧૩ )

સિનીવાલી સૂર્યપ્રભા, ઉત્થાતા જામીશંસ, સોમ આ દેવતાઓને માટે ક્રમશ ગુદા, ત્વચા, પગ ગોદ, કલશ, એ અવયવો માની લેવામા આવ્યા છે આ રીતે બધા દેવોએ આ બળદની બાબતમા કલ્પના કરેલી છે ( ૧૪-૧૫ )

ते कुष्ठिकाः सरमायै कूर्मेभ्यो अदधुः शफान् ।
ऊबध्यमस्य कीटेभ्यः श्ववर्तेभ्यो अधारयन् ॥ १६ ॥
शृङ्गाभ्यां रक्ष ऋषत्यवर्तिं हन्ति चक्षुषा । शृणोति भद्रं कर्णाभ्यां गवां यः पतिरघ्न्यः ॥ १७ ॥
शतयाजं स यजते नैनं दुन्वन्त्यग्नयः ।
जिन्वन्ति विश्वे तं देवा यो ब्राह्मण ऋषभमाजुहोति ॥ १८ ॥
ब्राह्मणेभ्य ऋषभं दत्त्वा वरीयः कृणुते मनः । पुष्टिं सो अघ्न्यानां स्वे गोष्ठेऽव पश्यते ॥ १९ ॥
गावः सन्तु प्रजाः सन्त्वथो अस्तु तनूबलम् । तत्सर्वमनु मन्यन्तां देवा ऋषभदायिने ॥ २० ॥
अयं पिपान इन्द्र इद्रयिं दधातु चेतनीम् ।
अयं धेनुं सुदुघां नित्यवत्सां वशं दुहां विपश्चितं परो दिवः ॥ २१ ॥

---

અર્થ— ( कुष्ठिकाः सरमायै त अदधुः ) કુષ્ઠિકાને સરમાને માટે તે ધારણ કરે છે અને ( शफान् कूर्मेभ्यः ) ખરીઓને કાચબાને માટે ધારણ કરે છે ( अस्य ऊबध्य ) એનું અપક્વ અન્ન ( श्ववर्तेभ्य कीटेभ्य अधारयन् ) કૂતરાઓની સાથે રહેનારા કીડાઓને માટે રાખવામાં આવ્યું [ ૧૬ ]

( यः अघ्न्य गवां पति ) જે હનનને અયોગ્ય ગાયોનો પતિ અર્થાત્ બળદ છે, તે ( कर्णाभ्यां भद्र शृणोति ) કાનોવડે કલ્યાણની વાતો સાંભળે છે, ( शृङ्गाभ्यां रक्ष ऋषति ) શિંગડાંથી રાક્ષસોને હઠાવી દે છે અને ( चक्षुषा अवर्तिं हन्ति ) આંખથી અકાલનો નાશ કરે છે [ ૧૭ ]

( य ब्राह्मणे ऋषभ आजुहोति ) જે બ્રાહ્મણોને બળદનું સમર્પણ કરે છે, ( त विश्वेदेवा जिन्वन्ति ) એને બધા દેવો તૃપ્ત કરે છે ( स शतयाज यजते ) એ સેંકડો યાજકો દ્વારા યજ્ઞ કરે છે અને ( एन अग्नयः न दुन्वन्ति ) એને અગ્નિ કષ્ટ આપતો નથી [ ૧૮ ]

( ब्राह्मणेभ्य ऋषभ दत्वा ) બ્રાહ્મણોને બળદ આપીને જે પોતાના ( मन वरीय कृणुते ) મનને શ્રેષ્ઠ બનાવે છે ( स स्वे गोष्ठे ) તે પોતાની ગૌશાળામાં ( अघ्न्याना पुष्टिं अव पश्यते ) ગાયની પુષ્ટિ જુએ છે [ ૧૯ ]

( गावः स तु ) ગાયો હો ( प्रजा सन्तु ) પ્રજાઓ હો ( अथो तनूबल अस्तु ) એને શારીરિક બળ હો ( तत् सर्वं ) એ બધું ( ऋषभ दायिने ) બળદ આપનારને માટે ( देवाः अनुमन्यन्ता ) દેવ પોતાની અનુમતિની સાથે આપે [ ૨૦ ]

( अय पिपान इन्द्र इत् ) એ પુષ્ટ ઇન્દ્ર ( चेतनीं रयिं दधातु ) ચેતના આપવાવાળા ધનનું ધારણ કરે તથા ( अय ) એ ઇન્દ્ર ( सुदुघा ) ઉત્તમ દોહવા યોગ્ય ( नित्यवत्सा ) વાછડાઓ સાથે ઉપસ્થિત ( वशा दुहा ) વશમાં રહીને દોહવા યોગ્ય, ( विपश्चित धेनु ) જ્ઞાનયુક્ત ગાયને ( पर दिवः ) શ્રેષ્ઠ દ્યુલોકને પેલી પારેથી ધારણ કરે [ ૨૧ ]

---

**ભાવાર્થ** સરમા, કાચબો શ્વવર્તિ, કૃમિ આદિને માટે કુષ્ઠ, ખરી, અને કાચો રહેલો અન્ન ભાગ રાખેલો છે ( ૧૬ )

બળદ ગાયનો પતિ છે એ કાનોથી ઉત્તમ શબ્દ સાંભળે છે, શિંગડાથી શત્રુઓને હઠાવે છે અને આંખથી અકાલને દૂર કરે છે ( ૧૭ )

જે બ્રાહ્મણોને બળદનું દાન કરે છે તેને બધા દેવો તૃપ્ત કરે છે એ સેંકડો પ્રકારના યાજકો દ્વારા યજ્ઞ કરે છે અને અગ્નિના ભયથી દૂર રહે છે ( ૧૮ )

જે બ્રાહ્મણોને બળદનું દાન આપીને પોતાના મનને શ્રેષ્ઠ બનાવે છે તે પોતાની ગૌશાળામાં અનેક ગાયોને પુષ્ટ થયેલી જોવા ભાગ્યશાળી થાય છે ( ૧૯ )

બળદનું દાન કરવાવાળાને દેવોની અનુમતિથી ગાયો મળે છે પ્રજા થાય છે અને શરીરનું બળ પણ પ્રાપ્ત થાય છે ( ૨૦ )

એ પ્રભુ ચેતનયુક્ત ગાયરૂપી ધન અમને આપો એ દ્યુલોકમાંથી એવી ગાયો લાવે કે જે ઉત્તમ દૂધ આપવાવાળી હમેશાં વાછરડાને સાથે રાખવાવાળી વિના તકલીફે દૂધ આપવાવાળી અને માલિકને પીછાનતી હોય ( ૨૧ )

पिशङ्गरूपो नभसो वयोधा ऐन्द्रः शुष्मो विश्वरूपो न आगन्
आयुरस्मभ्यं दधत्प्रजां च रायश्च पोषैरभि नः सचताम् ॥ २२ ॥
उपेहोपपर्चनास्मिन्गोष्ठ उप पृञ्च नः । उप ऋषभस्य यद्रेत उपेन्द्र तव वीर्यम् ॥ २३ ॥
एतं वो युवानं प्रति दध्मो अत्र तेन क्रीडन्तीश्चरत वशाँ अनु ।
मा नो हासिष्ट जनुषा सुभागा रायश्च पोषैरभि नः सचध्वम् ॥ २४ ॥

**અર્થ**— ( **पिशङ्गरूप.** ) લાલ રંગવાળો, ( **नभस** ) આકાશથી ( **ऐन्द्र शुष्म** ) ઇન્દ્ર સંબંધી બળ ધારણ કરવાવાળો ( **विश्वरूपः वयोधा नः आगन्** ) સમસ્ત રૂપેથી યુક્ત, અમને ધારણ કરવાવાળો અમારી પાસે આવી ગયો છે એ ( **आयु प्रजां च राय च** ) આયુ, પ્રજા અને ધન ( **अस्मभ्य दधत्** ) અમારે માટે ધારણ કરીને ( **पोष न अभिसचन्ता** ) પુષ્ટિથી અમને પ્રાપ્ત થાઓ [ ૨૨ ]

( **इह अस्मिन् गोष्ठे** ) અહીં આ ગૌશાળામાં ( **उप उप पर्चन** ) સમીપ રહે અને ( **न उपपृञ्च** ) અમને પ્રાપ્ત થાઓ ( **ऋषभस्य यत् रेत** ) વૃષભનું જે વીર્ય છે, હે ઇંદ્ર ! ( **तव वीर्यं उप** ) એ તારું વીર્ય અમારી પાસે આવી જાય [ ૨૩ ]

( **एत युवान व प्रतिदध्मः** ) આ જુવાનને અમે તમારે માટે સમર્પિત કરીએ છીએ, ( **अत्र तेन क्रीडन्ती चरत** ) અહીં તેની સાથે ખેલીને હરોફરો અને ( **वशान् अनु** ) ગાયોની પાછળ ઇચ્છિત સ્થાને જાઓ હે ! ( **सुभागा** ) ભાગ્યવાન્ ગાયો ! ( **जनुषा मा हासिष्ट** ) જન્મની સાથે જ અમારો ત્યાગ ના કરો, ( **च पोषै राय** ) પુષ્ટિઓની સાથે રહેવાવાળું ધન ( **नः अभिसचध्व** ) અમને આપો । ૨૪ ]

**ભાવાર્થ**— આકાશ તરફથી એનો બળદ આવ્યો છે કે જે લાલરંગવાળો બળવાન, અનેક રંગોથી યુક્ત અન્નને આપવાવાળો છે એ અમને આયુષ્ય પ્રજા અને ધન અમારે માટે આપે અને અમને પુષ્ટ કરે ( ૨૨ )

એ બળદ આ ગૌશાળામાં રહે અમારી પાસે રહે આ બળ મા જે બળ છે તે ઇન્દ્રની શક્તિ છે, તે અમને પ્રાપ્ત થાઓ ( ૨૩ )

આ ગાયોની પાસે અમે એક બળદ રાખીએ તેની સાથે એ ગાયો રમે, કૂદે અને હરેફરે જ્યાં ચાહે ત્યાં રખડે અમારો ત્યાગ ન કરે અમારી પાસે જ રહે પોતે પુષ્ટ થાય અને અમને પણ પુષ્ટ બનાવે ( ૨૪ )

---

## બળદ

### બળદનો મહિમા

આ સૂક્તમાં બળદના મહિમાનું વર્ણન કરવામાં આવ્યું છે સારામાં સારા બળદોનું ઘરમાં પાલન કરવાથી કેટલા લાભ થાય છે તેનું વર્ણન એમાં છે જુઓ—

**साहस्रस्त्वेष ऋषभ पयस्वान्** ( મં ૧ )

હજારો તેજેથી અને બળોથી યુક્ત આ બળદ છે, અને એ ( *पयस्वान्* ) *દૂધ આપવાવાળો છે* ' વાચકને નવાઈ લાગશે કે બળદ દૂધ કેવી રીતે આપતો હશે ? પહેલા અને ત્રીજા મંત્રમાં એ બળદને ( **पयस्वान्** ) દૂધ આપવાવાળો કહ્યો છે, તેથી આ વર્ણનમાં કંઇક હેતુ છે, જેવો બળદ હોય છે તેવું એની ગાયરૂપ સંતતિમાં વધારે ઓછું દૂધ હોય છે અર્થાત્ ગાયની દૂધ ઉત્પન્ન કરવાની શક્તિ બળદપર નિર્ભર છે, કેટલીક જાતના બળદો ઓછું દૂધ આપવાવાળી સંતતિ પેદા કરે છે અને કેટલીક જાતના બળદો વિશેષ દૂધ આપવાવાળા સંતાન પેદા કરે છે તેથી જે વધારે દૂધ આપવાવાળી ગાયો ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો અધિક દૂધ આપવાવાળી ગાયોની સાથે એ જાતનો બળદ રાખવો જોઇએ કે જે અધિક દૂધ આપવાવાળી જાતનો હોય, એવી ગાયો અને એવા બળદો એક ઠેકાણે રાખવ-

જોઈએ, અર્થાત્ ઓછું દૂધ આપનારી જાતના બળદ અધિક દૂધ આપનારી ગાયો સાથે કદાપિ ન રાખવા જોઈએ, કારણ એનાથી ઉત્પન્ન થનાર ગાયનું દૂધ ઓછું જ હોય છે. તેથી ૨૪ માં મંત્રમાં કહ્યું છે કે—

एतं वो युवानं प्रतिदध्मः तेन क्रीडन्तीश्चरत वशाँ अनु । ( મં. ૨૪ )

" એ જુવાન બળદને ગાયની સાથે રાખવામાં આવે છે એની સાથે એ ગાયો ખેલે, રમે અને ગમે ત્યાં ફરે." અર્થાત્ આ ફલાણી જાતની ગાય છે અને આ ફલાણા જાતનો બળદ છે, એ બન્નેનો સંબન્ધ આપણે કરવો જોઈએ એ સંબંધથી વિશેષ પ્રકારનાં સંતાનો ઉત્પન્ન થશે આ પ્રકારે ગાયોમાં પણ અમુક જાતની ગાયનો અમુક જાતના બળદ સાથે સંબંધ હોવો ઇષ્ટ નથી. વિશિષ્ટ જાતના ગાયની સાથે વિશેષ જાતના બળદનો સંબન્ધ જ અભિષ્ટ છે ગાયોમાં જાતિનો સંકર કદિ થવા દેવો ન જોઈએ. જો જુદી જાત સાથે સંબંધ રાખવો હોય તો તે ઉંચી જાતના નર સાથે જ રાખવો, હલકી જાતના નર સાથે નહીં, જો દૂધ વધારવાની ઇચ્છા હોય તો અધિક દૂધ આપનારી જાતના બળદ સાથે સંબંધ રાખવો જો વાહક શકિતવાળા બળદ ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો ઉત્તમ વાહક શકિતવાળા બળદ સાથે સંબંધ રાખવો જોઈએ ગાયોની ઉપજાતિઓનું રક્ષણ કરવું યોગ્ય છે અને વિશેષ જાતિનાં સંતાન ઉત્પન્ન કરવાનો યત્ન થવો જોઈએ. જાતિસંકર થવાથી ગુણોની ન્યૂનતા થાય છે અને જાતિની શુદ્ધતા રહેવાથી ગુણોનું સંવર્ધન થાય છે, આ સૂકતમાં આ રીતે ગાયોની જાતોનું રક્ષણ કરીને અથવા અનુલોમ સંબંધથી ઉચ્ચ નરની સાથે સંબંધ રાખીને ગાયોનું સંવર્ધન કરવાનો ઉપદેશ છે અને એ ઉપદેશ આપવાને માટે બળદના હેતમાં દૂધ વધારવાનો ગુણ છે, એ વાત કહેવામાં આવી છે. એનો વિચાર વાચકે કરવો. અસ્તુ એ બળદ—

वक्षणासु विश्वा रूपाणि बिभ्रत् ( મં ૧ )

" નદીના કિનારાપર એ બળદ પોતાનાં વિવિધ રૂપોને ધારણ કરે છે " અર્થાત્ એ નદીના કિનારા પર રહીને ઘાસ આદિ ખાઈને પુષ્ટ થઈને ફરે છે અને ગાયોમાં વિવિધ પ્રકારે પોતાના રૂપોનું આધાન કરે છે જો એ ખાઈ પીને પુષ્ટ ન બને, તો ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવા અસમર્થ થાય તેથી સાંઢને ખૂબ પુષ્ટ બનાવવો જોઈએ આ પ્રકારના—

इन्द्रियाः तन्तु आतान् ( મં. ૧ )

" પોતાના પ્રજનનતંતુને ફેલાવે છે " અર્થાત્ ગાયોમાં ગર્ભાધાન કરીને ઉત્તમ સંતાન ઉત્પન્ન કરે છે. એ રીતે ઉત્તમ ગાયો અને બળદોનું નિર્માણ થઇ શકે છે એવા ઉત્તમ જાતિના બળદ—

दात्रे भद्रं शिक्षन् । ( મં ૧ )

" દાતાનું કલ્યાણ કરે છે " જો મનુષ્ય આવા ઉત્તમ બળદોનું આચાર્યને દાન કરે છે, તેનું કલ્યાણ થાય છે. અર્થાત્ આચાર્ય, બ્રાહ્મણ આદિની પાસે પુષ્કળ શિષ્યો હોય છે, તેથી તેમના આશ્રમોમાં અધિક દૂધ દેનારી ગાયો હોય, તો ત્યાંના બ્રહ્મચારીઓ દૂધ પીને પુષ્ટ થાય. તેથી એવા ઉત્તમ બળદો અને ઉત્તમ ગાયો એવા આચાર્યોને આપવાં કલ્યાણપ્રદ છે આ સૂકતમાં આ પ્રકારના દાનને માટે પ્રેરણા આ જાતની છે—

सहस्र स एकमुखा ददाति यो ब्राह्मण ऋषभमाजुहोति । ( મં. ૯ )

जिन्वन्ति विश्वे तं देवा यो ब्राह्मण ऋषभमाजुहोति ॥ ( મં. ૧૮ )

ब्राह्मणेभ्य ऋषभं दत्त्वा वरीयः कृणुते मनः ( મ. ૧૯ )

तस्सर्वेमनुमन्यन्तां देवा ऋषभदायिने ॥ ( મ ૨૦ )

જે ( ब्राह्मणे ) બ્રાહ્મણને બળદ સમર્પણ કરે છે, તે એક રૂપમાં હજારો દાન કરે છે એને બધા દેવો સંતુષ્ટ કરે છે. ( ब्राह्मणे ) બ્રાહ્મણના ઘરમાં બળદનું સમર્પણ કરે છે બ્રાહ્મણોને બળદનું દાન આપીને મનને શ્રેષ્ઠ બનાવે છે. જે બળદનું દાન કરે છે, તેને બધા દેવો અનુકુળ થાય છે.

વિદ્વાન, જ્ઞાની, સદાચારી આચાર્યજીને ઉત્તમ બળદનું દાન કરવાની પ્રેરણા આ પ્રકારે આ સૂકતમાં કરવામાં આવી છે. એનું તાત્પર્ય અગાઉ બતાવવામાં આવ્યું છે, તેનું જ સમજવું જોઈએ આ વિષય મહાભારતમાં આ મુજબ સ્પષ્ટ કરવામાં આવ્યો છે—

दत्त्वा धेनुं सुव्रतां कांस्यदोहां कल्याणवत्सामपलायिनीं च ।
यावन्ति रोमाणि भवन्ति तस्यास्तावद्वर्षाण्यश्नुते स्वर्गलोकम् ॥ ३३ ॥

तथाऽनड्वाहं ब्राह्मणेभ्यः प्रदाय दान्तं धुर्यं बलवन्तं युवानम् ।
कुलानुजीव्यं वीर्यवन्तं बृहन्तं भुङ्क्ते लोकान्संमितान्धेनुदस्य ॥ ३४ ॥
गोषु क्षान्तं गोशरण्यं कृतज्ञं वृत्तिग्लानं तादृशं पात्रमाहुः ।
वृद्धे ग्लाने सम्भ्रमे वा महार्थे कृष्यर्थं वा होम्यहेतोः प्रसूत्याम् ॥ ३५ ॥
गुर्वर्थं वा बालपुष्ट्याभिषङ्गां गां वै दातुं देशकालोऽविशिष्टः । (મ ભા અનુશા અ. ૭૧)

"દાન કરવાને માટે ગાય એવા પ્રકારની હોય કે જે ઉત્તમ સ્વભાવવાળી મોટા કાંસાના વાસણમાં જેનું દોહન થતુ હોય, જેનાં વાછરડા ઉત્તમ થાય છે, જે ન્હાસી જતી ન હોય, આ જ પ્રકારે બ્રાહ્મણને દાન કરવા માટે યોગ્ય બળદ બોજો ઉઠાવનારો, ખૂબ બળવાન, જુવાન, વીર્યવાન્, મોટા શરીરવાળો હોય એવા બળદનુ દાન કરવાથી સ્વર્ગ લાભ થાય છે, ગાય એવા વિદ્વાનને આપવી જોઇએ કે જે ગાયનો ભકત હોય, ગોપાલક હોય, ગાયની બાબતમાં કૃતજ્ઞ હોય, વૃત્તિહીન હોય ગુરૂજીને શિષ્યે ઉત્તમ ગાયનુ દાન આપવુ. " આ રીતે મહાભારતમા ગોદાન અને વૃષભદાનનું વર્ણન કરવામા આવ્યુ છે, પ્રત્યેક બ્રાહ્મણ ગાયનું દાન લેવા અધિકારી નથી એ વિષયમા મહાભારતકાર અને અથર્વવેદના સૂકતોમા પુષ્કળ નિયમો છે, તેનો વિચાર વાચકે અવશ્ય કરવો

असद्वृत्ताय पापाय लुब्धायानृतवादिने ।
हव्यकव्यव्यपेताय न देया गौः कथञ्चन ॥ ६५ ॥
भिक्षवे बहुपुत्राय श्रोत्रियायाहिताग्नये ।
दत्त्वा दशगवां दाता लोकानाप्नोत्यनुत्तमान् ॥ ७६ ॥
(મ ભા અનુશા॰ અ ६९)

"દુરાચારી, પાપી, અસત્યભાષણી, હવ્યકવ્ય ન કરનારને કદિ પણ ગાયનું દાન આપવુ નહીં ભિક્ષાપર જીવનનિર્વાહ કરવાવાળો, ઘણા પુત્રોવાળો, વેદજ્ઞાની, અગ્નિહોત્રીને ગોદાન કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે ",આમ મહાભારતમાં કહેવામા આવ્યુ છે. એ જોવાથી માલૂમ પડે છે કે, વિદ્વાન્ સદાચારી આચાર્યને જ ગાયનુ દાન આપવુ ઉત્તમ ગણાય કેવળ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થવાથી ગાય લેવાનો અધિકાર થઇ શકતો નથી તથા અથર્વવેદમાં બીજે જે કહેવામાં આવ્યુ છે, તે પણ જુઓ—

यो ददाति शतौदनाम् । (અ ૧૦।૯।૫,૬,૧૦)
ब्राह्मणेभ्यो वशां दत्त्वा सर्वाल्लोकान्समश्नुते ॥
(અ ૧૦।૧૦।૩૩)
आज्ये देवीर्मधुमतीर्घृतश्चुतो ब्रह्मणां हस्तेषु प्र पृथक्सादयामि ॥ (અ. ૧૦.૯।૨૭)

"શતૌદના ગાયનું દાન કરે છે બ્રાહ્મણોને વશા ગૈ દાન કરવાથી બધા શ્રેષ્ઠલોકોની પ્રાપ્તિ થાય છે, બ્રાહ્મણોના હાથપર દાનનુ ઉદક પૃથક્ પૃથક્ છોડું છુ અર્થાત્ દાન કરૂં છુ." આ મંત્રોથી સ્પષ્ટ બોધ થાય છે કે, બ્રાહ્મણોને ગાયનુ દાન આપવુ જોઇએ. અહીં વિચાર કરવો જોઇએ કે, કયા બ્રાહ્મણને કેવા પ્રકારનુ દાન કરવુ જોઇએ નીચેના મંત્રોમાં એનો જવાબ મળી રહે છે —

शिरो यज्ञस्य यो विद्यात्स वशां प्रतिगृह्णीयात् ।
य एवं विद्यात्स वशां प्रतिगृह्णीयात् ॥
य एवं विदुषे वशां ददुस्ते गतास्त्रिदिवं दिवः ॥
सा वशा दुष्प्रतिग्रहा ॥ અ (૧૦।૧૦।૨,૨૭,૩૨,૨૮)

જે યજ્ઞના શિરને અર્થાત્ મુખ્ય ભાગને સારી રીતે જાણે છે, તેણે ગાયનુ દાન લેવુ જે આ જ્ઞાનથી યુકત છે તેણે દાન લેવુ. જે આ પ્રકારે ગાયનુ દાન કરે છે, તેને સ્વર્ગ પ્રાપ્ત થાય છે બીજાઓને અર્થાત્ જેઓને આ જ્ઞાન નથી તેમણે ગાયનું દાન લેવુ ન જોઇએ "

આ મંત્રોમા વિશેષ જ્ઞાની, આત્મનિષ્ઠ બ્રાહ્મણને ગાયનું દાન કરવુ યોગ્ય છે, એમ સ્પષ્ટ કહેવામા આવ્યુ છે તેથી બ્રાહ્મણને ગોદાન કરવામાં કશો પક્ષપાત નથી. જે બ્રાહ્મણ રાષ્ટ્રના નવયુવકોને જ્ઞાન આપે છે અને જે ધર્મની મૂર્તિ છે, તે ઉત્તમ ગાયોનુ દાન કરવા સુપાત્ર છે. બ્રાહ્મણજાતિમાં જન્મ્યો હોય છતા પાપી હોય તેવા મનુષ્યને કદાપિ ગાયનુ દાન કરવુ નહીં, ગાય અને બળદના દાનની બાબતમાં આ સમાન ઉપદેશ છે,

अपां यो अग्रे प्रतिमा बभूव प्रभूः सर्वस्मै पृथिवीव देवी । (મં ૨)

"બળદને ઉપમા કેવળ મેઘની છે, એ બધાનો પ્રભુ છે અને દેવી પૃથ્વીની સમાન સર્વનો ઉપકારક છે, " જે પ્રકારે જલદાન કરવાથી મેઘ સહુને જીવન આપે છે અને ...

આપવાને કારણે પુષ્ટિનો હેતુ થાય છે, તેજ પ્રકારે બળદ પણ અન્ન ઉત્પન્ન કરે છે, ખેતીનું સાધન છે અને ગાય મારફત અમૃતરૂપી જીવનરસ આપે છે તેથી મેઘ અને બળદ સમાન રીતે ઉપકારક છે તેથી જ બળદને વેદમાં મેઘોની ઉપમા આપવામાં આવી છે. એ બળદ અમને—

**साहस्रे पोष अपि नः कृणोतु ।** (મં. ૨)

' હજારો પ્રકારની પુષ્ટિમાં રાખે " અર્થાત્ અમારો ઉત્તમ પ્રકારે સહાયક બને એ પછીના મંત્ર ૩ અને ૪ માં બળદના ગુણોનું ઉત્તમ વર્ણન છે તે બહુજ સ્પષ્ટ છે પાંચમાં મંત્રમાં ( **सोमस्य भक्ष** ) સોમનું અન્ન બનાવવાનું વર્ણન છે સોમરસની સાથે દૂધ મેળવવાથી ઉત્તમ પેય થાય છે, એવું વેદમાં બીજે કયાંક કહેવામાં આવ્યુ છે એ સોમના અન્નનો અહીં ઉલ્લેખ છે ( **ओषधीनां रस** ) ઔષધીઓના રસની સાથે ગાયનું દૂધ પીવાની આ વૈદિક રીત અહીં વિચારવા જેવી છે બળદને લીધે ગાયમા દૂધ ઉત્પન્ન થાય છે, તેથી એ પેયનો હેતુ બળદ છે, એમ અહીં કહેવામાં આવ્યુ છે, એ વાત વ્યાજબી છે એ બળદ—

**सोमेन पूर्ण कलशं बिभर्ति** (મં ૬)

' સોમરસથી ભરેલા કલશનું ધારણ કરે છે " એ અમૃત રસનો કલશ તે ગાયના આંચળ અથવા હવાડુ છે જેમા વિપુલ દૂધ રહે છે. ગાયનુ દૂધ પણ સોમ રસથી યુક્ત હોય છે, એ સોમશકિત સોમાદિ શુદ્ધ વનસ્પતિઓના ભક્ષણથી ગાયમાં ઉત્પન્ન થાય છે, એ વાત સ્પષ્ટ થાય છે આ પ્રકારે સોમરસનો આધાર બદલ—

**इन्द्रस्य रूप ऋषभ** (મં ૭)

" ઇન્દ્રના રૂપને ધારણ કરવાવાળો છે " એ બળદ ઇન્દ્રની શક્તિને પોતાનામાં ધારણ કરે છે, તેથી તેને—

**आज्यं बिभर्ति घृतमस्य रेतः साहस्रः पोषस्तमु यज्ञमाहुः ।** (મં ૭)

" ઘીનો ધારક, વીર્યનું સ્થાન અને હજારો પ્રકારની પુષ્ટિઓ આપવાવાળો કહેવાય છે " વિચાર કરવાથી આ વાત વાચકોના ધ્યાનમાં સહજ આવી શકશે જ્યારે એ બળદ ગાયમાં અધિક દૂધ ઉત્પન્ન કરવાનો હેતુ છે, ત્યારે એ જ ઘી અને વીર્યનો વધારનારો નિમિત્ત છે, કેમકે, જે દૂધ વધારનારો છે, તેજ વીર્યને વધારનારો હોય છે ગાયના દૂધને વૈદક ગ્રન્થોમાં ( **सद्यः शुक्रकरं स्वादु** ) જલદીથી વીર્ય વધારનાર કહેવામાં આવ્યુ છે, હજારો બીજા ઉપાયોથી જે શરીરનું પોષણ થાય છે, તે આ એકલા ગાયના દૂધથી થાય છે આવુ સામર્થ્ય ગાયના દૂધમા છે ગાયનું અને બળદનું આટલું મહત્ત્વ હોવાથી એનું કાવ્યમય વર્ણન આ સૂક્તમાં આગળ કરવામાં આવ્યું છે એના દરેક અવયવમાં પ્રભુનો અંશ છે એ વાત મં. ૮ થી મં. ૧૬ સુધીમા કહી છે પ્રત્યેક અવયવમાં કયા દેવનો અંશ છે, એનું વર્ણન જોવાથી ગાયનું અને બળદનું શરીર દેવતામય છે, એ વાત સ્પષ્ટ થઇ જાય છે માનો ગાયનુ દૂધ દેવતાઓનું સત્ત્વ છે અહીં વાચકે વિચાર કરવો કે વેદે ગાયના દૂધનુ જે આટલુ બધુ મહાત્મ્ય વર્ણન કર્યું છે તે એમ કહે છે કે વૈદિક ધર્મી લોકોએ ગાયનું જ દૂધ પીવુ અને ગાયના જ ઘી આદિનું સેવન કરવુ, ભેંસના દૂધનો કદી ઉપયોગ ન કરવો.

૧૭ મા મંત્રમાં કહ્યુ છે કે, આ બળદ શિંગડાંથી રાક્ષસોનો નાશ કરે છે અને આંખથી અકાલનો નાશ કરે છે જો કે આ તો અલંકારિક વર્ણન છે, તો પણ તે સત્ય છે બળદના માનવજાતિપર એટલા અનંત ઉપકારો છે કે તેનુ યથાર્થ વર્ણન કરવુ અસંભવ છે રાક્ષસનો નાશ કરનાર બળદનું વર્ણન શતપથ બ્રાહ્મણમાં આ પ્રકારે આવે છે—

**मनोर्ह वा ऋषभ आस। तस्मिन्नसुरघ्नी सपत्नघ्नी वाक्प्रविष्टास ।**

***तस्य ह श्वसथाद्रिवथादसुररक्षसानि मृध्यमानानि यन्ति। ते हासुरा समूदिरे पाप वत नोऽयमृषभ सचत कथ न्विमं दम्भुयामेति॥***

(શ બ્રા ૧)

" મનુનો એક બળદ હતો, એનામાં અસુરો અને સપત્નોનો નાશક વાણી પ્રવિષ્ટ થઇ હતી, તેથી એના શ્વાસથી અસુર અને રાક્ષસ મર્દિત થઇને નષ્ટ થઇ જતા હતા, તે અસુરો મળીને વિચાર કરવા લાગ્યા કે ' આ ખૂબ પાપી છે, એનો કેવી રીતે નાશ કરવો જોઇએ ' વગેરે ' આ વર્ણન આલંકારિક છે, પણ એનો એટલો જ અર્થ કરવાનો છે કે, બળદમાં અસુરનાશક શક્તિ છે

૧૮ મા મંત્રમાં બ્રાહ્મણને બળદનું દાન કરવાનું મહત્ત્વ ફરીથી કહેવામાં આવ્યુ છે, એનું એક દાન સેંકડો દાનના સમાન છે, એ કથન પણ ખાસ મનન કરવા જેવુ છે ત્યાર

પછીના ત્રણ મંત્રોમાં બળદના દાનનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે એ બાબતમાં અગાઉ પુષ્કળ લખાઇ ગયું છે. આ રીતે છેલ્લા ત્રણ મંત્રોમાં બળદની ઇન્દ્ર શકિતનું વર્ણન છે, એવા બળદો ગાયની સાથે રાખવાનો ઉપદેશ છેલ્લા મંત્રમાં આપવામાં આવ્યો છે. આ બધામાં ગાય અને બળદનું મહત્ત્વનું વર્ણન કરવામાં આવ્યું છે, વાચકે આ બધા ઉપદેશોનું મહત્ત્વ જાણીને-સમજીને, બળદનું પોતાના ઘરમાં સ્વાગત કરવું અને એનો વિશેષ લાભ ઉઠાવવો.



# ગોશાલા

## કાંડ ૩, સૂક્ત ૧૪

( ऋषिः- ब्रह्मा । देवता- नानादेवता, गोष्ठ देवता )

सं वो॑ गो॒ष्ठेन॑ सु॒षदा॒ सं र॒य्या सं सुभू॑त्या । अह॑र्जातस्य॒ यन्नाम॒ तेना॑ व॒: सं सृ॑जामसि ॥ १ ॥
सं व॑: सृजत्वर्य॒मा सं पू॒षा सं बृह॒स्पति॑: । समिन्द्रो॒ यो ध॑नंज॒यो मयि॑ पुष्यत॒ यद्वसु॑ ॥ २ ॥
सं॒ज॒ग्माना॒ अबि॑भ्युषीर॒स्मिन्गो॒ष्ठे क॑री॒षिणी॑: । बिभ्र॑तीः सो॒म्यं मध्व॑नमी॒वा उ॒पेत॑न ॥ ३ ॥
इ॒हैव गाव॒ एत॑ने॒हो शके॑व पुष्यत । इ॒हैवोत प्र जा॑यध्वं॒ मयि॑ सं॒ज्ञान॑मस्तु वः ॥ ४ ॥

અર્થ — હે ગાયો ! ( वः सुषदा गोष्ठेन सं ) તમારે માટે બેસવા સારૂ સારી ગોશાળા બનાવું છું, ( रय्या सं ) ઉત્તમ જળની ત્યાં સગવડ કરૂં છું, ( सु-भूत्या सं ) રહેવા માટે ઉત્તમ અથવા પ્રજનન માટે પણ યોગ્ય સગવડ બનાવું છું. ( यत् अहर्जातस्य नाम ) જે દિવસભરમા શ્રેષ્ઠ વસ્તુ મળી જાય ( तेन वः संसृजामसि ) તમારે માટે રાખુ છું. [ ૧ ]

( अर्यमा वः संसृजतु ) અર્યમા તમને મેળવે ( पूषा सं बृहस्पतिः सं ) પૂષા અને બૃહસ્પતિ પણ તમને મેળવે, ( य धनंजयः इन्द्रः सं सृजतु ) જે ધન પ્રાપ્ત કરવાવાળો ઇન્દ્ર છે, તે તમને ધન આપો ( यत् वसु ) જે ધન તમારી પાસે છે તે ( मयि पुष्यत ) મારામા તમે પુષ્ટ કરો [ ૨ ]

( अस्मिन् गोष्ठे संजग्माना अ-बिभ्युषी- ) આ ગોશાળામા હળીમળીને રહીને અને નિર્ભય થઇને ( करीषिणीः ) ગોબરનુ ઉત્તમ ખાતર ઉત્પન્ન કરવાવાળી તથા ( सोम्यं मधु बिभ्रतीः ) શાંત મધુરરસ-દૂધ-નું ધારણ કરીને ( अन्-अमीवाः उपेतन ) નિરોગ અવસ્થામા અમારી પાસે આવો. [ ૩ ]

હે ( गावः ) ગાયો ! ( इह एव एतन ) અહીં જ આવો. અને ( इहो शका इव पुष्यत ) અહીં શાક સમાન પુષ્ટ થાઓ. ( उत इह एव प्रजायध्वं ) અને અહીં જ બચ્ચા ઉત્પન્ન કરીને વધો ( वः संज्ञानं मयि अस्तु ) તમારો પ્રેમ મારી સાથે જોડાઓ [ ૪ ]

ભાવાર્થ— ગાયોને માટે ઉત્તમ પ્રશસ્ત અને સ્વચ્છ ગોશાળા બનાવવી ગાયોને ઉત્તમ જળ પાવું, તથા ગાયોને ઉત્તમ સંતાન થાય એવી સદા દક્ષતા રાખવી ગાયોપર એટલો પ્રેમ કરવામા આવે કે, દિવસભરમા ગાયને લાયક, જે ઉત્તમમાં ઉત્તમ પદાર્થ મળે તે એને અર્પણ કરવામા આવે ( ૧ )

અર્યમાં, પૂષા, બૃહસ્પતિ તથા ધન પ્રાપ્ત કરવાવાળો ઇન્દ્ર આદિ બધા દેવો ગાયને પુષ્ટ બનાવે. તથા પુષ્ટ ગાયો તરફથી જે પોષક રસ મળે તે દૂધ પાઇ પુષ્ટિને માટે મને મળે. ( ૨ )

ઉત્તમ ખાતરરૂપી ગોબર ઉત્પન્ન કરવાવાળી, દૂધ જેનો મધુરરસ આપવાવાળી નીરોગ અને નિર્ભય સ્થાનપર વિચરવાવાળી ગાયો આ ઉત્તમ ગોશાળામા આવીને નિવાસ કરે ( ૩ )

ગાયો આ ગોશાળામાં આવે, અહીં ખૂબ પુષ્ટ થાય, અને અહીં પુષ્કળ સંતાનો ઉત્પન્ન કરે અને ગાયોના સ્વામીની સાથે પ્રેમ રાખીને આનંદથી રહે. ( ૪ )

*

शिवो वो गोष्ठो भवतु शारिशाकेव पुष्यत । इहैवोत प्र जायध्वं मया वः सं सृजामसि ॥ ५ ॥
मया गावो गोपतिना सचध्वमयं वो गोष्ठ इह पोषयिष्णुः ।
रायस्पोषेण बहुला भवन्तीर्जीवा जीवन्तीरुप वः सदेम ॥ ६ ॥

અર્થ— ( वः गोष्ठ शिवः भवतु ) તમારી ગોશાળા તમારે માટે હિતકારી થાઓ ( शारि-शाका इव पुष્यत ) શાલિના સાકની જેમ પુષ્ટ થાઓ. ( इह एव प्रजायध्वं ) અહીં જ પ્રજા ઉત્પન્ન કરો અને વધો ( मया व सखृजामसि ) મારી સાથે તમને ભ્રમણને માટે લઈ જાઉં છું [ ૫ ]

હે ( गाव ) ગાયો ! ( मया गोपतिना सचध्वं ) મારી ગોપતિની સાથે મળીને રહો ( व पोषयिष्णुः अयं गोष्ठ इह ) તમને પુષ્ટ કરવાવાળી આ ગોશાળા અહીં જ છુ ( राय पोषेण बहुला भवन्ती ) શોભાની વૃદ્ધિની સાથે મોટી થનાર ( जीवन्तीः वः जीवा उपसदेम ) જીવતી રહેવાવાળી તને અમે બધા પ્રાપ્ત કરીએ છીએ [ ૬ ]

ભાવાર્થ—ગોશાળા ગાયોને માટે કલ્યાણકારિણી થાઓ અહીં ગાયો પુષ્ટ થાય અને સંતાન ઉત્પન્ન કરીને વધે ગાયોના માલિકે પોતે ગાયોની વ્યવસ્થા રાખવી (૫)

ગાયો પોતાના માલિકની સાથે આનંદથી હળીમળીને રહો આ ગોશાળા અત્યન્ત ઉત્તમ છે એમાં રહીને ગાયો પુષ્ટ થાઓ તમારી શોભા અને પુષ્ટિ વધીને અહીં ઘણી ગાયો મોટી થાય અને એવી ઉત્તમ ગાયોને મેળવીને તેમને પાળીશું (૬)

## ગો સંવર્ધન

આ સૂક્ત તદ્દન સહેલું છે, તેથી એનું વિશેષ વિવરણ કરવાની જરૂર નથી એમાં જે વાતો કહેવામાં આવી છે તેનો સારાંશ એ છે કે, ' ગાયોને માટે ઉત્તમ ગોશાળા બનાવવી જોઈએ એમાં રહીને ઘાસ દાણો, પાણી આદિનો ઉત્તમ પ્રબંધ કરવામાં આવે માલિક ગાયોપર પ્રેમ રાખે અને ગાયો માલિકપર પ્રેમ રાખે ગાયો નિર્ભયતાથી રહે અને તેમને ભયભીત કરવામાં ન આવે, કેમકે, ભયભીત ગાયોના દૂધથી બુરૂ પરિણામ થાય છે ગાય વિયાય ત્યારે અધિક દુધવાળી અને અધિક નિરોગ સંતાન ઉત્પન્ન થાય એ બાબતમાં ખાસ દક્ષતા રાખવી ગાયોની પુષ્ટિ અને નીરોગીતાની બાબતમાં વિશેષ દક્ષતા રાખવામાં આવે અર્થાત્ ગાયોને પુષ્ટ કરવામાં આવે અને તેનાં સંતાનો પણ નીરોગી સંતાન ઉત્પન્ન થાય એવો સુપ્રબન્ધ કરવામાં આવે ગોપાલનનો ઉત્તમ પ્રબન્ધ થવો જોઈએ, કોઈ પણ પ્રકારનો રોગ ઉત્પન્ન થવો ન જોઈએ એના છાણના ખાતરનો ઉપયોગ શાલી એટલે ડાંગર આદિ ધાન્યને માટે કરવો જોઈએ '

આ સૂક્ત વાંચવાથી આ જાતનો બોધ થાય છે આ સૂક્ત અત્યન્ત સહેલું છે તેથી વાચકે એનું મનન કરવું અને યોગ્ય બોધ પ્રાપ્ત કરવો

---

# ગાયનું પાલન

### કાંડ. ૭, સૂક્ત ૭૫

( ऋषि-उपरिबभ्रवः । देवता– अघ्न्याः )

प्रजावतीः सूयवसे रुशन्तीः शुद्धा अपः सुप्रपाणे पिबन्तीः ।
मा व स्तेन ईशत माघशंसः परि वो रुद्रस्य हेतिर्वृणक्तु ॥ १ ॥

અર્થ— ( प्रजावती ) ઉત્તમ વાછરડાંવાળી ( सूयवसे रुशन्तीः ) ઉત્તમ ઘાસને માટે ફરીને ( सु-प्र-पाने शुद्धाः अपः पिबन्ती ) ઉત્તમ જલસ્થાનપર શુદ્ધ જલપાન કરવાવાળી ગાયો થાઓ હે ગાયો ! ( स्तेन वः मा ईशत ) ચોર તમારા પર શાસન ન કરે ( मा अघशंस ) પાપી પણ તમારા પર હકૂમત ન ભોગવે ( रुद्रस्य हेति व परि वृणक्तु ) રુદ્રનાં શસ્ત્રો તમારું રક્ષણ કરો [ ૧ ]

ભાવાર્થ— ગાયો ઉત્તમ ઘાસ ખાવાવાળી અને શુદ્ધ જળ પીવાવાળી થાઓ એને ઘણાં વાછરડાં થાઓ કોઈ ચોર અથવા કોઈ પાપી એને હાનિ ન પહોંચાડે મહાવીરનાં શસ્ત્રો એની રક્ષા કરો (૧)

पदज्ञा स्थ रमतय संहिता विश्वनाम्नीः । उप मा देवीर्देवेभिरेत ।
इमं गोष्ठमिदं सदो घृतेनास्मान्त्समुक्षत ॥ २ ॥

અર્થ— હે ( रमतयः ) આનંદ આપવાવાળી ગાયો ! ( पदज्ञाः स्थ ) તમારા રહેઠાણને જાણવાવાળી થાઓ. તમે ( संहिता विश्वनाम्नीः देवीः ) એકઠી થયેલી ઘણાં નામોવાળી દિવ્ય ગાયો ( देवेभिः मा उप एत ) દિવ્ય વાછરડાઓની સાથે મારી પાસે આવો ( इमं गो-स्थ,इदं सदं ) આ ગોશાળાને અને આ ઘરને તથા ( अस्मान् ) અમે સર્વને ( घृतेन स उक्षत ) ઘીથી યુક્ત કરો [ ૨ ]

ભાવાર્થ—ગાયો અમને આનન્દ આપે તે પોતાના કોઢારાના ઓળખે, હળીમળીને રહે, અનેક નામોવાળી દિવ્ય ગાયો પોતાના વાછરડાઓ સાથે અમારી પાસે આવે અને અમને ભરપૂર ઘી આપે ( ૨ )

આમાં પણ ગોપાલનનો આદેશ આપવામાં આવ્યો છે તે સ્મરણમાં રાખવા યોગ્ય છે, વાચકે આ સૂક્તની સાથે ૭૩ ( ૭૭ ) મું સૂક્ત અવશ્ય જોવું.

## ગાયને સમર્થ બનાવવી

### કાંડ ૭, સૂક્ત ૧૦૪

( ऋषि – ब्रह्मा । देवता– आत्मा )

कः पृश्निं धेनुं वरुणेन दत्तामथर्वणे सुदुघां नित्यवत्साम् ।
बृहस्पतिना सख्यं जुषाणो यथावशं तन्वः कल्पयाति ॥ १ ॥

અર્થ — ( वरुणेन अथर्वणे दत्तां ) વરુણે અથર્વા અર્થાત્ નિશ્ચલ યોગીને આપેલી ( सुदुघां नित्यवत्सां पृश्निं धेनुं ) સુખથી દોહવા યોગ્ય વાછરડાની સાથે રહેવાવાળી વિવિધ રંગી ગાયને ( बृहस्पतिना सख्यं जुषाणः ) જ્ઞાનીની સાથે મિત્રતા કરીને ( यथावशं तन्वः कः=प्रजापतिः कल्पयाति ) ઇચ્છાનુસાર શરીરની બાબતમાં પ્રજાનું પાલન કરવાવાળો જ સમર્થ બનાવે છે [ ૧ ]

( આ સૂક્ત હજુ સુધી સ્પષ્ટ થયું નથી વાચકે એનો વિચાર કરવો. ગાયોના શરીરની શક્તિ વધારવાનો વિષય એમાં છે ગાયનું દુધ આપવાની શક્તિ તથા બીજી શક્તિ વધારવાનો ઉપદેશ એમાં છે પ્રજાનો પાલક જ્ઞાનીની સાથે મંત્રણા કરીને ગાયને મજબુત-તન્દુરસ્ત બનાવે છે, એવો અહીં આશય હોવાનું જણાય છે પરંતુ આખો મંત્ર સારી પેઠે સમજવામાં આવતો નથી )

## ગાયોપર ચિન્હ

### કાંડ ૬, સૂક્ત ૧૪૧

( ऋषि – विश्वामित्र । देवता– अश्विनौ )

वायुरेनाः समाकरत्त्वष्टा पोषाय ध्रियताम् । इन्द्र आभ्यो अधि ब्रवद्रुद्रो भूम्ने चिकित्सतु ॥ १ ॥

અર્થ — ( वायुः एनाः सं आकरत् ) વાયુ એ ગાયોને એકઠી કરે, ( त्वष्टा पोषाय ध्रियतां ) ત્વષ્ટા પુષ્ટી કરે, ( इन्द्र आभ्य अधिब्रवत् ) ઇન્દ્ર એમને હાક મારે અને ( रुद्रः भूम्ने चिकित्सतु ) રુદ્ર વૃદ્ધિને માટે ચિકિત્સા કરે [ ૧ ]

लोहितेन स्वधितिना मिथुनं कर्णयोः कृधि । अकर्तामश्विना लक्ष्म तदस्तु प्रजया बहु ॥ २ ॥
यथा चक्रुर्देवासुरा यथा मनुष्या उत । एवा सहस्रपोषाय कृणुतं लक्ष्माश्विना ॥ ३ ॥

અર્થ –(લોહિતેન સ્વધિતિના) લોઢાના સળીઆથી (કર્ણયોઃ મિથુનં કૃધિ) કાનોની ઉપર જોડિયું ચિન્હ કરો (અશ્વિની લક્ષ્મ અકર્તા) અશ્વિ ચિન્હ કરે (તત્ પ્રજયા બહુ અસ્તુ) એ સંતતિની સાથે પુષ્કળ હિતકારી થાઓ. [૨]

(યથા દેવાસુરાઃ ચક્રુઃ) જેવાં દેવો અને અસુરોએ ચિન્હ કર્યાં (ઉત યથા મનુષ્યાઃ) અને જેવાં મનુષ્યો કરે છે, હે અશ્વિનો! (યથા સહસ્રપોષાય લક્ષ્મ કૃણુતં) આ પ્રકારે હજાર પ્રકારની પુષ્ટિને માટે ચિન્હો કરો. [૩]

ગાયોને ઓળખી કરવામાં આવે, તેમને પુરતું પકડી, ઘાસ આદિ આપીને પુષ્ટ બનાવવામાં આવે અને રોગરહિત રાખવામાં આવે. લોઢાના સળીઆથી ગાયના કાનોપર ચિન્હ કરવું યોગ્ય છે. એનાથી તેને ઓળખવી સુગમ થઇ પડે છે. આવું ચિન્હ બધા દેશોમાં કરવામાં આવે છે, તેનાથી બહુ લાભ થાય છે, વેદમાં બીજે પણ ગાયોના કાનોપર ચિન્હ કરવાનો ઉલ્લેખ આવે છે. ( અથર્વ ૧૨।૪।૬ જૂઓ )

---

## ગાય સુધારણા

### કાંડ ૬, સૂક્ત ૭૦

( ઋષિઃ- કાङ्कायनः । દેવતા- अघ्न्या )

यथा मांसं यथा सुरा यथाक्षा अधिदेवने । यथा पुंसो वृषण्यत स्त्रियां निहन्यते मनः ॥
एवा ते अघ्न्ये मनोऽधि वत्से नि हन्यताम् ॥ १ ॥
यथा हस्ती हस्तिन्याः पदेन पदमुद्युजे । यथा पुंसो वृषण्यत स्त्रियां निहन्यते मनः ॥
एवा ते अघ्न्ये मनोऽधि वत्से नि हन्यताम् ॥ २ ॥
यथा प्रधिर्यथोपधिर्यथा नभ्यं प्रधावधि । यथा पुंसो वृषण्यत स्त्रियां निहन्यते मनः ॥
एवा ते अघ्न्ये मनोऽधि वत्से नि हन्यताम् ॥ ३ ॥

અર્થ – (યથા માંસં) જેવી રીતે માંસમાં, (યથા સુરા) જેમ દારૂમાં (યથા અધિદેવને અક્ષાઃ) જેમ જુગારના પાસામાં (યથા વૃષણ્યતઃ પુંસઃ) જેમ બળવાન પુરૂષનું (મનઃ સ્ત્રિયાં નિહન્યતે) મન સ્ત્રીમાં રત થાય છે હે (અઘ્ન્યે) ગાય! (એવા તે મનઃ વત્સે અધિનિહન્યતાં) તે પ્રમાણે તારૂં મન વાછરડામાં લાગી રહો. [૧]

(યથા હસ્તી પદેન) જેમ હાથી પોતાના પગને (હસ્તિન્યાઃ પદં ઉદ્યુજે) હાથણીના પગની સાથે જોડે છે, અને જેમ બળવાન પુરૂષનું મન સ્ત્રીપર રત થાય છે, તે પ્રકારે ગાયનું મન વાછરડાપર સ્થિર રહેવું જોઇએ, [૨]

(યથા પ્રધિઃ) જેમ લોખંડનો પાટો-વાટ પૈંડા પર રહે છે, (યથા ઉપધિઃ) જેમ પૈંડું આરાપર રહે છે, અને જેમ (યથા નભ્યં પ્રધૌ અધિ) જેમ ચક્રનાભી આરાઓની વચમાં રહે છે, બળવાન પુરૂષનું મન સ્ત્રીમાં રત હોય છે, તેવી રીતે ગાયનું મન તેના વાછરડામાં સ્થિર રહેવું જોઇએ. [૩]

જે પ્રકારે મદ્યમાંસ, જુગાર, સ્ત્રી વ્યસન આદિમાં સાધારણ માણસનું મન રમમાણ હોય છે–રમ્યા કરે છે, તે પ્રકારે સારા મનુષ્યનું મન શ્રેષ્ઠ કર્મોમાં રમવું જોઇએ. ગાયનું મન તેના વાછરડામાં રમવું જોઇએ ગાયનું નામ ઇંદ્રિય માનવામાં આવે તો દરેક ઇંદ્રિયનો વાછરડો તેનું કર્મ છે. એ શુભ કર્મમાં રમે.

આ સૂક્ત સારી પેઠે સમજમાં આવતું નથી. તેથી એની વિશેષ ખોજ કરવી જોઇએ.

# ગો—રસ

### કાંડ ૨, સૂક્ત ૨૬

( ઋષિ – સવિતા । દેવતા – પશવ )

एह यन्तु पशवो ये परेयुर्वायुर्येषां सहचारं जुजोष ।
त्वष्टा येषां रूपधेयानि वेदास्मिन्तान्गोष्ठे सविता नि यच्छतु ॥ १ ॥
इमं गोष्ठं पशवः सं स्रवन्तु बृहस्पतिरा नयतु प्रजानन् ।
सिनीवाली नयत्वाग्रमेषामाजग्मुषो अनुमते नि यच्छ ॥ २ ॥
सं सं स्रवन्तु पशवः समश्वाः समु पूरुषाः । सं धान्यस्य या स्फातिः संस्राव्येण हविषा जुहोमि ॥ ३ ॥
सं सिञ्चामि गवां क्षीरं समाज्येन बलं रसम् ।
संसिक्ता अस्माकं वीरा ध्रुवा गावो मयि गोपतौ ॥ ४ ॥
आ हरामि गवां क्षीरमाहार्षं धान्यं रसम् । आहृता अस्माकं वीरा आ पत्नीरिदमस्तकम् ॥ ५ ॥

અર્થ— ( पशवः इह आयन्तु ) પશુ અહીં આવી જાય ( ये परा ईयु ) જે દૂર ગયા છે, ( येषां सहचारं वायुः जुजोष ) જેનું સાહચર્ય વાયુ કરે છે ( येषां रूपधेयानि त्वष्टा वेद ) જેમનું રૂપ ત્વષ્ટા જાણે છે ( अस्मिन् गोष्ठे तान् सविता नियच्छतु ) આ ગૌશાળામાં એને સવિતા બાંધી રાખે [ ૧ ]। ( पशवः इमं गोष्ठं संस्रवन्तु ) પશુઓ આ ગૌશાળામાં મળીને આવી જાય ( बृहस्पतिः प्रजानन् आनयतु ) પ્રજાપતિ ઓળખીને તેમને લઈ આવે ( सिनीवाली एषां अग्रं आनयतु ) સિનીવાલી એના અગ્રભાગને લઈ આવે હે ( अनुमते ) અનુમતે ! ( आजग्मुषः नियच्छ ) આવવાવાળાઓને નિયમમાં રાખે [ ૨ ]। ( पशवः अश्वाः उ पूरुषाः सं सं सं स्रवन्तु ) પશુ ઘોડા અને મનુષ્યો પણ ભેગી મળીને ચાલે ( या धान्यस्य स्फातिः सं ) જે અનાજની વૃદ્ધિ છે તે પણ સાથે વધે હું ( सं स्राव्येण हविषा जुहोमि ) મેળવેલ હવિથી હવન કરું છું [ ૩ ] ( गवां क्षीरं सं सिञ्चामि ) ગાયોનું દૂધ હું સીંચું છું ( बलं रसं आज्येन सं ) બલ વર્ધક રસને ઘીની સાથે મેળવું છું ( अस्माकं वीरा संसिक्ताः ) અમારા વીરો સીંચાઈ ગયા છે ( मयि गोपतौ गावः ध्रुवाः ) મારા ગોપતિમાં ગાયો સ્થિર થાઓ [ ૪ ] ( गवां क्षीरं आ हरामि ) ગાયોનું દૂધ હું લાવું છું ( धान्यं रसं आहार्षं ) અનાજ અને રસ હું લાવું છું ( अस्माकं वीरा आहृताः ) અમારા વીરો લાવવામાં આવ્યા છે અને ( पत्नीः इदं अस्तकं आ ) પત્નીઓ પણ આ ઘરમાં લાવવામાં આવી છે. [ ૫ ]

**ભાવાર્થ**— જે પશુઓ શુદ્ધ ચલવાયુમાં ફરવા માટે ગયા છે તે સાથે મળીને પાછા ગૌશાળામાં આવી જાય એમનાં ચિન્હોને ત્વષ્ટા જાણે છે સવિતા એમને ગૌશાળામાં બાંધી રાખે (૧) બધા પશુઓ એકઠા થઈને ગૌશાળામાં આવી જાય તેમને ઓળખનાર બૃહસ્પતિ તેમને લઈ આવે સિનીવાલી આગના ભાગમાં રહે અને અનુમતિ બાકીના આવવાવાળાઓને નિયમમાં રાખે (૨) ઘોડા આદિ બધા પશુઓ અને મનુષ્યો પણ સાથે જ ચાલે અને રહે ધાન્ય પણ મળીને વધે બધાને મળવાવાળા હવનથી યજ્ઞ કરું છું. (૩) હું ગાયનું દૂધ લઉં છું અને બળવર્ધક રસની સાથે ઘી મેળવીને તેનું સેવન કરું છું અમારા વીરો અને બાળકોને આ પેય આપવામાં આવે છે એ કાર્યને માટે અમારા ઘરમાં ગાયો હમેશાં રહે (૪) હું ગાયોનું દૂધ લાવું છું અને વનસ્પતિઓનો રસ તથા ધાન્ય લાવું છું અમારા વીરો અને બાળકોને એકઠા કરું છું ઘરમાં પત્નીઓને પણ લાવવામાં આવે છે અને બધા એ પૌષ્ટિક રસનું સેવન કરે છે (૫)

---

# ગો—૨૬

### પશુપાલન

ઘરમાં પુષ્કળ પશુ અર્થાત્ ગાયો, ઘોડા બળદ આદિ પાળવાં જોઈએ એ એક પ્રકારનું ધન જ છે. આજકાલ રૂપિયાઓને જ ધન માનવામાં આવે છે, પરન્તુ ઉપયોગની નજરે જોતાં ગાય આદિ પશુઓ એજ સાચું ધન છે તેમનું સારી રીતે વ્યવસ્થા કરવાની બાબતનો આદેશ આ સૂક્તના પહેલા બે મંત્રોમાં આપવામાં આવ્યો છે. આજકાલ ઘરમાં ખાસ કરીને ગાય આદિ પશુઓ પાળવામાં આવતાં નથી. કવચિત્ કોઈના ઘરમાં એક બે ગાયો હોય છે, પણ મોટે ભાગે કોઈ શહેરીઓ ઢોર રાખતા જ નથી શહેરના લોકો દૂધ કે ઘી વેચાતું જ લે છે આટલો રિવાજ બદલાઈ જવાથી આ સૂક્તનો ઉપદેશ નકામો લાગશે પરન્તુ વાચક પોતાની દૃષ્ટિને વૈદિક કાલમાં લઈ જાય અને જુએ કે, આશ્રિકાલમાં ઋષિઓ પાસે હજારો ગાયો રહેતી હતી અને તેના પ્રમાણમાં બીજા પણ ઘણાં પશુઓ રહેતાં હતા એવા ઘરોને માટે આ આદેશ ફલીભૂત થાય છે

### ભ્રમણ અને પાછા આવવું

ગાય આદિ પશુઓને ચોખ્ખી હવામાં ફરવા લઈ જવાં આવશ્યક છે તેઓને શુદ્ધ વાયુ ન મળે તેમજ સૂર્યનો પ્રકાશ ન મળે તો તેમનું સ્વાસ્થ્ય ઠીક રહેતું નથી તેમજ તેમનું દૂધ પણ ગુણકારી બનતું નથી તેથી—

**येषां सहचारं वायु जुजोष।** (મં. ૧)

'જેમનું સહચર્ય વાયુ કરે છે" આ પ્રથમ મંત્રનું વાક્ય ગાયો આરોગ્યને માટે એમનું ચોખ્ખી હવામાં ફરવું અત્યન્ત આવશ્યક છે, એ વાત કહે છે તથા—

**ये पशवः परा ईयुः ते इह आयन्तु॥** (મં. ૧)

જે પશુઓ બહાર ફરવા ગયાં હોય તે એકઠાં થઈને પાછાં આવે " આ મંત્રભાગમાં પણ આજ વાત સ્પષ્ટતાથી કહેવામાં આવી છે પશુઓ પોતાના સ્થાનમાંથી સાથે મળીને બહાર જાય અને સાથે જ પાછાં આવે આગળ પાછળ થઈ જાય તો તેમને શોધવા પડે એ તકલીફથી બચવા માટે બધા પશુઓ ક્રમપૂર્વક જાય અને બધાં એક સાથે પાછા આવે એમ આ મંત્રમાં કહેવામાં આવ્યું છે, એ આદેશ અત્યન્ત ઉપયોગી છે

જ્યાં હજારો પશુઓ હોય ત્યાં એક ગોવાળથી કામ નહીં ચાલે એ માટે તો ઘણા પ્રવીણ ગોવાળો જોઈએ એનું વર્ણન સવિતા આદિ નામોથી આ સૂક્તમાં કહેવામાં આવ્યું છે—

१ त्वष्टा येषां रूपधेयानि वेद। (મં. ૧)
२ सविता अस्मिन् गोष्ठे तान् नियच्छतु। (મં. ૧)
३ बृहस्पतिः प्रजानन् आनयतु। (મં. ૨)
४ सिनीवाली वर्गं अग्रं आनयतु। (મં. ૨)
५ अनुमते! आजग्मुषः नियच्छ। (મં. ૨)

આ મંત્રોમાં દેવતાઓનાં નામો પ્રત્યેક કાર્યને માટે આવેલાં છે આ શબ્દોના દેવતા વાચક અર્થો પ્રસિદ્ધ જ છે, છતાં એના મૂળ ધાત્વર્થ અહીં જુઓ—

૧ ત્વષ્ટા- સૂક્ષ્મ કરવાવાળો કુશળ કારીગર। (त्वक्ष तनूकरणे)

૨ સવિતા- પ્રેરક। (षु-प्रेरणे) ચલાવવાવાળો

૩ બૃહસ્પતિ - જ્ઞાનવાન, (बृहत्) મોટાના (पतिः) સ્વામી, પુરોહિત, નિરીક્ષક

૪ સિનીવાલી- (सिनी) અન્નના (वाली) બળથી યુક્ત અગ્રગામી સ્ત્રી.

૫ અનુ-મતિઃ- અનુકૂળ મતિ રાખવાવાળી સ્ત્રી

આ પાંચ દેવતા વાચક શબ્દોના આ મૂળ શબ્દાર્થ છે અને એ અર્થોની સાથે જ શબ્દો અહીં પ્રયુક્ત થાય છે; એ મૂળ અર્થો લઈને આ મંત્ર ભાગોનો અર્થ જૂઓ—

' કુશળ કારીગર ગાય આદિ પશુઓના આકારોને જાણે છે ૨ પ્રેરક એને ગોશાળામાં ક્રમપૂર્વક નિયમમાં રાખે ૩ એને જાણવાવાળો પશુઓને લાવે ૪ અગ્રગામી સ્ત્રી પશુઓની આગળ ચાલે અને ૫ અનુકૂળ કાર્ય કરવાવાળી આવનાર પશુઓની સાથે ચાલે.

અહીં પશુપાલનનો આદેશ મળે છે એનો વિચાર આ પ્રમાણે છે—

(૧) પશુઓના પાલન માટે એક એવો અધિકારી હોય, કે જે પશુઓનાં બધાં લક્ષણો જાણતો હોય. (૨) બીજો કાર્યકર્તા એવો હોય કે જે નિરીક્ષણ કરીને જુએ કે બધા પશુઓ તેમના નિયત કરેલા સ્થાનપર આવી ગયાં છે કે નહીં,

તથા તેમના ખાનપાનનો યોગ્ય પ્રબન્ધ થયો છે કે નહીં, (૩) ત્રીજો નિરીક્ષક એવો હોવો જોઇએ કે જે પશુનું આરોગ્ય શાસ્ત્ર સારી રીતે જાણતો હોય, તે પણ પશુઓને લાવવા, લઇ જવાપર દેખરેખ રાખે, (૪) જ્યારે પશુઓ ઘરમાં આવી જાય ત્યારે તેમણે ખાણુ આપવાવાળી સ્ત્રી હોય જે બધાંની આગળ જાય, તેની પાસે પશુઓને ખવડાવવા યોગ્ય અન્ન હોય, (૫) તથા તેની પાછળ ચાલનારી પશુઓને અનુકૂળ કાર્ય કરવાવાળી પાછળ પાછળ ચાલે " આ રીતે બધા પશુઓનો યોગ્ય પ્રબન્ધ થવો જોઇએ પુરૂષ ના કરતાં સ્ત્રીઓ પ્રેમપૂર્વક ઉત્તમ પ્રબન્ધ કરે છે તેથી છેલ્લા બે કાર્યો માટે સ્ત્રીઓને રોકવાની દેવોએ સૂચના કરી છે, તે યોગ્ય જ છે।

જ્યાં સેંકડો અને હજારો ગાયો પાળવામાં આવતી હોય એવે ઠેકાણે આવો પ્રબન્ધ થવો અત્યંત આવશ્યક છે આજ કાલ જ્યાં ગાયોના અભાવ જેવું જ થઇ ગયું છે, ત્યાં આવા મોટા પ્રબંધની જરૂર નથી, એ સ્પષ્ટ જ છે એ આજકાલ ની પ્રગતિ છે જે આપણને પુષ્ટિથી દૂર રાખે છે, એનો વાચકે અવશ્ય વિચાર કરવો જોઇએ જે ઘરમાં નિદાન પાંચ દસ ગાયો હોય તે ઘરનાં માણસો ઘી દૂધ ખાઇ પીને કેવાં હૃષ્ટ પુષ્ટ થાય છે અને જે ઘરમાં ગાયો હોતી નથી તે ઘરનાં માણસો કેવાં માયકાંગલાં હોય છે એનો વિચાર કરવાથી ગોપાલનની સાથે તન્દુરસ્તીનો સંબંધ કેટલો ઘનિષ્ટ છે, એ વાત લક્ષમાં આવ્યા વિના રહેતી નથી અહીં સુધીમાં પહેલાં બે મંત્રોનો વિચાર થયો ત્રીજા મંત્રમાં બધા સાથે હળીમળીને રહેવાથી લાભ થાય છે એ વાત કહેવામાં આવી છે શું પશુ કે શું મનુષ્ય બધાં પરસ્પર હળીમળીને ઉપયોગી થઇને વૃદ્ધિ કરે, બધાં મળીને ધાન્ય પ્રાપ્ત કરે, અર્થાત્ ખેતી કરીને ધાન્ય ઉત્પાદન કરવું જોઇએ આ રીતે ધાન્ય, વનસ્પતિરસ અને ગોરસ વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત કરીને એ દ્વારા પોતાની પુષ્ટિ વધારીને ઉન્નતિ કરવી (મં ૩)

### દૂધ અને પોષક રસ

દૂધ, દહીં માખણ, ઘી છાશ આદિ બધા પ્રકારના ગોરસ તથા બીજા પોષક રસ વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત કરવા જોઇએ, અને તેનું સેવન પણ પુરતા પ્રમાણમાં કરવું જોઇએ એ વિષયમાં મંત્ર ૪ અને ૫ સ્પષ્ટ શબ્દોમાં આદેશ આપે છે, એ મંત્રોમાં 'वीरा' શબ્દ છે, એ શબ્દનો પ્રસિદ્ધ અર્થ શૂરવીર છે, પરંતુ વેદમાં એનો અર્થ, 'પુત્ર, બાળબચ્ચાં સંતાન' એવો પણ છે અહીં આ મંત્રોમાં 'पत्नी' ના સાહચર્યના કારણે આવો અર્થ જ વિશેષત લાગુ પડે છે

"હું ગાયોનું દૂધ લાવું છું, વનસ્પતિઓનો બલવર્ધક રસ અને ધાન્ય લાવું છું, ઘી પણ લાવ્યો છું ઘરમાં ધર્મ-પત્નીઓ છે અને બાળબચ્ચાંઓ પણ એકઠાં થયાં છે અથવા ઇષ્ટમિત્ર વીર પુરૂષો પણ જમા થયા છે તમામની ઇચ્છા અનુસાર આ બધું ખાવા પીવાનું આપવામાં આવે છે (મં ૪-૫)

આ બે મંત્રોનો આવો આશય છે. " सासिक्ता अस्माकं वीरा " અમારા વીરો આ બાળબચ્ચાંઓની ઉપર આ રસ સીંચવામાં આવ્યો છે, જેવી રીતે વૃષ્ટિમાં જવાથી બધા ભીંજાઇ જઇએ છીએ, તેની રીતે બાળબચ્ચા ઓ ઉપર ઘી દૂધ આદિ બધા રસોની વૃષ્ટિ કરવામાં આવી છે 'सिच' ધાતુનો અર્થ ઉત્તમ પ્રકારનું સિંચન કરવું, ભીંજવવું છે બાળબચ્ચાં દૂધ દહીં માખણ ઘી રસ પૂરેપૂરા ભીંજાઇ જાય એટલો ગોરસ ઘરમાં હોવો જોઇએ ત્યારે જ હૃષ્ટપુષ્ટતા થઇ શકે છે આજકાલ અનેક પ્રકારની બીમારીઓ વધી જવાનું કારણ જ એ છે કે, મનુષ્યને ગોરસ ઓછો મળવાથી તેમની જીવનશકિત ઓછી થઇ ગઇ છે વાચકે એનો વિચાર કરવો અને એ વિષયમાં જે કંઇ થઇ શકે તે કરીને પોતાની જીવનશકિત વધારવી જોઇએ બીજુ બધુ આરોગ્ય જીવનશકિતની વૃદ્ધિ થવાથી જ મળી શકે છે ગોરક્ષણ, ગોવર્ધન તથા ગોરસ શોધન કરવાની કેટલી આવશ્યકતા છે અને રાષ્ટ્રીય તેમજ જાતીય જીવનની દષ્ટિએ પણ એની કેટલી આવશ્યકતા છે તેનો વાચકે વિચાર કરવો

વૈદિક આદેશ વ્યવહારમાં ઉતારવાનો વિચાર જે લોકો કરી રહ્યા છે તેમણે આ સૂક્તનું ઉત્તમ રીતે મનન કરવું જોઇએ, કેમકે આ આદેશ એવો છે કે, એને વ્યવહારમાં લાવવા જ લાભ થવાનો પ્રત્યક્ષ અનુભવ થશે

---

# ગાય અને યજ્ઞ

### કાંડ ૭, સૂક્ત ૭૩

( ऋषि – अथर्वा । देवता– अश्विनौ )

समिद्धो अग्निर्वृषणा रथी दिवस्तप्तो घर्मो दुह्यते वामिषे मधु ।
वयं हि वां पुरुदमासो अश्विना हवामहे सधमादेषु कारवः ॥ १ ॥
समिद्धो अग्निरश्विना तप्तो वां घर्म आ गतम् ।
दुह्यन्ते नूनं वृषणेह धेनवो दस्रा मदन्ति वेधसः ॥ २ ॥
स्वाहाकृतः शुचिर्देवेषु यज्ञो यो अश्विनोश्चमसो देवपानः ।
तमु विश्वे अमृतासो जुषाणा गन्धर्वस्य प्रत्यास्ना रिहन्ति ॥ ३ ॥
यदुस्रियास्वाहुतं घृतं पयोऽयं स वामश्विना भाग आ गतम् ।
माध्वी धर्तारा विदथस्य सत्पती तप्तं घर्मं पिबतं रोचने दिवः ॥ ४ ॥

---

**અર્થ**— હે ( वृषणौ अश्विनौ ) બન્ને બળવાન અશ્વિ દેવો ! ( दिव रथी अग्नि समिद्ध ) પ્રકાશના રથ જેવો અગ્નિ પ્રદીપ્ત થયો છે એ ( घर्मः तप्त ) તપી ગયેલી ગરમી જ છે. એ ( वां इषे मधुदुह्यते ) આપ બન્નેને માટે મધુર રસનું દોહન કરે છે ( वय पुरु-दमासः कारव सध-मादेषु वां हवामहे ) અમે સર્વ ઘણા ઘરવાળા અને કાર્ય કરવાવાળા પુરુષ સાથે મળીને આનંદ કરવાના સમયે તમને બન્નેને બોલાવીએ છીએ [ ૧ ]

હે ( वृषणौ अश्विनौ ) બળવાન્ અશ્વિદેવો ! ( अग्नि समिद्धः ) અગ્નિ પ્રદીપ્ત થયો છે, ( वां घर्म तप्त ) આપને માટે જ આ દૂધ તપી રહ્યું છે તેથી ( आगतं ) આવો ( नूनं इह धेनवः दुह्यन्ते ) અહીં ખાસ ગાયો દોહવામાં આવે છે હે ( दस्रौ ) દર્શનીય દેવો ! ( वेधसः मदन्ति ) જ્ઞાનીઓ આનન્દ કરે છે [ ૨ ]

( य अश्विनोः देवपानः चमसः यज्ञः ) જે અશ્વિદેવોનો, દેવ જેનાથી રસપાન કરે છે એવો ચમસરૂપી યજ્ઞ છે તે ( देवेषु स्वाहाकृत शुचि ) દેવોની અંદર સ્વાહા કરાયેલો તેથી પવિત્ર છે ( विश्वे अमृतास तं उ जुषाणाः ) બધા દેવો એનું સેવન કરે છે અને ( त उ गन्धर्वस्य आस्ना प्रत्यारिहन्ति ) એની ગંધર્વના મુખે પૂજા પણ કરે છે [ ૩ ]

હે ( अश्विनौ ) અશ્વિ દેવો ! ( यत् उस्रियासु आहुत घृत पयः ) જે ગાયોમાં રાખેલું ઘૃતમિશ્રિત દૂધ છે, ( अयं सः वां भाग ) આ તે તમારો ભાગ છે, તમે બન્ને ( आगतं ) આવો હે ( माध्वी ) મધુરતાયુક્ત ( विदथस्य धर्तारौ ) યજ્ઞના ધારક, ( सत्पती ) ઉત્તમ પાલકો ! ( दिव रोचने तप्त घर्मं पिबत ) દ્યુલોકના પ્રકાશમાં તપેલું આ દૂધ રૂપી તેજ પીઓ [ ૪ ]

---

**ભાવાર્થ**— હવનનો અગ્નિ પ્રગટ થઇ ચૂક્યો છે, ગાયનું દોહન થઇ રહ્યું છે, અને અમે બધા ઋત્વિજો દેવતાઓને બોલાવીએ છીએ ( ૧ )

હે દેવો ! અગ્નિ પ્રદીપ્ત થયો છે, દૂધ તપી રહ્યું છે, તેથી અહીં આવો, આ ગાયો દોહવાય છે, જેનાથી જ્ઞાનીઓ આનંદિત થાય છે ( ૨ )

આ યજ્ઞ એવો છે કે જેમાં દેવતા લોકો રસપાન કરે છે, અને તેઓ આ પવિત્ર યજ્ઞનું સેવન કરે છે અને સત્કાર કરે છે ( ૩ )

ગાયના દૂધમાં દેવોનો ભાગ છે, તેથી આ યજ્ઞમાં પધારો અને મધુર ગોરસ પીઓ ( ૪ )

तप्तो वां घर्मो नक्षतु स्वहोता प्र वामध्वर्युश्चरतु पयस्वान् ।
मधोर्दुग्धस्याश्विना तनाया वीतं पातं पयस उस्रियायाः ॥ ५ ॥
उप द्रव पयसा गोधुगोषमा घर्मे सिञ्च पय उस्रियायाः ।
वि नाकमख्यत्सविता वरेण्योऽनुप्रयाणमुषसो वि राजति ॥ ६ ॥
उप ह्वये सुदुघां धेनुमेतां सुहस्तो गोधुगुत दोहदेनाम् ।
श्रेष्ठं सवं सविता साविषन्नोऽभीद्धो घर्मस्तदु षु प्र वोचत् ॥ ७ ॥
हिङ्कृण्वती वसुपत्नी वसूनां वत्समिच्छन्ती मनसा न्यागन् ।
दुहामश्विभ्यां पयो अघ्न्येयं सा वर्धतां महते सौभगाय ॥ ८ ॥
जुष्टो दमूना अतिथिर्दुरोण इमं नो यज्ञमुप याहि विद्वान् ।
विश्वा अग्ने अभियुजो विहत्य शत्रूयतामा भरा भोजनानि ॥ ९ ॥

અર્થ—હે ( **अश्विनौ** ) અશ્વિદેવો ! ( **तप्तः घर्मः वां नक्षतु** ) તપાવેલું તેજરૂપી આ દૂધ તમો બન્નેને પ્રાપ્ત થાઓ. ( **स्वहोता पयस्वान् अध्वर्युः वां प्रचरतु** ) હવન કરવાનું દૂધ લઈને અધ્વર્યુ તમારી બન્નેની સેવા કરે ( **तनायाः उस्रियायाः मधोः दुग्धस्य पयसः** ) હૃષ્ટપુષ્ટ ગાયોનું દોહેલું આ મધુર દૂધને ( **वीतं पातं** ) પ્રાપ્ત કરો અને પીઓ [ ૫ ]

હે ( **गोधुक्** ) ગાયને દોહવાવાળા ! ( **पयसा ओष उपद्रव** ) દૂધ લઈને અહીં જલદી આવ, ( **उस्रियायाः पयः घर्मे आसिञ्च** ) ગાયનું દૂધ કઢાઈમાં રાખ, અને તપાવ ( **वरेण्यः सविता नाकं वि अख्यत्** ) શ્રેષ્ઠ સવિતા સુખપૂર્ણ સ્વર્ગધામને પ્રકાશિત કરે છે અને તે ( **उषसः अनुप्रयाणं विराजति** ) ઉષઃકાળના ગમન પછી વિરાજે છે [ ૬ ]

( **सुहस्तः एतां सुदुघां धेनुं उपह्वये** ) ઉત્તમ હાથવાળો હું એ સુખમાં દોહવા યોગ્ય ગાયને બોલાવું છું ( **उत गोधुक् एनां दोहत्** ) અને ગાયનું દોહન કરવાવાળો એને દુહે ( **सविता श्रेष्ठं सवं नः साविषत्** ) સવિતા એ શ્રેષ્ઠ અન્ન અમને આપે ( **अभीद्धः घर्मः तत् उ सु प्रवोचत्** ) પ્રદીપ્ત તેજરૂપી દૂધ એજ બતાવે [ ૭ ]

( **हिङ्कृण्वती वसूनां वसुपत्नी** ) હીં હીં કરવાવાળી ઐશ્વર્યનું પાલન કરવાવાળી, ( **मनसा वत्सं इच्छन्ती नि आगात्** ) મનમાં વાછરડાની કામના કરીને સમીપ આવી ગઈ છે ( **इयं अघ्न्या अश्विभ्यां पयः दुहाम्** ) આ ગાય બન્ને અશ્વિ દેવોને માટે દૂધ આપે અને ( **सा महते सौभगाय वर्धतां** ) અહીં મોટા સૌભાગ્યને માટે મોટી થાય. [ ૮ ]

( *दमूना अतिथिः दुरोणे जुष्टः* ) દમન કરવાવાળા મનવાળો અતિથિ ઘરમાં સેવિત થઈને એ ( *विद्वान्* ) જ્ઞાની ( **नः इमं यज्ञं उपयाहि** ) અમારા આ યજ્ઞમાં આવો. હે અગ્નિ ! ( **विश्वाः अभियुजः विहत्य** ) બધા શત્રુઓનો સંહાર કરીને ( **शत्रूयतां भोजनानि आभर** ) શત્રુતા કરવાવાળાનું અન્ન અમારી પાસે લાવ [ ૯ ]

**ભાવાર્થ**— હે દેવો ! આ તપાવેલો રસ તમને પ્રાપ્ત થાઓ. ગાયના આ મધુર ગોરસનું પાન કરો ( ૫ )

હે ગાયનું દોહન કરવાવાળાઓ ! દૂધ લઈને યજ્ઞમાં આવો. ગાયનું દૂધ તપાવો. હવન કરો, શ્રેષ્ઠ સવિતાએ આ સુખમય સ્વર્ગ તમારે માટે ખુલ્લું મુક્યું છે. ( ૬ )

હું દૂધ દોહવામાં કુશળ છું, અને ગાયને દોહવાને માટે બોલાવું છું. દોહવાવાળો એનું દોહન કરે. સવિતાએ આ શ્રેષ્ઠ રસ આપ્યો છે ( ૭ )

હીં હીં કરતી, મનથી વાછરડાની ઇચ્છા કરવાવાળી ગાય અહીં આવી ગઈ છે. એ અહિંસા યોગ્ય ગાય દેવોને માટે દૂધ આપે અને મોટા સૌભાગ્યની વૃદ્ધિ કરે. ( ૮ )

હે ઇન્દ્રિયસંયમી, અતિથિ, વિદ્વાન્ અમારા યજ્ઞમાં આવે, અમારા બધા શત્રુઓનો નાશ કરીને, શત્રુઓના ભોગો અમારી પાસે લઈ આવે ( ૯ )

*

अग्ने शर्ध महते सौभगाय तव द्युम्नान्युत्तमानि सन्तु ।
सं जास्पत्यं सुयममा कृणुष्व शत्रूयतामभि तिष्ठा महांसि ॥ १० ॥
सूयवसाद्भगवती हि भूया अधा वयं भगवन्तः स्याम ।
अद्धि तृणमघ्न्ये विश्वदानीं पिब शुद्धमुदकमाचरन्ती ॥ ११ ॥

અર્થ— હે ( शर्ध अग्ने ) બળવાન અગ્નિ ! ( तव उत्तमानि द्युम्नानि महते सौभगाय सन्तु ) તારૂં ઉત્તમ તેજ વધે અને મોટું સૌભાગ્ય વધારવાનું થાય ( जास्पत्यं सुयम सं आकृणुष्व ) સ્ત્રીપુરૂષનો સંબંધ ઉત્તમ સંયમપૂર્વક થાય ( शत्रूयतां महांसि अभितिष्ठ ) શત્રુતા કરવાવાળાઓના બળનો મુકાબલો કર [ ૧૦ ]

હે ( अघ्न्ये ) ન મારવા યોગ્ય ગાય ! તું ( सु-यवस-अद् भगवती हि भूयाः ) ઉત્તમ ઘાસ ખાવાવાળી ભાગ્યશાળી થાઓ ! ( अधा वय भगवन्तः स्याम ) અને અમે ભાગ્યવાન્ થઇશું ! ( विश्वदानीं तृण अद्धि ) સદા તૃણ ભક્ષણ કર અને ( आचरन्ती शुद्ध उदक पिब ) ભ્રમણ કરીને શુદ્ધ જળ પી [ ૧૧ ]

ભાવાર્થ- હે દેવ ! જે તારૂં ઉત્તમ તેજ છે તે અમારૂં ભાગ્ય વધારે સ્ત્રીપુરૂષના સંબંધમાં ઉત્તમ નિયમ રહે, અનિયમથી વ્યવહાર ન થાય શત્રુતા કરવાવાળાઓનો પરાભવ કરો ( ૧૦ )

હે ગાય ! તું ઉત્તમ ઘાસ ખા અને ભાગ્યવાન્ થા તારાથી અમે ભાગ્યશાળી થઇશું ગાય ઘાસ ખાય અને અહીં તહીં ભ્રમણ કરીને શુદ્ધ પાણી પીએ ( ૧૧ )

---

# ગાય અને યજ્ઞ

### ગોરક્ષા

ગાયની રક્ષા કેવી રીતે કરવી એ વિષે આ સૂક્તમાં આપેલો આદેશ સ્મરણમાં રાખવા જેવો છે જુઓ—

૧ **सूयवस-अद्-** ઉત્તમ ઘાસ ખાવાવાળી, અર્થાત્ ખરાબ ઘાસ અથવા ખરાબ કડબ ખાનારી ગાય ન હોય ગાયના દૂધમાં તેણે ખાધેલા પદાર્થોનું સત્વ આવે છે, તેથી જો ગાય ઉત્તમ ઘાસ ખાય તો દૂધ પણ નીરોગ અને પુષ્ટિકારક થાય છે તેથી એ આદેશ સ્મરણમાં રાખવા જેવો છે સાધારણ અનાડી લોકો રહેનારે ગાયને ચારવા લઇ જાય છે, અને તે વખતે ગાયને મનુષ્યનું શૌચ વિષ્ઠા પણ ખવાડે છે વાચકે વિચાર કરવો જોઇએ કે, આવા પદાર્થો ખવાડયા પછી દૂધ કેવું હોય, વિષ્ઠામાં જે ખરાબ પદાર્થો હોય, જે જન્તુ હોય, તે બધાનું પરિણામ એ દૂધપર થશે અને એવું દૂધ રોગકારક થશે તેથી વેદનો આ સંદેશ ગોપાલન કરનારાવાળા લોકોએ અવશ્ય ધ્યાનમાં રાખવો ( મં ૧૧ )

૨ **शुद्ध उदक पिबन्ती** શુદ્ધ જળ પીવાવાળી ગાય અશુદ્ધ, મલીન, ગંદું દુર્ગન્ધ યુક્ત જળ ગાયને ન પાવું એનું કારણ ઉપર આપવામાં આવ્યું છે, તેનો વિચાર કરવો જોઇએ ( મં ૧૧ )

૩ **आचरन्ती-** ભ્રમણ કરવાવાળી ગાય અહીંતહીં સારી પેઠે ફરે. ગાયને ઘરમાં બાંધી રાખવી ન જોઇએ સર્વપ્રકાશમાં ફરે એમ કરવું સર્વપ્રકાશમાં ફરનારાવાળી ગાયનું દૂધ પીવા લાયક બને છે ( મં ૧૧ )

૪ **विश्वदानीं तृण अद्धि-** ગાય સદા ઘાસ જ ખાય બીજા ત્રીજા પદાર્થો ન ખાય જવના ખેતરમાં ફરે અને જવ ખાય આ પ્રકારે ગાયનું દૂધ ઉત્તમ બને છે ( મં ૧૧ )

૫ **भगवती भूयाः-** બળવાન્ પ્રેમભરી, શુભગુણયુક્ત થાય ગાયપર પ્રેમ કરવાથી તે પણ ઘરનાં માણસો પર પ્રેમ કરે છે આ પ્રકારે પ્રેમ કરનારાવાળી ગાયનું દૂધ પીવાથી પીનારનું કલ્યાણ થાય છે ( મં. ૧૧ )

આ શબ્દો ગાયનું પાલન કેવી રીતે કરવું તેનું સૂચન કરે છે વાચકે એનો વિચાર કરવો અને પોતાની ગાયનું

એ રીતે પાલન કરવુ

૬ **સુદુઘા**– જે વિના તકલીફ દોહી શકાય છે, દોહતી વખતે જે ત્રાસ આપતી નથી (મ ૭)

૭ **સુહસ્ત ગોધુક્ પરનાં દોહત્**– ઉત્તમ હાથવાળા મનુષ્યે જ ગાય દોહવી અર્થાત્ તેણે પહેલાં પોતાના હાથો સાફ કરવા અને પછી જ ગાયનું દૂધ કાઢવુ આ આદેશનુ ખૂબ જ મહત્ત્વ છે કે વાળીઆના હાથમા જે મેલ હોય તે દૂધમા ઉતરે અને સીધો પેટમાં જાય તેથી પહેલાં હાથો સાફ ધોઈને પછી જ ગાય દોહવી જોઈએ (મ ૭)

૮ **અઘ્ન્યા**– ગાય અવધ્ય છે, તેથી તેને મારવી ન જોઈએ પોતાની માતાની જેમ પ્રેમથી એનુ પાલન કરવુ જોઈએ. (મ ૮)

૯ **સા મહતે સૌભગાય વર્ધતાં**– એવી પાળેલી ગાય ભારે સૌભાગ્યથી મોટી થાય દરેક ઘરમાં એવી ગોમાતા હોવી જોઈએ, અમારો પણ એવી ઇચ્છા છે (મ ૮)

૧૦ **વત્સ ઇચ્છન્તી**– ગાય વાછરડાંવાળી થાય એનાં વાછરડાં મરવા ન જોઈએ મરેલાં વાછરડાંવાળી ગાયનુ દૂધ પીનારાના ઘરમાં પણ એવુ જ થશે કારણ ગાયના દૂધના દોષથી જ તેનું બચ્ચુ મરી જાય તેજ દોષ પીનારાના વીર્યમા પણ ઉતરે તેથી ગાય વાછરડાંવાળી હોવી જોઈએ અને વાછરડાંની ઇચ્છા કરવાવાળી ગાય જ આપણા ઘરમાં જોઈએ (મ ૮)

૧૧ **ગોધુક્ પયસા ઉપદ્રવ ઉસ્રિયાયા પય ઘર્મે સિંચ**– ગાયને દોહીને ગોવાળે જલદી જ દૂધ આણવુ અને અગ્નિપર મૂકવુ એની મતલબ એ છે કે, કાચુ દૂધ ઘણીવાર સુધી રાખી મૂકવુ નહીં. જોઈએ તો ધારોષ્ણ દૂધ પીવુ, દોહતી વખતે જ પીવુ, પણ રાખવુ હોય તો તપાવીને જ રાખવુ કેમકે, અનેક પ્રકારના જન્તુઓ હવામાથી આવીને દૂધમ જમા થાય છે અને તેમાં તેનો વધારો થાય છે તેથી લાંબા વખત સુધી કચુ દૂધ રાખવુ નહીં તુરત અગ્નિ પર તપાવી લેવુ જોઈએ (મ ૬)

૧૨ **મધુ દુહ્યતે**– ગાયનુ દોહન કરીને જે નીચોવવામાં આવે છે તે મધુ અર્થાત્ અમૃત જ છે કેમકે તે અત્યન્ત મીઠુ હોય છે (મ ૧)

૧૩ **તપ્ત પિબત**– ઉન્હું કરેલું દૂધ પીઓ તેનું કારણ ઉપર આપવામાં આવ્યુ છે (મ. ૪)

આ રીતે દેવોને દૂધનુ સમર્પણ કરવુ જોઈએ ખાસ કરીને અશ્વિની દેવોનો ભાગ ગાયનુ દૂધ અને ઘી જ છે, એ વાત ચોથા મ ત્રમાં કહેવામાં આવી છે અશ્વિની દેવ પોતે દેવોના વૈદ્ય છે અને તેથી તેને માલુમ છે કે કયુ દૂધ સારૂ છે અને કયું દૂધ સારૂ નથી અશ્વિની દેવ બીજુ દૂધ પીતા નથી અને બીજુ ઘી પણ ખાતા નથી આપણે બધાએ આ વાત સ્મરણમાં રાખવા જેવી છે તેથી મનુષ્યે ગાયનુ જ ઘી ખાવુ જોઈએ અને ગાયનુ દૂધ જ પીવુ જોઈએ આથી ભેંસનું દૂધ પીવુ નહીં, એ વાત સિદ્ધ થાય છે તેમ જ બજારનું દૂધ પણ લેવુ નહીં, કારણ તેની સ્વચ્છતા યોગ્ય રીતે જાળવવામાં આવતી નથી તેથી ઘેરે ઘેર ગાય પાળવી જોઈએ અને તેનું દૂધ યજ્ઞમા સમર્પણ કરવુ જોઈએ અને હુતશેષ પ્ય વુ જોઈએ

---

# પંચૌદન અજ

## કાંડ ૯, સૂક્ત ૫

(ऋषि-भृगु । देवता- पञ्चौदनोऽजः।)

**आ नयैतमा रभस्व सुकृतां लोकमपि गच्छतु प्रजानन् ।**
**तीर्त्वा तमांसि बहुधा महान्त्यजो नाकमा क्रमतां तृतीयम् ॥ १ ॥**

**અર્થ**— (एतं आनय) એને અહીં લાવ અને એવા (आरभस्व) કર્મનો પ્રારભ કર કે જેથી એ (प्रजानन्) માર્ગને જાણીને (सुकृतां लोक अपि गच्छतु) સત્કર્મ કરવાવાળાઓના સ્થાનમાં જાય માર્ગમાં (महान्ति तमांसि बहुधा तीर्त्वा) ગાઢા અન્ધકારને અનેક પ્રકારે તરીને એ (अज तृतीय नाकं आक्रमता) અજન્મા ત્રીજા ધામને પ્રાપ્ત થાય [ ૧ ]

**ભાવાર્થ**— એને અહીં લઇ આવો, શુભ કર્મોનો પ્રારભ કરો, તમારી ઉન્નતિનો માર્ગ જાણી લો, અને સત્કર્મ કરવાવાળાએ જ્યા જાય છે, એ સ્થાનને પ્રાપ્ત કરો માર્ગમા અધકાર નડશે, તેને પાર કરવો જોઇએ તેથી આ પ્રકારે એ અજન્મા આત્મા પરમ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થાય છે (૧)

इन्द्राय भागं परि त्वा नयाम्यस्मिन्यज्ञे यजमानाय सूरिम् ।
ये नो द्विषन्त्यनु तान्रभस्वानागसो यजमानस्य वीराः ॥ २ ॥
प्र पदोऽव नेनिग्धि दुश्चरितं यच्चचार शुद्धैः शफैरा क्रमतां प्रजानन् ।
तीर्त्वा तमांसि बहुधा विपश्यन्नजो नाकमा क्रमतां तृतीयम् ॥ ३ ॥
अनु च्छय श्यामेन त्वचमेतां विशस्तर्यथापर्वं१सिना माभि मंस्थाः ।
माभि द्रुहः परुशः कल्पयैनं तृतीये नाके अधि वि श्रयैनम् ॥ ४ ॥
ऋचा कुम्भीमध्यग्नौ श्रयाम्या सिञ्चोदकमव धेह्येनम् ।
पर्याधत्ताग्निना शमितारः शृतो गच्छतु सुकृतां यत्र लोकः ॥ ५ ॥

---

અર્થ— ( अस्मिन् यज्ञे ) આ યજ્ઞમાં સ્થિત ( इन्द्राय यजमानाय भागं सूरिं त्वा ) ઇન્દ્ર અને યજમાનને માટે ભાગરૂપ બનેલ તને જ્ઞાનીને ( परि नयामि ) બધી તરફ લઇ જાઉં છું. ( ये नः द्विषन्ति ) જે અમારો દ્વેષ કરે છે ( तान् अनुरभस्व ) તેમનો નાશ કરવાનો આરંભ કર. અને ( यजमानस्य वीराः अनागसः ) યજમાનના પુત્ર અથવા વીરો પાપરહિત થાઓ. [ ૨ ]

( यत् दुः चरित चचार ) એણે જે દુરાચાર કર્યો હોય, તે બધો ( पदः प्र अव नेनिग्धि ) એના પગથી ધોઇ નાખ, ત્યાર પછી ( शुद्धैः शफैः प्रजानन् आक्रमतां ) શુદ્ધ પગે માર્ગ જોઇને ચાલે ( विपश्यन् तमांसि बहुधा तीर्त्वा ) જોઇને અંધકારને સર્વ પ્રકારે તરીને, ( अजः ) એ અજન્મા ( तृतीयं नाक आक्रमतां ) તૃતીય સ્વર્ગધામને પ્રાપ્ત કરે [ ૩ ]

હે ( विशस्त. ) વિશેષ શાસક ! તુ ( एतां त्वचं यथा परुः ) આ ચામડીને સાંધા અનુસાર ( श्यामेन असिना अनुच्छय ) કાળા શસ્ત્રથી કાપી નાખ. ( मा अभि मंस्थाः ) અભિમાન કરતો નહીં, ( मा अभिद्रुहः ) દ્રોહ ના કર. ( परुशः एनं कल्पय ) સાંધા અનુસાર એને સમર્થ બનાવ અને ( तृतीये नाके एनं अधि विश्रय ) ત્રીજા સ્વર્ગધામમાં એને સ્થાપિત કર. [ ૪ ]

( ऋचा कुंभीं अग्नौ अधिश्रयामि ) મંત્રથી આ પાત્રને હું અગ્નિપર રાખુ છું. એમાં તું ( उदकं आ सिञ्च ) પાણી નાખ અને ( एन अवधेहि ) તેને અહીં સ્થાપિત કર હે ( शमितारः ) શાન્ત કરવાવાળાઓ ! તમે ( अग्निना पर्याधत्त ) અગ્નિ દ્વારા ચારે બાજુથી એને ધારણ કરો. એ ( शृतः गच्छतु ) પરિપક્વ થઇને ત્યાં જાય કે ( यत्र सुकृतां लोकः ) જ્યાં સત્કર્મ કરવાવાળાઓનું સ્થાન છે [ ૫ ]

---

ભાવાર્થ— આ યજ્ઞમાં તમને બધી બાજુ લઇ જાઉં છું. તુ જ્ઞાની બનીને પ્રભુને માટે આત્મસમર્પણ કર અને યજ્ઞકર્તાની સાથે સમભાગી થા. જે દ્વેષ કરે તેમને દૂર કર. આ રીતે યજ્ઞકર્તાનું કાર્ય નિષ્પાપ થાય અને કાર્ય કરે ( ૨ )

અગાઉ જે કંઇ દુરાચાર થયો હોય તે ધોઇ નાખ અને શુદ્ધ પગને પોતાનો માર્ગ આક્રમણ કર ચારે બાજુનો માર્ગ જો, બધા અંધકારને ઉલ્લંઘીને, જન્મમરણને દૂર કરીને પરમ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થા ( ૩ )

યોગ્ય શાસક અથવા છેદક સાધાઓ અનુસાર તીક્ષ્ણ શસ્ત્રથી શસ્ત્રપ્રયોગ કરે અને રોમ આદિ દોષોને દૂર કરે અભિમાન ન કરે અને કોઇનો દ્રોહ પણ ન કરે પ્રત્યેક અવયવમાં સામર્થ્ય ઉત્પન્ન કરે અને પરમ ઉચ્ચ સ્થાનોને પ્રાપ્ત કરે ( ૪ )

રાંધવાનું વાસણ અગ્નિપર રાખવામાં આવે, તેમા પાણી રેડવામા આવે, ચારે બાજુથી સારી રીતે આંચ આપવામાં આવે, અને રંધાયા પછી જ્યાં સુકૃત કરવાવાળા બેઠા હોય ત્યાં લઇ જઇને તેમને આપવામાં આવે ( ૫ )

उत्क्रामातः परि चेदतप्तस्तप्ताच्चरोरधि नाकं तृतीयम् ।
अग्नेरग्निरधि सं बभूविथ ज्योतिष्मन्तमभि लोकं जयैतम् ॥ ६ ॥
अजो अग्निरजमु ज्योतिराहुरजं जीवता ब्रह्मणे देयमाहुः ।
अजस्तमांस्यप हन्ति दूरमस्मिँल्लोके श्रद्दधानेन दत्तः ॥ ७ ॥
पञ्चौदनः पञ्चधा वि क्रमतामाक्रंस्यमानस्त्रीणि ज्योतींषि ।
ईजानानां सुकृतां प्रेहि मध्यं तृतीये नाके अधि वि श्रयस्व ॥ ८ ॥
अजा रोह सुकृतां यत्र लोकः शरभो न चत्तोऽति दुर्गाण्येषः ।
पञ्चौदनो ब्रह्मणे दीयमानः स दातारं तृप्त्या तर्पयाति ॥ ९ ॥

---

અર્થ— ( अत तप्तात् चरो ) આ તપેલા વાસણથી ( अतप्त ) સતમ ન થતાં તું ( परि उत् क्राम ) ઉપર ચઢ અને ( एन अवधेहि ) એની ત્યા સ્થાપના કર ( अग्ने अधि ) અગ્નિની ઉપર ( अग्नि स बभूविथ ) અગ્નિ પ્રગટ થાય છે તેથી ( एत ज्योतिष्मन्तं लोक अभिजय ) એ તેજસ્વી લોકના જય કર [ ૬ ]

( अज अग्नि ) અજન્મા અગ્નિ છે ( अज उ ज्याति आहु ) ન જન્મનાર તેજ છે એમ કહેવાય છે ( जीवता अज ब्रह्मणे देय आहु ) જીવતા મનુષ્ય દ્વારા પોતાનો અજન્મા આત્મા પરબ્રહ્મને માટે સમર્પણ કરવાને માટે યોગ્ય છે એમ કહેવાય છે ( अस्मिन् लोके श्रद्धानेन दत्त ) આ લોકમાં શ્રદ્ધા ધારણ કરનારાઓએ સમર્પિત કરેલ ( अज तमासि दूर अप हन्ति ) અજન્મા આત્મા અન્ધકારોને દૂર હઠાડે છે [ ૭ ]

( त्रीणि ज्योतींषि आक्रस्यमान ) ત્રણે તેજોપર આક્રમણ કરવાવાળો ( पञ्चौदन ) પાચ ભોજન કરનાર અજન્મા ( पञ्चधा विक्रमता ) પાંચ પ્રકારના પરાક્રમ કરે ( ईजानाना सुकृता मध्य प्रेहि ) યજ્ઞકર્તા સત્કર્મ કરવાવાળાઓની વચમાં પ્રાપ્ત થાય ( तृतीये नाके अधिविश्रयस्व ) ત્રીજા સ્વર્ગધામમાં જાવ [ ૮ ]

( अज ! आरोह ) હે અજન્મ ! ઉપર ચઢ ( यत्र सुकृता लोक ) જ્યાં શુભ કર્મ કરવાવાળાઓનું સ્થાન છે ( चत्त शरभ न ) છુપાયેલા વાઘની જેમ ( दुर्गाणि अति एष ) સંકટોથી પાર જા ( पञ्चौदन ब्रह्मणे दीयमान ) પાંચેનું ભોજન કરનાવાળો આત્મા પરબ્રહ્મને માટે સમર્પિત થઈને ( स ) એ ( दातार तृप्त्या तर्पयाति ) દાતાને તૃપ્તિથી સંતુષ્ટ કરે છે [ ૯ ]

---

ભાવાર્થ— તપેલા વાસણને એવી રીતે બહાર કાઢો કે જાણે તે તપ્યું જ ન હોય, અને પરમ ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત થાય અગ્નિપર અગ્નિ અર્થાત્ આત્માપર પરમાત્મા બિરાજમાન છે તેજોમય લોકને પોતાના શુભકર્મો વડે પ્રાપ્ત કરે ( ૬ )

અજન્મા આત્મા પણ અગ્નિ કહેવાય છે અજન્મા પરમાત્મા પણ તેજોમય છે એમ જ્ઞાનીઓ કહે છે જીવતા દેહધારી લોકોના જે અજન્મા જીવાત્મા છે તે એ પરમાત્મા તે પરમાત્મા અથવા પરબ્રહ્મને માટે સમર્પિત થવા યોગ્ય છે એમ જ્ઞાનીઓ કહે છે આ લોકમા શ્રદ્ધાથી એનું જો સમર્પણ કરવામા આવે, તો એ અજન્મા આત્મા બધા અંધકારને દૂર કરી શકે છે ( ૭ )

ત્રણ તેજોને પ્રાપ્ત કરવાવાળો આત્મા પાંચ ભોગો પ્રાપ્ત કરવાવાળો છે, એ પાંચ કાર્યક્ષેત્રોમા પરાક્રમ કરે યજ્ઞ કરવાવાળા શુભકર્મ કરવાવાળા લોકોની વચમા પ્રમુખ સ્થાન પ્રાપ્ત કરે અને પરમ ઉચ્ચ અવસ્થામા બિરાજમાન થાય ( ૮ )

હે જન્મરહિત જીવાત્મન્ ! ઊંચા માર્ગે ચાલ, અને સત્કર્મ કરવાવાળા લોકો જ્યાં પહોંચે છે ત્યાં જે જેવી રીતે છુપાઈ રહેલો વાઘ હોય છે, તેની રીતે સુરક્ષિત થઈને બધા કષ્ટોથી પાર થા પાંચ ભોજનનો ભોગ લેવાવાળો જીવાત્મા પરમાત્માને માટે સમર્પિત થઈને સમર્પણ કરવાવાળાને સંતુષ્ટ કરે છે ( ૯ )

अजस्त्रिनाके त्रिदिवे त्रिपृष्ठे नाकस्य पृष्ठे ददिवांसं दधाति ।
पञ्चौदनो ब्रह्मणे दीयमानो विश्वरूपा धेनुः कामदुघास्येका ॥ १० ॥
एतद्वो ज्योतिः पितरस्तृतीयं पञ्चौदनं ब्रह्मणेऽजं ददाति ।
अजस्तमांस्यप हन्ति दूरमस्मिँल्लोके श्रद्दधानेन दत्तः ॥ ११ ॥
ईजानानां सुकृतां लोकमीप्सन्पञ्चौदनं ब्रह्मणेऽजं ददाति ।
स व्याप्तिमभि लोकं जयैतं शिवोऽस्मभ्यं प्रतिगृहीतो अस्तु ॥ १२ ॥
अजो ह्यग्नेरजनिष्ट शोकाद्विप्रो विप्रस्य सहसो विपश्चित् ।
इष्टं पूर्तमभिपूर्तं वषट्कृतं तद्देवा ऋतुशः कल्पयन्तु ॥ १३ ॥

અર્થ — ( अज ) અજન્મા આત્મા ( ददिवांस ) આત્મસમર્પણ કરવાવાળાને ( त्रिनाके त्रिदिवे त्रिपृष्ठे ) ત્રણે સુખોને આપનાર, ત્રણ પ્રકાશોથી યુક્ત, ત્રણ પીઠ આધારથી યુક્ત ( नाकस्य पृष्ठे ) સ્વર્ગધામના સ્થાનપર ( दधाति ) ધારણ કરે છે ( पञ्चौदन ब्रह्मणे दीयमान ) પાંચ ભોજનોવાળો જે પરબ્રહ્મને સમર્પિત થાય એવો તું પોતે ( एका विश्वरूपा धेनुः असि ) એક વિશ્વરૂપ કામધેનુ જેવા બને છે [ ૧૦ ]

હે ( पितर ) પિતરો ! ( वः एतत् तृतीयं ज्योति. ) તમારે માટે આ ત્રીજું તેજ છે જે ( पञ्चौदन अज ब्रह्मणे ददाति ) પંચભોજન કરવાવાળા અજન્મા આત્માનું પરબ્રહ્મને માટે સમર્પણ કરવાનુ છે. ( श्रद्दधानेन दत्तः अज ) શ્રદ્ધાળુ દ્વારા સમર્પિત થયેલ અજન્મા આત્મા ( अस्मिन् लोके तमांसि दूर अपहन्ति ) આ લોકમાં બધા અંધકારોને દૂર કરે છે [ ૧૧ ]

( ईजानानां सुकृता लोक ईप्सन् ) યજ્ઞકર્તા શુભકર્મ કરવાવાળાઓના લોકની પ્રાપ્તિની ઇચ્છા કરવાવાળો જે ( पञ्चौदन अज ब्रह्मणे ददाति ) પાંચ ભોજન કરવાવાળો આત્માને પરબ્રહ્મને માટે સમર્પિત કરે છે ( सः व्याप्तिं एतं लोक जय ) તે તું વ્યાપ્તિવાળા એ લોકને જીતી લે તે ( प्रति गृहीत अस्मभ्यं शिवः अस्तु ) સ્વીકૃત થયેલ અમારે માટે કલ્યાણકારી થાઓ. [ ૧૨ ]

( अज अग्नेः शोकात् हि अजनिष्ट ) અજન્મા આત્મા અગ્નિરૂપ તેજસ્વી પરમાત્માના તેજથી પ્રગટ થયો છે ( विप्रस्य सहसः ) વિશેષ જ્ઞાની પરમાત્માની શક્તિથી ( विपश्चित् विप्र. ) એ જ્ઞાની ચેતન પ્રગટ થયો છે ( इष्ट पूर्तं ) ઇષ્ટ અને પૂર્ત ( अभिपूर्तं वषट्कृतं तत् ) સ પૂર્ણ યજ્ઞ દ્વારા સમર્પિત એને ( देवाः ऋतुशः सत् कल्पयन्तु ) દેવ ઋતુને અનુકૂળ સમર્થ બનાવે છે [ ૧૩ ]

ભાવાર્થ — અજન્મા આત્મા આત્મસમર્પણ કરવાવાળાને બધા પ્રકારના ઉચ્ચ સુખપૂર્ણ સ્થાનને માટે લાયક બનાવે છે ભોજનોનો ભોક્તા જીવાત્મા પરમાત્માને માટે સમર્પિત થયા પછી એક કામધેનુ જેવો બની જાય છે ( ૧૦ )

જે પાંચ અન્નોનો ભોક્તા જીવાત્મા પરમાત્માને સમર્પિત કરવાનો છે તે માનવ, બધા પિતરોને માટે ત્રીજી જ્યોતિ આપવા જેવો છે તે સમર્પણ જો શ્રદ્ધાથી થાય તો તે બધા અજ્ઞાનરૂપી અંધેરાને દૂર કરે છે ( ૧૧ )

યજ્ઞ કરનારા પુરૂષો જે લોકને પ્રાપ્ત કરે છે ત્યાં પંચભોજની જીવાત્માને પરમાત્મા માટે સમર્પણ કરનાર જાય છે તેથી તું એ વ્યાપક લોકને પ્રાપ્ત થા એ લોક પ્રાપ્ત થયા પછી બધાને માટે કલ્યાણકારી થા ( ૧૨ )

પરમાત્માના તેજથી અજન્મા જીવાત્મા પ્રગટ થાય છે, મહાન્ જ્ઞાની પરમાત્માના મહિમાથી આ ચેતન જીવાત્મા પ્રગટ થાય છે એના બધા પ્રકારના ઋતુઓને અનુકૂળ બધાં કર્મો બધા દેવો મળીને પૂર્ણ કરે છે ( ૧૩ )

अमोतं वासो दद्याद्धिरण्यमपि दक्षिणाम् ।
तथा लोकान्त्समाप्नोति ये दिव्या ये च पार्थिवाः ॥ १४ ॥
एतास्त्वाजोप यन्तु धाराः सोम्या देवीर्घृतपृष्ठा मधुश्चुतः ।
स्तभान पृथिवीमुत द्यां नाकस्य पृष्ठेऽधि सप्तरश्मौ ॥ १५ ॥
अजोऽस्यज स्वर्गोऽसि त्वया लोकमङ्गिरसः प्राजानन् । तं लोकं पुण्यं प्र ज्ञेषम् ॥ १६ ॥
येना सहस्रं वहसि येनाग्ने सर्ववेदसम् । तेनेमं यज्ञं नो वह स्वर्देवेषु गन्तवे ॥ १७ ॥
अज पक्वः स्वर्गे लोके दधाति पञ्चौदनो निर्ऋतिं बाधमानः ।
तेन लोकान्त्सूर्यवतो जयेम ॥ १८ ॥

અર્થ—(अमोतं हिरण्य यं वासः) સાથે બેસીને વણેલું સુવર્ણમય વસ્ત્ર અને (दक्षिणां अपि दधात्) દક્ષિણા પણ આપવામાં આવે. (तथा लोकान् समाप्नोति) એનાથી તેઓ એ લોક પ્રાપ્ત કરે છે, (ये दिव्याः ये च पार्थिवाः) જે દ્યુલોકમાં અને આ પૃથ્વીપર છે. [ ૧૪ ]

હે (अज) અજન્મા આત્મન્! (एताः सोम्याः देवीः) જે સોમ સંબંધી દિવ્ય (घृतपृष्ठाः मधुश्चुतः) ઘી અને મધથી યુક્ત (धाराः त्वा उपयन्तु) રસ ધારાઓ તારી પાસે પહોંચે. અને તું (सप्तरश्मौ अधि) સાત કિરણોવાળા સૂર્યની ઉપર (नाकस्य पृष्ठे द्यां) સ્વર્ગના પૃષ્ઠભાગ પર દ્યુલોકને (उत पृथिवीं स्तभान) અને પૃથ્વીને સ્થિર કર. [ ૧૫ ]

હે (अज) અજન્મા! તું (अजः असि) જન્મ રહિત છે, તું (स्वर्गः असि) સુખમય છે, (त्वया अंगिरसः लोकं प्रजानन्) તું તૈજસ લોકને જાણવાવાળો છે. (तं पुण्यं लोकं प्र ज्ञेषं) એ પુણ્ય કારક લોકોને હું જાણવા ચાહું છું. [ ૧૬ ]

હે અગ્નિ! (येन सहस्रं वहसि) જેનાથી તું હજારો ને લઈ જાય છે અને (येन सर्ववेदसं) જેના વડે તું બધું જ્ઞાન પહોંચાડે છે, (तेन) તેનાથી (नः इमं यज्ञं) અમારા આ યજ્ઞને (देवेषुः स्वः गन्तवे) દેવોની અંદર વિદ્યમાન તેજને પ્રાપ્ત કરવાને માટે (वह) લઈ ચાલ. [ ૧૭ ]

(पञ्चौदनः पक्वः अजः) પંચ ભોજન વાળો પરિપક્વ થયેલો અજન્મા આત્મા (निर्ऋतिं बाधमानः) દુરવસ્થાને નાશ કરીને (स्वर्गे लोके) સ્વર્ગલોકમાં (दधाति) ધારણ કરે છે. (तेन) તેનાથી (सूर्यवतः लोकान् जयेम) સૂર્યવાળા લોકોને જીતીને પ્રાપ્ત કરીશું. [ ૧૮ ]

ભાવાર્થ—પોતે બેસીને વણેલ વસ્ત્ર સુવર્ણ દક્ષિણાની સાથે દાન કરવું જોઇએ એ દાનથી લૌકિક અને અલૌકિક લોકોની પ્રાપ્તિ થાય છે. (૧૪)

એ સોમરસની ધારાઓ ઘી અને મધની સાથે મળીને પ્રાપ્ત થાઓ. એનું સેવન કરીને તું આ ભૂમિને સૂર્યથી પણ ઉંચેના સ્વર્ગધામમાં સ્થાપિત કર (૧૫)

તું જન્મરહિત અને સુખપૂર્ણ છે. તું બધા તેજસ્વી લોકોને જાણે છે. એ પુણ્યમય લોકોને હું પણ જાણવા ચાહું છું. (૧૬)

હે તેજસ્વી દેવ! જે શક્તિથી તું હજારો લોકોને ઉચ્ચ અવસ્થામાં લઇ જાય છે, બધા જ્ઞાનને પહોંચાડે છે, એ અદ્વિતીય શક્તિથી આ મારા યજ્ઞને તું બધા દેવોની પાસે પહોંચાડ, જેનાથી અમને દિવ્ય તેજની પ્રાપ્તિ થાય (૧૭)

પંચભોજન કરવાવાળો અજન્મા આત્મા પરિપક્વ થઇને અવનતિ દૂર કરે છે, અને સ્વર્ગલોક પ્રાપ્ત કરે છે, અમે બધા એ પરિપક્વ આત્મા દ્વારા પ્રકાશવાળો લોક પ્રાપ્ત કરીશું. (૧૮)

यं ब्राह्मणे निदधे यं च विक्षु या विप्रुष ओदनानामजस्य ।
सर्वं तदग्ने सुकृतस्य लोके जानीतान्नः संगमने पथीनाम् ॥ १९ ॥
अजो वा इदमग्रे व्यक्रमत तस्योर इयमभवद् द्यौः पृष्ठम् ।
अन्तरिक्षं मध्यं दिशः पार्श्वे समुद्रौ कुक्षी ॥ २० ॥
सत्यं चर्तं च चक्षुषी विश्वं सत्यं श्रद्धा प्राणो विराट् शिरः ।
एष वा अपरिमितो यज्ञो यदजः पञ्चौदनः ॥ २१ ॥
अपरिमितमेव यज्ञमाप्नोत्यपरिमितं लोकमव रुन्धे ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ २२ ॥
नास्यास्थीनि भिन्द्यान्न मज्ज्ञो निर्धयेत् । सर्वमेनं समादायेदमिदं प्र वेशयेत् ॥ २३ ॥

---

અર્થ— ( यं ब्राह्मणे निदधे ) જેને બ્રાહ્મણોમાં રાખું છું. ( यं च विक्षु ) જેને પ્રજાજનોમાં રાખું છું અને ( अजस्य ओदनानां याः विप्रुषः ) જે અજન્મા આત્માની ભોગની પૂર્તતા છે, હે અગ્નિ ! ( नः सर्वं तत् ) અમારું એ બધું ( सुकृतस्य लोके ) પુણ્ય લોકમાં, ( पथीनां संगमने ) માર્ગોના સંગમમાં છે, એમ ( जानीतात् ) જાણો [१९]

( अजः वै अग्रे इदं व्यक्रमत ) અજન્મા આત્માજ પૂર્વકાળમાં આ સંસારમાં પરાક્રમ કરતો રહ્યો છે, ( तस्य उरः इयं अभवत् ) તેની છાતી આ ભૂમિ બની અને ( द्यौः पृष्ठं ) દ્યુલોક પીઠ થઈ ( अंतरिक्षं मध्यं ) અંતરિક્ષ મધ્ય ભાગ અને ( दिशः पार्श्वे ) દિશાઓ બ ને બાજુનો ભાગ તથા ( समुद्रौ कुक्षी ) સમુદ્રો કૂખો બની. [२०]

( सत्यं च ऋतं च चक्षुषी ) સત્ય અને ઋત એ એની આંખો, ( विश्वं सत्यं ) આખું વિશ્વ અસ્તિત્વ, ( श्रद्धा प्राणः ) શ્રદ્ધા પ્રાણ, અને ( विराट् शिरः ) વિરાટ્ શિર બન્યું ( यत् पञ्चौदनः अजः ) જે પંચ ભોજન અજન્મા આત્મા છે તે ( एषः वै अपरिमितः यज्ञः ) સાચોસાચ સત્ય, અપરિમિત યજ્ઞ છે [ २१ ]

( यः पञ्चौदनं ) જે પાંચ ભોજનવાળા ( दक्षिणा ज्योतिषं अजं ददाति ) દક્ષિણાના તેજથી પ્રકાશિત અજન્મા આત્માનું સમર્પણ કરે છે, તે ( अपरिमितं यज्ञं आप्नोति ) અપરિમિત યજ્ઞને પ્રાપ્ત કરે છે, તથા ( अपरिमितं लोकं अवरुंधे ) અપરિમિત લોકોને પોતાને આધીન કરે છે. [ २२ ]

( अस्य अस्थीनि न भिंद्यात् ) એનાં હાડકાંઓ ન તોડે, ( मज्ज्ञः न निः धयेत् ) મજ્જાઓ ન પીએ, ( एनं सर्वं समादाय ) એ બધાંને લઈ ( इदं इदं प्रवेशयत् ) એનો એમાં પ્રવેશ કરે. [ २३ ]

---

ભાવાર્થ—જે જ્ઞાનીઓને માટે અને સમર્પણ કરે છે, જે પ્રજાઓને માટે અર્પણ કરે છે, જે અજન્મા આત્માના ભોગોની પૂર્તિઓ છે, તે બધા પુણ્યલોકમાં પહોંચાડવાવાળા માર્ગોના સહાયક છે, એમ જાણો (१९)

આ જગતમાં જે પરાક્રમ છે, તે અજન્મા આત્માનો જ છે એ આત્માની છાતી ભૂમિ છે, પીઠ દ્યુલોક છે, અન્તરિક્ષ મધ્ય ભાગ છે, દિશાઓ બગલ છે અને કૂખો સમુદ્ર છે (२०)

એની આંખો સત્ય અને ઋત છે, એનું અસ્તિત્વ બધું વિશ્વ છે, એનો પ્રાણ શ્રદ્ધા અને શિર સંપૂર્ણ ચમકતા લોકો છે, એ પંચભોજની અજન્મા આત્મા અનંત યજ્ઞરૂપ છે. (२१)

એ પંચભોજની અજન્મા આત્મા જે સમર્પણ કરે છે તે કારણે એને અનંત યજ્ઞો કરવાનું ફળ પ્રાપ્ત થાય છે, અને તે અનંત લોકોને પ્રાપ્ત કરે છે (२२)

આ યજ્ઞને માટે કોઈનાં હાડકાં ભાંગવાની જરૂર નથી અને મજ્જાઓને નીચોવવાની પણ આવશ્યકતા નથી એ તમામને સાથે લઈને એ વિશાળમાં પ્રવેશ કરવો જોઈએ. (२३)

इदमिदमेवास्य रूपं भवति तेनैनं सं गमयति ।
इषं मह ऊर्जमस्मै दुहे योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ २४ ॥
पञ्च रुक्मा पञ्च नवानि वस्त्रा पञ्चास्मै धेनवः कामदुघा भवन्ति ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ २५ ॥
पञ्च रुक्मा ज्योतिरस्मै भवन्ति वर्म वासांसि तन्वे भवन्ति ।
स्वर्गं लोकमश्नुते योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ २६ ॥
या पूर्वं पतिं वित्त्वाथान्यं विन्दतेऽपरम् । पञ्चौदनं च तावजं ददातो न वि योषतः ॥ २७ ॥
समानलोको भवति पुनर्भुवापरः पतिः । योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ २८ ॥
अनुपूर्ववत्सां धेनुमनड्वाहमुपबर्हणम् । वासो हिरण्यं दत्त्वा ते यन्ति दिवमुत्तमाम् ॥ २९ ॥

અર્થ—( इदं इदं एव अस्य रूपं भवति ) એ એજ એનુ રૂપ થાય છે, ( तेन एनं संगमयति ) એની સાથે એને મેળવે છે ( अस्मै इषं महः ऊर्जं दुहे ) એને અન્ન, તેજ અને બળ મળે છે, ( य दक्षिणाज्योतिषं पञ्चौदनं अजं ददाति ) જે દક્ષિણાના તેજની સાથે પંચભોજનવાળા અજન્મા આત્માને સમર્પિત કરે છે. [ ૨૪ ]

( यः दक्षिणा० ) જે જે દક્ષિણાના તેજની સાથે પંચભોજનવાળા અજન્મા આત્માનુ સમર્પણ કરે છે ( अस्मै ) એને માટે ( पञ्च रुक्मा ) પાચ સોના મહોરો, ( पंच नवानि वस्त्रा ) પાંચ નવાં વસ્ત્રો અને ( पञ्च कामदुघः धेनवः ) પાચ ધારેલે વખતે દૂધ આપવાવાળી ગાયો ( भवन्ति ) હોય છે. [ ૨૫ ]

( यः दक्षिणा० ) જે દક્ષિણાના તેજની સાથે પંચભોજનવાળા અજન્મા આત્માનુ સમર્પણ કરે છે, ( अस्मै ) તેને માટે ( पञ्च रुक्मा ) પાંચ સુવર્ણ મુદ્રાઓ ( ज्योतिः भवन्ति ) પ્રકાશમાન થાય છે. ( तन्वे ) શરીરને માટે ( वर्म वासांसि भवन्ति ) કવચરૂપ વસ્ત્ર થાય છે. અને તે ( स्वर्गं लोकं अश्नुते ) સ્વર્ગ લોક પ્રાપ્ત કરે છે. [ ૨૬ ]

( या पूर्वं पतिं वित्त्वा ) જે પહેલા પતિને પ્રાપ્ત કરીને, ( अथ अपरं विन्दते ) પછી બીજા કોઈને પ્રાપ્ત કરે છે, ( तौ पञ्चौदनं अज ददतः ) તે બન્ને પંચભોજનવાળા અજન્મા આત્માનુ સમર્પણ કરીને ( न वियोषतः ) વિયુકત થતી નથી [ ૨૭ ]

( य पञ्चौदनं दक्षिणाज्योतिष अजं ददाति ) જે પંચભોજનવાળા દક્ષિણાના તેજથી યુકત અજન્મ આત્માનુ સમર્પણ કરે છે તે ( अपरः पतिः ) બીજો પતિ ( पुनर्भुवा समानलोकः भवति ) પુનર્વિવાહિત સ્ત્રીની સાથે સમાન સ્થાનવાળો થાય છે. [ ૨૮ ]

( अनुपूर्ववत्सां धेनु ) દર સાલ વાછરડા આપવાવાળી ગાયને અને ( अनड्वाहं ) બળદને તથા ( उपबर्हण वासः हिरण्यं ) ઓઢણી, વસ્ત્ર અને સોનુ ( दत्वा ) આપીને ( ते उत्तमां दिवं यन्ति ) તે ઉત્તમ સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે [ ૨૯ ]

ભાવાર્થ—એજ આ યજ્ઞનુ રૂપ છે એ વિશાલની સાથે એનો સબન્ધ જોડે છે. એનાથી એને અન્ન, બળ અને તેજ મળે છે જે પંચભોજની અજન્મ આત્માનુ સમર્પણ કરે છે ( ૨૪ )

એ સમર્પણ કરવાવાળાને પાચ સુવર્ણ, પાચ નવા વસ્ત્રો, અને પાચ કામધેનુ પ્રાપ્ત થાય છે ( ૨૫ )

એ સમર્પણ કરવાવાળાને પાચ સુવર્ણ અને પાચ પ્રકાશ પ્રાપ્ત થઇને શરીરને માટે કવચ જેવુ વસ્ત્ર પ્રાપ્ત થાય છે અને સ્વર્ગ મળે છે ( ૨૬ )

જે પહેલા પતિને પ્રાપ્ત કરીને પછી પુનર્વિવાહ કરીને બીજો પતિ કરે છે, તે આ પંચભોજની અજનુ સમર્પણ કરવાથી વિયુકત થતી નથી ( ૨૭ )

જે પંચભોજની અજન્મા આત્માનું સમર્પણ કરે છે તે બીજો પતિ પુનર્વિવાહિત પતિના જેવોજ થાય છે ( ૨૮ )

દર વરસે બચ્ચુ આપનારી ગાય, ઉત્તમ બળદ, ઓઢવાનું વસ્ત્ર અને સુવર્ણ એનુ દાન કરવાથી ઉત્તમ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ( ૨૯ )

आत्मानं पितरं पुत्रं पौत्रं पितामहम् । जायां जनित्रीं मातरं ये प्रियास्तानुप ह्वये ॥ ३० ॥
यो वै नैदाघं नामर्तुं वेद । एष वै नैदाघो नामर्तुर्यदजः पञ्चौदनः ।
निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३१ ॥
यो वै कुर्वन्तं नामर्तुं वेद । कुर्वतींकुर्वतीमेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियमा दत्ते ।
एष वै कुर्वन्नामर्तुर्यदजः पञ्चौदनः । निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३२ ॥
यो वै संयन्तं नामर्तुं वेद । संयतींसंयतीमेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियमा दत्ते ॥
एष वै संयन्नामर्तुर्यदजः पञ्चौदनः । निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३३ ॥
यो वै पिन्वन्तं नामर्तुं वेद । पिन्वतींपिन्वतीमेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियमा दत्ते ॥
एष वै पिन्वन्नामर्तुर्यदजः पञ्चौदनः ।
निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३४ ॥

અર્થ—(आत्मानं पितरं पुत्रं) પોતે પોતાને, પિતાને પુત્રને, (पौत्रं पितामहं) પૌત્રને અને પિતામહને (जायां जनित्रीं मातरं) સ્ત્રી અને જન્મની માતાને અને (ये प्रियाः तान्) જે ઇષ્ટ છે તેમને હું (उपह्वये) પાસે બોલાવું છું [૩૦]

(एष वै नैदाघ नाम ऋतु) તે નિશ્ચિત નિદાઘ અર્થાત્ ગ્રીષ્મઋતુ છે (यः पञ्चौदन अजः) જે પંચભોજની અજ છે (यः वै नैदाघं नाम ऋतुं वेद) જે એ ગ્રીષ્મઋતુને જાણે છે અને (यः दक्षिणा ज्योतिषं पञ्चौदनं अजं ददाति) જે દક્ષિણાના તેજથી યુક્ત પાંચ ભોજનવાળો અજન્માનુ સમર્પણ કરે છે, તે (अप्रियस्य भ्रातृव्यस्य श्रियं निः दहति) અપ્રિય શત્રુના વૈભવને સર્વથા બાળી નાખે છે અને જે (आत्मना भवति) પોતાની આત્મશક્તિથી પ્રભાવિત થાય છે [૩૧]

(एष वै कुर्वन् नाम ऋतुः यत् अजः) એ નિઃસંદેહ કર્તા નામક ઋતુ છે જે અજ પંચભોજની છે (यः वै कुर्वन्तं नाम ऋतुं वेद०) કર્તા નામક એ ઋતુને જાણે છે અને દક્ષિણાના તેજથી યુક્ત પંચભોજની અજન્માનું દાન કરે છે તે (अप्रियस्य भ्रातृव्यस्य) અપ્રિય શત્રુના (कुर्वतीं कुर्वतीं एव श्रियं आदत्ते) પ્રયત્નવાન ઐશ્વર્યનું હરણ કરે છે [૩૨]

(एष वै संयत् नाम ऋतुः यत् अजः) એ સંયમ નામક ઋતુ છે જે પંચભોજની અજ છે (यः वै संयन्तं नाम ऋतुं वेद०) જે નિશ્ચયે સંયમ નામની ઋતુને જાણે છે અને જે દક્ષિણાના તેજથી યુક્ત પંચભોજની અજનું સમર્પણ કરે છે તે (अप्रियस्य भ्रातृव्यस्य) અપ્રિય શત્રુની (संयतीं संयतीं एव श्रियं आदत्ते) સંયમથી મેળવેલી લક્ષ્મીને હરી લે છે [૩૩]

(एष वै पिन्वन् नाम ऋतुः यत् अजः) એ પોષણ નામક ઋતુ છે જે પંચભોજની અજ છે, (यः वै पिन्वन्तं नाम ऋतुं वेद०) જે નિશ્ચયે પોષક નામના ઋતુને જાણે છે અને દક્ષિણાથી યુક્ત પંચભોજની અજનું સમર્પણ કરે છે તે (अप्रियस्य भ्रातृव्यस्य पिन्वतीं नाम श्रियं आदत्ते) અપ્રિય શત્રુની પોષક લક્ષ્મીને હરી લે છે [૩૪]

ભાવાર્થ—પોતાનો આત્મા, પિતા, પિતામહ, પુત્ર, પૌત્ર ધર્મપત્ની જન્મ દેનાર માતા અને જે અમારા પ્રિયજન છે તે સર્વને હું બોલાવું છું, અને આ વાત સુણાવું છું. (૩૦)

यो वा उद्यन्तं नामर्तुं वेद । उद्यतीमुद्यतीमेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियमा दत्ते ।
एष वा उद्यन्नामर्तुर्यदजः पञ्चौदनः । निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३५ ॥
यो वा अभिभुवं नामर्तुं वेद ।
अभिभवन्तीमभिभवन्तीमेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियमा दत्ते ।
एष वा अभिभूर्नामर्तुर्यदजः पञ्चौदनः ।
निरेवाप्रियस्य भ्रातृव्यस्य श्रियं दहति भवत्यात्मना ।
योऽजं पञ्चौदनं दक्षिणाज्योतिषं ददाति ॥ ३६ ॥
अजं च पचत पञ्च चौदनान् ।
सर्वा दिशः संमनसः सध्रीचीः सान्तर्देशाः प्रति गृह्णन्तु त एतम् ॥ ३७ ॥
तास्ते रक्षन्तु तव तुभ्यमेतं ताभ्य आज्यं हविरिदं जुहोमि ॥ ३८ ॥

અર્થ— (एष वै उद्यन् नाम ऋतुः यत् अज०) એ નિઃસંદેહ ઉદય નામક ઋતુ છે જે પંચભોજની અજ છે. (यः वै उद्यन्तं नाम ऋतुं वेद०) જે નિશ્ચયથી ઉદયરૂપી ઋતુને જાણે છે અને દક્ષિણા યુક્ત પંચભોજની અજને આપે છે, તે (अप्रियस्य भ्रातृव्यस्य) અપ્રિય શત્રુની (उद्यतीं उद्यतीं एव श्रियं आदत्ते) ઉદયને પ્રાપ્ત થવાવાળી શ્રીને હરી લે છે. [ ૩૫ ]

(एष वै अभिभूः नाम ऋतु) એ નિઃસંદેહ વિજય નામક ઋતુ છે (यत् अज. पञ्चौदनः) જે પંચ- ભોજની અજ છે. (यः वै अभिभुवं नाम ऋतुं वेद०) જે વિજય નામક એ ઋતુને જાણે છે અને (यः दक्षिणा०) દક્ષિણાના તેજથી યુક્ત પંચભોજની અજનું સમર્પણ કરે છે. તે (अप्रियस्य भ्रातृव्यस्य) અપ્રિય શત્રુની (अभि- भवन्तीं अभिभवन्तीं एव श्रियं आदत्ते) પરાસ્ત કરવાવાળી શોભાને હરી લે છે એની (अप्रियस्य०) અપ્રિય શત્રુની શ્રીને બાળી નાખે છે અને (आत्मना भवति) પોતાની શક્તિથી રહે છે [ ૩૬ ]

(अजं पञ्च ओदनान् च पचत) એ અજન્માને અને પાંચ ભોજનોને પરિપક્વ કરો. (ते एतं) તારા આ અજને (सर्वाः दिशः) બધી દિશાઓ (सान्तर्देशाः) આંતરિક પ્રદેશોની સાથે (सध्रीचीः समनसः) સહમત અને એક વિચારથી યુક્ત થઈને (प्रतिगृह्णन्तु) સ્વીકાર કરે [ ૩૭ ]

(ताः ते तुभ्यं तव एतं रक्षन्तु) તે તારી તારા આ આત્માની રક્ષા કરે (ताभ्यः इदं आज्यं हविः जुहोमि) એને માટે હું આ ઘી અને હવન સામગ્રીનું હવન કરૂં છું. [ ૩૮ ]

ભાવાર્થ —ઉષ્ણતા, કર્મ, સંયમ, પુષ્ટિ, ઉદ્યમ, અને વિજય એ છ ઋતુઓ છે એ છ ઋતુઓ આ પંચભોજની અજનું રૂપ છે જે આ રૂપને જાણે છે અને એનું સમર્પણ કરે છે, તે શત્રુને પરાસ્ત કરે છે અને પોતાના આત્માની શક્તિ વધારે છે અર્થાત્ આત્મિકબળથી યુક્ત થાય છે (૩૧-૩૬)

એ અજને અને એના પાંચે ભાગોને પરિપક્વ બનાવો, બધી દિશાઓ અને ઉપદિશાઓ એને અપનાવે, અર્થાત્ એ બધી દિશાઓનો બને. (૩૭)

એ સર્વ આત્માની રક્ષા કરે અને આત્મરક્ષાથી તારી ઉન્નતિ થાઓ એવા ઉદ્દેશથી આ ઘીની આહુતી હું આપું છું, એ એક સમર્પણનું ઉદાહરણ છે. (૩૮)

# પંચૌદન અજ

આ સૂક્તમાં 'પંચૌદન અજ'ને સ્વર્ગધામ કેવી રીતે પ્રાપ્ત થાય છે, એનું વર્ણન છે. સહુથી પહેલાં આ પંચૌદન અજ કોણ છે એ વાતનો પરિચય કરીએ. વેદમાં 'પંચૌદન અજ' (पञ्च+ओदन अज) પાંચ પ્રકારના ભોજનને વાળો અજ છે. અર્થાત્ પાંચ પ્રકારના અન્નનો ભોગ કરવાવાળો આ અજ છે

'अज' શબ્દના અર્થો– "અજન્મા, સદાને માટે રહેનારો, મહાશક્તિમાન્ પરમાત્મા, જીવ, આત્મા, ચાલાક બકરો, ધાન્ય" એવા થાય છે. તેમાંથી અહીં કોનું ગ્રહણ કરવું એ એક વિચારવાની વાત છે 'અજ' શબ્દથી અહીં પરમાત્માનું ગ્રહણ કરવું અયોગ્ય છે, કેમકે, એ સ્વભાવથી અતિ ઉચ્ચ લોકમાં સદા નિવાસ કરનાર છે, એને ઉચ્ચ લોકમાં જવાની આવશ્યકતા જ ક્યાં છે! અહીં આ સૂક્તમાં જે અજનું વર્ણન છે તેને વિષે નીચેના મંત્રો જૂઓ—

सुकृतां लोकं गच्छतु प्रजानन् ॥ (મં ૧)
तीर्त्वा तमांसि अजस्तृतीय नाक आक्रमताम्
(મં ૨,૩)
तृतीये नाके अधि विश्रयैनम् ॥ (મં ૪)
एतो गच्छतु सुकृतां यत्र लोकः ॥ (મં ૫)
तृतीये नाके अधि विश्रयस्व ॥ (મં ૮)

"આ માર્ગ જાણીને પુણ્ય કર્મ કરવાવાળાના લોકને પ્રાપ્ત કરે અંધકાર દૂર કરીને ત્રીજા સ્વર્ગધામને પ્રાપ્ત થાય પરિપક્વ થઈને પુણ્યવાનના લોકમાં જાય ત્રીજા સ્વર્ગધામનો આશ્રય કરે

આ મંત્ર ભાગ એવા આત્માનો સ્વર્ગધામ પ્રાપ્ત કરવાનો સૂચક છે કે જેને પહેલું સ્વર્ગ પ્રાપ્ત થયું નથી જે ઉત્તમ લોકમાં પહોંચ્યો નથી, જે અધમ લોકમાં છે અર્થાત્ અહીંનો અજ શબ્દ પરમાત્માનો વાચક નથી, પરંતુ એવા આત્માનો વાચક છે, જે હજુ સુધી ઉત્તમ લોકોને પ્રાપ્ત થયો નથી

'અજ' શબ્દના બીજા અર્થો 'ધાન્ય' અને 'બકરો' એ છે એમાં ધાન્યનું સ્વર્ગધામને પ્રાપ્ત થવું અસંભવ છે અને બકરો સ્વર્ગધામમાં જઈ શકે છે કે નહીં, એ બાબતમાં શંકા જ છે કેમકે સ્વર્ગ તો (सुकृतां लोक) સત્કર્મ કરવાવાળાનો લોક છે જે પોતે સત્કર્મ કરી શકે છે, તેજ પોતે કરેલા સત્કર્મના બળથી સ્વર્ગધામમાં જઈ શકે છે તેથી અનાજ અને બકરો સ્વયં-પોતે સત્કર્મ કરવા સમર્થ ન હોવાથી સુકૃતલોક પ્રાપ્ત કરવા અસમર્થ છે

અહીં કોઈ કહેશે કે બકરો યજ્ઞમાં સમર્પિત કરવામાં આવે છે, તે સમર્પિત થવાને લીધે સ્વર્ગનો અધિકારી થઈ શકે છે અહીં વિચારવાની વાત એ છે કે, જે સ્વયં સ્વેચ્છાથી બીજાઓના હિતને માટે સમર્પિત થાય છે, જે પરોપકારને માટે આત્મા સમર્પણ કરી શકે છે, તેને સ્વર્ગધામના અધિકારી ગણી શકાય. જે લોકો બકરાને પકડે છે અને એના મસ્તકનું છેદન કરે છે, તેઓ બકરાની ઇચ્છાનો વિચાર જ કરતા નથી જો આ રીતે જબરદસ્તીથી સ્વર્ગ પ્રાપ્તિ થવાનો સંભવ હોય તો જે ગાયો અને બકરીઓ વાઘના જીવનને માટે સમર્પિત થઈ જાય છે, તેઓ પણ સ્વર્ગમાં પહોંચશે, એટલું જ નહીં પરંતુ અજ નામનું ધાન્ય યજ્ઞાગ્નિમાં આહુતિ દ્વારા સમર્પિત થવાથી સીધું સ્વર્ગમાં જશે, સમિધાઓ અને ઘી પણ ત્યાં પહોંચશે આ તો અવ્યવસ્થા છે. વાઘ ગાયને મારે અને ખાય, તો એમાં ગાયનું સમર્પણ નથી ક્રૂર રાજા પ્રજાને લૂંટીને પ્રજાની ધન સંપત્તિ એકઠી કરીને લઈ જાય છે, અહીં પણ એ પદદલિત પ્રજાને પરોપકાર, દાન યા સર્વસ્વનો મેધ કરવાનું પુણ્ય મળી શકતું નથી પુણ્ય તો ત્યારે જ મળે કે જ્યારે આત્મસર્વસ્વનું સમર્પણ સ્વેચ્છાથી કરવામાં આવ્યું હોય પૂર્વોક્ત 'અજ' ના અર્થોમાં 'ધાન્ય, બકરો' એ આત્મસમર્પણની વાત પણ જાણતા હોતા નથી, તેથી આત્મસમર્પણ કરી શકતા નથી અને સ્વર્ગમાં પણ જઈ શકતા નથી પરમાત્મા ઉત્તમ લોકમાં સદા ઉપસ્થિત હોવાથી એમને કર્મ વિશેષથી આત્મસમર્પણ દ્વારા એ લોક પ્રાપ્ત થવાનો સવાલ જ રહેતો નથી તેથી બાકી રહ્યો 'જીવ આત્મા' એજ અર્થ અહીં અપેક્ષિત છે એ સુકૃત કરીને સ્વર્ગધામ પ્રાપ્ત કરે છે અને એ કાર્યને માટે જ આખું ધર્મશાસ્ત્ર રચવામાં આવ્યું છે

આ સૂક્તમાંનો 'અજ' નો પ્રસિદ્ધ અર્થ 'બકરો' લઈને કેટલાકોએ બકરાને કાપવો, રાંધવો, એનો ભાગ બધાને આપવો અને એને સ્વર્ગમાં મોકલવો એવો અર્થ કર્યો છે.

એ ઉપલા કારણોને લીધે યુક્તિયુક્ત નથી. અસ્તુ, એ રીતે અહીં આ સૂક્તમાં અજ શબ્દનો અર્થ જીવ, આત્મા કિંવા જીવાત્મા છે.

હવે જોવાનું છે કે એને 'પંચૌદન' કેમ કહેવામાં આવ્યો છે. એ પાંચ પ્રકારનું અન્ન ખાય છે જેથી 'પંચભોજની' અજ કહેવાય છે. એનાં પાંચ ભોજનો કયાં છે? શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો એનાં પાંચ ભોજન છે, એ પરસ્પર જુદાં છે અને તે એના ઉપભોગના વિષયો છે. એ બાબતમાં કહેવામાં આવ્યું છે કે—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिष-स्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभि-चाकशीति ॥ ( ऋ. ૧।૧૬૪।૨૦; અથર્વ. ૯।૯।૨૦ )

"એક જ (શરીરરૂપી) વૃક્ષપર બે પક્ષી (બે આત્મા જીવાત્મા અને પરમાત્મા) બેઠા છે. એમાંનો એક (જીવાત્મા) એ વૃક્ષનું મીઠું ફળ ખાય છે અને બીજો ન ખાતાં કેવળ પ્રકાશે છે,

આ વૃક્ષને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવાં ભોગરૂપી પાંચ ફળો લાગે છે. એનો ભોગ આ અજન્મા આત્મા કરે છે. એના પાંચ જ્ઞાનેન્દ્રિયો વડે એ પાંચ ફળો એની પાસે પહોંચે છે. મનુષ્ય જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય, બદ્ધ હોય યા મુક્ત હોય, જ્યાં સુધી આ આત્મા શરીરમાં રહેશે, ત્યાં સુધી એને આ પાંચ પ્રકારના ભોગો મળતા રહેશે. બદ્ધ સ્થિતિમાં રહેવાવાળો આત્મા આ શક્તિથી વિષય સેવન કરશે અને જીવનમુક્ત સ્થિતિમાં રહેલો આત્મા આ શક્તિનો ત્યાગ કરીને ઉદાસીનતાથી જોશે. બન્નેને કાનોથી શબ્દ, ત્વચાથી સ્પર્શ, નેત્રથી રૂપ અને નાકથી ગન્ધ પ્રાપ્ત થશે. એ પાંચ ભોજનો એની પાસે આવશે. કોઇ એનો ઉપભોગ કરે કે ન કરે એ વાત જુદી છે. 'પંચૌદન અજ' નો આ અર્થ છે અને એ પ્રત્યેક જીવાત્માના વિષયમાં અનુભવમાં આવે છે. એ 'અજ' ના સ્વરૂપનો નિશ્ચય સ્વયં આ સૂક્તે કર્યો છે, તે હવે જુઓ—

अजो ह्यग्निः अजमु ज्योतिः आहुः ।
अजः तमांसि अपहन्ति ॥ ( મં. ૭ )
अग्नेः अग्निः सं बभूविथ ॥ ( મં. ૬ )
अजः हि अग्नेः शोकात् विप्रः अजनिष्ट । ( મં. ૧૩ )
एष वा अपरिमितो यज्ञो यदजः पञ्चौदनः ।
( મં. ૨૧ )

" અગ્નિનું નામ અજ છે, જ્યોતિનું નામ અજ છે, એ અજ અન્ધકારને દૂર કરે છે. અગ્નિમાંથી અગ્નિ ઉત્પન્ન થયો છે. અગ્નિના તેજથી અજ ઉત્પન્ન થયો છે, જ્ઞાનીના મહિમાથી જ્ઞાની વિદ્વાન્ જન્મ્યો છે. એ પંચૌદન અજ અપરિમિત યજ્ઞ છે." આ આખો મંત્ર ભાગ અહીં અજ શબ્દના આત્માનો ભાવ છે, એમ સ્પષ્ટ કહ્યું છે. કેમ કે આત્મા, જ્યોતિ, અગ્નિ, જ્ઞાની, યજ્ઞ આદિ શબ્દો જીવાત્માને માટે વૈદિક વાઙ્મયમાં આવે છે, એજ પ્રતિ શબ્દ 'અજ' શબ્દનો અર્થ બતાવવાને માટે વેદે પોતે આપ્યા છે. અને અજ શબ્દના અર્થની બાબતમાં સંદેહ રહેવા દીધો નથી. આટલું કરવા છતાં પણ જે અહીંના અજ શબ્દનો અર્થ 'બકરો' એવો કરે છે, તેમની વિચારશક્તિ માટે શું કહેવું, તે અમારી સમજમાં આવતું નથી.

અહીં ઉપરનાં વચનોમાં કહેવામાં આવ્યું છે કે, આ સૂક્તમાં જે અજનું વર્ણન છે, તે અગ્નિના સમાન તેજસ્વી, જ્યોતિના સમાન પ્રકાશમાન, દીપના જેવો અન્ધકારને દૂર કરવાવાળો છે, પરમાત્મારૂપ મહાન્ અગ્નિમાંથી એની ઉત્પત્તિ થઇ છે જે પ્રકારે અગ્નિ પ્રજ્વલિત થવાથી એની જ્વાલાના તણખા ચારે બાજુ ઉડે છે, તે પ્રકારે પરમાત્માની દીપ્તિમાંથી જે તણખાઓ ચારે બાજુ ફેલાયા છે, તેજ અનંત જીવાત્મા છે. પરમાત્મા ચેતનરૂપ છે, તેમાંથી આ ચેતનરૂપ જીવ આત્મા પ્રગટ થયો છે. આ જાતનું વર્ણન આ મંત્રભાગોમાં છે, એ જોવાથી સ્પષ્ટ થાય છે કે, અહીં અજ શબ્દનો અર્થ 'જીવ આત્મા' એવોજ કરવાનો છે.

અહીંના અજ શબ્દનો અર્થ બકરો એવો કરવાથી શું થાય છે? અને આ મંત્રોની સંગતિ પણ કેવી લાગી શકે છે? શું બકરો અગ્નિ છે અને જ્યોતિ છે, શું કદી બકરા દ્વારા અન્ધકાર દૂર થઇ શકે છે? શું અગ્નિના પ્રકાશમાંથી બકરો ઉત્પન્ન થયો છે? અર્થાત્ અજ શબ્દનો અર્થ બકરો એવો કરવાથી પૂર્વોક્ત મંત્રોનો કોઇ સરલ અર્થ બેસતો નથી. તેથી અજ શબ્દનો અહીં 'જીવ આત્મા' એવો જ અર્થ લેવો જોઇએ, એ વાત સિદ્ધ થાય છે. હવે એની ઉચ્ચ ગતિ થવાની બાબતમાં આ સૂક્તમાં શું કહ્યું છે, તે જોઇએ—

अजो वा इदमग्रे व्यक्रमत् । ( મં. ૨૦ )

**अजः पक्व स्वर्गे लोके दधाति, निर्ऋतिं बाधमानः। ( મ. ૧૮ )**
**अजं च पचत पञ्च चौदनान्। ( મ ૩૭ )**

" આ ( अजः ) અજન્મા આત્મા જગતના પ્રારંભથી પરાક્રમ કરી રહ્યો છે એ અજન્મા આત્મા પરિપકવ થયા પછી અવનતિને દૂર કરીને સ્વર્ગમાં જાય છે અજને અને પાંચ અન્નને પરિપકવ કરો " આ જગતમાં જે કંઇ પણ પરાક્રમો થયા છે તે આત્માને લીધે જ છે, અને આ જગતમાં જે કંઇ ચાલી રહ્યું છે તે પણ આત્માની શક્તિ જ છે, શરીરમાં જીવાત્મા અને વિશ્વમાં પરમાત્મા કાર્ય કરી રહ્યો છે. જીવાત્મા શરૂઆતમાં અપરિપક્વ અવસ્થામા હોય છે, તે શુભ સંસ્કારોથી પરિપકવ બને છે અને તેની જેટલા પ્રમાણમાં પરિપકવતા થાય છે, તેટલા પ્રમાણમાં એ પોતાની શક્તિથી અન્ધકારને દૂર કરે છે, આ ઉપરથી સિદ્ધ થાય છે કે જીવાત્માની બે અવસ્થાઓ છે, કેટલાક પરિપકવ દશાને પ્રાપ્ત થયેલા હોય છે, તો કેટલાક અપરિપકવ હોય છે તે પરિપકવ થવાના માર્ગે પડયા હોય છે એને મુક્ત અને બદ્ધ અવસ્થા કહેવામાં આવે છે

અહીંનો ' अज पक्वः એ શબ્દ જોવાથી ' રાંધેલે બકરો ' એવો કેટલાક લોકો એનો અર્થ કરે છે પરંતુ રાંધેલા બકરાને સ્વર્ગમાં જવાનો તો અનુભવ થતો નથી, કિંતુ તે સીધો માંસભક્ષકના પેટમાં ચાલ્યો જાય છે પરંતુ અહીંનો પરિપકવ થયેલો અજ સીધો સ્વર્ગધામમાં જાય છે, તેથી અહીંનો અજ જુદો છે બીજી વાત એ છે કે, ' પકવ ' શબ્દ કયા અર્થમાં પ્રયુક્ત થાય છે મનુષ્યના વિચાર પરિપકવ થયા છે, એનું જ્ઞાન પાકુ થયું છે, ફળ પરિપકવ થયુ છે, એ રીતે એનો ભાવ પુષ્કળ વ્યાપક છે એ પરિપકવ કેવી રીતે થાય છે, એ બાબતમાં નીચેનો મંત્ર ભાગ જુઓ—

**नैदाघ कुर्वन्त सयन्त पिबन्त उद्यन्त आमिमुख नाम ऋतुं वेद प्रिय आदत्ते आत्मना भवति ॥ ( મ ૩૧-૩૬ )**

" ઉષ્ણતા, કર્તૃત્વ, સંયમ, પોષણ, ઉદ્યમ અને શત્રુજય એ આત્માની ઋતુ છે જે આ ઋતુઓથી કામ લેવાનું જાણે છે તે શ્રીને પ્રાપ્ત કરે છે અને આત્માની શક્તિથી યુક્ત થાય છે " આ છ મંત્રો આત્માની, ઉન્નતિ કરવાવાળી શક્તિઓના સૂચક છે સહુથી પહેલાં મનુષ્યના શરીરમાં ઉષ્ણતા ગરમી હોવી જોઇએ, દરેક કાર્ય કરવામાં એનાથી સ્ફૂર્તિ મળે છે ત્યાર પછી કર્મ કરવુ જોઇએ, કેમકે શુભ કર્મોથી જ સુકૃતલોક પ્રાપ્ત થાય છે, શુભ કર્મ કરવાને માટે સંયમની જરૂર છે, ઘણાં કર્મો કરવાને માટે પુષ્ટિની પણ આવશ્યકતા છે, સતત ઉદ્યમ કરવો જોઇએ અને વચમાં જે વિઘ્ન આવે તેને દૂર હટાવી દેવાનુ બળ પણ હોવુ જોઇએ આ છ ગુણો હોવાથી અને એ મારફત યોગ્ય દિશામાં પ્રયત્ન થવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે

વસ્તુત એ અજન્મા આત્મા સુખસ્વરૂપ અને સ્વર્ગનો અધિકારી છે, એ કંઇ અનધિકારી નથી, એ અગ્નિનો જ તણખો છે, તેથી પ્રકાશિત થવાનો અધિકારી છે એ પરમાત્મા નો અમૃત પુત્ર છે તેથી કહ્યુ છે કે—

**अजोऽसि, अज स्वर्गोऽसि। ( મ ૧૬ )**

" તું જન્મરહિત છે, તું પોતે સ્વર્ગ છે " તું પોતે પોતાને પતિત થવા યોગ્ય ન માન, અને જન્મમરણ ધારણ કરવાવાળો ન સમજ તું વસ્તુતઃ જન્મ ન ધારણ કરવાવાળો છે અને તું જ સ્વર્ગ છે તો પછી આ દુ ખ તારા ઉપર ક્યાંથી આવે છે? એનો વિચાર કર તારા પૂર્વ કર્મોનો વિચાર કર અને પછી પોતાની ઉન્નતિને માટે ઉદ્યમ કરીને પોતાની ઉન્નતિ કરી લે. એની ઉન્નતિના સાધનનો માર્ગ આ છે—

**एतं आ नय, आरभस्व, प्रजानन् सुकृतां लोकं गच्छतु ॥ ( મ ૧ )**

" એને ઉત્તમ માર્ગે ચલાવ, શુભ કર્મનો પ્રારંભ કર, ઉન્નતિના માર્ગને જાણીને, પુણ્યલોકને પ્રાપ્ત કર " આ ઉપદેશમાં ચાર ભાગો છે, અને તે મહત્ત્વપૂર્ણ છે સહુથી પહેલો ભાગ ધર્મ માર્ગે જવાનો છે એ તો કોઇ ઉત્તમ ગુરુ ને આધીન રહેવાથી જ થઇ શકે તેથી પહેલ ( एत नय ) એ વાક્ય ગુરુને ઉદ્દેશીને કહેવામાં આવ્યુ છે કે, " હે ગુરુ ! તું આ શિષ્યને સહારો આપીને યોગ્ય માર્ગે લઇજા, ' બીજુ વાકય એવુ છે કે, ( आरभस्व ) શુભ કર્મોનો પ્રારંભ કર, જે પાઠ ગુરુએ આપ્યો હોય તે અનુસાર કર્મ કરવાનો આરંભ કર, અહીં કર્મોનો આરંભ થઇ જાય છે કર્મ કરવા થી મનુષ્યના અનુભવનું જ્ઞાન વધે છે અને તે ( प्रजानन् ) જ્ઞાની થઇને આગળ વધે છે, અને અંતે ( सुकृतां लोकं ) પુણ્ય કર્મ કરવાવાળા લોકોને પ્રાપ્ત કરે છે સામાન્ય રીતે

મનુષ્યની ઉન્નતિનો સીધો માર્ગ આ જ છે આ માર્ગે જનાર-ને પોતે અજન્મા થવાનો તથા પોતે સ્વર્ગરૂપ થવાનો અનુભવ અંતે થાય છે. એ પ્રકારે આ માર્ગનું આક્રમણ કરીને—

**अज मद्यान्ति तमांसि बहुधा तीर्त्वा । ( मं . १ )**
**अजः विपश्यन् तमांसि बहुधा तीर्त्वा । ( मं ३ )**
**अज तमांसि दूर अपहन्ति । ( मं . ७,११ )**

" આ અજન્મા આત્મા માર્ગમાં ગાઢા અંધકારોને ( **विपश्यन्** ) વિશેષ રૂપે જુએ છે, અને એ બધા અંધકારોને ( **बहुधा** ) અનેક રીતે ( **तीर्त्वा** ) તરીને, ઉલ્લંઘીને, દૂર કરીને પાર થઇ જાય છે " આ રીતે એ પોતાનો માર્ગ કાઢીને આગળ વધે છે આગળ વધતાં વધતાં—

**अजः तृतीयं नाकं आक्रमताम् ॥ ( मं. १,३ )**
**सुकृतां लोकं गच्छतु ॥ ( मं १ )**
**एन तृतीयं नाके अधिविश्रय । ( मं . ४ )**
**धृत गच्छतु सुकृता यत्र लोकः । ( मं ५ )**
**अत परि तृतीय नाक उत्काम । ( मं . ६ )**
**सुकृतां मध्य प्रेहि, तृतीये नाके अधि विश्रयस्व ( मं . ८ )**

" શુભ કર્મ કરવાવાળા લોકોમા જા અને તે પુણ્યશીલ મહાત્મા લોકો જ્યા જાય છે, તે તૃતીય સ્વર્ગધામમાં જઇને વિરાજમાન થા " આ પ્રકારે એની ઉન્નતિ થઇ જાય છે. ત્રીજુ સ્વર્ગધામ પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રાપ્ત કરતાં પહેલાં અને બીજા સ્વર્ગની યોગ્યતા મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે અને અંતમાં એને ત્રીજુ સ્વર્ગધામ મળવાનો સંભવ છે આ ત્રણ સ્વર્ગો કયાં છે, એનો પણ અહીં વિચાર કરવો જોઇએ.

બધાય જાણે છે કે આ મનુષ્યલોક છે, જે સ્થૂલ જગત છે, તેને મર્ત્યલોક કહેવામાં આવે છે, કેમકે એમા સદા વધ ઘટ થયા કરે છે એમાં બીજો લોક પણ ગુપ્ત રીતે રહેલો સૂક્ષ્મ લોક છે, એ જગતના પ્રત્યેક પદાર્થની પ્રતિકૃતિ આ સૂક્ષ્મ લોકમાં રહે છે જાગૃતિની અંદર કાર્ય કરવાવાળુ મન શાંત થયા પછી અનેક બીજા વિવિધ-દશ્યો-એનાથી પણ અતિ તેજસ્વી દશ્યો દેખાય છે એ સૂક્ષ્મ સૃષ્ટિ છે એને કામદૃષ્ટિ પણ કહેવામાં આવે છે સ્થૂલ જગતની જ એ પ્રતિકૃતિ હોવાથી જે સુખદુઃખો સ્થૂલ સૃષ્ટિમાં છે તેજ એમાં પણ હોય છે, તથાપિ સ્થૂલના બન્ધન અને પ્રતિબન્ધ એમાં ન હોવાથી, એનું મહત્ત્વ સ્થૂલથી અધિક છે આ બન્ને અનુભવો જ્યારે સમાપ્ત થઇ જાય છે અને કારણ અવસ્થામાં જ્યારે મનુષ્ય પહોંચીને સ્વતંત્રતાથી બિરાજે છે, ત્યારે એને સ્વર્ગ-ધામ પ્રાપ્ત થાય છે, એમ કહેવામાં આવે છે એમાં ત્રણ દરજ્જા છે એવુ માનવામાં આવે છે પ્રથમ, મધ્યમ અને ઉત્તમ એ ત્રણ અવસ્થાઓ એ સ્વર્ગમા છે, જેવા જેનાં સુકૃત હોય છે, તેવી તેને અહીં અવસ્થા પ્રાપ્ત થાય છે સુકૃત અનુસાર પ્રાપ્ત થનારી એ અવસ્થા હોવાથી એમાં પ્રત્યેકનો અનુભવ સુખાત્મક હોવાને લીધે જુદો જુદો હોય છે જેમ સુષુપ્તિ, સમાધિ અને મુક્તિમાં બ્રહ્મરૂપતા હોય છે, પરંતુ સુષુપ્તિના, નીચલા સ્થાનની અને મુક્તિની ઊંચા સ્થાનની હોય છે, એવુ સમજવુ અહીં ઉચિત છે

ત્રીજા સ્વર્ગધામમાં પહોંચવાનો આશય આ છે તેથી વાચકે એ અત્યન્ત ઊંચી અવસ્થા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો એજ ઉત્તમ સ્થાન પરમધામ, સ્વર્ગધામ યા જે કંઇ ધર્મગ્રન્થોમા વર્ણિત થયુ છે તે એજ છે સદાચારથી એની પ્રાપ્તિ થાય છે આત્મા પરિપક્વ થવાથી એને પ્રાપ્ત કરી શકે છે, એ વિષયમાં નીચેનો મંત્રભાગ જુઓ—

**तप्तात् चरोः अतप्तः ( सन् ) उत्काम । ( मं . ६ )**

" તપેલા પાત્રમા રહેવા છતા પણ જે તપ્ત થતા નથી, તે ઉત્ક્રાન્ત થવાનો અધિકારી છે " આજ વિચાર જરા જુદા શબ્દોમાં આ પ્રકારે લખી શકાય-દુઃખી ઘરમાં હું રહેતો હોવા છતાં પણ દુઃખથી અલિપ્ત રહેવાવાળો, રોગીઓના સ્થાનમાં હું રહેતો હોવા છતા પણ નીરોગ રહેવાવાળો, પરતંત્ર લોકોમા વિચરતો હોવા છતાં પણ હું પરતંત્ર રહેતો નથી, તેજ સંતપ્ત પ્રદેશમાં શાંતિથી રહી શકે છે, " એનું નામ તપસ્યા છે

એક વાસણમા ખિચડી ચડી રહી હોય અને તેમાનાં બધા ચોખા અને મગના દાણા ઉકળવા લાગ્યા છે, તેમાંનો એકાદ દાણો ન ચડતાં એવો જ રહે, તો તે પેટમાં હજમ થતો નથી તેવી જ રીતે આ વિશ્વરૂપી વાસણમાં આ આખા જગતની ખિચડી ચડી રહી છે એ તપતા અને ઉકળતા વાસણમાં જે ન તપે અને ન ગળે, તો તેને બહાર ફેંકી દેવામાં આવે છે એજ એની ઉત્ક્રાંતિ છે. આમજ અથર્વ વેદ કા. ૧૧ ( ૩ ) માં પણ કહ્યુ છે કે, બ્રહ્મૌદન ચડી રહ્યું છે, આ આખી સૃષ્ટિના વિશાળ પાત્રમાં આ બધી ખિચડી ચડી

રહી છે, એવું જાણે મનોહર વર્ણન અલંકારરૂપે આવતી અહીં કર્યું ગયું છે, એમ કહેવામાં આવ્યું છે કે તપેલા પાત્રમાં જ્યારે જે દૂધ અને દહીં થઈ ગયાં છે, ત્યારે શાન રહેશે તેને ધનના પ્રાપ્ત થશે ક્રમરૂપ જેવી રીતે પાણીમાં રહેતા છતાં તેનાથી ભીંજાતું નથી, તેવી જ રીતે પરિપક્વતાને પ્રાપ્ત થયેલો મનુષ્ય આ દુઃખી જગતમાં રહેતો હોવા છતાં જગતના દુઃખો અને કષ્ટોથી અલગ રહે છે એ ઉદાસીનતા વૈરાગ્ય, અલિપ્તતા, આત્મ જાગૃતિ અથવા અનાસક્તિ ઉત્પત્તિનું શ્રેષ્ઠ સાધન છે

ભલા ભલા જે લોકો ' બકરાના માંસને રાંધવાની વાત ' આ મંત્રોમાંથી કાઢે છે, તેઓ ન રાંધેલા બકરાના ભાગને કેવી રીતે ઉન્નતિનો પંથ દેખાડી શકે છે અને તપેલા પાત્રમાં કયો બકરાનો ભાગ શાન્ત સ્થિતિમાં રહી શકે છે ? વસ્તુતઃ આ વર્ણન જ અન્ય સ્થિતિનું વર્ણન છે પરન્તુ શબ્દોનો ભાવ ન સમજવાને લીધે, કેટલાક લોકોએ એનો વિપરીત અર્થ કરી દીધો છે

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જે આત્મ ત્યાગ અને અનાસક્તિનો ઉપદેશ છે, તે જ અહીં આ મંત્રમાં ' તપેલા વાસણમાં ન તપતાં રહેવું ' એ શબ્દોથી કર્યો છે, વાચકને બરાબર જોવાથી એની ખાતરી થશે ત્યાર પછી આત્મશુદ્ધિનો પણ એક ઉપાય બતાવવામાં આવ્યો છે —

**' યત્ દુશ્ચરિતં ચચાર, પદ્ઃ પ્ર ક્ષાલયેત્ત(?)**
**પ્રજાનન્ શુદ્ધઃ શફૈઃ આક્રમતામ્** ( મં ૩ )

" જે દુરાચાર થયો છે અને જેનાથી પગ મલિન થયા છે, તે તારા પગ ધોઈ નાખ અને આ વાત જાણી લે કે એ પ્રકારે ચાલવાથી પગ મેલા થઈ જાય છે તેથી શુદ્ધ પગે આગળ વધ " દુરાચારથી પગ મલિન થાય છે, તેને ધોવા જોઈએ, પોતાના પગ સ્વચ્છ રાખીને સ્વચ્છ ભૂમિપર પગ રાખવાથી દુષ્ટ આચાર થવાની સંભાવના રહેતી નથી અહીં ઉપલક્ષણ થી ( દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદં ) એવો સ્મૃતિના વચનનો જ આશય કહેવામાં આવ્યો છે આ રીતે આત્મશુદ્ધિનો માર્ગ બતાવ્યો છે અથર્વ વેદમાં આગળ એનું વર્ણન બીજી રીતે કરવામાં આવ્યું છે—

**દ્રુપદાદિવ મુમુચાનઃ સ્વિન્નઃ સ્નાત્વા મલાદિવ।**
**પૂતં પવિત્રેણેવાજ્યં શુમ્ભન્તુ મૈનસઃ ॥**
( અથર્વ ૬।૧૧૫।૩ )

" જે રીતે બન્ધનરતંભથી પણ મુક્ત થાય છે, જેમ મનુષ્ય સ્નાન દ્વારા મેલથી મુક્ત થાય છે અથવા જેમ તપાવ ગાળી ઘી પવિત્ર થાય છે, તેવી રીતે મને પાપથી મુક્ત કરો આ મંત્રમાં ઉપદેશ અનુસાર આ સૂક્તના મંત્રમાં ( શુદ્ધૈઃ શફૈઃ આક્રમતાં ) પોતાના પગ સદા શુદ્ધ અને સ્વચ્છ રાખવાનું કહ્યું છે પોતાની ચાલચલગત શુદ્ધ રાખવાનો ઉપદેશ આ આત્મામાં છે વેદમાં ' શફ ' શબ્દના ' પગ ' અને ' ચાલચલન ' એવા બે અર્થો છે અર્થાત્ પગ ( પાદ ) વાચક શબ્દોના અર્થ ચાલચલગત એવો થઈ શકે છે આ રીતે આચરણ-શુદ્ધિથી આત્મશુદ્ધિ કરવાનો ઉપદેશ અહીં આપવામાં આવ્યો છે આ રીતે આત્મશુદ્ધિ થયા પછી એનું પરબ્રહ્મને માટે સમર્પણ થવું જોઈએ એજ એનું આત્મસમર્પણ છે જુઓ, આ વિષયમાં આ મંત્ર વિચારવા જેવો છે—

**જીવિતા અજ પ્રહર્ણં(?) દેવ આહુ ॥** ( મં. ૭ )
**શ્રદ્ધયાનેન દત્તઃ અજઃ તમાંસિ અપહન્તિ ।** ( મં. ૭ )

' જીવિત મનુષ્યને માટે ઉચિત છે કે તે પોતાના ( અ-જ ) આત્માનું સમર્પણ ( બ્રહ્મણે ) પરબ્રહ્મને માટે કરે આત્મા પરમાત્માને માટે સમર્પિત થાય આ રીતે શ્રદ્ધા પૂર્વક સમર્પિત થયેલો એ અજન્મા આત્મા સર્વ પ્રકારનો અજ્ઞાનાન્ધકાર દૂર કરે છે ' સમર્પિત થવાથી એની શક્તિ વધે છે, સમર્પિત થવાથી એનું તેજ સંવર્ધિત થાય છે, હવે એના પરાક્રમનું ક્ષેત્ર જુઓ—

**પઞ્ચૌદનઃ પઞ્ચધા વિક્રમતામ્ ।** ( મં ૮ )

' ઉપર જણાવેલો પંચભોજી અજન્મા આત્મા પાંચ પ્રકારના ક્ષેત્રમાં પરાક્રમ કરે " " કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય મન ચિત્ત અને બુદ્ધિ એ એના પાંચ કાર્યક્ષેત્રો છે એ ક્ષેત્રોમાં એ જીવ આત્મા કાર્ય કરે છે એ ક્ષેત્રોમાં એણે ખૂબ પરાક્રમ કરવો. કારણ વિક્રમ કરવાથી જ એની ઉન્નતિ થઈ શકે છે પરાક્રમ વિના કોઈની પણ ઉન્નતિ થતી નથી એવો પરાક્રમ કરવાથી એને ( ત્રીણિ જ્યોતીંષિ આક્રમમાન । મં ૮ ) ત્રણ તેજોની પ્રાપ્તિ કરે છે એમાં એક તેજ સ્થૂલનું છે બીજું મનનું છે અને ત્રીજું તેજ આત્મિક છે આ ત્રણે તેજોમાં ઉન્નતિ થાય છે, અર્થાત્ એનાં એ તેજ વધે છે પરન્તુ એમાં તેજોની વૃદ્ધિ ત્યારે જ થાય છે, જ્યારે એનું પરમાત્માને માટે

સમર્પણ થાય છે એના વિના ઉન્નતિ અસંભવ છે. એ દર્શાવવાને માટે—

त्वा इन्द्राय भागं परिणयामि । ( मं २ )
पञ्चौदनः ब्रह्मणे दीयमानः । ( मं ९।१० )
पञ्चौदनं अजं ब्रह्मणे ददाति । ( मं ११,१२ )
यं ब्राह्मणे निदध । ( मं १९ )

આટલા મંત્રોમાં બ્રહ્મને માટે અજન્મા આત્માનું સમર્પણ કરવાનો વારંવાર ઉપદેશ કરવામાં આવ્યો છે. જે વાત વિશેષ મહત્ત્વની હોય તે હંમેશ વેદમાં આમ બેવડીને કહેવામાં આવે છે અર્થાત્ વેદમાં જે ઉપદેશ વાર વાર આવે છે, તે અધિક મહત્ત્વપૂર્ણ છે, એમ સમજવું જોઈએ.

હવે ચોથા અને પાંચમા મંત્રમાં શમિતાના કર્મનો ઉલ્લેખ છે. એમાં ચામડીને કાપવી અને જોડા પ્રમાણે વ્યવસ્થા કરવાનો તથા પાત્રમાં ભરી દેવાનો ઉલ્લેખ છે. આ ક્રિયા કરવાથી તે સુકૃતિ લોકોમાં જાય છે, એમ કહેવામાં આવ્યું છે. જો આ મંત્રોમાં પશુને કાપવાનો જ ઉદ્દેશ હોય તો પછી આગળ એમ શા માટે કહેવામાં આવે કે—

नास्यास्थीनि भिन्द्यान्न मज्ज्ञो निर्धयेत् ।
सर्वमेनं समादायेदमिदं प्रवेशयेत् ॥ ( मं २३ )

એનાં હાડકાં ન ભાંગે, એની ચરબી પીગળામાં ન આવે, એ બધાં સાથે એમાં પ્રવેશ કરાવે. તેના અવયવો ન કાપવાનો આ સ્પષ્ટ ઇશારો છે. લોહી પીવું નહિ તેમજ એને કાપવો પણ નહીં. એનાં હાડકાં જુદાં પાડવાં નહીં. એના બધા ભાગો સાથે એમાં અર્થાત્ બ્રહ્મ યા પરમાત્મામાં સમર્પણ કરો. એનો આશય એના બધા ભાગોને એમાં પ્રવિષ્ટ કરવાનો છે. પોતે પોતાને પરમાત્માની ગોદમાં સોંપી દેવું, એજ ભક્તિભાવની અન્તિમ સીમા છે.

જો એમ છે તો શમિતાની ચામડીને કાપવી તે સાધા અનુસાર એના અવયવોને સમર્થ બનાવવાનો ભાગ શું છે, એવી શંકા અહીં ઊભી થાય છે. એ શંકાનું નિરસન આ રીતે થઈ શકે છે કે અગાઉના મંત્રોમાં જે કાપવાનું છૂંદવાનું લખ્યું છે, તે એટલી મર્યાદા સુધીનું છે કે એનાં હાડકાં છૂટાં ન થઈ જાય, ચરબી બહાર ઝરે નહીં અને અવયવો જુદા પડી ન જાય પરંતુ બધા અવયવો સમર્થ થાય ( मा अभि-द्रुह परुशः पन कल्पय )। ( मं ५ ) એનો દ્રોહ ન કરવો અને પ્રત્યેક સાંધામાં એનું સમર્થ બનવું. વધ કરવાનું જો ચોથા અને પાંચમા મંત્રમાં અભિષ્ટ હોત, તો એનો દ્રોહ ન કરવાની આજ્ઞા એમાં આવતે જ ક્યાંથી? વધથી વધારે બીજો દ્રોહ શો હોઈ શકે? અને પ્રત્યેક અવયવને સમર્થ બનાવવા પણ વધથી કેવી રીતે સંભવે? વધ ન થાય તો કદાચિત એના અવયવો સમર્થ બનાવી શકાય, પરંતુ વધ કર્યા પછી તેને સમર્થ શી રીતે કરી શકાય? તેથી એવો વધ અભિષ્ટ નથી એ નક્કી થાય છે.

અમને એવું પ્રતીત થાય છે કે ચામડીને સ્હેજ ખરડીને અને સાંધા આગળ નાડીઓને શસ્ત્રો દ્વારા ઉત્તેજીત કરવાની વિધિ આ મંત્રોમાં લખી છે. જેવી રીતે એક પ્રકારનો સંધિવાત સાંધામાં સોયના અગ્રભાગ દ્વારા કોઈક વનસ્પતિનો રસ નાખવાથી ઠીક થાય છે. એ સોયો તાંબાની, ચાંદીની અથવા સોનાની હોય છે અને એ જાતનાં કેટલાંક ખાસ હથિયારો પણ હોય છે. એમાં ચામડીનો થોડોક ભાગ હટાવીને એમાં વિશેષ ઔષધિ પ્રયોગ કરવાથી શરીરના બધા અવયવો સમર્થ થતા હશે. આ વિધિ અત્યાર સુધી અજ્ઞાત છે, પરંતુ એનું સ્વરૂપ આ પ્રકારનું કંઈક છે એમાં સંદેહ નથી. અસ્તુ, આ વિભાગમાં સંશોધન થવાની જરૂર છે.

જો કોઈ મનુષ્ય આ મંત્રોમાં ( अज ) બકરાના વધનો ઉલ્લેખ છે એવો જ આગ્રહ કરે, તો તેણે મંત્ર ૨૦ અને ૨૧ જોવો. એમાં 'અજના વિશ્વરૂપનું' 'વર્ણન' છે. સમુદ્ર જેનું ઉદર છે, ઉર પૃથ્વી છે દ્યુલોક એની પીઠ છે ઇત્યાદિ વર્ણન કદી બકરાનું હોઈ શકે જ નહીં અને જો હોઈ શકે તો 'अज' અર્થાત્ અજન્મા પરમાત્માનું જ હોઈ શકે એ પરમાત્માના પુત્ર જીવાત્માનું જ આ વર્ણન હોઈ શકે છે, કેમકે પરમપિતાના ગુણધર્મો અંશરૂપે પુત્રમાં આવે છે અને પુત્રનો વિકાસ થયા પછી પુત્રના પણ ગુણધર્મો પિતાના જેવા થવાનો સંભવ છે, અર્થાત્ જ્યારે જીવાત્મા ઉન્નત થઈને પરમાત્મા રૂપ બને છે તેજ વખતે આજ વર્ણન એમાં ઘટાવી શકાય છે. એનો વિચાર કરવાથી આ સૂક્તમાંના 'અજ' શબ્દનો અર્થ આત્મા છે, એ બાબતનો સન્દેહ રહેતો નથી અને જીવાત્માનું પૂર્ણ રીતે સમર્પણ પરમાત્માને માટે કરવાથી જ જ્યારે જીવાત્મામાં પરમાત્મભાવ આવી જાય તે સમયે એના પણ પૃષ્ઠભાગ દ્યુલોક અને અંતરિક્ષ મધ્યભાગ અને પૃથ્વી તળનો ભાગ થઈ શકે છે. જેમ મં. ૨૦

અને ૨૧ માં કહેવામાં આવ્યું છે અને એને માટે એ પછી—

एष वा अपरिमितो यज्ञो यदजः पञ्चौदनः ॥
( મં. ૨૧ )

"આ અપરિમિત યજ્ઞ છે જેનું નામ અજ અર્થાત્ અજન્મા આત્મા છે." જીવાત્મા પરમાત્મામાં જ આવી અપરિમિતા થઇ શકે છે બહારમાં આવા પ્રકારની અપરિમિતતા કલ્પી શકાય જ નહીં. જીવાત્માની શક્તિ અને ઉન્નતિ અપરિમિત છે એ માટે—

अपरिमितं यज्ञं आप्नोति । अपरिमितं लोकमवरुन्धे ।
( મં. ૨૨ )

આત્માનું સમર્પણ કરવાથી અપરિમિત લોક પ્રાપ્ત થાય છે." અપરિમિત દાનથી જ અપરિમિત ફળ પ્રાપ્ત થઇ શકે છે બીજા બધાં દાનો પરિમિત છે, આત્માનું દાન જ અપરિમિત દાન છે. એને માટે અન્ય પદાર્થોના દાનથી પરિમિત લોક પ્રાપ્ત થાય છે અને આ આત્માનું સમર્પણ કરવાથી અપરિમિત લોકની પ્રાપ્તિ જ થાય છે.

આત્મસમર્પણની સાથે વસ્ત્ર અને સુવર્ણ દાન પણ થવું જોઇએ, એ માટેનું વિધાન મં૦ ૨૫,૨૬, અને ૨૯ માં છે કારણ સદા દાન દક્ષિણાની સાથે જ કરાય છે, દક્ષિણા વગરનું દાન ફલહીન જ નીવડે છે. મં. ૨૭ અને ૨૮ માં 'પુનર્વિવાહિત પતિપત્ની પંચૌદન અજનું દાન કરે તો વિયુક્ત થતા નથી." એમ કહ્યું છે. વાચક અહીં જુએ કે, આ મંત્રોમાં 'ब्रह्मणे' પદ નથી અર્થાત્ અહીંનું આત્મસમર્પણ બ્રહ્મને માટેનું નથી પતિનો પંચૌદન અજનો આત્મા પત્નીને સમર્પિત થાય અને પત્નીનો આત્મા પતિને માટે સમર્પિત થાય. પુનર્વિવાહિત પતિ હોય અથવા પત્ની હોય તેણે આગલા પતિ યા પત્નીનું ચિન્તન ન કરવું, તેણે આ પત્ની પતિને જ પોતાનું સર્વસ્વ માનવું. આગલું સ્મરણ કરવાથી કુટુંબમાં ઝગડા લાગે છે અને સંસારનું સુખ દૂર થાય છે તેથી કહેવામાં આવ્યું છે કે, પતિ પત્નીને માટે આત્મસમર્પણ કરે અને પત્ની પતિને માટે આત્મસમર્પણ કરે. અહીં કોઇ પૂછશે કે, પહેલી વારનાં પતિપત્ની માટે આવું કેમ કહેવામાં આવ્યું નથી? એનું કારણ એટલું જ છે કે પ્રથમ વારના પતિપત્નીની સામે રાખવા માટે બીજી પત્ની યા બીજો પતિ હતો નહીં, તેથી તેઓ પરસ્પર પ્રેમ કરે એ ક્રમ પ્રાપ્ત જ છે પરંતુ પુનર્વિવાહિત પતિપત્નીને પૂર્વસંબંધનું સ્મરણ થવું સંભવ છે, તેથી એ દોષનું નિવારણ કરવાને માટે અહીં સૂચના આપવામાં આવી છે અને તે યોગ્ય જ છે.

ઓગણત્રીસમા મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, ગાય વસ્ત્ર અને સુવર્ણનું દાન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે સત્પાત્રને દાન કરવાથી ઉત્તમ ફળ મળે છે. એના દાનનું મહત્ત્વ બીજા મંત્રોમાં પણ વર્ણવવામાં આવ્યું છે. ત્રીસમા મંત્રમાં પોતાના બધા સંબંધીઓ અને ઇષ્ટમિત્રોને પોકારી પોકારીને કહ્યું છે કે પૂર્વોક્ત ઉપદેશનું ઉત્તમ પ્રકારે સ્મરણ માં રાખે અને એ રીતે પોતાની ઉન્નતિ કરી લે.

આ રીતે આ સૂક્તમાં આત્મોન્નતિનો વિષય કહેવામાં આવ્યો છે. નિઃસંદેહ એનો કેટલોક મંત્રભાગ કઠણ અને સંદિગ્ધ છે તથાપિ અહીં વર્ણન કરાયેલી રીતને અનુસાર વિચાર કરવાથી વાચકને એનો આશય સમજમાં આવશે. આશા છે કે આ રીતે વિચાર કરવાથી વાચક આ સૂક્તના કેટલાક સન્દેહ સ્થાનોનું રહસ્ય સમજી શકશે.

---

## પ્રજાની પુષ્ટિ

### કાંડ ૭, સૂક્ત ૧૯

( ऋषि – ब्रह्मा । देवता– प्रजापति )

प्रजापतिर्जनयति प्रजा इमा धाता दधातु सुमनस्यमानः ।
संजानानाः संमनसः सयोनयो मयि पुष्टं पुष्टपतिर्दधातु ॥ १ ॥

અર્થ— ( प्रजापतिः इमा प्रजाः जनयति ) પ્રજાપાલક પરમેશ્વર આ બધી પ્રજાઓને ઉત્પન્ન કરે છે, અને ( सुमनस्यमानः धाता दधातु ) તેજ ઉત્તમ મનવાળો ધારક દેવ એનું ધારણ કરે છે એનાથી પ્રજાઓ ( संजानानाः ) જ્ઞાન પ્રાપ્ત કરીને એકમતે કાર્ય કરનારી, ( संमनसः ) એક વિચારવાળી અને ( सयोनयः ) એક કારણથી બંધાઇને રહે છે, એ પ્રજાઓમાં રહેનારા ( मयि ) મને ( पुष्टपतिः पुष्टं दधातु ) પુષ્ટિ આપવાવાળો ઇશ્વર પુષ્ટિ આપે [ ૧ ]

પ્રજાની પુષ્ટિ કેવી રીતે થાય અર્થાત્ પ્રજાની શક્તિ કેમ વધે, એનો ઉપાય આ સૂક્તમાં કહેવામાં આવ્યો છે, એના નિયમો નીચે મુજબ છે—

૧ બધી પ્રજાએ એક ઇશ્વરને માનવો અને એ દેવને બધાંનો ઉત્પાદક સમજવો.

૨ એ ઇશ્વરની શક્તિથી બધાની ધારણા થાય છે એમ માનવું અને એને કર્તા, ધર્તા અને હર્તા માનવો.

૩ ( संज्ञानानाः ) બધા પ્રજાજનો ઉત્તમ જ્ઞાનથી યુક્ત થાય અને એકમતથી પોતાનું કાર્ય કરે.

૪ ( संमनसः ) ઉત્તમ શુભસંસ્કાર યુક્ત મન કરીને એક વિચારથી ઉન્નતિનું કાર્ય કરતા રહેવું.

૫ ( सयोनयः ) એક વાતનું ધ્યાન કરીને બધાને એક કાર્યમાં સંઘટિત કરવા, પોતાનો સંઘ બનાવવો અને સંઘના નિયમો કોઇએ તોડવા નહીં.

આ પ્રકારની સંઘટના કરવાવાળા લોકોને પ્રજાપોષક ઇશ્વર બધા પ્રકારની પુષ્ટિ આપે છે. વાચકે આ સૂક્તનો ઉપદેશ લક્ષમાં લઇ તે મુજબ આચરણ કરીને ઉન્નત થવું

# ખેતીમાંથી અન્ન

## કાંડ ૭, સૂક્ત ૧૮

( ऋषिः- अथर्वा । देवता- पृथिवी, पर्जन्यः )

प्र नभस्व पृथिवी भिन्द्धीदं दिव्यं नभः । उद्नो दिव्यस्य नो धातरीशानो वि ष्या दृतिम् ॥ १ ॥
न घ्रंस्तताप न हिमो जघान प्र नभतां पृथिवी जीरदानुः ।
आपश्चिदस्मै घृतमित्क्षरन्ति यत्र सोमः सदमित्तत्र भद्रम् ॥ २ ॥

અર્થ— હે પૃથ્વી તું ( प्रनभस्व ) ઉત્તમ પ્રકારે ચૂર્ણ-જીર્ણ થા. હે ( धातः ) ધારક દેવ ! તું ( ईशानः ) અમારો ઇશ્વર છે તેથી ( इदं दिव्यं नभः भिन्धि ) આ દિવ્ય મેઘને છિન્નભિન્ન કર અને ( दिव्यस्य उद्नः दृतिं विष्य ) દિવ્યજળથી ભરેલું વાસણ ખોલી નાખ. [ ૧ ]

( घ्रन् न तताप ) ઉષ્ણતા આપવાવાળો સૂર્ય તપાવતો નથી, ( हिमः न जघान ) હિમ પણ પીડા કરતું નથી. ( जीरदानुः पृथिवी प्र नभतां ) અન્ન આપવાવાળી જમીન ચૂર્ણ કરવામાં આવે. ( आपः चित् अस्मै ) જળ એને માટે ( घृतं इत् क्षरन्ति ) ઘીની જેમ વહે છે, ( यत्र सोमः ) જ્યાં સોમ આદિ વનસ્પતિઓ થાય છે, ( तत्र सदं इत् भद्रं ) ત્યાં સર્વદા કલ્યાણ થાય છે. [ ૨ ]

ભૂમિ ખેડીને ઉત્તમ પ્રકારે તૈયાર કરવી ત્યાર પછી ઇશ્વરની પ્રાર્થના કરવી કે, તે ઉત્તમ પ્રકારે વરસાદ પાડીને અમારી ખેતી ઉત્તમ થવામાં સહાયક થાય. પુષ્કળ ગરમી ન પડે, ન ઘણી ઠંડી પડે, ભૂમિને સારી રીતે તૈયાર કરવામાં આવે અર્થાત્ નહીં ઓછી કે નહીં વધતી. આ પ્રકારે ખેતી કરવાથી પુષ્કળ ઉત્તમ વનસ્પતિઓ તૈયાર થાય છે અને બધા પ્રાણીઓનું કલ્યાણ થાય છે.

# અન્નની વૃદ્ધિ

### કાંડ ૬, સૂક્ત ૧૪૨

( ઋષિ – विश्वामित्रः । देवता– वायुः )

उच्छ्रयस्व बहुर्भव स्वेन महसा यव । मृणीहि विश्वा पात्राणि मा त्वा दिव्याशनिर्वधीत् ॥ १ ॥
आशृण्वन्तं यवं देवं यत्र त्वाच्छावदामसि । तदुच्छ्रयस्व द्यौरिव समुद्र इवैध्यक्षितः ॥ २ ॥
अक्षितास्त उपसदोऽक्षिताः सन्तु राशयः । पृणन्तो अक्षिताः सन्त्वत्तारः सन्त्वक्षिताः ॥ ३ ॥

અર્થ— હે યવ! ( स्वेन महसा उच्छ्रयस्व ) પોતાના મહિમાથી ઉપર ઉઠ અને ( बहुः भव ) ઘણો થા. ( विश्वा पात्राणि मृणीहि ) બધાં પાત્રો ભરી નાખ ( दिव्य अशनिः त्वा मा वधीत ) આકાશની વિજળી તારો નાશ ન કરે [ ૧ ]

( आशृण्वन्तं देवं त्वा यव ) અમારી વાત સાંભળનાર તને યવને ( यत्र अच्छावदामसि ) જ્યાં અમે ઉત્તમ પ્રકારે સમીપ વાત કહીએ છીએ, ત્યાં ( द्यौः इव तत् उच्छ्रयस्व ) આકાશના સમાન ઊંચો થા અને ( समुद्र इव अक्षितः एधि ) સમુદ્રના જેવો અક્ષય થા [ ૨ ]

( ते उपसदः अक्षिताः ) તારી પાસે બેસનારા અક્ષય થાઓ, ( ते राशयः अक्षिताः ) તારા ઢગલા અક્ષય થાય, ( पृणन्तः अक्षिताः सन्तु ) તૃપ્ત કરવાવાળા અક્ષય થાય અને ( अत्तारः अक्षिताः सन्तु ) ખાનારા પણ અક્ષય થાય [ ૩ ]

અન્ન આદિ ખાદ્ય પદાર્થો પુષ્કળ ઉત્પન્ન થાઓ. ઘરના અનાજ ભરવાના કોઠારો ભરાઈ જાય. અને લોકો એ ખાઈને તૃપ્ત થાય અને ખાનાર તેમજ ખવરાવનાર પણ ઉન્નત થાય. દર સાલ ખૂબ ધાન્ય પાકે અને બધા લોકો સુખી થાય



## આત્મ સંરક્ષણ

### આત્મ સંરક્ષણ

છઠ્ઠા કાંડમાં ૧૪૨ સૂક્તો છે અને તેમાંથી વધારેમાં વધારે ગૃહસ્થાશ્રમને લગતાં હોવાથી નીચે જણાવેલા વિષયો નો વિચાર કરવામાં આવ્યો છે એક એક વિષયનો વિચાર કરતી વખતે નીચે લખેલા પ્રકરણો અનુસાર સૂક્તોનો વિચાર કરવાથી વાચકને વિશેષ લાભ થશે—

### ઇશ્વર

ઇશ્વર સંબંધે વિચાર કરવાવાળા નીચેનાં સૂક્તો આ કાંડ માં છે—" ૧ અમૃત પ્રદાતા ઇશ્વર, ૩૪ તેજસ્વી ઇશ્વર, ૩૫ વિશ્વનો સંચાલક દેવ, ૩૬ જગતનો એક સમ્રાટ, " આ ચાર સૂક્તો પરમેશ્વરનું વર્ણન કરે છે " ૩૩ ઇશ્વરનું પ્રચંડ સામર્થ્ય, ૬૧ પરમેશ્વરનો મહિમા, ' આ બે સૂક્તો પરમેશ્વર નું અપાર બળ બતાવે છે એ પરમેશ્વર આપણા હૃદયમાં છે. એ વાત " ૭૬ હૃદયમાં અગ્નિની જ્યોત " એ સૂક્ત દ્વારા પ્રગટ થઇ રહી છે અને એની પૂજા કરવાનો માર્ગ " ૮૦ આત્મસમર્પણથી ઇશ્વરની પૂજા, " આ સૂક્ત દ્વારા દર્શાવ- વામાં આવ્યો છે વાચકજનો આ આઠ સૂક્તો સામટાં વાંચશે, તો આ વિષય ઉત્તમ રીતે તેના ધ્યાનમાં આવશે

### આત્મોન્નતિ

આત્મોન્નતિની બાબતમાં નીચેનાં સૂક્તોનો સામટો વિચાર કરવો યોગ્ય છે—

પાપથી બચવાના વિષયમાં " ૧૩૩ જ્ઞાનથી પાપને દૂર

કરવુ, ૧૧૫ પાપથી બચવુ, " આ બે સૂત્રો એકત્ર વિચારવા યોગ્ય છે પાપથી બચીને પોતાની પવિત્રતા જાળવવી જોઇએ એ માટે આ વિષયનું સૂક્ત ' ૬૨ પોતાની પવિત્રતા, ૨૬ પાપી વિચારોનો ત્યાગ કરો, ૪૩ ક્રોધનું શમન, ૧૯ આત્મ શુદ્ધિને માટે પ્રાર્થના, ૫૧ અંતરબાહ્ય શુદ્ધતા, ૧૮ ઇર્ષ્યા નિવારણ ' એ છે.

સંપૂર્ણ ઉન્નતિને માટે ' ૧૫ હું ઉત્તમ થઇશ, ૮૬ સર્વથા શ્રેષ્ઠ બનવું, ' એવી ઇચ્છા રાખવી જોઇએ એનાથી બધી ઉન્નતિ થશે આવી ઇચ્છા ન હોય તો ઉન્નતિની સંભાવના નથી આ પ્રકારે પોતાની અંદર શક્તિ છે અને " ૪૧ પોતાની શક્તિનો વિસ્તાર કરવો જોઇએ એવી પ્રબળ ઇચ્છા અવશ્ય રાખવી જોઇએ અન્યથા ઉન્નતિ થવી અશક્ય છે

' ૫૮ યશની ઇચ્છા, ૬૯ યશની પ્રાર્થના, ૩૯ યશસ્વી થવુ, ૩૮ તેજસ્વિતાની પ્રાપ્તિ, ૪૮, ૯૯ કલ્યાણને માટે પ્રાર્થના, " આ સૂક્તો મનુષ્યને યશની અભિલાષાથી ઉપર લાવવા ચાહે છે જે યશ કમાવા ચાહે છે તે " ૫૫ ઉત્તમ માર્ગે જવા તૈયાર થાય છે અને શ્રેષ્ઠ માર્ગે જવાને માટે " ૪૦ નિર્ભય બનવાની પ્રાર્થના કરે છે કેમકે નિર્ભય બન્યા સિવાય મનુષ્ય શ્રેષ્ઠ બની શકતો નથી તેમ જ યશસ્વી પણ થઇ શકતો નથી પ્રત્યેક મનુષ્ય માટે ઉચિત છે કે તે પોતાની ઉન્નતિને માટે ' ૧૦૮ મેધા બુદ્ધિ ' ની પ્રાપ્તિને માટે યત્ન કરે અને તેની પોતાનામાં વૃદ્ધિ કરે.

### મુક્તિ

મનુષ્યની છેલ્લી શ્રેષ્ઠતમ અવસ્થા મુક્તિ છે, એ દર્શાવવા આ કાંડમાં નીચેના સૂક્તો છે—

" ૬૩ બંધનથી મુક્ત થવુ, ૧૨૧ બંધનથી છૂટવુ, ૧૧૨ બંધ-પાશોથી છૂટવુ, ૧૨૩ મુક્તિ " આ સૂક્તો જોવાથી વાચકને પત્તો લાગશે કે, બંધન મુક્તિ શી રીતે થઇ શકે છે, આ વિષયમાં અત્યન્ત મહત્ત્વપૂર્ણ સૂક્ત " ૧૧૧ મુક્તિનો અધિકારી " છે આ બધા સૂક્તોમાં કહેવામાં આવ્યુ છે કે, જનતાના ઉદ્ધારના કાર્યમાં આત્મસમર્પણ કર્યા વિના મુક્તિ મળી શકતી નથી દેવોના સંબંધમાં મનુષ્ય પાપ કરે છે અને રાક્ષસો સાથે મિત્રતા રાખે છે, તેથી બંધાય છે, ઇત્યાદિ ભાવો આ સૂક્તોમાં સારી પેઠે જોવામાં આવે છે

### પોતાનું રક્ષણ

બાળકથી માંડીને વૃદ્ધ સુધીના બધા મનુષ્યો ચાહે છે કે, પોતાનું રક્ષણ થાય, હું સુરક્ષિત રહું, તેથી વેદમાં પણ પોતાનું રક્ષણ કરવા માટે ઘણે ઠેકાણે કહેવામાં આવ્યુ છે એ માટે ના સૂક્તો આ છે—" ૫૩, ૭૯ ૯૩, ૧૦૭ પોતાની રક્ષા, ૩, ૪, ૪૭ રક્ષાની પ્રાર્થના, ૭૭ બધાની સ્થિરતા " ઇત્યાદિ સૂક્તો આ વિષયમાં અત્યન્ત ઉપયોગી છે પોતાની રક્ષા થવાનો અર્થ એ છે કે, પોતાનો " ૮૪ દુર્ગતિથી બચાવ ' કરવો એ માટે પોતે " ૧૦૧ બળ પ્રાપ્ત કરવુ ' જોઇએ બળના વિના કોઇ પણ મનુષ્યથી પોતાનો બચાવ કરી શકાય એમ નથી પ્રત્યેકે કટિબદ્ધ થઇને પોતાના બચાવનું અને ઉન્નતિનું કાર્ય કરવું જોઇએ. તેથી " ૧૩૩ મેખના બંધન ' કરે છે આ સૂક્ત અનેક દૃષ્ટિએ વિચાર કરવા જેવું છે

### ચિકિત્સા

આ કાંડમાં ચિકિત્સા વિષેના ૨૬ સૂક્તો છે. ચિકિત્સા વિષય અથર્વવેદનો મુખ્ય વિષય છે આ કાંડમાં ' ક્ષયરોગ ચિકિત્સા ' ના ૧૩, ૨૦, ૮૫, ૧૨૭, આ ચાર સૂક્તો છે. આ રોગની સાથે ' ખાંસી ' નો સંબંધ છે તેથી ' ૧૦૫ ખાંસીને દૂર કરવાનો ઉપાય બતાવનાર સૂક્ત પણ સાથે જ વાંચવુ જોઇએ

' જલચિકિત્સા ' ના સૂક્તો ૨૩, ૨૪, ૫૭, ૯૧ આ ચાર સૂક્તો છે અને ' સૌરચિકિત્સા ' નુ ૫૨ એ એક સૂક્ત છે રોગોત્પાદક જંતુઓનો નાશ કરવા માટે હવનનું સૂક્ત ૩૨ માં નિરૂપણ છે ' સર્પવિષ નિવારણ ' વિષયનાં સૂક્તો ૧૨, ૫૬ એ બે સૂક્તો છે અને ' વિષ નિવારણ ' નું ૧૦૦ મુ એક સૂક્ત છે આ બધા સૂક્તો વિશેષ મહત્ત્વનાં હોઇ વધારે સંશોધન કરવા જેવાં છે

૧૬ મા સૂક્તમાં ' ઔષધિ રસપાન ' નો મહત્ત્વપૂર્ણ વિષય છે. ' કેશવર્ધન ' વિષેનાં સૂક્તો ૨૧, ૧૩૬, ૧૩૭ એ ત્રણ સૂક્તો છે આ કેશવર્ધનનો વિષય સૌન્દર્ય વર્ધનની દૃષ્ટિએ અત્યન્ત મહત્ત્વનો છે

સૂક્ત ૩૦ માં ' કામી ઔષધિ ' ૪૪ માં નકતમાલની ઔષધિ, ૫૯ ના ' અરૂધતિ ઔષધિ, ૮૪ માં ' કુષ્ઠ ઔષધિ, ' ૧૦૯ માં ' પિપ્પલી ઔષધિ ' નુ વર્ણન ખૂબ ઉપયોગી છે આયુર્વેદનું મૂળ જોવા હોય તો આ સૂક્તો જોવા

૮૩ સૂક્તમાં ' ગંડમાળાનુ નિવારણ ' ૯૬ માં ' રોગોથી બચવુ ' એ વર્ણનો વિશેષ શોધખોળ કરવા જેવાં

છે પોતાના શરીરમાંથી બળ કાઢીને તેની ચિકિત્સા કરવાનો વિષય ૬૦ ના સૂક્તમાં જોવા જેવો છે. ' દાંતોની પીડા ' ના નિવારણનો ઉપાય ૧૪૦ મા સૂક્તમાં જોવા જેવો છે

પીડા બળદ આદિને ખસી કરવાનો વિષય ૧૩૮ મા સૂક્તમાં છે, આ પ્રકરણ કેટલાક કારણોસર વિશેષ ખોજ કરવા યોગ્ય છે.

ચિકિત્સા દ્વારા રોગનિવૃત્તિ કરીને મૃત્યુને પણ હટાવી શકાય છે. મૃત્યુના વિષયનાં સૂક્તો ૧૩; ૪૫; ૪૬ છે બધાં દુઃખોનું કારણ ' પાપ ' છે, આ વાત સૂક્ત ૩૭ માં કહી છે અને એ કષ્ટો દૂર કરવાની બાબત સૂક્ત ૨૫ માં છે.

## કુટુંબનું સુખ

ગૃહસ્થાશ્રમ બધા આશ્રમોનો આધાર છે, આ આશ્રમનો બ્રહ્મચર્ય વ્રતની સમાપ્તિ પછી પ્રારંભ થાય છે. વરને માટે વધુની તપાસ કરવી અને ' કન્યાને માટે વર ' ની તપાસ કરવાનો વિષય ૮૨ મા સૂક્તમાં આપવામાં આવ્યો છે. આ **' ગૃહસ્થાશ્રમ અત્યંત પવિત્ર '** છે, એ વાત સૂ ૧૨૨ માં બતાવવામાં આવી છે ' વિવાહ ' વિષય ૬૦ મા સૂક્તમાં છે. દંપતિ અર્થાત્ સ્ત્રીપુરુષ ' પરસ્પર પ્રેમથી રહે ' એ ઉપદેશ સૂક્ત ૮, ૯ આ બે સૂક્તોમાં ભારપૂર્વક કહેવામાં આવ્યો છે

તરુણ પુરુષને તરુણ સ્ત્રીની પ્રાપ્તિ થતાં જ તેણે પોતાનાં માતાપિતાને ભૂલી ન જવું એને માટે સૂ ૧૨૦ માં **" માતા પિતાની સેવા કરો '** એવો આદેશ આપ્યો છે. ઋણ ચૂકવીને તહેવાર ઉજવવાથી **ગૃહસ્થાશ્રમ** દુઃખનો આગાર બને છે, એ માટે ' ઋણરહિત ' થવાનો ઉપદેશ સૂ ૧૧૭ ૧૧૯ આ ત્રણ સૂક્તોમાં ભારે યુક્તિપૂર્વક આપવામાં આવ્યો છે. ત્યાર પછી ક્રમપ્રાપ્ત વિષય ' ૭૧ વાજીકરણ, ૧૭ ગર્ભધારણ, પુંસવન, ૭૮ સ્ત્રીપુરુષની વૃદ્ધિ. ૧૧૦ નવું જન્મેલું બાળક ' એ છે આ ક્રમાનુસાર વાચક આ સૂક્તોનો અભ્યાસ કરશે, તો આ સૂક્તોથી અધિક લાભ થશે. આટલું થયા પછી પણ કામવિષયક સંયમ રાખવાનો ઉપદેશ સૂ. ૧૩૨ માં વિશેષ સાવધાનીથી સૂચના આપવાવાળો છે. ગૃહસ્થાશ્રમમાં રહેતાં છતાં કામવિષયક સંયમ આવશ્યક છે. ગૃહસ્થનું ઘર કેવું હોવું જોઈએ, એ બાબતનું વર્ણન સૂ. ૧૦૬ માં વાચકે અવશ્ય જોવું એ સૂક્ત કોઈપણ ગૃહસ્થને માર્ગદર્શક થશે પોતાની પરિસ્થિતિ પ્રમાણે પોતાના ઘરની શોભા જેટલી વધારી શકાય, તેટલી વધારવી જોઈએ, એવો ઉપદેશ વેદ આ સૂક્ત મારફત આપે છે

ગૃહસ્થે ' ૭૦ ગોમુખવાળાં પોતાની ગાયને ઓળખવા માટે નિશાની કરવી, ૯૨ ઘોડા પાળવા, ૨૭, ૨૮ કબૂતરો પાળવાં, ઇત્યાદિ વિષયો વિચારવા યોગ્ય છે.

## રાજ્ય વ્યવસ્થા

રાજ્યવ્યવસ્થા વિષેનાં સૂક્તો પણ આ કાંડમાં અનેક છે, સૂ ૧૨૮ માં જનતા પોતાના રાષ્ટ્રને માટે પોતાની સંમતિથી ' રાજાની ચૂંટણી ' કરે એમ કહ્યું છે એથી ગાજ પ્રજાનું હિત કરે તે જ રાજગાદીપર સ્થિર રહી શકે છે, એ વાત સ્વયં સિદ્ધ થઈ જાય છે. તથાપિ " રાજાની સ્થિરતા " નો વિષય સૂ. ૮૭ અને ૮૮ એ બે સૂક્તોમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યો છે. રાજાએ એવું રાજ્યશાસન કરવું કે, એનો ' વિજય થાય ' એ વિષય સૂક્ત ૯૮ માં જોવો

રાજાએ પોતાના સારા શાસન દ્વારા પોતાના " રાષ્ટ્રની ઐશ્વર્યવૃદ્ધિ ( સૂ. ૫૪ ) કરવી, યુદ્ધસાધનરથ અને દુન્દુભિ આદિ ( સૂ ૧૨૫, ૧૨૬ ) તૈયાર રાખે શત્રુ આવતાં જ તેના પરાજયની તૈયારી રાખે, એવું એ ઉપદેશનું તાત્પર્ય છે.

## શત્રુનાશ

શત્રુનો નાશ કરવાનો વિષય જેવો રાષ્ટ્રીય છે, તેવો જ વૈયક્તિક પણ છે આ વિષયનાં સૂક્તો ૬; ૬૫-૬૭, ૭૫, ૯૭, ૧૦૩, ૧૦૪, ૧૩૪,-૧૩૫ છે. એનું મનન કરવાથી વૈયક્તિક શત્રુ દૂર કરવાનું તથા સામાજિક અને રાષ્ટ્રીય શત્રુ દૂર કરવાનું જ્ઞાન વાચકને મળી રહેશે. એ દૃષ્ટિએ આ સૂક્તો ખૂબ જ મનનીય છે.

## સંગઠન

આ કાંડમાં સંગઠનનો વિષય ખાસ કરીને વર્ણવવામાં આવ્યો છે સૂક્ત ૬૪ અને ૯૪ માં ખાસ કરીને ' સંગઠન ' નો ઉપદેશ આપવામાં આવ્યો છે ' પરસ્પર મિત્રતા ' નો ઉપદેશ ૪૨, ૮૯, ૧૦૨ એ સૂક્તોમાં છે બધા લોકો એક વિચારે રહે એવો ઉપદેશ સૂ. ૭૩-૭૪ માં છે, અને સૂક્ત ૭ માં ' અદ્રોહનો માર્ગ ' કહ્યો છે કેમ કે અદ્રોહ વૃત્તિથી વર્તાવ કર્યા વિના સંગઠન થવું અસંભવ છે. તેથી આ સૂક્ત વિશેષ સૂક્ષ્મ દૃષ્ટિએ વાંચવું

## યશ

" યશની ઉન્નતિ " નો વિષય સૂ. ૫ માં અને ' યશનું

ગત્સ્ય કૃણી ' અને છે એ ઉપદેશ સૂ. ૧૧૪ માં મનન કરવા યોગ્ય છે યજ્ઞથી યોગ્ય સમયે વૃષ્ટિ થય છે ' ૧૨૪ વૃષ્ટિથી વિપત્તિ દૂર થાય છે. ' ૨૨, ૪૯ મેઘોનો સંચાર થઇને વૃષ્ટિ થાય છે. ૭૧, ૧૧૬, ૧૪૨ અન્ન વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને બધા લોકોનું કલ્યાણ થાય છે.

આ રીતે આ કાંડમાં વિશેષ મહત્ત્વના વિષયો છે તથાપિ કેટલાક સૂક્તો સંદિગ્ધ, ક્લિષ્ટ અને સમજમાં ન આવે એવા છે તેથી ઘણાં ખરાં સૂક્તો વિશેષ વિચારણા માગી લે છે. આશા છે કે બધા વાચકો વિશેષ પ્રયત્ન કરશે તો આ કાંડ પણ પ્રયત્નાન્તે સુબોધ થઇને લાભદાયી થશે

## અન્ન

### કાંડ ૬, સૂક્ત ૭૧

( ऋषि.– ब्रह्मा ; देवता– अग्निः, वैश्वानरः, देवाः )

यदन्नमद्मि बहुधा विरूपं हिरण्यमश्वमुत गामजामविम् ।
यदेव किं च प्रतिजग्रहाहमग्निष्टद्धोता सुहुतं कृणोतु ॥ १ ॥
यन्मा हुतमहुतमाजगाम दत्तं पितृभिरनुमतं मनुष्यैः ।
यस्मान्मे मन उदिव रारजीत्यग्निष्टद्धोता सुहुतं कृणोतु ॥ २ ॥
यदन्नमद्म्यनृतेन देवा दास्यन्नदास्यन्नुत संगृणामि ।
वैश्वानरस्य महतो महिम्ना शिवं मह्यं मधुमदस्त्वन्नम् ॥ ३ ॥

અર્થ—( बहुधा विरूप यद् अन्न अद्मि ) ઘણું કરીને વિવિધ રૂપવાળું જે અન્ન હું ખાઉં, તથા ( हिरण्यं अश्व गां अजां उत अविं ) સોનું, ઘોડા, ગાય, બકરી, ઘેટું ( ( यत् एव किं च अहं प्रति जग्रहाह ) જે કંઇ મે મેળવ્યું છે, ( होता अग्नि तत् सुहुत कृणोतु ) હોતા અગ્નિ એનું ઉત્તમ હવન કર્યા કરે [ ૧ ]

( यत् हुत अहुतं ) જે આપેલું અગર ન આપેલું ( पितृभि· दत्तं ) પિતરોએ આપેલું, ( मनुष्य· अनुमतं ) મનુષ્યોએ અનુમોદિત કરેલું ( मा आजगाम ) મારી પાસે આવેલું છે, ( यस्मात् मे मन उद् रारजीति इव ) જેનાથી મારૂં મન ઉત્તમ રીતે પ્રસન્ન થાય છે, ( होता अग्नि तत् सुहुत कृणोतु ) હોતા અગ્નિ તેને ઉત્તમ રીતે સ્વીકાર્યા કરે [ ૨ ]

હે ( देवाः ) દેવો ! ( यत् अन्नं अनृतेन अद्मि ) જે અન્ન હું અસત્ય વ્યવહારથી ખાઉં છું, ( दास्यन् अदास्यन् उत संगृणामि ) દાન કરતો અથવા ન કરતો જે હું સંગ્રહ કરૂં છું તે ( अन्नं ) અન્ન ( महत वैश्वानरस्य महिम्ना ) મોટા વૈશ્વાનરના–પરમાત્માના–મહિમાથી ( मह्यं शिवं मधुमत् अस्तु ) મારે માટે કલ્યાણકારી અને મીઠું થાય [ ૩ ]

ભાવાર્થ—હું જે અનેક પ્રકારનું અન્ન ખાઉં છું, અને સોનું, ચાંદી, ઘોડા, ગાય, બકરી આદિ પદાર્થો સ્વીકારૂં છું, તે બધા સારી રીતે યજ્ઞમા સમર્પિત થાઓ. ( ૧ )

યજ્ઞમા સમર્પિત અથવા અસમર્પિત, પિતૃપિતામહોથી પ્રાપ્ત, મનુષ્યો પાસેથી મળેલુ જે કંઇ મારી પાસે આવ્યુ છે, જેનાપર મારૂં મન લાગ્યુ છે તે ઉત્તમ રીતે યજ્ઞમા સમર્પિત થયા કરે ( ૨ )

જે અન્ન યા ભોગ હું લઉં છું, તે સત્યથી મળેલ હોય યા અસત્યથી, તેનું હું યજ્ઞમા દાન કરૂં છું. એ બધુ યજ્ઞ માટે અપાયેલ હોય યા ન અપાયુ હોય, પરમાત્માની કૃપાથી તે બધુ મને મધુરતા આપનારું છે. ( ૩ )

## અન્ન

### અનેક પ્રકારનું અન્ન

મનુષ્ય જે અન્ન ખાય છે તે " વિ-રૂપ " અર્થાત્ વિવિધ રંગરૂપવાળું હોય છે. દાળ, ચોખા, રોટલી, ખીર આદિના રંગ પણ જુદા અને રૂપ પણ અલગ અલગ હોય છે. એ અન્નો વગર બીજા ઉપભોગોના પદાર્થો સોનું, ચાંદી, ઝવેરાત ઘોડા, ગાય આદિ પણ છે. સોનું, ચાંદિ, ઝવેરાત આદિથી શરીરને શણગારવામાં આવે છે, ઘોડા દૂર જવાના કામમાં આવે છે, બળદ ખેતીનું કામ કરે છે. ગાય, બકરી દૂધ આપે છે.

આ રીતે અનેકાનેક પદાર્થો ઉપયોગમાં આવે છે. એ બધા યજ્ઞમાં સમર્પિત થાઓ, અર્થાત્ મારા એકલાના જ સ્વાર્થીય ભોગ માટે ન વપરાતાં, બધી જનતાના કાર્ય માટે સમર્પિત થાય.

### ધનના ચાર ભાગ

મનુષ્યની પાસે જે ધન આવે છે તેના ઓછામાં ઓછા ચાર ભાગ થાય છે, તેનું વિવરણ જુઓ—

૧ पितृभिः दत्तं- માતાપિતા તરફથી મળેલું, જન્મના સંસ્કારથી જે મળે છે.

૨ मनुष्यैः अनुमतं- મનુષ્યો દ્વારા અનુમોદિત એટલે પોતાના વંશના બીજા મનુષ્યોની સંમતિથી મળેલું ધન.

૩ दुर्गं आजगाम- કોઈ પાસેથી દાનમાં મળેલું ધન.

૪ आहुतं आजगाम- કોઈએ દાનમાં ન આપ્યું હોય છતાં બીજી રીતે મળેલું.

ધન મળવાના આ ચાર પ્રકારો છે. એમાંથી ગમે તે રીતે મળેલું ધન હોય અને તેના પર પોતાનું મન પણ ચોંટેલું હોય તો પણ તે ધન યજ્ઞ માટે આપવું જોઈએ.

જે અન્ન ખાવામાં આવે છે, દાન કરવામાં આવે છે અને સંગ્રહ કરવામાં આવે છે, તે બધું ઈશ્વરાર્પણ થઈ અમારું ઉત્તમ કલ્યાણ કરનારું થાઓ.

આવો આ સૂક્તનો આશય છે. વાચકો એનું મનન કરીને લાભ ઉઠાવે.

## અન્નભાગ

### કાંડ ૬, સૂક્ત ૧૧૬

( ऋषिः– जाटिकायन । देवता- विवस्वान् )

यद्यामं चक्रुर्निखनन्तो अग्रे कार्षीवणा अन्नविदो न विद्यया ।
वैवस्वते राजनि तज्जुहोम्यथ यज्ञियं मधुमदस्तु नोऽन्नम् ॥ १ ॥

અર્થ— ( अग्रे कार्षीवणाः निखनन्तः ) પહેલાં કૃષિ કરવાવાળા લોક ભૂમિને ખોદીને ( विद्यया अन्नविदः न ) જ્ઞાનથી અન્ન પ્રાપ્ત કરવાવાળાની જેમ ( यत् यामं चक्रुः ) જે નિયમ કરતા રહે. ( तत् वैवस्वते राजनि जुहोमि ) એને વૈવસ્વત અર્થાત્ વસાવવાવાળા રાજામાં સમર્પિત કરું છું. ( अथ नः यज्ञियं अन्नं मधुमत् अस्तु ) હવે અમારું યજ્ઞીય અન્ન મધુર થાઓ. [ ૧ ]

ભાવાર્થ— શરૂઆતમાં ખેતી કરવાવાળા કિસાનોએ જે નિયમો બનાવ્યા, તેને જ રાજાએ સંમતિ આપી, તેના પાલનથી બધાંને અન્ન મીઠું લાગવા માંડ્યું અને યજ્ઞને માટે પણ સમર્પિત થવા લાગ્યું ( ૧ )

वैवस्वतः कृणवद्भागधेयं मधुभागो मधुना सं सृजाति ।
मातुर्यदेन इषितं न आगन्यद्वा पितापराद्धो जिहीडे ॥ २ ॥
यदीदं मातुर्यदि वा पितुर्नः परि भ्रातुः पुत्राच्चेतस एन आगन्
यावन्तो अस्मान्पितरः सचन्ते तेषां सर्वेषां शिवो अस्तु मन्युः ॥ ३ ॥

---

અર્થ—( વૈવસ્વતઃ ભાગધેયં કૃણવત્ ) સહુને વસાવનાર રાજા બધાને ભાગ પ્રમાણે અન્ન આપે ( મધુભાગઃ મધુના સં સૃજાતિ ) અન્નનો મધુર ભાગ વધારે મીઠાની સાથે યુક્ત કરે છે. ( માતુઃ ઇષિતં યત્ એનઃ નઃ આગન્ ) માતાથી પ્રેરિત થયેલુ જે પાપ અમારી પાસે આવ્યું છે, ( યત્ વા અપરાદ્ધઃ પિતા જિહીડે ) અથવા જે અમારા અપરાધથી પિતાના ક્રોધથી થયું છે. [ ૨ ]

( યદિ માતુઃ યદિ વા પિતુઃ ) ભલે માતાથી અથવા પિતાથી ( ભ્રાતુઃ પુત્રાત્ ) ભાઈથી અથવા પુત્રથી ( ઇદં એન નઃ ચેતસઃ પરિ આગન્ ) એ પાપ અમારા ચિત્ત પાસે આવી ગયું છે, ( યાવન્તઃ પિતરઃ અસ્માન્ સચન્તે ) એટલા પિતરો અમારી સાથે સંબંધિત છે ( તેષાં સર્વેષાં મન્યુ શિવ અસ્તુ ) એ બધાનો ક્રોધ અમારે માટે કલ્યાણકારી થાઓ. [ ૩ ]

---

ભાવાર્થ—રાજાએ ભૂમિમાંથી ઉત્પન્ન થયેલ અન્નના યોગ્ય ભાગ પાડ્યા. તેને અધિક મધુર માનીને લોકો સેવન કરે છે એજ રીતે માતા પાસેથી અને પિતા પાસેથી પણ અમારી પાસે અન્ન ભાગ આવે છે, તેનું પણ અમે એજ રીતે સેવન કાર્ય કરીશું. (૨)

માતા, પિતા, ભાઈ, પુત્ર એમની પાસેથી અમારી પાસે જે ભાગ આવે છે, કદાચ એને માટે તેમને ક્રોધ થયો હોય, તો તે અમારા કલ્યાણને માટે જ હોજો (૩)

### પ્રજાની સંમતિ

ખેતી કરવાવાળા બધા લોકો પોતાને માટે નિયમો ઘડે, બધી પ્રજાએ એકમતે બનાવેલા નિયમો રાજા કબૂલ રાખે અને તે અનુસાર રાજ્ય ચલાવે. એમ કરવાથી રાજા અને પ્રજા બન્નેનું કલ્યાણ થશે અને બધાને અન્નનો સ્વાદ મળી રહેશે રાજાએ અન્નના યોગ્ય ભાગ પાડીને બધા પાસેથી લેવુ અને પ્રજાને પણ યોગ્ય રીતે વહેંચી આપવુ જે કંઇ જેને ભાગે આવે તેનાથી તેણે સંતુષ્ટ રહેવુ અને આનંદથી તેનો ઉપયોગ કરવો કોઇએ બીજાઓને ભાગ અન્યથી પડાવો નહીં માતાપિતા તરફથી જે વારસો મળે છે, તેમાં તેમનો કોપ પણ આવે, તો પણ સંતાનનું કદિ અહિત થતું નથી, કારણ માતાપિતાના પ્રેમને લીધે તેના સંતાનનું હિત જ થાય છે

---

## ધાન્યની સુરક્ષા

### કાંડ ૬, સૂક્ત ૫૦

( ઋષિ – અથર્વા અભયકામઃ । દેવતા– અશ્વિનૌ )

हतं तर्दं समङ्कमाखुमश्विना छिन्तं शिरो अपि पृष्टीः शृणीतम् ।
यवान्नेददानपि नह्यतं मुखमथाभयं कृणुतं धान्याय ॥ १ ॥

---

અર્થ— હે ( અશ્વિનૌ ) અશ્વિદેવો ! ( તર્દં સમંકં આખું હતં ) નાશ કરનાર અને જમીનમાં દર કરીને રહેનાવાળા ઊંદરોને મારો. એમનુ ( શિર છિન્તં ) શિર કાપો. ( પૃષ્ટીઃ અપિ શૃણીત ) એમની પીઠ તોડો એ ઊંદરો ( યવાન્ ન ઇત્ અદાન્ ) જવ કદી ન ખાય, ( મુખં અપિ નહ્યતં ) એમનુ મોઢું બંધ કરો, ( અથ ધાન્યાય અભયં કૃણુત ) અને ધાન્યને માટે સલામતી રાખો. [ ૧ ]

*

तर्द् है पतंङ्ग है जभ्य हा उपक्वस । ब्रह्मेवासंस्थितं हविरनंदन्त इमान्यवानहिंसन्तो अपोदित ॥ २ ॥
तर्दापते वघापते तृष्टजम्भा आ शृणोत मे ।
य आरण्या व्यद्वरा ये के च स्थ व्यद्वरास्तान्त्सर्वाञ्जम्भयामसि ॥ ३ ॥

અર્થ—( हे तर्द ) હે હિંસક ! ( हे पतङ्ग ) હે તીડ ! ( हा जभ्य, उपक्वस ) હે વધ્ય અને દુષ્ટ ! ( ब्रह्मा इव असंस्थितं हविः ) બ્રહ્મા જે રીતે અસંસ્કૃત હવિનો ત્યાગ કરે છે, તેવી રીતે ( इमान् यवान् अनदन्तः अहिंसन्तः ) આ જવને ન ખાતાં કે તેનો નાશ ન કરતાં ( अपोदित ) તમે દૂર હટી જાઓ અર્થાત્ એને છોડી દો. [ ૨ ]

હે ( तर्दापते ) મહાહિંસક ! હે ( वघापते ) તીડો ! હે ( तृष्टजम्भाः ) તીક્ષ્ણ દાંતાવાળાઓ ! ( मे आशृणोत ) મારું કહેવું સાંભળો. ( ये आरण्याः व्यद्वराः ) જે જંગલી અને વિશેષ ખાવાવાળા છે અને ( ये के च व्यद्वराः स्थ ) જે કોઈ ભક્ષક હોય, ( तान् सर्वान् जम्भयामसि ) તે બધાનો નાશ કરે છે [ ૩ ]

ધાન્યના નાશક જીવો

ઉંદર, પતંગિયાં, તીડ આદિ જન્તુઓ એવા છે કે જે ધાન્યનો નાશ કરે છે, રોપાઓને મારી નાખે છે અને તીડ તો એવા છે કે, જે કરોડોની સંખ્યામાં એકઠા થઈને આવે છે, અનાજ અને વૃક્ષોપર છાપો મારે છે અને તેનો નાશ કરી નાખે છે. તેનાથી અનાજનું રક્ષણ કરવું જોઈએ તેથી ઉંદરો અને તીડોને મારવા જોઈએ એવું પહેલા મંત્રમાં કહેવામાં આવ્યું છે

આ સૂક્તમાં તેમનો નાશ કરવાની રીત કહી નથી અને માત્ર ધાન્યનો બચાવ કરવો જોઈએ એટલું જ કહ્યું છે. કદાચ કોઈ ઠેકાણે એનો નાશ કરવાની રીત મળી જાય, તો કિસાનોને પુષ્કળ લાભ થાય, ઉંદરો પણ હજારોની સંખ્યામાં ખેતરોનો નાશ કરે છે અને તીડ તો કરોડોની સંખ્યામાં જ આવે છે. જો કોઈ શોધક એમના નાશનો ઉપાય શોધશે, તે જગતપર મોટો ઉપકાર થશે.

---

## ખાનપાન

### કાંડ ૭, સૂક્ત ૭૨

( ऋषि – अथर्वा । देवता– इन्द्रः )

उत्तिष्ठतावं पश्यतेन्द्रस्य भागमृत्वियम् । यदि श्रातं जुहोतन यद्यश्रातं ममत्तन ॥ १ ॥

અર્થ—( उत् तिष्ठत ) ઊઠો અને ( इन्द्रस्य ऋत्वियं भागं अवपश्यत ) પ્રભુના ઋતુના અનુકૂળ ભાગને જુઓ ( यदि श्रातं ) જો પાકી ગયો તો ( जुहोतन ) સ્વીકાર કરો અને ( यदि अश्रातं ममत्तन ) જો પાક્યો ન હોય તો તે પાકે ત્યાં સુધી આનંદ કરો. [ ૧ ]

**ભાવાર્થ**—ઊઠો અને ઇશ્વરે આપેલી ઋતુ પ્રમાણે અનુકૂળ અન્નભાગને જુઓ જે પાક્યુ હોય તે લો અને જે હજુ પાક્યુ ન હોય, તો તે પાકે ત્યાં સુધી આનંદથી રહો. ( ૧ )

श्रातं हविरो ष्विन्द्र प्र याहि जगाम सूरो अध्वनो वि मध्यम् ।
परि त्वासते निधिभिः सखायः कुलपा न व्राजपतिं चरन्तम् ॥ २ ॥
श्रातं मन्य ऊधनि श्रातमग्नौ सुश्रृतं मन्ये तदृतं नवीयः ।
माध्यन्दिनस्य सवनस्य दध्नः पिबेन्द्र वज्रिन्पुरुकृज्जुषाणः ॥ ३ ॥

અર્થ— હે ( इन्द्र ) પ્રભો ! ( श्रातं हविः ओ सुप्रयाहि ) હવિ સિદ્ધ થયો છે, એને તું ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થા, ( सूरः अध्वनः मध्यं वि जगाम ) સૂર્ય પોતાના માર્ગની વચમાં ગયો છે ( सखायः निधिभिः त्वा परि आसते ) સમાન વિચારવાળા લોકો પોતાના સંગ્રહોની સાથે તારી ચારે બાજુ બેસે છે. ( कुलपा व्राजपतिं चरन्तं न ) જેમ કુલપાલક પુત્ર સંઘપતિ પિતાની પાસે આવે છે [ ૨ ]

( ऊधनि श्रातं मन्ये ) ગાયના સ્તનમાં પરિપક્વ થયો છે એમ હું માનું છું, ત્યાર પછી ( अग्नौ श्रातं ) અગ્નિપર પરિપક્વ થાય છે ત્યારે ( तत् ऋतं नवीयः सुश्रृतं मन्ये ) એ દૂધ ઉત્તમ પ્રકારે પરિપક્વ થયું છે, એમ હું માનું છું હે ( पुरुकृत् वज्रिन् इन्द्र ) ઘણાં કામો કરવાવાળા વજ્રધારી પ્રભુ ! ( जुषाण ) એનું સેવન કરીને ( माध्यंदिनस्य सवनस्य दध्नः पिब ) મધ્યદિનના સમયે સવનના દહીંનું પાન કર [ ૩ ]

ભાવાર્થ— હે પ્રભો ! આ અન્નભાગ પરિપક્વ થયો છે, એ સિદ્ધ છે, અહીં આવો સૂર્ય મધ્યાન્હમાં આવી ગયો છે બધા મિત્રો પોતપોતાના સંગ્રહોને માટે એકઠા થયા છે. જેમ પુત્ર પિતાની પાસે એકઠા થાય છે, તેમ અમે તારી પાસે એકઠા થયા છીએ (૨)

હું માનું છું, કે એક તો ગાયના સ્તનમાં દૂધ પરિપક્વ થાય છે, ત્યાર બાદ અગ્નિપર પરિપક્વ થાય છે નવું અનાજ આ પ્રમાણે તૈયાર થાય છે હે પ્રભો ! મધ્યદિનના સમયે એનું સેવન કરો અને દહીં પીઓ ( ૩ )

---

## ખાનપાન

### ભોજનનો સમય

સૂર્ય મધ્યાન્હમાં આવે ત્યારે ભોજન કરવું જોઈએ, એ વાત આ સૂક્તથી પ્રતીત થાય છે જુઓ—

**सूरः अध्वनः मध्यं विजगाम । श्रातं हविः सुप्रया हि ।** ( મં. ૨ )

"સૂર્ય માર્ગમાં મધ્યભાગે પહોંચી ગયો છે, તેથી રંધાયેલું અન્ન જમી લ્યો. આ વાક્ય ભોજનનો સમય બપોરે બાર વાગ્યાનો અથવા તેનાથી જરાક મોડો છે, એ વાત સ્પષ્ટ કરે છે હવિ નામ અન્નનું છે એ અન્ન રંધાઈ ગયું છે અન્ન એક તો ( ऊधनि श्रातं ) ગાયના સ્તનમાં પરિપક્વ થાય છે, એક સ્વભાવતઃ પરિપક્વ થાય છે, અને ત્યાર પછી અગ્નિપર પરિપક્વ થાય છે ત્યાર પછી દેવતાઓને સમર્પણ કરીને ભોજન કરાય છે દૂધ ઉકાળ્યા પછી તેનું દહીં બનાવવામાં આવે છે, એ દહીં ( मध्यंदिनस्य दध्नः पिब ) બપોરના જમણ સાથે પીવા યોગ્ય છે. રાતને સમયે, અથવા સવારે પીવું ઉચિત નથી, કેમકે દહીં શીતવીર્ય-ઠંડું હોવાથી તે બપોરે જ પીવું જોઈએ.

જેમ ગાયના સ્તનમાં દૂધ પરિપક્વ થાય છે, તેવી જ રીતે 'ગો' નામ ભૂમિની અંદર અનાજ આદિની ઉત્પત્તિ થાય છે એને પણ પાકે ત્યારે જ લણવું જોઈએ ત્યાર પછી અગ્નિ ચેતવીને અથવા ભુંજીને એનું સેવન કરવું જોઈએ આ અન્ન દૂધ હોય અથવા અન્ન ઇત્યાદિ હોય તે ( ऋतं नवीयः ) નવું જ લેવું જોઈએ. દૂધ પણ તાજું જ લેવું જોઈએ અનાજ ખડું જુનું હોય તે વાપરવું ન જોઈએ. વાસી ખાવું ન જોઈએ ભગવદ્ગીતામાં કહેવામાં આવ્યું છે કે—

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥
( ભ. ગી. ૧૭।૧૦ )

જે અન્ન રંધાયા પછી ત્રણ કલાકો વીતી ગયા હોય, તે

નીરસ છે, દુર્ગંધ યુક્ત છે, અને અપવિત્ર છે, તે તામસ લોકોને પ્રિય હોય છે. અર્થાત્ અનાજ ૨ ધાયા પછી ત્રણ કલાક વીત્યા પછી તેનુ સેવન કરવુ નહીં ત્રણ કલાક સુધી તે તાજુ કહેવાય એ દરમ્યાન જ ભોજન કરી લેવુ જોઇએ.

પરમેશ્વર ( ऋतिथ भाग ) ઋતુના યોગ્ય અન્ન આપે છે, જે ઋતુમાં જે અન્ન સેવન કરવા યોગ્ય હોય, તે અન્ન, ફૂલ, ફળ, રસ આદિ આપે છે, જો કોઇ ફળ કાચુ હોય તો તે પાકે ત્યાં સુધી રાહ જોવી જોઇએ

કુટુંબનાં બધાં માણસો તથા ( सखाय. ) ઇષ્ટ મિત્ર પોતપોતાની થાળીમાં ( निधिमि ) અન્ન પીરસાઈ લે અને એક સાથે પંક્તિમાં બેસે બધા પોતાના અન્નમાંથી થોડોક ભાગ દેવતાઓને સમર્પણ કરે બધા ઇષ્ટ મિત્રોએ એમ માનવુ કે ઇશ્વર તેમની વચમા છે અથવા પોતે તેની ચારે બાજુ છે અને જે અન્ન મળે તેનુ આનંદથી સેવન કરવુ

## ઔષધિરસનું પાન

### કાંડ. ૬, સૂક્ત ૧૬

( ऋषि- शौनक । देवता- चन्द्रमा , मन्त्रोक्तदेवता )

आबयो अनाबयो रसस्त उग्र आबयो । आ ते करम्भमद्मसि ॥ १ ॥
विहल्हो नाम ते पिता मदावती नाम ते माता । स हिन त्वमसि यस्त्वमात्मानमावयः ॥ २ ॥
तौविलिकेऽवेलयावायमैलब ऐलयीत् । बभ्रुश्च बभ्रुकर्णश्चापेहि निराल ॥ ४ ॥
अलसालासि पूर्वा सिलाञ्जालास्युत्तरा । नीलागलसाला ॥ ४ ॥

અર્થ -- ( हे आवयो, आवयो अनावयो ) ફેલાનારી અને ન ફેલાનારી વનસ્પતિ! ( ते रस. उग्र ) તારો રસ ઉગ્ર છે ( ते करम आ अद्मसि ) તારા રસનુ અમે પેય બનાવીએ છીએ [ ૧ ]

( ते पिता विहल्ह ) તારો પિતા વિહલ્હ છે અને ( ते माता मदावती नाम ) તારી માતા મદાવતી નામની છે । ( स हिन त्व असि ) તેનાથી જ તું બને છ ( य त्व आत्मान आवय ) જે તું પોતાના આત્માની રક્ષા કરે છે [૨]

( तौविलिके अव ईलय ) પ્રગતિના કાર્યમા અમને પ્રેરિત કર. ( अय येलव अप येलयीत् ) આ ભૂમિના સબંધમાં કાર્ય કરાવાવાળો પ્રેરણા કરે છે હે ( आल ) સમર્થ! ( बभ्रुः च बभ्रुकर्ण च ) ભૂરા અને ભૂરા કાનવાળા ( निः अप इहि ) અમારાથી દુર રહે [ ૩ ]

( पूर्वा अलसाला ) પહેલાં તું આળસને રોકવાવાળી છે, ( उत्तरा सिलाञ्जाला ) બીજી તું અણુઓ સુધી પહોંચવાવાળી છે તથા ( नीलागलसाला ) ઘરઘરમા ઉપયોગી છે [ ૪ ]

-સપાન

આ સૂક્તમાં ' કરભ ' શબ્દ છે દહીં અને સત્તુનો રસ મેળવવાથી ઉત્તમ રસ બને છે, તેનું એ નામ છે એ કબજી યાતને હટાવવાવાળુ અને ભારે પુષ્ટિકારક થાય છે. એમાં કેટલીક વનસ્પતિઓનો રસ મેળવવાથી એનો ગુણ વધી જાય છે

' વિહલ્હ ' ( પિતા ) વૃક્ષની મદાવતી ' નામક ( माता ) વનસ્પતિ સાથે કલમ કરવાથી જે ઔષધિ બને છે તે ( आत्मान आवय ) આત્માની-પોતાની-રક્ષા કરવાવાળી થાય છે આ બીજા મંત્રનું કથન છે એ માતાપિતાના સ્થાનની ઔષધિઓ હાલમાં અપ્રાપ્ત છે

આ રીતે આ સૂક્તોમા આવેલી અન્યાન્ય નામની વનસ્પતિ કહી છે, તેનો પત્તો લાગતો નથી આબયુ, અનાબયુ, વિહલ્હ ( પિતા ) મદાવતી ( માતા ) તૌવિલિકા એલવ, બભ્રુ બભ્રુકર્ણ, આલ, અલસાલા, ( પૂર્વા ) સિલાંજાલા, ( ઉત્તરા ) નીલ ગલસલા ઇત્યાદિ નામો આ સૂક્તમાં આવેલાં છે તેનો પણ પત્તો લાગતો નથી તેથી એને વિષે કંઇ પણ વિશેષ લખી શકાય એમ નથી

# ઋણરહિત થવું

## કાંડ ૬, સૂકત ૧૧૭

( ઋષિ - કૌશિક । દેવતા- અગ્નિ. )

अपमित्यमप्रतीत्तं यदस्मि यमस्य येन बलिना चरामि ।
इदं तदग्ने अनृणो भवामि त्वं पाशान्विचृतं वेत्थ सर्वान् ॥ १ ॥
इहैव सन्तः प्रति दद्म एनज्जीवा जीवेभ्यो नि हराम एनत् ।
अपमित्य धान्यं१ यज्जघसाहमिदं तदग्ने अनृणो भवामि ॥ २ ॥
अनृणा अस्मिन्ननृणाः परस्मिन्तृतीये लोके अनृणाः स्याम ।
ये देवयानाः पितृयाणाश्च लोकाः सर्वान्पथो अनृणा आ क्षियेम ॥ ३ ॥

---

અર્થ— ( यत् अपमित्यं अप्रतीत्तं अस्मि ) જે પાછું આપવા યોગ્ય પણ પાછું ન આપવાથી હું લેણદાર-ઋણી રહ્યો છું, અને ( यमस्य येन बलिना चरामि ) નિયન્તાના કબજામાં આ ઋણના બળથી પડેલો છું, હે અગ્નિ! ( इदं तत् अनृणः भवामि ) હવે હું એ ઋણ ચુકવીને ઋણરહિત થઇ જઇશ, ( त्वं सर्वान् विचृतान् पाशान् वेत्थ ) તું બધા ઋણના છુટી ગયેલા પાશોને જાણે છે [ ૧ ]

( इह एव सन्तः एनत् प्रति दद्म ) અહીં જ રહીને એ ઋણને ચુકાવી દે છે, ( जीवाः जीवेभ्य एनत् निहरामः ) આ જીવનમાં અન્ય જીવોના એ ઋણને અમે ફેંકી નાખીએ છીએ ( यत् धान्य अपमित्य अहं जघस ) જે અનાજ ઉધાર લઇને ખાધું છે, હે અગ્નિ! ( इदं तत् अनृण भवामि ) આ તે છે અને આ રીતે હું ઋણરહિત થઇ જાઉં છું [ ૨ ]

( अस्मिन् लोके अनृणा ) આ લોકમાં અમે ઋણરહિત થઇ જઇએ, ( परस्मिन् अनृणा ) પરલોકમાં ઋણરહિત થઇ જઇએ, અને ( तृतीये लोके अनृणा स्याम ) ત્રીજા લોકમાં પણ અમે ઋણરહિત થઇ જઇએ, ( ये देवयानाः पितृयाणाः च लोकाः ) જે દેવયાન અને પિતૃયાનના લોકો છે, ( सर्वान् पथः अनृणाः आक्षियेम ) એ બધા માર્ગોમાં અમે ઋણરહિત થઇને રહીએ [ ૩ ]

---

ભાવાર્થ— જે કરજ લીધું હોય તે હરે સમયસર પાછું આપવું જોઇએ જો પાછું ન આપે તો ઋણ ન લેવાવાળો દોષી થાય છે એ દોષથી મુક્ત થવાને માટે યત્ન કરવો જોઇએ, બધાએ પોતાના પાશ તોડીને પહેલા ઋણમુક્ત થઈ જવું જોઈએ ( ૧ )

આ જગતમાં જીવતા હોઇએ તેટલા વખતમાં પોતાના કરજથી મુક્ત થઇ જવું જોઇએ અર્થાત્ પોતે કરેલું કરજ પોતાના આગામી માટે આપવાનું બાકી રહેવું ન જોઇએ અનાજનું કરજ હોય કે પૈસાનું હોય તે તુરત પાછું આપી દેવું જોઇએ ( ૨ )

આ લોકમાનું ઋણ દૂર કરવું જોઇએ, પરલોકના ઋણથી મુક્ત થવું જોઇએ, અને બીજાં ઋણોથી પણ મુક્ત થવું જોઇએ દેવયાન અને પિતૃયાણ એ બધા સ્થાનોમાં ઋણરહિત થવું જોઇએ ( ૩ )

મનુષ્યે બધા પ્રકારનાં ઋણોથી મુકત થવું જોઇએ ઋણી રહીને મરવું યોગ્ય નથી આ સૂકત સુબોધ-સહેલું હોવાથી વિશેષ સ્પષ્ટીકરણની આવશ્યકતા નથી.

## ઋણરહિત થવું

કાંડ ૬, સૂક્ત ૧૧૮

( ઋષિ- કૌશિકઃ । દેવતા- અગ્નિઃ )

यद्धस्ताभ्यां चकृम किल्बिषाण्यक्षाणां गत्नुमुपलिप्समानाः ।
उग्रंपश्ये उग्रजितौ तदद्याप्सरसावनु दत्तामृणं नः ॥ १ ॥
उग्रंपश्ये राष्ट्रभृत्किल्बिषाणि यदक्षवृत्तमनु दत्तं न एतत् ।
ऋणान्नो नर्णमेर्त्समानो यमस्य लोके अधिरज्जुरायत् ॥ २ ॥
यस्मा ऋणं यस्य जायामुपैमि यं याचमानो अभ्यैमि देवाः ।
ते वाचं वादिषुर्मोत्तरां मद्देवपत्नी अप्सरसावधीतम् ॥ ३ ॥

---

અર્થ— ( अक्षाणां गत्नु उपलिप्समानाः ) જુગારખાનામાં જવાની ઇચ્છા રાખવાવાળા અમે ( यत् हस्ताभ्यां किल्बिषाणि चकृम ) જે હાથોથી અમે પાપ કરીએ છીએ ( तत् नः ऋणं अद्य ) તે અમારૂં ઋણ આજે ( उग्रपश्ये उग्रजितौ अप्सरसौ अनुदत्तां ) ઉગ્રતાથી જોનારાવાળી અને ઉગ્રતાથી જીતવાવાળી બન્ને અપ્સરાઓ અગાઉથી અપાવે. [ ૧ ]

હે ( उग्रपश्ये राष्ट्रभृत् ) ઉગ્રતાથી જોનારાવાળી અને હે રાષ્ટ્રનું ભરણપોષણ કરવાવાળી ! ( यत् अक्षवृत्त ) જે જુગારખાતાનું પાપ છે અને જે ( किल्बिषाणि ) અન્ય પાપ છે. ( नः एतत् अनु दत्तं ) અમોથી એ બધું બદલી આપવામાં આવ્યું છે ( ऋणात् ऋणं न एत्संमानः ) ઋણીએ ઋણ પાછું ન આપવાથી, ઋણ આપવાવાળો ( अधिरज्जुः यमस्य लोके नः आयत् ) દોરડું લઈને યમના લોકમાં અમારી પાસે આવશે. [ ૨ ]

હે ( देवाः ) દેવો ! ( यस्मै ऋण ) જેને ઋણ પાછું આપવું છે, ( यस्य जायां उपैमि ) જેની સ્ત્રીની પાસે સહાય માગવા જાઉં છું, ( यं याचमानः अभ्यैमि ) જેની પાસે યાચના કરતો હું પહોંચી જાઉં છું ( ते मत् उत्तरां वाचं मा वादिषुः ) તે મારી સાથે અધિક કઠોર ભાષણ ન કરે. હે ( देवपत्नी अप्सरसौ ) દેવપત્ની અપ્સરાઓ ! ( अधीतं ) સ્મરણમાં રાખો એવી મારી પ્રાર્થના છે [ ૩ ]

---

ભાવાર્થ— જુગાર ખાનામાં જઈને જે પાપ કર્યું છે અને બીજે જે પાપ થાય છે, એ પ્રકારે અમે જે ઋણ કરીએ છીએ તે બધાને દૂર કરવું જોઈએ. ( ૧ )

જુગારનું પાપ, બીજું પાપ અને ઋણ જો દૂર કરવામાં ન આવે, તો અમને બંધનમાં રહેવું પડશે. ( ૨ )

જેનું ઋણ લીધું છે અથવા જેની પાસે કંઈક યાચના કરી છે, તે અમને ખરાબ શબ્દો ન કહે, એવી વ્યવસ્થા કરવી જોઈએ. ( ૩ )

આ મંત્ર કંઈક સંદિગ્ધ છે, તેથી એને વિષે વિશેષ સ્પષ્ટીકરણ કરવું અશક્ય છે. કેમકે કેટલાક શબ્દોનો સંબંધ સ્પષ્ટ રીતે સમજાતો નથી

# ઋણરહિત થવું

( ऋषिः- कौशिकः । देवता- अग्निः )

કાંડ ૬, સૂક્ત ૧૧૯

यददीव्यन्नृणमहं कृणोम्यदास्यन्नग्न उत संगृणामि ।
वैश्वानरो नो अधिपा वसिष्ठ उदिन्नयाति सुकृतस्य लोकम् ॥ १ ॥
वैश्वानराय प्रति वेदयामि यद्यृणं संगरो देवतासु ।
स एतान्पाशान्विचृतं वेद सर्वानथ पक्वेन सह सं भवेम ॥ २ ॥
वैश्वानरः पविता मा पुनातु यत्संगरमभिधावाम्याशाम् ।
अनाजानन्मनसा याचमानो यत्तत्रैनो अप तत्सुवामि ॥ ३ ॥

---

અર્થ— ( यत् अहं अदीव्यन् ) જો હું જુગાર ન રમતાં ( ऋणं ) ઋણ કરૂં, ( उत अदास्यन् संगृणामि ) અને તે ન ચુકવતાં તેને ચુકવવાની પ્રતિજ્ઞા કરતો રહું, તો હે અગ્નિ ! ( वैश्वानरः वसिष्ठ अधिपाः ) વિશ્વનો નેતા સહુને વસાવનારો અધિપતિ ( नः सुकृतस्य लोकं इत् उन्नयाति ) અમને પુણ્યલોકમાં જવા લાયક બનાવે. [ ૧ ]

( वैश्वानराय यत् ऋणं प्रतिवेदयामि ) વિશ્વના નેતાને મને જે કરજ છે તે કહીશ. તથા ( देवतासु यः संगरः ) દેવતાઓમાં જે પ્રતિજ્ઞા થય છે, તે પણ હું કહીશ ( सः एतान् सर्वान् पाशान् विचृतं वेद ) એ બધા બંધો છોડી નાખવાની રીત જાણે છે. ( अथ पक्वेन सह संभवेम ) હવે હું પરિપક્વની સાથે મળી જાઉં [ ૨ ]

( पविता वैश्वानरः मा पुनातु ) પવિત્ર કરવાવાળો વિશ્વનો નેતા મને પવિત્ર કરે ( यत् संगरं आशां अभिधावामि ) જે પ્રતિજ્ઞા કરીને હું એ આશાની પાછળ દોડું છું. ( अनाजानन् मनसा याचमानः ) જાણતો ન હોવા છતાં મનથી યાચના કરૂં છું અને ( तत्र यत् एनः ) ત્યાં જે પાપ થાય છે ( तत् अप सुवामि ) તેને હું દૂર કરૂં છું [ ૩ ]

---

ભાવાર્થ— જુગાર ન રમતા પણ બીજા કારણોસર જે હું ઋણ કરૂં છું, અને તે પાછું ન આપતા, પાછું આપવાની પ્રતિજ્ઞા કરતો રહું છું, એ દોષથી બચાવે અને ઇશ્વર મને ઉપર ઉઠાવી પુણ્યલોકમાં પહોંચાડે ( ૧ )

જે ઋણ મેં કર્યું છે અને તેના સંબંધમાં મેં જે પ્રતિજ્ઞાઓ કરી છે, તે બધીનું હું નિવેદન કરૂં છું આ પ્રકારે પાપો માંથી ઇશ્વર મારો બચાવ કરે, કેમકે, એજ આ બંધનોથી મુક્ત કરીને અમને ઉપર ઉઠાવવાનો ઉપાય જાણે છે અમે પૂર્ણ જ્ઞાની ઓની સાથે રહીએ, જેથી અમને દોષ લાગે નહીં ( ૨ )

ઈશ્વર બધાને પવિત્ર કરવાવાળો છે, તે મને પવિત્ર કરે જે આશાની પાછળ પડીને હું વારવાર પ્રતિજ્ઞા કરૂં છું, અને પાપને ન જાણતો હોવા છતા વારવાર યાચના કરતો રહ્યો છું, તે બધા પાપો દૂર થાઓ ( ૩ )

આ સૂક્તનો ભાવ સ્પષ્ટ છે. ઋણમોચનના આ બધાં સૂક્તો વિશેષતઃ એકજ ઉપદેશ આપે છે કે, કોઇ પણ માણસે ઋણ ન કરવું, અને કદાચ કરવું પડે તો તે સમયસર પાછું આપી દે ખોટા વાયદાઓ કર્યા ન કરે ઇત્યાદિ બોધ આ સૂક્તો-માંથી સારીરીતે પ્રાપ્ત થાય છે.

## નિષ્પાપ થવાની પ્રાર્થના

કાંડ ૭, સૂક્ત. ૩૪

( ઋષિઃ- અથર્વા। દેવતા- જાતવેદ )

अग्ने जातान्प्र णुदा मे सपत्नान्प्रत्यजाताञ्जातवेदो नुदस्व ।
अधस्पदं कृणुष्व ये पृतन्यवोऽनागसस्ते वयमदितये स्याम ॥ १ ॥

અર્થ— હે અગ્નિ! ( मे जातान् सपत्नान् प्रणुद ) મારા ઉત્પન્ન થયેલા શત્રુઓને દૂર કર હે ( जातवेद ) જ્ઞાનના ઉત્પાદક દેવ! ( अजातान् प्रतिनुदस्व ) જાહેર રીતે દુશ્મનાવટ ન રાખનાર પરંતુ અંદર અંદરથી શત્રુતા રાખનારાઓ શત્રુઓને એકદમ હાંકી દે ( ये पृतन्यवः अधस्पदं कृणुष्व ) જે સેના લઇને અમારા પર ચઢાઇ કરે છે, તેને ઠારી નાખ ( वय अनागसः ) અમે બધા નિષ્પાપ થઇએ અને ( अदितये स्याम ) અદીનતાને માટે લાયક થઇએ. [ ૧ ]

જ્ઞાની, જ્ઞાનદાતા, પ્રકાશમય દેવ અમારા બધા શત્રુઓને દૂર કરે શત્રુ ખુલ્લી રીતે શત્રુતા રાખતો હોય યા છૂપી રીતે ઘાત કરવાવાળો હોય, એ તમામ શત્રુઓ દૂર થાય જે લશ્કર લઇને અમારા ઉપર ચઢાઇ કરે છે તેમનું પણ પોતાને સ્થાને જ પતન થાય. અમે નિષ્પાપ બનીએ અને દીન ન રહીએ અદીનતા, ભવ્યતા તથા સ્વતંત્રતા અમારી પાસે રહે

---

## કલ્યાણ

કાંડ ૭, સૂક્ત ૨૮

( ઋષિ- મેધાતિથિ । દેવતા- વદ )

वेदः स्वस्तिर्द्रुघणः स्वस्तिः परशुर्वेदिः परशुर्नः स्वस्ति ।
हविष्कृतो यज्ञिया यज्ञकामास्ते देवासो यज्ञमिमं जुषन्ताम् ॥ १ ॥

અર્થ—( वद स्वस्ति ) જ્ઞાન કલ્યાણ કરનારાણુ છે ( द्रु-घण स्वस्ति ) લાકડાં કાપનારી કોહાડી કલ્યાણ કરવાવાળો ( परशुः ) કુહાડી કલ્યાણ કરનારાળી છે ( वेदिः ) યજ્ઞની વેદી કલ્યાણ કરે છે ( न परशु स्वस्ति ) અમારૂ શસ્ત્ર કલ્યાણ કરનાર છે. ( हविष्कृतः यज्ञियाः यज्ञकामाः ) હવિ બનાવનારાવાળા, પૂજનીય અને યજ્ઞ કરવાની ઇચ્છા કરનારાળા ( ते देवास ) તે યાજક ( इम यज्ञ जुषन्ता ) આ યજ્ઞનુ પ્રેમથી સેવન કરો [ ૧ ]

જ્ઞાન, સુથારનાં હથિયારો, લાકડાં કાપવાની કુહાડી, ઘાસ કાપવાનું દાતરડું, સમિધા કાપવાનો છરો, વેદી, હવિ, હવિ તૈયાર કરવાવાળા લોકો, યજ્ઞ કરવાવાળા, યજ્ઞની ઇચ્છા કરવાવાળા એ બધા કલ્યાણ કરવાવાળા છે તેથી તેમનામાં યોગ્ય શ્રદ્ધા રાખવી જોઇએ

---

# વિપત્તિને હઠાવવી

### કાંડ ૭, સૂક્ત ૨૩

( ऋषि – यमः । देवता– दुःस्वप्ननाशन )

**दौष्वप्न्यं दौर्जीवित्यं रक्षो अभ्वमराय्यः । दुर्णाम्नीः सर्वा दुर्वाचस्ता अस्मन्नाशयामसि ॥ १ ॥**

**અર્થ—** ( दौष्वप्न्यं ) ખરાબ સ્વપ્ના પડવા, ( दौर्जीवित्य ) દુઃખમય જીવન થવુ ( रक्षः ) હિંસકોનો ઉપદ્રવ, ( अभ्वम् ) અભાવ, દરિદ્રતા, ( अराय्यः ) વિપત્તિના કષ્ટો, ( दुर्णाम्नीः ) ખરાબ નામોનો ઉચ્ચાર કરવો, ( सर्वाः दुर्वाच ) બધા પ્રકારનુ દુષ્ટ ભાષણુ ( ता अस्मत् नाशयामसि ) એને અમે પોતાના સ્થાનથી નષ્ટ કરીએ છીએ [ ૧ ]

**ભાવાર્થ—** ખરાબ સ્વપ્ના કષ્ટનું જીવન, હિંસકોનો ઉપદ્રવ વિપત્તિ, દારિદ્ર દુષ્ટ ભાષણ ગાળો દેવી આદિ જે જે બુરાઇઓ અમારામા છે, તેને અમે દૂર કરીએ છીએ ( ૧ )

વિપત્તિઓ અનેક પ્રકારની છે, તેમાથી કેટલીક વિપત્તિઓની અહીં ગણુતરી કરવામા આવી છે ખરાબ સ્વપ્ના આવવાં આદિ વિપત્તિ તથા દુઃખભર જીવનનો અનુભવ થવે, એ વિપત્તિઓ આરોગ્ય સારૂ રાખવાને માટે વ્યાયામ યોગાસનોનુ અનુષ્ઠાન, યમનિયમનુ પાલન, પ્રાણાયામ યોગ્ય આહારવિહાર આદિ ઉપાયો છે. એ યોગ્ય રીતે કરવાથી આ બે આપત્તિઓ દૂર થય છે હિંસકોનો ઉપદ્રવ દૂર કરવાને માટે પોતાનામાં શૂરવીરતા ઉત્પન્ન કરવા અને એ કાર્યમાં તેમને રોકવા જોઇએ એનાથી, એ રાક્ષસોના આક્રમણુથી આપણો બચાવ થય છે ( अ–भ्व ) અભૂતિ–અભાવ અને ( अराय्य ) નિર્ધનતા એ બે આપત્તિઓ ઉદ્યોગની વૃદ્ધિ કરવાથી અને બેકારી દૂર કરવાથી દૂર થાય છે મનુષ્ય કોઇ પણુ પ્રકારે આળસુ ન રહે કઇને કઇ ઉત્પાદક કામધંધો કરે અને પોતાની સંપત્તિ સુયોગ્ય ઉપાયથી વધારે આ રીતે ઉદ્યોગવૃદ્ધિ કરવાથી આર્થિક આપત્તિઓ દૂર થઇ જાય છે ગાળો દેવી, ખરાબ બોલવુ, બુરા શબ્દો બોલવા આદિ જે આપત્તિઓ છે, તેને માટે વાણીની શુદ્ધતા કરવી જોઇએ નિશ્ચયપૂર્વક અપશબ્દોનો ઉચ્ચાર ન કરવાથી અમુક વખત પછી એ અપશબ્દો પોતાની મેળે જ બોલતા બંધ થઇ જશે આ પ્રકારની આત્મશુદ્ધિ કરવાનો માર્ગ આ સૂક્તમાં બતાવવામા આવ્યો છે વાચકે એનો યોગ્ય વિચાર કરીને બોધ મેળવવો અને પ્રયત્ન પૂર્વક પોતાનો ઉદ્ધાર કરવો



# ભાગ્યની પ્રાપ્તિ

### કાંડ ૬, સૂક્ત ૧૨૯

( ऋषि – अथर्वाङ्गिरा । देवता– भगः )

**भगेन मा शांशपेन साकमिन्द्रेण मेदिना । कृणोमि भगिनं माप द्रान्त्वरातयः ॥ १ ॥**

**અર્થ—** ( शांशपेन भगेन मेदिना इन्द्रेण ) શિંશપ વૃક્ષની શોભાના જેવા આનંદ કરવાવાળા ઇન્દ્રથી ( मा भगिन कृणोमि ) હુ મને પોતાને ભાગ્યશાળી બનાવુ છુ ( अरातयः अप द्रान्तु ) શત્રુ દૂર થાઓ [ ૧ ]

**ભાવાર્થ—** જેવી રીતે શિંશપા વૃક્ષ સુન્દર દેખાય છે, તેવી રીતે ઇશ્વરની કૃપાથી ભાગ્યયુક્ત થઇને મારી સુન્દરતામા વધારો થાય સાથે સાથે મારા શત્રુઓ પણ દૂર થાય ( ૧ )

*

येन॑ वृक्षाँ॑ अभ्य॒भवो॒ भगे॑न॒ वर्च॑सा स॒ह। तेन॑ मा भ॒गिनं॑ कृण्वप॑ द्रान्त्वरा॑तयः ॥ २ ॥
यो अ॒न्धो यः पु॑नःस॒रो भगो॑ वृ॒क्षेष्वाहि॑तः। तेन॑ मा भ॒गिनं॑ कृण्वप॑ द्रान्त्वरा॑तयः ॥ ३ ॥

અર્થ—(येन वृक्षान् अभ्यभवः) જેનાથી વૃક્ષનો પરાભવ કરે છે, એ (भगेन वर्चसा सह) ભાગ્ય અને તેજની સાથે (मा भगिनं कृणु) મને ભાગ્યવાન કર અને (अरातयः अप द्रान्तु) શત્રુઓ દૂર ન્હાસી જાય [૨]

(यः अन्ध) જે અન્નમય અને (यः पुनःसरः) જે વારવાર ગતિવાળો (भगः वृक्षेषु आहित) ભાગ્યનો અંશ વૃક્ષોમાં રાખ્યો છે (तेन मा भगिनं कृणु) તેનાથી મને ભાગ્યવાન બનાવ (अरातयः अप द्रान्तु) શત્રુ દૂર ન્હાસી જાય [૩]

ભાવાર્થ—જે પ્રકારે એ વૃક્ષ બીજા વૃક્ષોની અપેક્ષાએ અધિક સુન્દર દેખાય છે, તે પ્રકારે ભાગ્ય અને તેજ પ્રાપ્ત થઇને મારી શોભા વધે મારા શત્રુઓ દૂર થઈ જાય (૨)

વૃક્ષોમાં જે અન્નનો ભાગ અને બીજા ભાગો હોય છે, તેવી રીતે મારામાં પુષ્ટિ અને બળ આવે, અને મારા શત્રુ દૂર થાય. (૩)

પોતાનામાં પુષ્ટિ, બળ, ભાગ્ય ઐશ્વર્ય અને સૌન્દર્ય વધે અને જે ઘાતક શત્રુ હોય તે દૂર થઇ જાય, એવો આ સૂક્તનો સરલ આશય છે

## આત્મ રક્ષા

કાંડ ૭, સૂક્ત ૩૧

(ऋषि – भृग्वङ्गिरा । देवता– इन्द्रः)

इन्द्रो॒तिभि॑र्बहु॒लाभि॑र्नो अ॒द्य या॑वच्छ्रे॒ष्ठाभि॑र्मघवञ्छूर जिन्व।
यो नो॒ द्वेष्ट्यध॑रः॒ सस्प॑दीष्ट॒ यमु॑ द्वि॒ष्मस्तमु॑ प्रा॒णो ज॑हातु ॥ १ ॥

અર્થ—હે ઇન્દ્ર! (यावत् श्रेष्ठाभि बहुलाभिः ऊतिभिः) અતિશ્રેષ્ઠ વિવિધ પ્રકારના રક્ષણથી (अद्य नः जिन्व) આજે અમને જીવતા રાખ હે (मघवन् शूर) હે ધનવાન શૂરવીર! (यः नः द्वेष्टि) જે અમારો દ્વેષ કરે છે (सः अधरः पदीष्ट) તે હેઠો પડે (यं उ द्विष्म) જેનો અમે દ્વેષ કરીએ છીએ (तं उ प्राण जहातु) એને પ્રાણ છોડી જાય [૧]

ભાવાર્થ—હે ધનવાન અને શૂર પ્રભો! તમારૂં જે અનેક પ્રકારનું અતિશ્રેષ્ઠ રક્ષણ છે, તે બધું અમને પ્રાપ્ત થાઓ અને એનાથી અમારી રક્ષા થાઓ અને અમારૂં જીવન એમની સહાયતાથી સુખકર થાય જે દુષ્ટ અમારી વિનાકારણ નિન્દા કરે છે તે હેઠા પડે અને જે દુષ્ટનો અમે બધા દ્વેષ કરીએ છીએ, તેમનું તો જીવન જ સમાપ્ત થઈ જાઓ. (૧)

અમે પરમેશ્વરની ભક્તિ કરીએ અને એનું રક્ષણ પ્રાપ્ત કરીને સુરક્ષિત અને સ્વસ્થ થઇને આનંદનો ઉપભોગ કરીએ પરંતુ જે દુષ્ટ મનુષ્ય અમારા બધાનો દ્વેષ કરે છે અને તેથી એ દુષ્ટનો અમે દ્વેષ કરીએ છીએ, તેમનો નાશ થાઓ દુષ્ટતા અને દ્વેષનો સમૂળો નાશ થાઓ

# દુષ્ટ સ્વપ્ન

## કાંડ ૬, સૂક્ત ૪૫

( ऋषि – अंगिरा प्राचेतसो यमश्च । देवता– दुःष्वप्ननाशनम् )

परोऽपेहि मनस्पाप किमशस्तानि शंससि ।
परेहि न त्वा कामये वृक्षां वनानि सं चर गृहेषु गोषु मे मनः ॥ १ ॥
अवशसा निःशसा यत्पराशसोपारिम जाग्रतो यत्स्वपन्तः ।
अग्निर्विश्वान्यप दुष्कृतान्यजुष्टान्यारे अस्मद्दधातु ॥ २ ॥
यदिन्द्र ब्रह्मणस्पतेऽपि मृषा चरामसि । प्रचेता न आङ्गिरसो दुरितात्पात्वंहसः ॥ ३ ॥

અર્થ— હે ( मनः पाप ) મનના પાપ ! ( परः अप इहि ) દૂર હઠી જા ( किं अशस्तानि शससि ) તું કેમ ખરાબ વાતો કરે છે ? ( परा इहि ) દૂર જા ( त्वा न कामये ) તેને હું ચાહતો નથી ( वृक्षान् वनानि संचर ) વૃક્ષો અને વનોમાં સંચાર કર ( मे मनः गृहेषु गोषु ) મારૂં મન મારાં ઘરો અને ગામોમાં છે [ ૧ ]

( यत् अवशसा निःशसा पराशसा ) જે પાસેના પાપની હિંસાથી, નિર્દયતાની હિંસાથી અને દૂરની હિંસાથી અથવા ( यत् जाग्रत स्वपन्त उपारिम ) જાગતાં અથવા ઉંઘતા અમે કર્યું છે ( अग्निः विश्वानि अजुष्टानि दुष्कृतानि ) પ્રકાશનો દેવ બધા અપ્રીય દુષ્કર્મોનો, ( अस्मत् आरे अप दधातु ) અમને બધાને દૂર રાખે [ ૨ ]

હે ( ब्रह्मणस्पते इन्द्र ) જ્ઞાની પ્રભુ ! ( यत् अपि मृषा चरामसि ) જે કંઇ પણ પાપ અસત્યાચરણથી અમે કરીએ, ( आंगिरसः प्रचेताः ) સર્વથી અંગિરસની સમાન વ્યાપક વિશેષ જ્ઞાની દેવ ( नः दुरितात् अंहसः पातु ) અમને દુરાચારના પાપથી બચાવે. [ ૩ ]



# દુષ્ટ સ્વપ્ન

### પાપી વિચાર

પાપ વિચાર મનથી હઠાવવાનો ઉપદેશ આ સૂક્તમાં આપવામાં આવ્યો છે ગૃહસ્થનું મન—

**गृहेषु गोषु मन ( મં ૧ )**

"ઘરમાં અને પોતાની ગાય આદિમાં રહેવું જોઇએ" અન્ય વાતોમાં અને કુવિચારોમાં મન જવાથી દુષ્ટ સ્વપ્નાઓ આવે છે અને તેનાથી દુઃખ થાય છે તેથી મનુષ્યને ઉચિત છે કે, તે પોતાને શુભ સંસ્કાર યુક્ત બનાવે અને પોતાના કુટુંબના હિતમાં દક્ષ રહે જો કુવિચાર મનમાં આવી જાય તો એણે કહેવું જોઇએ કે—

**मनस्पाप ! परा अपेहि, किं अशस्तानि शससि !**
**परेहि, न त्वा कामये । ( મં ૧ )**

'હે પાપી વિચાર દૂર હઠ, મને તું બુરી વાતો કહે છે, ચાલ્યો જા, હું તારી ઇચ્છા કરતો નથી'

આ રીતે એ પાપી વિચારને કહીને એને દૂર કરવો જોઇએ પાપી વિચાર વારંવાર મનમાં પ્રવેશવા લાગે છે, પરંતુ તેને ઘુસવા દેવો ન જોઇએ પોતે કેવો વિચાર કરવો અને કયો ન કરવો તેનો નિશ્ચય કરવો જોઇએ અને આ શરીર પોતાનું કાર્યક્ષેત્ર છે, એમ જાણીને એ ક્ષેત્રમાં શુભ વિચારોની પરંપરા જ સ્થિર રાખવી જોઇએ બધાએ વિચાર કરવો જોઇએ કે—

**यत् जाग्रत स्वपन्त उपारिम । ( મં ૨ )**

"જે જાગતાં અને ઉંઘતાં અમે કરીએ છીએ" તેજ સ્વપ્નમાં પરિણત થાય છે, તેથી જાગૃતિનો આપણો બધો

વ્યવહાર ઉત્તમ હોય, તો સ્વપ્ન પણ નિઃસન્દેહ ઉત્તમ આવે કોઇ જાતનાં ખરાબ સ્વપ્નાં પડશે નહીં અને મનમાં કદી અશુભ સંસ્કાર પણ પડશે નહીં. આ રીતે —

मृषा चरामासि। ( મં. ૩ )

" અસત્ય વ્યવહાર કરીશું ", તો તેનું પરિણામ પણ બુરું જ આવવાનું. બધા કુસંસ્કારો અસત્યને લીધે ઉત્પન્ન થાય છે જો મનુષ્ય અસત્યને છોડીને સત્યનો જ આશ્રય કરે તો તે નિઃસન્દેહ બુરાઇથી બચી જાય.

વાચકે આ સૂક્તનો આ પ્રમાણે વિચાર કરીને એમાંથી બોધ લેવો હવે એજ વિષયનું બીજું સૂક્ત જૂઓ—

---

## દુષ્ટ સ્વપ્ન

### કાંડ ૬, સૂક્ત ૪૬

( ऋषिः– अंगिरा प्रचेता यमश्च । देवता– दुःष्वप्ननाशनम् )

यो न जीवोऽसि न मृतो देवानाममृतगर्भोऽसि स्वप्न ।
वरुणानी ते माता यमः पितारुरुर्नामासि ॥ १ ॥
विद्म ते स्वप्न जनित्रं देवजामीनां पुत्रोऽसि यमस्य करणः ।
अन्तकोऽसि मृत्युरसि । तं त्वा स्वप्न तथा सं विद्म स नः स्वप्न दुःष्वप्न्यात्पाहि ॥ २ ॥
यथा कलां यथा शफं यथर्णं संनयन्ति । एवा दुःष्वप्न्यं सर्वं द्विषते सं नयामसि ॥ ३ ॥

---

અર્થ— હે સ્વપ્ન ! ( यः ) જે તું ( न जीव असि न मृतः ) ન તો જીવતું છે અને ન તો મરેલું પણ છે, તે તું ( देवानां अमृतगर्भः असि ) દેવોનો અમૃતગર્ભ છે અર્થાત્ દેવોમાં હમેશ રહેવાવાળો છે. ( ते ) તારી ( वरुणानी माता ) વરૂણાની માતા અને ( यम पिता ) યમ પિતા છે. ( अररुः नाम असि ) તું અરરૂ નામવાળો છે. [ ૧ ]

હે સ્વપ્ન ( ते जनित्र विद्म ) તારી ઉત્પત્તિને અમે જાણીએ છીએ તું ( देवजामीनां पुत्रोऽसि ) દેવોની પત્નીઓનો પુત્ર છે અને ( यमस्य करण ) યમના કાર્યોનો સાધક છે તું ( अन्तकः असि ) અંત કરવાવાળો છે ( मृत्यु असि ) તું મારવાવાળો છે. હે સ્વપ્ન ! ( त त्वा ) એ તને ( तथा ) ઉપર કહ્યા પ્રમાણેનો ( सं विद्म ) અમે જાણીએ છીએ ( सः ) તે તું સ્વપ્ન ! ( नः दुःष्वप्न्यात् ) ખરાબ સ્વપ્નાથી અમારી ( पाहि ) રક્ષા કર. [ ૨ ]

( यथा कलां तथा शफ ) જે પ્રમાણે કલા અથવા સોળમો ભાગ અને જે પ્રકારે શફ અર્થાત્ આઠમો ભાગ ( यथा ऋण स नयन्ति ) ઋણ અનુસાર આપીએ છીએ ( एवा सर्वं दुःष्वप्न्यं ) આ રીતે બધાં દુષ્ટ સ્વપ્નો ( द्विषते सं नयामसि ) શત્રુને પહોંચાડીએ છીએ [ ૩ ]

---

## દુષ્ટ સ્વપ્ન

**देवानां**– અહીં ' દેવાના ' નો અર્થ ઇન્દ્રિયો છે સ્વપ્ન ઇન્દ્રિયોમાં અમૃતના રૂપે વસેલું છે. કેમકે જાગ્રત અવસ્થામાં ઇન્દ્રિયોના અનુભવોથી ઉત્પન્ન થયેલ વાસનાઓમાંથી ઉત્પન્ન થાય છે. આપણી અંદર વાસનાઓ સ્થાયી છે, જેથી સ્વપ્ન એ વાસનાઓમાંથી ઉત્પન્ન થવાથી અમૃત છે. તેથી એને અહીં અમૃતગર્ભ કહેવામાં આવ્યું છે.

**अररु**– પીડા આપનારાવાળો ! હિંસક ' ऋगतिहिंसनयोः ' થી બન્યો છે. તે૦ બ્રા૦ ૩।૨।૯।૪ ના અનુસાર અરરૂ નામ·

વાળો અસુર

ઘરુણાની– વરુણ અર્થાત્ અંધકારની પત્ની

આ રીતે આ મંત્રમાં યમને સ્વપ્નનો પિતા કહેવામાં આવ્યો છે. અર્થાત્ સ્વપ્ન યમનો પુત્ર છે તેથી કેટલીક વાર સ્વપ્નમાં મૃત્યુ પણ થઇ જાય છે

દુષ્ટ સ્વપ્નનો મૃત્યુની સાથે સંબંધ છે તેથી પૂર્વ સૂક્તમાં કહ્યુ છે કે, દુષ્ટ સ્વપ્નથી બચવાને માટે વિચારોની શુદ્ધતા કરવી જોઇએ વાચકે એ વાતનો સંબન્ધ અહીં અવશ્ય જોવો

આ મંત્રમાં સ્વપ્નને દેવપત્નીનો પુત્ર કહેવામાં આવ્યો છે ગયા મંત્રની નોંધમાં અમે સ્વપ્નની ઉત્પત્તિ દર્શાવતી વખતે એ બતાવ્યું છે કે, દેવ અર્થાત્ ઇન્દ્રિયોના વિષયોથી ઉત્પન્ન વાસનાઓમાંથી સ્વપ્નની ઉત્પત્તિ થાય છે એ કથનની પુષ્ટિમાં આ મંત્રમાં 'देवजामीना पुत्र असि' વચનથી કરવામાં આવી છે દેવો અર્થાત્ ઇન્દ્રિયોની પત્નીઓ ઇન્દ્રિય વિષયજન્ય વાસનાઓ છે એનો સ્વપ્ન પુત્ર છે અહીં એક વિશેષ વાત કહેવામાં આવી છે કે, સ્વપ્નને યમનું કરણ બતાવાયુ છે પાણિની મુનિએ કરણનું લક્ષણ અષ્ટાધ્યાયીમાં કહ્યુ છે કે– 'साधकतम' (अष्टा० ૧।૪।૪૨) અર્થાત્ જે કર્મ સાધનામાં નજીકમાં નજીક હોય તે કરણ છે કાર્યસાધક બધાં સાધનોમાં જે સાધન અધિક આવશ્યક છે તે, કરણ કહેવાય છે. આ લક્ષણાનુસાર યમનું સ્વપ્ન કરણ છે, તેનો અભિપ્રાય એવો છે કે યમના મારવાના કાર્યમાં સ્વપ્ન બધાથી અધિક આવશ્યક સાધન છે વાચક સ્વપ્નના આ વિશેષણથી એની ભયકરતાનું સહજ અનુમાન કરી શકશે

આ મંત્રનો જ ભાવ નીચે આપેલા મંત્રમાં જરાક જુદા શબ્દોમાં આપવામાં આવ્યો છે—

देवानां पत्नीना गर्भं यमस्य कर यो भद्र स्वप्न।
स मम यः पापस्तद् द्विषते प्र हिण्म ।
मा तृष्टानामसि कृष्णशकुनेर्मुखम् ॥

(અથર્વ ૧૯।૫૭।૩)

હે (देवानां पत्नीना गर्भं) દેવોની પત્નીઓના ગર્ભરૂપ તથા (यमस्य कर) યમના હાથ સ્વપ્ન ! (यो भद्र०) જે કલ્યાણકારી તારા અંશ છે (स०) તે અંશ (मम) મારો થાઓ (य पापः) અને તારો જે અનિષ્ટકારી પાપી અંશ છે (तत्) એ અંશને (द्विषते) દ્વેષ કરવાવાળાઓ પ્રતિ (प्रहिण्मः) અમે મોકલીએ છીએ. (तृष्टानां) તૃષિતો–લોભીઓ–ક્રૂરોની વચમાં તું (कृष्ण शकुने) કાળા પક્ષીના–કાગડાના (मुखं) મુખની જેમ તુ (मा असि) અમારે માટે બાધક ના થા અર્થાત્ જેવી રીતે લોભીઓ કે ક્રૂરોને માટે કાગડાનું મુખ અનિષ્ટકારી થાય છે, તેવી રીતે તુ અમારે માટે અનિષ્ટકારી થતો નહીં'

विद्म ते स्वप्न जनित्र ग्राह्याः पुत्रोऽसि यमस्य करणः । (અથર્વ ૧૬।૫।૧)

હે સ્વપ્ન ! (ते जनित्रं विद्म) તારી ઉત્પત્તિ અમે જાણીએ તું (ग्राह्याः पुत्र असि) ગ્રાહીનો પુત્ર છે અને (यमस्य करण०) યમના કાર્યોનો સાધક છે.

આ સૂક્તમાં સ્વપ્નને ગ્રાહીનો પુત્ર કહેવામાં આવ્યો છે ગાઢ આદિ શરીરને જકડવાવાળા રોગો ગ્રાહી કહેવાય છે. એ રોગોને લીધે શરીરમાં પીડા થાય છે, જેનાથી ઉંઘ આવતી નથી અને કદાચ આવે તો તે સ્વપ્નના જેવી અવસ્થા બની જાય છે તેથી સ્વપ્નને ગ્રાહીનો પુત્ર કહ્યો છે યમના કરણની વ્યાખ્યા તો ઉપર આપવામાં આવી છે

अन्तकोऽसि मृत्युरसि ॥

(અથર્વ ૧૬।૫।૨, ૧૬।૫।૯)

"હે સ્વપ્ન ! તું (अन्तक० असि) પ્રાણાન્ત કરવાવાળો છે તું (मृत्यु असि) મારનારો છે'

નિદ્રા બરાબર ન આવવાથી અને રોજ સ્વપ્ના પડવાથી સ્વાસ્થ્ય બગડીને અંતે મૃત્યુ થાય છે તેથી સ્વપ્નને અહીં અન્તક અને મૃત્યુના નામથી ઉલ્લેખવામાં આવ્યુ છે

विद्म ते स्वप्न जनित्रं निर्ऋत्या० पुत्रोऽसि यमस्य करण ।
अन्तकोऽसि मृत्युरसि ।
स त्वा स्वप्न तथा स विद्म स न स्वप्न दुष्वप्न्यात् पाहि । (અથર્વ ૧૬।૫।૪)

મંત્રનો અર્થ અમે ઉપર આપ્યો છે. અહીં પણ એવો જ મંત્ર આવ્યો છે આ મંત્રમાં સ્વપ્નને નિર્ઋતિનો પુત્ર કહેવામાં આવ્યો છે નિર્ઋતિથી સ્વપ્નની ઉત્પત્તિનો અભિપ્રાય એ છે કે, કષ્ટ, દુઃખ આદિથી મનુષ્યને નિદ્રા આવતી નથી. એ અવસ્થામાં ગાઢ નિદ્રાનો અભાવ હોય છે અને કષ્ટાદિની દશામાં મનુષ્યને ગાઢ નિદ્રા આવતી નથી એ વિચારથી સ્વપ્નને નિર્ઋતિનો પુત્ર કહ્યો છે.

विद्म ते स्वप्न जनित्रमभूत्या पुत्रोऽसि यमस्य करणः । अन्तकोऽसि० (અથર્વ. ૧૬।૫।૪, વત્ અથર્વ ૧૬।૫।૫)

અર્થ પૂર્વવત્ આ મંત્રમાં સ્વપ્નને અભૂતિ એટલે ઐશ્વર્ય દારિદ્રનો પુત્ર કહ્યો છે. દારિદ્રના પરિણામે પણ માણસને નિદ્રા આવતી નથી આ પ્રમાણે ગરીબીના કારણે પણ સ્વપ્ન ( ખરૂં જોતાં ઉંઘ ન આવવી ) ની ઉત્પત્તિ થાય છે. અહીં અર્થ અને ટીકા પહેલાં મુજબ સમજવી

વિદ્મ તે સ્વપ્ન જનિત્રં નિર્ભૂત્યાઃ પુત્રોઽસિ યમસ્ય કરણઃ । અન્તકોઽસિ૦ । ( અ૦ ૧૬।૫।૬ )

અર્થ પૂર્વવત્ આ મંત્રમાં સ્વપ્નને નિર્ભૂતિનો પુત્ર કહ્યો છે નિર્ભૂતિનો અર્થ છે ઐશ્વર્ય-સંપત્તિનું ચલ્યું જવું નાશ થઇ જવો. સંપત્તિવાળાની સંપત્તિ નાશ પામી જતાં તેને ઊંઘ આવતી નથી, ને સુખે સુઇ શકતો નથી આ રીતે સંપત્તિ વિનાશનો પણ સ્વપ્ન પુત્ર છે.

વિદ્મ તે સ્વપ્ન જનિત્રં પરાભૂત્યાઃ પુત્રોઽસિ યમસ્ય કરણઃ । અન્તકોઽસિ૦ ॥ ( અ૦ ૧૬।૫।૭ )

અર્થ ઉપર આપ્યા પ્રમાણે જ આ મંત્રમાં સ્વપ્નને પરાભૂતિનો પુત્ર કહ્યો છે પરાભૂતિનો અર્થ છે પરાભવ અર્થાત્ હારી જવું, તિરસ્કાર થવો. પરાભવથી યા તીરસ્કારથી મનુષ્યને એટલું બધું માનસિક દુઃખ થય છે, કે એને માટે નિદ્રા હરામ થઇ જાય છે. અને એ રીતે પરાભૂતિથી સ્વપ્નની ઉત્પત્તિ થાય છે

વિદ્મ તે સ્વપ્ન જનિત્રં દેવજામીનાં પુત્રોઽસિ યમસ્ય કરણ । ( અથર્વ૦ ૧૬।૫।૮ )

હે સ્વપ્ન તારી ઉત્પત્તિને અમે જાણીએ છીએ. તું દેવોની પત્નીઓનો પુત્ર છે, અને યમનાં કાર્યોનો સાધક છે. આ મંત્રનો ભાવ અમે ઉપર આપી ગયા છીએ દેવપત્નીઓનો પુત્ર સ્વપ્ન કેવી રીતે છે તે અહીં વિસ્તારપૂર્વક દર્શાવવામાં આવ્યું છે.

આ પ્રકારે અથર્વવેદના આ ૧૬ મા કાંડનું ૫ મું સૂક્ત સંપૂર્ણ યમ અને સ્વપ્ન વિષયક છે, જે અમે ઉપર આપ્યું છે આ સૂક્તોમાં આપવામાં આવેલા મંત્રોથી યમ અને સ્વપ્નોનો સંબંધ સ્પષ્ટ થાય છે.

એ પોતાના પિતા યમના કાર્યોનો નજીકનો સંબંધ છે. એ સિવાય સ્વપ્ન અર્થાત્ વાસ્તવિક નિદ્રાનો અભાવ કયાં કયાં કારણોથી થાય છે, તથા તેનાથી કેવાં દુષ્પરિણામો આવે છે, સ્વપ્ન યમનું કરણ શી રીતે છે, ઇત્યાદિ વાતોનો ઉલ્લેખ આ સૂક્તોમાં સ્પષ્ટ રીતે જોવા-જાણવા મળે છે

આ સૂક્ત મોટે ભાગે દુર્બોધ છે, તથાપિ અથર્વવેદનાં બીજાં સૂક્તોની સાથે એનો વિચાર કરવાથી એની દુર્બોધતા રહેજ ઓછી થાય છે તથાપિ એ સંશોધનનો વિષય છે. જે વાચકો સ્વપ્નનો વિચાર કરવાવાળા છે અને મનની શક્તિનું મનન કરે છે, તેમણે આ સૂક્તના વિષયની અધિક ખોજ કરવી

## દુષ્ટ સ્વપ્ન ન આવવાનો ઉપાય

### કાંડ ૭, સૂક્ત ૧૦૦

( ઋષિ – યમ । દેવતા– દુઃસ્વપ્નનાશનઃ )

પર્યાવર્તે દુષ્વપ્ન્યાત્પાપાત્સ્વપ્ન્યાદભૂત્યાઃ । બ્રહ્માહમન્તરં કૃણ્વે પરા સ્વપ્નમુખાઃ શુચઃ ॥ ૧ ॥

અર્થ— હું ( પાપાત્ દુષ્વપ્ન્યાત્ પર્યાવર્તે ) પાપથી દુષ્ટસ્વપ્નથી પાછળ હઠું છું. ( અભૂત્યા સ્વપ્ન્યાત્ ) અવનતિકારક સ્વપ્નથી પાછળ હઠું છું ( અહં અન્તરં બ્રહ્મ કૃણ્વે ) હું વચમાં જ્ઞાનને રાખું છું ( સ્વપ્નમુખાઃ શુચઃ પરા ) હું દુઃસ્વપ્ન આદિ શોકજનક વાતોને દૂર કરૂં છું [ ૧ ]

પાપથી દુષ્ટ સ્વપ્ન, શારીરિક અવનતિ, તથા શોકમય સ્વભાવ બને છે પાપ શારીરિક, ઇન્દ્રિય વિષયક, માનસિક, વાચિક અને બુદ્ધિના મેલોથી થાય છે, અથવા પાપથી એમાં મેલનો સંચય થાય છે. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે એ સ્થાનોના મેલ દૂર કરવા જોઇએ, જેથી પાપ ઓછું થવાથી ખરાબ સ્વપ્નાં ન આવે શરીર આદિની શુદ્ધિ કરવાના ઉપાય આ અગાઉ કહેવામાં આવ્યા છે પોતાની અને પાપની વચમાં ( બ્રહ્મ ) અર્થાત્ જ્ઞાન કિંવા પરમેશ્વરનું ભજન રાખવું જોઇએ એનાથી નિઃસન્દેહ પાપ દૂર થશે મનની શાંતિ મળીને કદિ પણ દુષ્ટ-ખરાબ સ્વપ્ન આવશે નહીં

# દુષ્ટ સ્વપ્ન ન આવવાનો ઉપાય

કાંડ ૭, સૂક્ત ૧૦૧

( ऋषिः- यमः । देवता- स्वप्ननाशनम् )

यत्स्वप्ने अन्नमश्नामि न प्रातरधिगम्यते । सर्वं तदस्तु मे शिवं नहि तद्दृश्यते दिवा ॥ १ ॥

અર્થ— ( यत् स्वप्ने अन्नं अश्नामि ) જે સ્વપ્નમાં હું અન્ન ખાઉં છું તે ( प्रातः न अधिगम्यते ) સવારે પ્રાપ્ત થતું નથી. ( तत् सर्वं मे शिवं अस्तु ) તે બધું મારે માટે શુભ થાઓ. ( तत् दिवा नहि दृश्यते ) તે દિવસના વખતે દેખાતું નથી. [ ૧ ]

સ્વપ્નમાં ભોજનાદિ ભોગ ભોગવવાનું જે દૃશ્ય દેખાય છે, તે સવારે ઉઠ્યા પછી કે દિવસે દેખાતું નથી. તેથી તે અસત્ય છે એ કેવળ મનની વિકૃતિને કારણે જ દેખાય છે. તેથી એવાં સ્વપ્ન ન આવે તે માટે ઉત્તમ જ્ઞાનપૂર્વક યત્ન કરવો જોઇએ. જેનું વર્ણન અગાઉ કરવામાં આવ્યું છે.

---

# અંજન

કાંડ ૭, સૂક્ત ૩૦

( ऋषिः- भृग्वंगिराः । देवता- द्यावापृथिवी, मित्रः ब्रह्मणस्पतिः सविता च )

स्वाक्तं मे द्यावापृथिवी स्वाक्तं मित्रो अकरयम् । स्वाक्तं मे ब्रह्मणस्पतिः स्वाक्तं सविता करत् ॥ १ ॥

અર્થ— ( द्यावापृथिवी मे सु-आक्तं ) દ્યુલોક અને પૃથ્વીલોક મારી આંખોમાં ઉત્તમ અંજન કરે. ( अयं मित्रः स्वाक्तं अकः ) આ મિત્ર મને અંજન કરે છે ( ब्रह्मणस्पतिः मे स्वाक्तं ) જ્ઞાનપતિ દેવે મને ઉત્તમ અંજન કર્યું છે. ( सविता स्वाक्तं करत् ) સવિતાએ પણ મારી આંખોમાં ઉત્તમ અંજન કર્યું છે. ( ૧ )

આંખોને આંજીને આંખોનું આરોગ્ય વધારવાની સૂચના આ મંત્રમાંથી મળે છે. દ્યુલોકથી માંડીને પૃથ્વી સુધી જે જે આંખોને દેખાતા સર્વ આદિ પદાર્થો છે, એનું જે તેજસ્વી રૂપ છે, તેવી મારી આંખો થાઓ. એવી ઇચ્છા આ સૂક્તમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવી છે. આ સૂક્તને જ્ઞાનાંજનનું પણ સૂચક માની શકાય છે. જેનાથી દૃષ્ટિ શુદ્ધ થાય છે તે અંજન હોય છે, અને તે સાધારણ નહીં પણ જ્ઞાનાંજન હોય છે.

---

# મધુવિદ્યા અને ગોમહિમા

### કાંડ ૯, સૂક્ત ૧

( ऋषि- अथर्वा । देवता- मधु, अश्विनौ )

दिवस्पृथिव्या अन्तरिक्षात्समुद्रादुग्नेर्वातान्मधुकशा हि जज्ञे ।
तां चायित्वामृतं वसानां हृद्भिः प्रजाः प्रति नन्दन्ति सर्वाः ॥ १ ॥
महत्पयो विश्वरूपमस्याः समुद्रस्य त्वोत रेत आहुः ।
यत ऐति मधुकशा रराणा तत्प्राणस्तदमृतं निविष्टम् ॥ २ ॥
पश्यन्त्यस्याश्चरितं पृथिव्यां पृथङ्नरो बहुधा मीमांसमानाः ।
अग्नेर्वातान्मधुकशा हि जज्ञे मरुतामुग्रा नप्तिः ॥ ३ ॥
मातादित्यानां दुहिता वसूनां प्राणः प्रजानाममृतस्य नाभिः ।
हिरण्यवर्णा मधुकशा घृताची महान्भर्गश्चरति मर्त्येषु ॥ ४ ॥

---

અર્થ— ( दिव अन्तरिक्षात् पृथिव्या ) ધુલોક, અન્તરિક્ષ અને પૃથ્વી, ( समुद्रात् अग्नेः वातात् ) સમુદ્રનું પાણી, અગ્નિ અને વાયુથી ( मधुकशा जज्ञे ) મધુકશા ઉત્પન્ન થાય છે ( अमृतं वसानां तां चायित्वा ) અમૃતનું ધારણ કરવાવાળી એ મધુકશાનું સુપૂજન કરીને ( सर्वाः प्रजाः हृद्भिः प्रतिनन्दन्ति ) બધા લોકો હૃદયથી આનંદિત થાય છે [ ૧ ]

( अस्या पय ) એનું દૂધ ( महत् विश्वरूपं ) મોટું વિશ્વરૂપ જ છે. ( उत त्वा समुद्रस्य रेत आहुः ) અને તેને સમુદ્રનું વીર્ય કહેવામાં આવે છે. ( यत मधुकशा रराणा एति ) જ્યાંથી એ મધુકશા શબ્દ કરતી જાય છે. ( तत् प्राणः ) તે પ્રાણ છે, ( तत् निविष्ट अमृतं ) તે બધે પ્રવિષ્ટ થયેલું અમૃત છે [ ૨ ]

( बहुधा पृथक् मीमांसमानाः नरः ) ઘણા પ્રકારના જુદા જુદા વિચાર કરવાવાળા લોકો, ( पृथिव्याः ) આ પૃથ્વીપર ( अस्या चरितं पश्यन्ति ) એનું ચરિત્ર અવલોકન કરે છે ( मधुकशा अग्ने वातात् जज्ञे ) આ મધુકશા અગ્નિ અને વાયુથી ઉત્પન્ન થઇ છે એ ( मरुतां उग्रा नप्तिः ) ) મરૂતોની ઉગ્ર પુત્રી છે [ ૩ ]

( आदित्यानां माता ) એ આદિત્યોની માતા ( वसूनां दुहिता ) વસુઓની પુત્રી, ( प्रजानां प्राणः ) પ્રજાઓનો પ્રાણ અને ( अमृतस्य नाभिः ) એ અમૃતનું કેન્દ્ર છે. ( हिरण्यवर्णा मधुकशा घृताची ) સુવર્ણના જેવા વર્ણવાળી એ મધુકશા ઘીનું સિંચન કરવાવાળી છે, એ ( मर्त्येषु महान् भर्गः चरति ) મર્ત્યોમાં એ મહાન તેજ જ સંચાર કરે છે. [ ૪ ]

---

ભાવાર્થ— પૃથ્વી, આપ, તેજ, વાયુ આકાશથી મધુર દૂધ આપવાવાળી ગૌમાતા ઉત્પન્ન થઇ છે, આ અમૃતરૂપી દૂધ આપવાવાળી ગૌમાતાની પૂજા કરવાથી બધી પ્રજા હૃદયથી આનંદિત થાય છે ( ૧ )

એ ગૌમાતાનું દૂધ માનો સંપૂર્ણ વિશ્વની યોગી શક્તિ છે અથવા માનો, એ સંપૂર્ણ જલતત્ત્વનો સાર છે જે એ શબ્દ કરતી ગાય છે, તે સહુનો પ્રાણ છે, અને એનું દૂધ પ્રત્યક્ષ અમૃત છે ( ૨ )

વિચાર કરવાવાળા મનુષ્યો આ પૃથ્વીપર એ ગાયનું ચરિત્ર જુએ છે એ મધુરરસ આપવાવાળી ગાય અગ્નિ અને વાયુથી ઉત્પન્ન થઇ છે, તેથી એને મરૂતો વાયુઓની પ્રભાવશાળી પુત્રી કહેવામાં આવી છે. ( ૩ )

એ ગાય આદિત્યોની માતા, વસુઓની પુત્રી, પ્રજાઓનો પ્રાણ છે અને એજ અમૃતનું કેન્દ્ર છે એ ઉત્તમ રંગવાળી, ઘી આપવાવાળી અને મધુર રસનું નિર્માણ કરવાવાળી ગાય બધા મર્ત્યોમાં એક મોટા તેજની મૂર્તિ જ છે, ( ૪ ) •

मधोः कशामजनयन्त देवास्तस्या गर्भो अभवद्विश्वरूपः ।
तं जातं तरुणं पिपर्ति माता स जातो विश्वा भुवना वि चष्टे ॥ ५ ॥
कस्तं प्र वेद क उ तं चिकेत यो अस्या हृदः कलशः सोमधानो अक्षितः ।
ब्रह्मा सुमेधाः सो अस्मिन्मदेत ॥ ६ ॥
स तौ प्र वेद स उ तौ चिकेत यावस्याः स्तनौ सहस्रधारावक्षितौ । ऊर्जं दुहाते अनपस्फुरन्तौ ॥ ७ ॥
हिङ्करिक्रती बृहती वयोधा उच्चैर्घोषाभ्येति या व्रतम् ।
त्रीन्घर्मानभि वावशाना मिमाति मायुं पयते पयोभिः ॥ ८ ॥
यामापीनामुपसीदन्त्यापः शाक्वरा वृषभा ये स्वराजः ।
ते वर्षन्ति ते वर्षयन्ति तद्विदे काममूर्जमापः ॥ ९ ॥

---

અર્થ— ( देवाः मधोः कशां अजनयन्त ) એ મધુની કશાને દેવોએ બનાવી છે, ( तस्याः विश्वरूपः गर्भः अभवत् ) એનું આ વિશ્વરૂપ ગર્ભ થયું છે. ( तं तरुणं जातं माता पिपर्ति ) એ જન્મીને તરૂણોને એ માતા પાળે છે, ( सः जातः विश्वा भुवना विचष्टे ) તે બધાં ભુવનોનું નિરીક્ષણ કરે છે. [ ૫ ]

( कः तं प्रवेद ) કોણ એને જાણે છે, ( कः उ तं चिकेत ) કોણ એનો વિચાર કરે છે ! ( अस्याः हृदः ) એના હૃદયની પાસે ( यः सोमधानः कलशः अक्षितः ) જે સોમરસથી ભરપૂર પૂર્ણ કલશ વિદ્યમાન છે, ( अस्मिन् ) એમાં ( सः सुमेधाः ब्रह्मा ) તે ઉત્તમ મેધાવાળો બ્રહ્મા ( मदेत ) આનંદ કરશે. [ ૬ ]

( सः तौ प्रवेद ) જે એને જાણે છે, ( सः उ तौ चिकेत ) તે એનો વિચાર કરે છે- ( यौ अस्याः सहस्रधारौ अक्षितौ स्तनौ ) જે એના સહસ્રધારાયુક્ત અક્ષય સ્તન છે, તે ( अनपस्फुरन्तौ ऊर्जं दुहाते ) અવિચલિત થઇને બલવાન રસનું દોહન કરે છે. [ ૭ ]

( या हिंकरिक्रती ) જે હિંકાર કરવાવાળી ( वयो-धा उच्चैर्घोषा ) અન્ન આપવાવાળી, ઉચ્ચ સ્વરથી પોકારના વાળી ( व्रतं अभ्येति ) વ્રતના સ્થાનને પ્રાપ્ત થાય છે. ( त्रीन् घर्मान् अभि वावशाना ) ત્રણે યજ્ઞોને વશમાં રાખવાવાળી ( मायुं मिमाति ) શબ્દનું માપ કાઢે છે અને ( पयोभिः पयते ) દૂધની ધારાઓથી દૂધ આપે છે. [ ૮ ]

( ये वृषभाः ) જે વર્ષાથી ભરેલા બળદ ( स्वराजः शाक्वराः आपः ) તેજસ્વી શક્તિશાલી જળ ( यां आपीनां उपसीदन्ति ) જે પાન કરવાવાળીની પાસે પહોંચે છે. ( तद्विदे कामं ऊर्जं ) તે તત્વજ્ઞાનીને યથેચ્છ બળ આપવાવાળા અન્નની ( ते वर्षन्ति ) તે વૃષ્ટિ કરે છે, ( ते वर्षयन्ति ) તે વૃષ્ટિ કરાવે છે. [ ૯ ]

---

ભાવાર્થ— દેવોએ આ ગાયોનું નિર્માણ કર્યું છે એને બધા પ્રકારના રંગરૂપના ગર્ભ થાય છે બચ્ચું થયા પછી તે એનું પ્રેમથી પાલન કરે છે, મોટું થઇને બધાં સ્થાનોને જુએ છે (૫)

આ ગાયમાં સોમરસથી પરિપૂર્ણ કળશ અક્ષયરૂપે રહેલો છે, એ કલશને કોણ જાણે છે અને કોણ એનો સારો વિચાર કરે છે ? એના દૂધરૂપી રસથી પોતાની મેધાની વૃદ્ધિ કરવાવાળો બ્રહ્મા આનંદિત થાય છે. (૬)

જે આ ગાયના બે સ્તન હજારો ધારાથી સદા અન્નરસ આપે છે, કોણ એનું મહત્ત્વ જાણે છે અને કોણ એના મહત્ત્વનો વિચાર કરે છે ? (૭)

આ જે હિંકાર કરવાવાળી, અન્ન આપવાવાળી, ઉચ્ચ સ્વરથી હિંકાર કરવાવાળી યજ્ઞભૂમિમાં વિચરે છે, ત્રણ યજ્ઞને પાલન કરીને યજ્ઞ દ્વારા કાળનું માપન કરે છે અને યજ્ઞને માટે પોતાનું દૂધ આપે છે (૮)

બળદ પોતાના તેજ અને બળથી પુષ્ટ ગાયોની પાસે હોય છે, તે તત્વજ્ઞાનીઓને યથેચ્છ બળ આપવાવાળા અન્નની વૃષ્ટિ કરે છે અને કરાવે છે. (૯)

*

स्तनयित्नुस्ते वाक्प्रजापते वृषा शुष्मं क्षिपसि भूम्यामधि ।
अग्नेर्वातान्मधुकशा हि जज्ञे मरुतामुग्रा नप्तिः ॥ १० ॥
यथा सोमः प्रातःसवने अश्विनोर्भवति प्रियः । एवा मे अश्विना वर्च आत्मनि ध्रियताम् ॥ ११ ॥
यथा सोमो द्वितीये सवन इन्द्राग्न्योर्भवति प्रियः । एवा म इन्द्राग्नी वर्च आत्मनि ध्रियताम् ॥ १२ ॥
यथा सोमस्तृतीये सवन ऋभूणां भवति प्रियः । एवा म ऋभवो वर्च आत्मनि ध्रियताम् ॥ १३ ॥
मधु जनिषीय मधु वंशिषीय । पयस्वानग्न आगमं तं मा सं सृज वर्चसा ॥ १४ ॥
सं माग्ने वर्चसा सृज सं प्रजया समायुषा । विद्युर्मे अस्य देवा इन्द्रो विद्यात्सह ऋषिभिः ॥ १५ ॥
यथा मधु मधुकृतः संभरन्ति मधावधि । एवा मे अश्विना वर्च आत्मनि ध्रियताम् ॥ १६ ॥

---

અર્થ—હે (प्रजापते) પ્રજાપાલક ! (ते वाक् स्तनयित्नुः) તારી વાણી ગર્જના કરવાવાળા મેઘ છે, તું (वृषा) બળવાન થઇને (भूम्यां अधि शुष्मं क्षिपसि) ભૂમિપર બળને ફેંકે છે (अग्नेः वातात् मधुकशा हि जज्ञे) અગ્નિ અને વાયુથી મધુકશા ઉત્પન્ન થઇ છે, એ (मरुतां उग्रा नप्तिः) મરૂતોની ઉગ્ર પુત્રી છે. [ १० ]

(यथा सोमः प्रातः सवने) જેમ સોમરસ પ્રાતઃ સવન યજ્ઞમાં (अश्विनोः प्रियः भवति) અશ્વિની દેવોને પ્રિય થાય છે. હે અશ્વિદેવો ! (एवा मे आत्मनि) એ પ્રકારે મારા આત્મામાં (वर्चः ध्रियतां) તેજ ધારણ કરો. [ ११ ]

(यथा सोमः द्वितीये सवने) જેમ સોમરસ દ્વિતીય સવન-માધ્યંદિન સવન-યજ્ઞમાં (इन्द्राग्न्योः प्रियः भवति) અગ્નિ અને ઇન્દ્રને પ્રિય થાય છે, હે ઇન્દ્ર અને અગ્નિ ! એ રીતે મારા આત્મામાં તેજ ધારણ કરો. [ १२ ]

જેમ સોમ (तृतीये सवने) તૃતીય-સવન-યજ્ઞમાં (ऋभूणां प्रियः भवति) ઋભુઓમાં પ્રિય થાય છે, હે ઋભુદેવો ! એ પ્રમાણે મારા આત્મામાં તેજ ધારણ કરો. [ १३ ]

(मधु जनिषीय) મીઠાશ ઉત્પન્ન કરીશ, (मधु वंशिषीय) મીઠાશ પ્રાપ્ત કરીશ. હે અગ્નિ ! (पयस्वान् आगमं) દૂધ લઇને હું આવી ગયો છું, (तं मा वर्चसा सं सृज) એ મને તેજથી સંયુક્ત કર [ १४ ]

હે અગ્નિ ! (मा वर्चसा) મને તેજથી (प्रजया आयुषा) પ્રજાથી અને આયુથી (सं सं सं सृज) સંયુક્ત કર. (अस्य मे देवाः विद्युः) એવા મને બધા દેવ જાણે. (ऋषिभिः सह इन्द्रः विद्यात्) ઋષિઓની સાથે ઇન્દ્ર પણ મને જાણે [ १५ ]

(यथा मधुकृतः) જેમ મધમાખીઓ (मधौ अधि) પોતાના મધમાં (मधु संभरन्ति) મધ સંચિત કરે છે, હે અશ્વિદેવો ! (एवा मे) તે પ્રકારે મારું (वर्चः तेजः बलं ओजः च) જ્ઞાન, તેજ, બળ અને વીર્ય (ध्रियतां) સંચિત થાઓ, વધ્યા કરો [ १६ ]

---

ભાવાર્થ—હે પ્રજાપાલક દેવ ! મેઘગર્જના તારી વાણી છે એનાથી તું પૃથ્વી ઉપર પોતાનું બળ ફેંકે છે, તેજ ગાય અને બળદના રૂપે અગ્નિ અને વાયુનો સહાય લઇને ઉત્પન્ન થયું છે (१०)

જે પ્રકારે સોમ પ્રાતઃ સવનમાં અશ્વિની દેવોને પ્રિય થાય છે, તે પ્રકારે મારામાં તેજ પ્રિય થઇને વધે. (११)

જેમ સોમ માધ્યંદિન સવનમાં ઇન્દ્ર અને અગ્નિને પ્રિય થાય છે, તેમ મારી અંદર તેજ પ્રિય થઇને વધે (१२)

જેવી રીતે સોમ સાયસવનમાં ઋભુઓને પ્રિય થાય છે તેવી રીતે મારામાં તેજ પ્રિય થઇને વધે (१३)

મધુરતા ઉત્પન્ન કરું છું, મધુરતા સંપાદન કરું છું. હું દૂધ સમર્પણ કરવાને માટે આવ્યો છું, તેથી મને એનાથી તેજથી યુક્ત કર. (१४)

હે દેવ ! મને તેજ, પ્રજા અને દીર્ઘ આયુથી યુક્ત કર. મારી આ અભિલાષાઓને દેવ જાણી લે અને ઋષિઓ પણ સમજી લે (१५)

यथा मक्षा इदं मधु न्यञ्जन्ति मधावधि । एवा मे अश्विना वर्चस्तेजो बलमोजश्च ध्रियताम् ॥ १७ ॥
यद्गिरिषु पर्वतेषु गोष्वश्वेषु यन्मधु । सुरायां सिच्यमानायां यत्तत्र मधु तन्मयि ॥ १८ ॥
अश्विना सारघेण मा मधुनाङ्क्तं शुभस्पती । यथा वर्चस्वतीं वाचमावदानि जनाँ अनु ॥ १९ ॥
स्तनयित्नुस्ते वाक्प्रजापते वृषा शुष्मं क्षिपसि भूम्यां दिवि ।
तां पशव उप जीवन्ति सर्वे तेनो सेषमूर्जं पिपर्ति ॥ २० ॥
पृथिवी दण्डोऽन्तरिक्षं गर्भो द्यौः कशा विद्युत्प्रकशो हिरण्ययो बिन्दुः ॥ २१ ॥
यो वै कशायाः सप्त मधूनि वेद मधुमान्भवति ।
ब्राह्मणश्च राजा च धेनुश्चानड्वांश्च व्रीहिश्च यवश्च मधु सप्तमम् ॥ २२ ॥

અર્થ — ( यथा मक्षा. ) જેમ મધુમાખીઓ ( इदं मधु ) આ મધને ( मधौ अधि न्यञ्जन्ति ) પોતાના એકઠાં કરેલાં મધમાં સંગૃહિત કરે છે, તે પ્રકારે હે અશ્વિદેવો ! ( एवा मे ) મારૂં ( वर्चः तेजः बलं ओजः च ) જ્ઞાન, તેજ, બળ અને વીર્ય ( ध्रियतां ) સંચિત થાઓ, વધો. [ ૧૭ ]

( यथा गिरिषु पर्वतेषु ) જેમ પહાડોપર અને પર્વતોપર અને ( गोषु अश्वेषु यत् मधु ) ગાયો અને અશ્વોમાં જે મીઠાશ છે, ( सिच्यमानायां सुरायां ) સિંચિત થનાર વૃષ્ટિજળમાં ( तत्र तत् मधु ) એમાં જે મધ છે, ( यत् मयि ) તે મારામાં હો ! [ ૧૮ ]

હે ( शुभस्पती अश्विनौ ) શુભના પાલક અશ્વિદેવો ! ( सारघेण मधुना मा सं अंक्तं ) મધમાખીઓના મધથી મને યુક્ત કરો. ( यथा ) જેનાથી ( वर्चस्वतीं वाचं ) તેજસ્વી ભાષણ ( जनान् अनु आवदानि ) લોકો પ્રત્યે હું બોલું [ ૧૯ ]

હે ( प्रजापते ) પ્રજાપાલક ! તું ( वृषा ) બળવાન છે અને ( ते वाक् स्तनयित्नुः ) તારી વાણી મેઘગર્જના છે, તું ( भूम्यां दिवि ) ભૂમિપર અને દ્યુલોકમાં ( शुष्मं क्षिपसि ) બળની વૃષ્ટિ કરે છે, ( तां सर्वे पशवः उपजीवन्ति ) એના પર બધા જીવોની ઉપજીવિકા થાય છે. અને ( तेन उ सा इषं ऊर्जं पिपर्ति ) એ વડે તે અન્ન અને બલવર્ધક રસની પૂર્ણતા કરે છે. [ ૨૦ ]

( पृथिवी दण्डः ) પૃથ્વી દાંડો છે, ( अन्तरिक्षं गर्भः ) અન્તરિક્ષ મધ્યભાગ છે, ( द्यौः कशा ) દ્યુલોક તંતુ છે, ( विद्युत प्रकशः ) વિજળી એના ધાગા છે, અને ( हिरण्ययः बिन्दुः ) સુવર્ણમય બિન્દુ છે. [ ૨૧ ]

( यः वै कशायाः सप्त मधूनि वेद ) જે એ કશાના તંતુના સાત મધને જાણે છે, તે ( मधुमान् भवति ) મધવાળો થાય છે. ( ब्राह्मणः च राजा च ) બ્રાહ્મણ અને રાજા, ( धेनुः च अनड्वान् च ) ગાય અને બળદ, ( व्रीहिः च यवः च ) ચોખા અને જવ તથા ( मधु सप्तमं ) સાતમું મધ છે [ ૨૨ ]

ભાવાર્થ—જે પ્રકારે મધમાખીઓ પોતાના મધપુડામાં ઠેક ઠેકાણેથી લાવીને મધ એકઠું કરે છે, તે પ્રકારે મારામાં જ્ઞાન, તેજ, બળ અને વીર્ય ભરતો રહે (૧૬-૧૭)

જેમ પહાડો અને પર્વતોમાં, ગાયો અને ઘોડાઓમાં અને વૃષ્ટિના જળમા મધુરતા છે, તેવી મધુરતા મારામાં આવે (૧૮)

હે દેવો ! મને એ મધમાખીઓના મધથી સંયુક્ત કરો, જેથી હું એ મીઠાશનો સન્દેશ બધા લોકોને પહોચાડું. (૧૯)

હે પ્રજાપાલક દેવ ! તું બળવાન્ છે અને મેઘગર્જના તારી વાણી છે. તુ જ દ્યુલોકથી ભૂલોક સુધી બળની વૃદ્ધિ કરે છે. બધા જીવો એનાથી જીવતા રહે છે તે અન્ન અને બળ અમો સહુનો પ્રાપ્ત થાઓ. (૨૦)

ભૂમિ દાંડો, અંતરિક્ષ મધ્યભાગ, દ્યુલોક મોટા વાળ, વિજળી ઝીણા વાળ છે અને એનાપર ભૂષણના જેવા સુવર્ણનાં ટપકાં છે એ ગાય વિશ્વરૂપ છે (૨૧)

જે એ ગાયનાં સાત મીઠાં રૂપોને જાણે છે, તે મધુર બને છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, ગાય, બળદ, ચોખા અને જવ અને મધ સાતમું છે. ગાયોનાં આ સાત મીઠાં રૂપો છે (૨૨)

मधुमान्भवति मधुमदस्याहार्यं भवति । मधुमतो लोकाञ्जयति य एवं वेद ॥ २३ ॥
यद्वीध्रे स्तनयति प्रजापतिरेव तत्प्रजाभ्यः प्रादुर्भवति ।
तस्मात्प्राचीनोपवीतस्तिष्ठे प्रजापतेऽनु मा बुध्यस्वेति ।
अन्वेनं प्रजा अनु प्रजापतिर्बुध्यते य एवं वेद ॥ २४ ॥

અર્થ—( य एवं वेद ) જે આ જાણે છે તે ( मधुमान् भवति ) મધવાળો થાય છે, ( अस्य आहार्यं मधुमद् भवति ) તેનો આખો સંગ્રહ મધવાળો થાય છે. અને ( मधुमतः लोकान् जयति ) મીઠા લોકોને પ્રાપ્ત કરે છે. [ ૨૩ ]

( यत् वीध्रे स्तनयति ) જે આકાશમાં ગર્જના થાય છે, ( प्रजापतिः एव तत् ) પ્રજાપતિ જ તે ( प्रजाभ्यः प्रादुर्भवति ) પ્રજાઓને માટે માનો, પ્રગટ થાય છે. ( तस्मात् प्राचीनोपवीतः तिष्ठे ) તેથી જમણા ભાગનું વસ્ત્ર લઈને ખડો થાઉં છું. હે ( प्रजापते ) પ્રજાપાલક ઈશ્વર ! ( मा अनु बुध्यस्व ) મારું સ્મરણ રાખો. ( यः एवं वेद ) જે આ જાણે છે, ( एनं प्रजाः अनु ) એને અનુકૂળ પ્રજાઓ થાય છે. તથા એને ( प्रजापतिः अनुबुध्यते ) પ્રજાપતિ સારી રીતે સ્મરણમાં રાખે છે. [ ૨૪ ]

ભાવાર્થ— જે આ વાતને જાણે છે, તે મધુર થાય છે, મધવાળો થાય છે અને મીઠાં સ્થાનો પ્રાપ્ત કરે છે. ( ૨૩ )

આકાશમાં જે ગર્જના થાય છે, માનો તે પરમેશ્વર બધી પ્રજાઓને માટે પ્રગટ થઈને ઉપદેશ આપે છે એ વખતે લોકોએ એવી પ્રાર્થના કરવી કે, હે દેવ ! હે પ્રજાપાલક ! મારું સ્મરણ રાખ, ભુલી જતો નહીં જે આ પ્રકારે પ્રાર્થના કરવાનું જાણે છે, લોકો તેને અનુકૂળ બને છે અને પ્રજાપાલક પરમેશ્વર પણ એનું સ્મરણ પૂર્વક મધુ કરે છે ( ૨૪ )

# મધુવિદ્યા અને ગોમહિમા

### સાચું મધુ

આ સૂક્તમાં ખાસ કરીને ગાયના મહિમાનું વર્ણન કરવામાં આવ્યું છે આ સૂક્તનું બરાબર પઠન કરવાથી વાચક પોતાની મેળે જ ગાયનો મહિમા જાણી શકે છે. વેદની દૃષ્ટિએ ગાયનું મહત્ત્વ કેટલું છે, એ વાત આ સૂક્તના પ્રત્યેક મંત્રમાં સારી રીતે સમજાવવામાં આવી છે

ગાય એ સંપૂર્ણ જગતનું સત્ત્વ છે એ પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશનો સાર છે. એ ગાયમાં અમૃતરસ છે જેનું પાન કરવાથી બધા લોકો આનંદિત અને હૃષ્ટ પુષ્ટ થાય છે. એનું દૂધ માનો સંપૂર્ણ જગતના પદાર્થોનું વીર્ય જ છે, એજ બધાનો પ્રાણ અને અદ્ભુત અમૃત છે. ખાસ મનન કરનાર મનુષ્ય જ ગાયના આ મહત્ત્વને જાણે છે અને અનુભવ કરી શકે છે. ગાય એ દેવોની માતા છે, અને એજ બધી પ્રજાનો પ્રાણ છે, કેમ કે એમાં અમૃતનો મધુર રસ ભરેલો છે. જે એનું દૂધ પીએ છે, તે માનો પોતાનામાં અમૃતરસ લે છે અને તેને લીધે તે દીર્ઘાયુષી થાય છે. તમામ અમૃતરસનું કેન્દ્ર સ્રોત આ ગાયની અંદર છે.

### અમૃતનો કલશ

આ ગાય બધા દેવોએ પોતાની દિવ્ય શક્તિઓથી ઉત્પન્ન કરી છે. તેમણે એના દુગ્ધાશયમાં અમૃતનો ઘડો રાખેલો છે જે કોઈ પોતાની મેધા શક્તિ વધારવા ચાહતો હોય તેણે આ દૂધરૂપી અમૃત અવશ્ય પીવું આ ગાયના આંચળમાંથી જે દૂધ રૂપી રસ નિકળે છે, તે માનો અદ્ભુત બળ આપવાવાળો રસ છે.

એ અન્નરસ આપે છે, યજ્ઞ કરાવે છે, વ્રત ધારણ કરાવે છે, અને પોતાના દૂધથી બધાને પુષ્ટિ આપે છે. બળદ પણ આપણ સર્વને બધા પ્રકારનું સુખ આપે છે. જેવી રીતે સોમરસ દેવોને પ્રિય થાય છે, તેવી રીતે ગાયનું દૂધ મનુષ્યને પ્રિય થાય અને તેનાથી મનુષ્યનું તેજ વધે. જે પ્રકારે મધ માખીઓ થોડું થોડું કરીને મધ એકઠું કરે છે અને પોતાના

પુડામાં એનો સંગ્રહ કરે છે, તે પ્રકારે મનુષ્યો માટે ઉચિત છે કે, તેઓ મધમાખીનું અનુકરણ કરે અને પોતાનામાં જ્ઞાન, તેજ, બળ, વીર્ય અને પરાક્રમ વધારે. ક્રમે ક્રમે, પ્રયત્ન કરવાથી મનુષ્ય આ વાતો પોતાનામાં વધારી શકે છે.

પહાડો, પર્વતો અને આખા જગતમાં બધે મધ ભરેલુ છે, તે મધ મારામાં આવે. આ ગાયના રૂપે પરમેશ્વરની અદ્ભુત શકિત જ પૃથ્વીપર મનુષ્યની ઉન્નતિને માટે આવી ગઇ છે. એ વાત અવશ્ય સ્મરણમાં રાખવી.

એ મધુરતાના સાત રૂપો આ પૃથ્વી પર છે, એક મધુરતા બ્રાહ્મણોમાં જ્ઞાન રૂપે છે. બીજી મધુરતા ક્ષત્રિયોમાં પરાક્રમના રૂપે વિદ્યમાન છે. તેવી જ રીત ગાય, બળદ, ચોખા, અને મધમાં મધુરતા ભરેલી છે. તેથી જે મનુષ્ય આ વાત જાણે છે, તે આ સાત પદાર્થો વડે પોતાની ઉન્નતિ કરે છે

આ બધો ઉપદેશ પોતે પ્રજાપતિએ કર્યો છે, તેથી વાચકે એને સ્મરણમાં રાખવો અને એ સાત અમૃતો વડે પોતાનુ બળ વધારવુ

આ સૂકતનો આશય સ્પષ્ટ છે, તેથી વિશેષ વિવેચનની જરૂર નથી

---

# અતિથિ સત્કાર

### કાંડ ૯, સૂકત ૬

( ऋषिः- ब्रह्मा। देवता- अतिथिः विद्या )

यो विद्याद्ब्रह्म प्रत्यक्षं परूंषि यस्य संभारा ऋचो यस्यानूक्यम् ॥ १ ॥
सामानि यस्य लोमानि यजुर्हृदयमुच्यते परिस्तरणमिद्धविः ॥ २ ॥
यद्वा अतिथिपतिरतिथीन्प्रतिपश्यति देवयजनं प्रेक्षते ॥ ३ ॥
यदभिवदति दीक्षामुपैति यदुदकं याचत्यपः प्र णयति ॥ ४ ॥
या एव यज्ञ आपः प्रणीयन्ते ता एव ताः ॥ ५ ॥
यत्तर्पणमाहरन्ति य एवाग्नीषोमीयः पशुर्बध्यते स एव सः ॥ ६ ॥
यदावसथान्कल्पयन्ति सदोहविर्धानान्येव तत्कल्पयन्ति ॥ ७ ॥

---

અર્થ— ( यः प्रत्यक्षं ब्रह्म विद्यात् ) જે પ્રત્યક્ષ બ્રહ્મને જાણે છે, ( यस्य परूंषि संभारा ) એના અવયવો યજ્ઞ સામગ્રી છે, ( यस्य अनूक्यं ऋचः ) એનો મેરૂદંડ ઋચાઓ છે ( यस्य लोमानि सामानि ) એના વાળ સામ છે, અને એનું ( हृदयं यजुः उच्यते ) હૃદય યજુ છે, એમ કહેવામા આવે છે તથા એનું ( परिस्तरणं इत् हविः ) ઓઢવાનું વસ્ત્ર હવિ છે [ ૧-૨ ]

( यत् वै अतिथिपतिः ) જે તે ગૃહસ્થ ( अतिथीन् प्रतिपश्यति ) અતિથિઓ તરફ જુએ છે તે જાણે કે ( देवयजनं प्रेक्षते ) દેવ યજ્ઞને જુએ છે ( यत् अभिवदति दीक्षां उपैति ) જે અતિથિ સાથે વાત કરે છે, તે યજ્ઞ-દીક્ષા લેવા જેવુ છે. ( यत् उदकं याचति ) જે તે જ્યારે જળ માગે છે, અને ( अपः प्र णयति ) જળ તેની આગળ ધરી દે છે, તે માનો ( याः एव यज्ञे आपः प्रणीयन्ते ) જે યજ્ઞમાં જળ લઇ જાય છે, ( ता एव ताः ) તે તેજ જળ છે. [ ૩-૫ ]

( यत् तर्पणं आहरन्ति ) જે પદાર્થ અતિથિની તૃપ્તિ કરવાને માટે લઇ આવે છે, ( यः एव अग्नीषोमीयः पशुः बध्यते स एव सः ) તે માનો અગ્નિ અને સોમને માટે પશુ બાંધવામાં આવે છે, તેજ એ છે. ( यत् आवसथान्

यदुपस्तृणन्ति बर्हिरेव तत् ॥ ८ ॥
यदुपरिशयनमाहरन्ति स्वर्गमेव तेन लोकमव रुन्धे ॥ ९ ॥
यत् कशिपूपबर्हणमाहरन्ति परिधय एव ते ॥ १० ॥
यदाञ्जनाभ्यञ्जनमाहरन्त्याज्यमेव तत् ॥ ११ ॥
यत्पुरा परिवेषात्खादमाहरन्ति पुरोडाशावेव तौ ॥ १२ ॥
यदशनकृतं ह्वयन्ति हविष्कृतमेव तद्ध्वयन्ति ॥ १३ ॥
ये व्रीहयो यवा निरुप्यन्तेंऽशव एव ते ॥ १४ ॥
यान्युलूखलमुसलानि ग्रावाण एव ते ॥ १५ ॥
शूर्पं पवित्रं तुषा ऋजीषाभिषवणीरापः ॥ १६ ॥
स्रुग्दर्विर्नेक्षणमायवनं द्रोणकलशाः कुम्भ्यो वायव्यानि पात्राणीयमेव कृष्णाजिनम् ॥ १७ ॥

---

कल्पयन्ति ) જે અતિથિને માટે સ્થાનનો પ્રબન્ધ કરે છે ( सद्मो हविर्धानानि एव तत् कल्पयन्ति ) તે માનો યજ્ઞ સદ અને હવિર્ધાનની રચના કરવા જેવું છે ( यत् उपस्तृणन्ति ) જે પાથરવામાં આવે છે ( बर्हिः एव तत् ) તે માનો યજ્ઞનું કુશા ઘાસ જ છે ( यत् उपरिशयनं आहरन्ति ) જે એના પર પથારી પાથરવામાં આવે છે ( तेन स्वर्गं लोकं अवरुन्द्ध ) એનાથી સ્વર્ગલોક જ માનો પધરાઇ જાય છે [ ६-९ ]

( यत् कशिपु उपबर्हणं आहरन्ति ) જે ચાદર અને ઉશીકાં-અતિથિને માટે લઇ આવે છે, તે માનો યજ્ઞના ( ते परिधयः एव ) પરિધિ છે ( यत् आञ्जन-अभ्यञ्जन आहरन्ति ) જે આંખોને માટે અંજન અને શરીરને માલીશ કરવાને માટે તેલ લાવે છે તે માનો ( तत् आज्य एव ) તે ઘી જ છે [ १०-११ ]

( यत् परिवेशात् पुरा ) જે ભોજન પિરસવાની પહેલા અતિથિને માટે ( खादं आहरन्ति ) ખાવાના હેતુથી લાવે છે તે માનો ( तौ पुरोडाशौ ) પુરોડાશ છે ( यत अशनकृत ह्वयन्ति ) જે ભોજન બનાવનારાઓને બોલાવે છે તે માનો ( हविष्कृत एव तत् ह्वयन्ति ) હવિ તૈયાર કરવાવાળાને બોલાવે છે [ १२-१३ ]

( ये व्रीहयो यवा निरूप्यन्ते ) જે ચોખા અને જવ દેખાય છે ( ते अंशवः एव ) તે સોમલતાના ભાગો જ છે ( यानि उलूखलमुसलानि ) જે ઉખળી અને મુસળ અતિથિને માટે અનાજ ખાંડવાના કામમાં આવે છે તે માનો ( ते ग्रावाणः एव ) તે સોમરસ કાઢવાને પત્થર છે [ १४-१५ ]

( शूर्पं पवित्रं ) અતિથિને માટે જે સુપડું વાપરવામાં આવે છે તે એ યજ્ઞમાં વપરાતા પવિત્રના જેવું છે એ રીતે ( तुषा ऋजीषा ) અનાજમાંની કુસકી નીકળે છે, તે સોમરસને ખાંડયા પછી અવશિષ્ટ રહેલા સોમતંતુઓના જેવા છે ( अभिषवणीः आपः ) અતિથિ ભોજન માટે પ્રયુક્ત થતું પાણી યજ્ઞના જળ સમાન છે ( दर्वी स्रुक् ) કડછી સરવાના જેવી છે, ( आयवन ईक्षण ) ચરુની નજીકને બળતું હલાવવું તે યજ્ઞના ઇક્ષણ કર્મ જેવું છે, ( कुम्भ्य द्रोणकलशा ) ચલાવવાનો દેગડો આદિ પાત્રો યજ્ઞના દ્રોણકલશો જેવાં છે, ( पात्राणि वायव्यानि ) અતિથિને માટે જે બીજા પાત્રો લાવવામાં આવે છે, તે યજ્ઞનાં વાયવ્ય પાત્ર જ છે અને ( इय एव कृष्णाजिन ) એજ કૃષ્ણાજીન છે [ १६-१७ ]

---

ભાવાર્થ— અતિથિ ઘરમાં આવ્યા પછી તેને જે જે પદાર્થો આપવામાં આવે છે તે તે માનો યજ્ઞમાં વપરાતા પદાર્થો સમાન જ છે અર્થાત્ અતિથિનો સત્કાર કરવો તે યજ્ઞ કરવા જેવું જ છે ( १ १७ )

( કાં. ૯।૨ )

१ सपत्नघ्नं ऋषभं कामं हविषा शिक्षामि (१)- શત્રુઓનો નાશ કરનાર કામને હું હવનથી શિક્ષિત કરું છું

२ दुरितं अप्रजस्तां अस्वगतां अवर्ति मुञ्च (३)- પાપ, સંતાન ન થવું, નિર્ધનતા, અને વિપત્તિ એમને દૂર કરી શકે છે

३ सा धेनुः दुहिता उच्यते यां कवयो वाचं आहुः (५)- ગાય કન્યા સમાન છે, તેને કવીઓ વર્ણન કરે છે

४ सर्वे देवा मम हवं आयन्तु (७)- બધા દેવો મારા હવનમાં આવે

५ उग्रः वाजी कामः मम अध्यक्षः मह्यं असपत्नं कृणोतु (७)- પ્રતાપી, બળવાન્ કામ મારો અધ્યક્ષ છે તે મને શત્રુઓથી મુક્ત કરે

६ मह्यं असपत्नं कृण्वन्तः (८)- મને શત્રુરહિત કરો

७ अवधीत्कामो मम ये सपत्नाः। उरुं लोकमकरन्मह्यमेधतुम्। मह्यं नमन्तां प्रदिशश्चतस्रो मह्यं षडुर्वीर्घृतमा वहन्तु (११)- સંકલ્પ શત્રુઓનો નાશ કરે છે, સંકલ્પ વૃદ્ધિ કરવા માટે કાર્યક્ષેત્ર છે સંકલ્પવડે ચારે દિશાઓ મનુષ્ય સામે નમ્ર બને છે સંકલ્પવડેજ બધા ભૂપ્રદેશોમાંથી ઘી વગેરે ઉપભોગના પદાર્થો મળે છે

८ यत्ते काम शर्म त्रिवरूथमुद्भु ब्रह्म वर्म विततं अनतिव्याध्यं कृतम् (१६)- આ કામનું વિલક્ષણ કવચ છે જે ત્રણે કેન્દ્રોમાં રક્ષણ કરે છે તેથી શત્રુના પ્રહાર વાગતા નથી એને જ જ્ઞાન કવચ કહે છે

९ कामो जज्ञे प्रथमो नैनं देवा आपुः पितरो न मर्त्याः ततस्त्वमसि ज्यायान् विश्वहा महान् (१९)- બધાથી પહેલાં કામ ઉત્પન્ન થયો. તેથી તેને દેવ, પિતર અથવા માનવો પ્રાપ્ત કરી શક્યા નથી. તેથી કામ બધાથી શ્રેષ્ઠ અને સમર્થ છે

१० यास्ते शिवास्तन्वः काम भद्रा याभिः सत्यं भवति यद् वृणीषे। ताभिष्ट्वमस्माँ अभि संविशस्वान्यत्र पापीरप वेशया धियः (२५)- કામની અંદર જે શુભ અને કલ્યાણકારી ભાગ છે, જેથી બધા સંતની સિદ્ધિ થાય છે તે શુભ ભાગ મને પ્રાપ્ત થાઓ અને પાપનો ભાગ છે તે દૂર થાઓ.

( કાં. ૩।૨૧ )

१ यो देवो विश्वाद् यं उ कामं आहुः (४)- જે અગ્નિદેવ બધા જગતને ખાનારો છે અને જેને "કામ" નામથી ઓળખાવામાં આવે છે

२ शान्तो अग्निः क्रव्याच्छान्तः पुरुषरेषणः अथो यो विश्वदाव्यस्तं क्रव्यादमशीशमम् ॥ (८)- આ માંસ ભક્ષક કામરૂપ અગ્નિ શાંત થયો, આ મનુષ્યનો નાશ કરનાર કામરૂપ અગ્નિ શાંત થયો આ બધાને ખાનાર અગ્નિ છે તેને મેં શાંત પાડયો છે

( કાં ૩।૨૫ )

१ मृदुः निमन्युः केवली प्रियवादिनी अनुव्रता असः तु चित्त उपायसि क्रतौ मम (४-६) ધર્મપત્ની શાન્ત ગુસ્સો ન કરનારી, કેવળ પતીનીજ, મીઠું બોલનારી, પતિને મદદ કરનારી, કોઇ વિરુદ્ધ કર્મ ન કરનારી, પતિના જેની લગની લાગેલી છે એવી હોવી જોઇએ.

( કાં ૩।૨૩ )

१ आ वीरो जायतां पुत्रस्ते दशमास्यः (२)- તારો પુત્ર વીર થાય અને દસમાં મહીનામાં જન્મે

२ विन्दस्व पुत्रं नारि यः तुभ्यं शं असत् शं उ तस्मै त्वं भव (५)- હે સ્ત્રી આ પ્રકારે તું પુત્રને પ્રાપ્ત થા, તે પુત્ર તને સુખદાયક થાય અને તૂ પણ તે પુત્રને સુખ આપ

( કાં. ૮।૬ )

१ सूर्यः तान् (रोगबीजानि) अनीनशत् । (८)- જે રોગ બીજો છે તેમનો સૂર્ય નાશ કરે છે

२ ये सूर्यं न तितिक्षन्ते (तान्) नाशयामसि (१२) –જે સૂર્ય (પ્રકાશને) સહન કરી શકતા નથી તેમનો નાશ હું કરું છું

३ त पिंग हृदयाविध कृणोतु (१८)- તેમને પિંગલવર્ણ સૂર્ય હૃદયમાં વેધ કરી નાશ કરે

४ पिंग जायमानं रक्ष (२५)- પિંગલવર્ણ ! જન્મનાર બાળકનું રક્ષણ કર

( કાં. ૬।૧૧ )

૧ शमी अश्वत्थ आरूढः तत्र पुंसवनं कृतम् तद् वै पुत्रस्य वेदनं ( ૧ )– શમી વૃક્ષપર જ્યારે પીપળો ઉગે છે ત્યાં પુત્ર પ્રાપ્તિની દવા હોય છે. પુત્ર પ્રાપ્તિનું આ સારૂં સાધન છે.

૨ स्त्रैपूयमन्यत्र दधत् पुमांसं उ दधत् इह (૩)– સ્ત્રી ( કન્યા ) ઉત્પન્ન થવાનું કાર્ય બીજા ઘેરે થાય અહીં આ ઘરમાં પુત્ર જન્મ જ થાય.

( કાં. ૬।૧૧૦ )

૧ ( अग्ने ) विश्वा दुरितानि पर्न अति नेषत् ( ૨ )– હે અગ્નિ । તું બધા દુઃખોમાંથી એનુ ( મારૂં ) રક્ષણ કર.

૨ नक्षत्र–जा जायमानः सुर्वारः सः वर्धमानः पितरं मा वधीत् जनित्रीं मातरं च मा प्रमिनीद् ( ૩ )– યોગ્ય નક્ષત્ર ઉપર જન્મેલો આ બાળક ઉત્તમવીર થાય અને માતાને અને પિતાને દુઃખ ન દે, ન મારે.

( કાં. ૭।૮૧ )

૧ एतौ शिशू क्रीडन्तौ मायया पूर्वापरं चरतः अर्णवं परियातः अन्यः विश्वाभुवनानि विचष्टे, अन्यः ऋतून् विदधत् नवः जायसे ( ૧ )– આ બે બાળકો ( સૂર્ય અને ચંદ્ર ) રમતા રમતાં પોતાની શક્તિવડે દરિયા સુધી પોંહોચે છે. તેમાંનો એક બધા ભુવનોને પ્રકાશિત કરે છે અને બીજો ઋતુઓને નિર્માણ કરતો રોજ નવો બને છે.

૨ जायमानः नवः नवः भवसि ( ૨ )– પ્રગટ થતા દરવખતે તું નવો લાગે છે.

૩ अह्नां केतुः उषसां अग्रं एषि ( ૨ ) સૂર્ય દિવસ આવે છે એમ સુચના આપનાર ઉષાના પછી પ્રગટ થાય છે.

૪ चंद्रमः ! दीर्घं आयुः प्र तिरसे ( ૨ )– ચન્દ્રમા દીર્ઘાયુ કરે છે.

૫ मा प्रजया धनेन च अनूनं कृधि ( ૩ )– મને પ્રજા અને ધનથી પરિપૂર્ણ કરો.

૬ योऽस्मान् द्वेष्टि, यं च वयं द्विष्मः तस्य प्राणेन आप्यायस्व ( ૫ )– જે દુષ્ટ અમારો દ્વેષ કરે છે અને જેમનો અમે દ્વેષ કરીએ છીએ તેમના પ્રાણથી તું વધી જા.

૭ देवाः अंशुं आप्याययन्ति अक्षिताः अक्षितं भक्षयन्ति ( ૬ )– દેવો સોમને વધારે છે અને સોમનું ભક્ષણ કરી અમર બને છે.

( કાં. ૬।૧૩૩ )

૧ यस्य प्रशिषा चरामः स पारं इच्छात् सः नः विमुञ्चात् ( ૧ )– જે ગુરૂના આશીષથી અમે કાર્ય કરીએ છીએ તે અમને દુઃખો અને બંધનોમાંથી મુક્ત કરે.

૨ वीरघ्नी भव मेखले ( ૨ )– મેખલા ! તું શત્રુઓને મારનારી થા.

૩ अहं मृत्योः ब्रह्मचारी अस्मि ( ૩ )– મેં પોતાને મૃત્યુને સમર્પણ કર્યું છે એવો હું બ્રહ્મચારી છું.

૪ भूतात् यमाय पुरुषं निर्याचन् ( ૩ )– જનતામાંથી મૃત્યુની માટે એક પુરૂષની યાચના કરે છે.

૫ मेखलया ब्रह्मणा तपसा श्रमेण ( ૩ )– કેડે કંદોરો બાંધવાથી જ્ઞાન, તપ એટલે શીતોષ્ણ સહન કરવાની શક્તિ, પરિશ્રમ કરવા માટે બળ મળે છે, અને દીર્ઘાયુત્વ પણ પ્રાપ્ત થાય છે.

૬ यां त्वा पूर्वे भूतकृतः ऋषयः परि बेधिरे। सा त्वं परिष्वजस्व मां दीर्घायुत्वाय मेखले ( ૫ )– હે મેખલે ! તને ભૂતકાળમાં પરાક્રમ કરનાર ઋષિઓએ બાંધી હતી, એથી તું મને દીર્ઘાયુ કરવા માટે મારા શરીરને ચોંટી રહે.

( કાં. ૬।૧૨૦ )

૧ अयं गार्हपत्यः अग्नि, नः तस्मात् इत् सुकृतस्य लोकं उन्नयाति ( ૧ )– આ અમારો ગાર્હપત્ય ( ઘરમાં સંભાળેલો ) અગ્નિ અમને એ પાપથી મુક્ત કરીને પુણ્ય લોકમાં પહોંચાડે છે.

( કાં. ૭।૧૭ )

૧ ईशानः जगतः पतिः नः रयिं दधातु ( ૧ )– જગતનો સ્વામી ઇશ્વર અમને ધન આપે.

૨ तस्मै अमृतं सं व्ययन्तु ( ૩ )– તેને માટે અમૃતનું પ્રદાન કરે.

( કાં. ૩।૧૨ )

૧ महते सौभगाय उच्छ्रयस्व ( ૧ )– મોટા શુભ મંગલની પ્રાપ્તીને માટે એ ( ઘર ) ઉંચું થાય.

*

૧ धेनवः आस्पन्दमानाः सायं आ ( ૩ )- સાંજે ગાયો નાચતી આવે.

૨ इमां शालां सविता वायुरिन्द्रो बृहस्पतिर्निमिनोतु प्रजानन् । उक्षन्तूद्ना मरुतो घृतेन भगो नो राजा नि कृषिं तनोतु ( ૪ )- સૂર્ય, વાયુ, ઇન્દ્ર, બૃહસ્પતિ આ ઘરને મદદ કરે, મરુત નામક વરસાદી વાયુ જલની મદદ કરે, અને ભગરાજા ખેતીના કામમાં સહાયક થાય.

૪ अस्मभ्यं सहवीरं रयिं दाः ( ૫ )- અમને વીરતાથી યુક્ત ધન આપો.

૫ शरणा स्योना दवी ( शाला ) देवैर्निर्मिता अग्रे तृणं वसाना सुमनाः ॥ ( ૫ )- અંદર આશ્રય કરવા યોગ્ય સુખદાયક, ઘાસના છાપરાવાળું પરંતુ ઉત્તમ વિચારોથી યુક્ત દિવ્ય ઘર પ્રારંભમાં દેવોએ બનાવ્યું.

૬ ( शाला ) मानस्य पत्नी ( ૫ )- ગૃહસ્થને માટે શાલા ( પોતાનું ઘર ) એ સંમાનનુ સ્થાન છે.

૭ शतं जीवेम शरदः सर्ववीराः ( ૬ ) સર્વ પ્રકારના વીર, ધર્મની રક્ષા કરવા માટે તૈયાર રહેવાવાળા વીર થઈને સો વર્ષ સુધી જીવતા રહીશું.

૮ पूर्णं नारि प्र भर कुम्भमेतं घृतस्य धारामम्-तेन संभृताम् । इमां पातॄनमृतेना समङ्ग्धीष्टापूर्तमभि रक्षात्येनाम् ॥ ( ૮ )- ગૃહપત્ની અતિથિઓને પીરસવાને માટે ઘીનો ઘડો લાવે, મધુર રસથી ભરેલો ઘડો લાવે અને પીવાવાળાને જેટલો પીવો હોય તેટલો પીવડાવે, આવા પ્રકારના અન્નદાનથી ઘરનું રક્ષણ થાય છે.

૯ अयक्ष्मा यक्ष्मनाशनीः आपः ( ૯ )- નીરોગી અને રોગ દૂર કરનારા શુદ્ધ જળથી ભરેલા ઘડાઓ ઘરમાં રાખવામાં આવે.

૧૦ गृहान् उप प्र सीदामि ( ૯ )- હું મારી પરાકાષ્ઠા કરીને તારા ઘરને પ્રસન્નતાનું રમણીય સ્થાન બનાવીશ.

( કાં. ૯।૩ )

૧ शाले देवि ! त्वं देवानां सदः ( ૨ )- હે ગૃહરૂપી દેવતા ! તુ દેવતાઓનું સ્થાન છે.

૨ मानस्य पत्नी उद्धिता ( शाला ) नः तन्वे शिवा भव ( ६ )- પ્રમાણદ્વારા બંધાયેલું ઉંચું ઘર અમારા શરીર માટે સુખદાયક થાઓ.

૩ यः त्वा प्रतिगृह्णाति येन त्वं मिता असि तौ जरदष्टी जीवतां ( ૯ )- ઘરમાં રહેનાર અને તે ઘર માપસર બાંધનાર બન્ને વૃદ્ધાવસ્થા સુધી જીવતા રહે.

૪ परमेष्ठी प्रजापतिः त्वा प्रजायै चक्रे ( ૧૧ )- પરમેષ્ઠી પ્રજાપતિએ તને પ્રજાને માટે નિર્માણ કરી છે.

૫ अग्निः ह्यन्तरापश्चर्तस्य प्रथमा द्वाः ( ૨૨ )- ઘરમાં અગ્નિ અને જલ અવશ્ય રહે, કેમકે એનાથી બધા પ્રકારના યજ્ઞો થાય છે.

૬ अयक्ष्मा यक्ष्मनाशनीः आपः प्रभरामि । गृहान् उपप्रसीदामि ( ૨૩ )- હું ઘરમાં એવું જળ ભરૂં કે જે પોતે રોગ ઉત્પન્ન કરવાવાળું ન હોય અને જે રોગોનું નિવારણ કરવાવાળું હોય. એ રીતે હું ઘરની પ્રસન્નતા વધારૂં છું.

( કાં. ૬।૧૦૬ )

૧ आयने परायणे पुष्पिणीः दूर्वाः रोहन्तु ( ૧ )- ઘરની આગળ પાછળ આંગણામાં ફૂલયુક્ત છોડવા અને દુર્વા ઉગે.

૨ तत्र वा उत्सः जायतां वा पुण्डरीकवान् ह्रदः ( ૧ )- ત્યાં પાણીની એક ટાંકી હોય અથવા કમળો ખીલેલી નાનકડી તળાવડી હોય.

૩ मुखाः पराचीना कृधि ( ૨ )- ઘરના બારણા પરસ્પર વિરુદ્ધ દિશામાં હોય.

( કાં. ७।६०)

૧ अघोरेण मित्रियेण चक्षुषा सुमनाः वन्दमानः गृहान् एमि ( ૧ )- શાંત અને મિત્રની દૃષ્ટિ ધારણ કરીને ઉત્તમ મનવાળો થઈ શ્રેષ્ઠ પુરુષોને નમન કરી હું ઘરમાં પ્રવેશ કરૂં છું

૨ मयोभुवः ऊर्जस्वन्तः पयस्वन्तः वामेन पूर्णाः तिष्ठन्तः ते नः आयतः जानन्तु ( ૨ )- સુખદાયક, બલદાયક, ધાન્ય અને દુધથી યુક્ત, સુખથી ( આ ઘર ) પરિપૂર્ણ છે એમ આવનારા બધાં જાણે.

( કાં. ७।૮૨ )

૧ अस्मासु भद्रा द्रविणानि धत्त ( ૧ )- અમારામાં કલ્યાણ કારી ધન ધારણ કરો.

૨ नः इमं यज्ञ देवता नयत ( ૧ )- અમારો આ યજ્ઞ દેવતાઓને પહોંચાડો.

૩ अग्ने मयि क्षत्रेण वर्चसा सह अग्निं गृह्णामि ( २ )- પહેલાં હુ મારામાં ક્ષાત્રશોર્ય, જ્ઞાનનુ તેજ અને બળની સાથે રહેનાર અગ્નિનુ ગ્રહણ કરૂં છુ.

૪ उपसत्ता अनिष्टृतः वर्धताम् ( ३ )- તારા સેવકો અહિંસક થઈને વધે

( કા૨૧ )

૧ गाव' भद्रं अक्रन् ( १ )- गावः भद्रं गृहं कृणुथ ( ६ ) ગાયો ઘરને કલ્યાણનુ સ્થાન બનાવે

૨ गावः अस्मे रणयन् ( १ )- ગાયો અમને રમણીય બનાવે.

૩ तस्य यज्वन मर्तस्य उरुगायं अभयं ता गावः अनुविचरन्ति ( ४ )- યાજક મનુષ્યની બહુ જ નિર્ભયતામા ગાયો વિચરે છે

૪ ता गावः सस्कृतत्रं न अभि उपयन्ति ( ४ )- તે ગાયો માંસ સંસ્કાર કરનારાઓ પાસે કદી જતી નથી.

૫ इमा या गाव स इन्द्रः ( ५ )- જે ગાયો છે તેજ ઇન્દ્ર છે

૬ गावः! यूयं कृशं चित् मेदयथ अश्रीरं चित् सुप्रतीकं कृणुथ ( ६ ) દુબળાઓને ગાયો પુષ્ટ બનાવે છે નિસ્તેજને તેજસ્વી કરે છે

૭ गाव सुयवसे रुशन्ती । सुप्रपाणे शुद्धा अपः पिबन्ती ( ७ )- ગાયો ઉત્તમ ઘાસ ખાય અને ઉત્તમ જલ સ્થાનમા શુદ્ધ જળ પાવાથી ગાયનુ ઉત્તમ પાલન થાય.

( કાં ૧૨।૪ )

૧ ददामि इति ब्रूयात् ( १ )- હું દાન આપુ છુ એમ યજમાનને બોલવુ

૨ तत् प्रजावत् अपत्यवत् ( १ )- એ દાન પ્રજા અને સંતાન આપનારાળુ છે

૩ जायमाना वशा स-ब्राह्मणान् देवान् अभिजायते ( १० )- ઉત્પન્ન થવાની સાથે જે ગાય બ્રાહ્મણોની સાથે દેવોને માટે થાય છે.

૪ अर्थनां देवा अब्रुवन्नेवं ह विदुषो वशा ( २२ )- ગાયનું દાન કેવળ વિદ્વાન્ બ્રાહ્મણને જ આપવુ એમ દેવોએ કહ્યુ છે

૫ वशा राजन्यस्य माता ( ३३ )- ગાય ક્ષત્રિયની માતા છે

( કાં. ૫।૧૮ )

૧ ते देवाः एतां तुभ्यं अत्तवे न अददुः ( १ )- એ દેવોએ આ ગાય તમને ખાવા માટે આપી નથી.

૨ ब्राह्मणस्य अनाद्यां गां मा जिघत्सः ( १ )- બ્રાહ્મણની ગાય ખાવા યોગ્ય નથી

( કાં. ૧૦૧૯ )

૧ दात्रे आमिक्षां क्षीरं सर्पि अथो मधु दुहृतां ( १३ )- દાતાને અહીં દહી દૂધ ઘી અને મધુ આપે

૨ होता अग्नि सुहुतं कृणोतु ( २६ )- હોતા અગ્નિ ઉત્તમ આહુતિરૂપ બનાવે.

૩ वयं रयीणां पतयः स्याम ( २७ )- અમે બધા ધનના માલીક થઇયે

( કાં. ૯।૪ )

૧ साहस्रस्त्वेष ऋषम पयस्वान् ( १ )- હજારો શક્તિઓથી યુક્ત આ બળદ છે તે દૂધ આપવાવાળો છે.

૨ वक्षणासु विश्वा रूपाणि बिभ्रत् ( १ )- નદીના કિનારાપર એ બળદ પોતાના વિવિધ રૂપોને ધારણ કરે છે.

૩ उस्त्रियः तंतुं आतान् ( १ )- પોતાના પ્રજાતતુઓને ફેલાવે છે

૪ दात्रे भद्र शिक्षन् ( १ )- દાતાનું કલ્યાણ કરે છે.

૫ अपां यो अग्रे प्रतिमा बभूव प्रभूः सर्वस्मै पृथिवीव देवी ( २ )- બળદને ઉપમા કેવળ મેઘની છે, એ બધાનો પ્રભુ છે અને દેવી પૃથ્વીની સમાન સર્વનો ઉપકારક છે

૬ साहस्रे पोषे अपि न कृणोतु ( २ )- હજારો પ્રકારની પુષ્ટિઓ અમને આપે.

૭ सोमेन पूर्ण कलशं बिभर्षि ( ६ )- સોમરસથી ભરેલા કલશને ધારણ કરે છે.

૮ इन्द्रस्य रूप वसान ( ७ )- ઇન્દ્રના રૂપને ધારણ કરનાવાળો છે.

૯ आज्यं बिभर्ति घृतमस्य रेतः साहस्रः पोषस्तमु

घृतमातुः ( ૭ )– ઘીનો ધારક, વીર્યનું સ્થાન અને હજારો પ્રકારની પુષ્ટિઓ આપનારાઓ કહેવાય છે.

१० सहस्रं स एकमुखा ददाति यो ब्राह्मण ऋषभमाजुहोति ( ૯ )– જે બ્રાહ્મણને બળદ સમર્પણ કરે છે તે અનેક રૂપમાં હજારો દાનો કરે છે.

११ जिन्वन्ति विश्वे तं देवाः यो ब्राह्मण ऋषभमाजुहोति ( ૧૮ )– જે બ્રાહ્મણને બળદ સમર્પણ કરે છે તેનાથી બધા દેવો સંતુષ્ટ થાય છે.

१२ ब्राह्मणेभ्य ऋषभं दत्त्वा वरीयः कृणुते मनः ( ૧૯ )– બ્રાહ્મણને બળદ સમર્પણ કરનાર પોતાનું મન શ્રેષ્ઠ બનાવે છે.

१३ तस्मै सर्वमनुमन्यतां देवा ऋषभदायिने ( ૨૦ )– જે બળદનું દાન કરે છે તેને બધા દેવો અનુકૂળ થાય છે.

( કાં. ૩।૧૪ )

१ यद् अर्हजातस्य नाम तेन वः संसृजामसि (૧)– જે દિવસભરમાં શ્રેષ્ઠ વસ્તુ મળી જાય તે તમારે માટે રાખું છું.

( કાં. ૭।૭૫ )

१ स्तेनः वः मा ईशत मा अघशंसः ( ૧ )– ચોર તમારા પર શાસન ન કરે, પાપી પણ તમારા પર હકુમત ન ભજાવે.

( કાં. ૭।૧૦૪ )

१ यथावशं तन्वः वः=प्रजापतिः कल्पयाति (૧)– ઇચ્છાનુસાર શરીરની બાબતમાં પ્રજાનું પાલન કરવાવાળો જ સમર્થ બનાવે છે.

( કાં. ૬।૧૪૧ )

१ त्वष्टा पोषाय ध्रियतां ( ૧ )– ત્વષ્ટા પુષ્ટિ કરે.

२ रुद्रः भूम्ने चिकित्सतु ( ૧ )– રુદ્ર વૃદ્ધિને માટે ચિકિત્સા કરે.

३ एवा सहस्रपोषाय लक्ष्म कृणुतं ( ૩ )– આ પ્રકારે હજાર પ્રકારની પુષ્ટિની માટે ચિન્હો કરો.

( કાં. ૬।૭૦ )

१ यथा वृषण्यतः पुंसः मनः स्त्रियां निहन्यते ( ૧ )– જેમ બળવાન પુરૂષનું મન સ્ત્રીમાં રત થાય છે.

( કાં. ૨।૨૬ )

१ येषां सहचारं वायुः जुजोष ( ૧ )– વાયુ જેમના સહવાસમાં રહે છે.

२ ये पशवः परा ईयुः ते इह आयन्तु ( ૧ )– જે પશુઓ બહાર ફરવા ગયા હોય તે એકઠાં થઇને પાછાં આવે.

३ त्वष्टा येषां रूपधेयानि वेद ( ૧ )– કુશળ કારીગર પશુઓના આકાર જાણે છે.

४ सविता अस्मिन् गोष्ठे तान् नियच्छतु ( ૧ )– પ્રેરક એમને ગૌશાળામાં ક્રમપૂર્વક નિયમમાં રાખે.

५ बृहस्पतिः प्रजानन् आनयतु (૨)– બધા જાનવરોને ઓળખનાર તેમને વાડામાં ભેગા કરે.

६ सिनीवाली एषां अग्रं आनयतु ( ૨ )–તે જાનવરોને ખવડાવનાર સ્ત્રી તેમની આગળ ચાલે.

७ अनुमते आजग्मुषः नियच्छ ( ૨ )– અનુકૂળ કાર્ય કરનારી સ્ત્રી તેમની સાથે ચાલે.

८ पशवः अश्वाः उ पुरुषाः सं सं सं स्रवन्तु ( ૩ )– પશુ, ઘોડા, મનુષ્ય બધા હળીમળીને ચાલે

९ संसिक्ता अस्माकं वीराः ( ૫ )– અમારા બાલ બચ્ચાઓને તેના દુધથી અમે પોષણ આપીએ છીએ.

( કાં. ૭।૭૩ )

१ तप्तं घर्मं पिबतं( ૪ )– ગાયનું દુધ ગરમ કરી પીવું.

२ तनायाः उस्रियायाः मधोः दुग्धस्य पयसः पीतं पातं ( ૫ ) હૃષ્ટપુષ્ટ ગાયનું મધુર દૂધ પ્રાપ્ત કરો અને પીઓ.

३ सुहस्तः गोधुक् धर्मं दोहत ( ૭ )– જેના હાથ સારા હોય એવો ગોવાળ ગાયનું દૂધ કાઢે.

४ गोधुक् पयसा उपद्रव, उस्रियायाः पयः घर्मं सिंच ( ૬ )– ગાયને દોહીને ગોવાળ જલદીજ દૂધ લાવે અને તે અગ્નિ ઉપર તપાવવું.

५ सा महते सौभगाय वर्धतां ( ૮ )– પાળેલી ગાય માલીકનું સૌભાગ્ય વધારે.

६ विश्वदानीं तृणं अद्धि ( ૧૧ )– ગાય સદા ઘાસ જ ખાય.

( કાં ૯૫ )

૧ सुकृतां लोके गच्छन्तु प्रजानन् ( ૧ )– આ માર્ગ જાણીને પુણ્ય કર્મ કરવાવાળા લોકને પ્રાપ્ત કરે.

૨ तीर्त्वा तमांसि बहुधा ... तृतीयं नाक आक्रमताम् ( ૧,૩ )– અંધકારને દૂર કરી ત્રીજા સ્વર્ગધામને પ્રાપ્ત થાય

૩ एत आनय, आरभस्व, प्रजानन् सुकृतां लोकं गच्छतु ( ૧ )– એને ઉત્તમ માર્ગે ચલાવ, શુભ કાર્યનો પ્રારંભ કર ઉન્નતિના માર્ગને જાણીને પુણ્યલોકને પ્રાપ્ત કર

૪ त्वा इन्द्राय भागं परिनयामि ( ૨ )– હું તને ઇન્દ્રનો ભાગ સમજી અર્પણ કરું છું

૫ अजः विपश्यन् तमांसि बहुधा तीर्त्वा ( ૩ )– અજન્મા એ અંધકારને અનેક રીતે તરી જાય છે

૬ यत् दुश्चरितं चचार, पदः प्र अवनेनेग्धि प्रजानन् शुद्धैः शफैः आक्रमताम् ( ૩ )– જે દુરાચાર થયો છે, અને જેનાથી પગ મલીન થયા છે તેથી પગ ધોઈ શુદ્ધ પગે આક્રમણ કર

૭ तृतीये नाके अधि विश्रयैनम् ( ૪ )– પરિપક્વ થઈને પુણ્યવાન લોકમાં જાય

૮ शृतो गच्छतु सुकृतां यत्र लोकः ( ૫ )– પરિપક્વ થઈને સત્કર્મ કરવાવાળાનાં સ્થાનમાં જાય.

૯ तृतीये नाके अधि विश्रयस्व ( ૬ )– ત્રીજી સ્વર્ગધામનો જ આશ્રય કર

૧૦ अग्नेः अग्निः स बभूविथ ( ૬ )–અગ્નિમાંથી અગ્નિ ઉત્પન્ન થયો છે

૧૧ अजो अग्निः उ ज्योतिः आहु अजः तमांसि अपहन्ति ( ૭ )– અગ્નિનું નામ અજ છે, જ્યોતીનું નામ અજ છે, એ અજ અંધકારને દૂર કરે છે

૧૨ अज तमांसि अपहन्ति ( ૭-૧૧ )- અજન્મા અંધકારને દૂર કરે છે,

૧૩ जीवता अजं ब्रह्मणे देयं आहुः ( ૭ )– જીવીત માણસે પોતાના આત્માનું આત્મસમર્પણ પરમાત્મા માટે કરવું તે તેને ઉચિત છે.

૧૪ श्रद्धानेन दत्त अजः तमांसि अपहन्ति ( ૭ )– શ્રદ્ધાપૂર્વક સમર્પિત થએલો આત્મા સર્વ પ્રકારના અજ્ઞાન અંધકારને દૂર કરે છે

૧૫ पञ्चौदनः पञ्चधा विक्रमताम् ( ૮ )– અજન્મા આત્મા પાંચ પ્રકારના ક્ષેત્રમાં પરાક્રમ કરે.

૧૬ त्रीणि ज्योतींषि आक्रस्यमान ( ૮ )– ત્રણ તેજોની પ્રાપ્તિ કરે છે

૧૭ पञ्चौदन ब्रह्मणे दीयमान ( ૯,૧૦ )– અજન્મા બ્રાહ્મણ જ્ઞાનીને અર્પણ કરવા યોગ્ય છે

૧૮ पञ्चौदन अज ब्रह्मणे ददाति ( ૧૧,૧૨ )– અજન્મને બ્રહ્મને સમર્પિત કરે છે.

૧૯ अजः हि अग्नेः शोकात् विप्र अजनिष्ट ( ૧૩ )– અગ્નિના તેજથી અજ ઉત્પન્ન થયો છે, જ્ઞાનીના મહિમાથી જ્ઞાની વિદ્વાન જન્મ્યો છે.

૨૦ अजोऽसि अज स्वर्गोऽसि ( ૧૬ )– તું જન્મરહિત છે તું પોતે સ્વર્ગ છે

૨૧ अजः पञ्च स्वर्गे लोके दधाति, निर्ऋतिं बाधमानः ( ૧૮ )– એ અજન્મા આત્મા પરિપક્વ થયા પછી અવનતીને દૂર કરીને સ્વર્ગમાં જાય છે.

૨૨ य ब्रह्मणे निदधे ( ૧૯ )– જે બ્રહ્મને સમર્પણ કરવા નિશ્ચિત કરેલો છે

૨૩ अजो वा इदमग्रे व्यक्रमत् ( ૨૦ )– આ અજન્મા જગતના આરંભથી પરાક્રમ કરી રહ્યો છે.

૨૪ एष वा अपरिमितो यज्ञ यदजः पञ्चौदनः ( ૨૧ )– પચૌદન અજ અપરિમિત યજ્ઞ છે

૨૫ अपरिमितं यज्ञ आप्नोति । अपरिमितं लोकं अवरुन्धे ( ૨૨ )– આત્માનું સમર્પણ કરવાથી અપરિમિત લોક પ્રાપ્ત થાય છે

૨૬ नैदार्घं कुर्वन्त, सयतं, पिबन्तं, उद्यन्त, अभिभुवं नाम ऋतुं वेद–श्रिय आदत्ते आत्मना भवति ( ૩૧-૩૬ ) ઉષ્ણતા, કર્તૃત્વ, સંયમ, પોષણ, ઉદ્યમ અને શત્રુજય એ આત્માની ઋતુ છે જે આ ઋતુઓથી કામ લેવાનું જાણે છે તે શ્રીને પ્રાપ્ત કરે છે અને આત્માની શક્તિથી યુક્ત થાય છે

( કાં ૧૨૯ )

૧ प्रजापति इमा प्रजा जनयति ( ૧ )– પ્રજાપાલક પરમેશ્વર બધી પ્રજાને ઉત્પન્ન કરે છે

( કાં ૭૧૨૮ )

૧ दिव्यस्य उद्र दृति विष्य ( ૧ )– દિવ્યજળથી ભરેલું વાસણ ખોલી નાખ

૨ जीरदानुः पृथिवी प्रनमतां ( ૨ )– અન્ન આપવા-

બાકી જમીન ગૂળું કરવામાં આવે

( કાં ૬।૭૨ )

१ सूर्यः अश्यमा मध्यं दिवानाम । यात दाविः सुमपाहि ( २ )- સૂર્ય મંડળમાં મધ્ય ભાગે પેગી ગયો છે. તેથી રમાગેલુ અન્ન જમી લ્યો

२ माध्यंदिनस्य दक्षः पिब ( ३ )- બપોરના જમણ સાથે દહીં ખાવું

( કાં ૬।૧૧૭ )

१ अनृणा अस्मिन् अनृणा परस्मिन् तृतीये लोके अनृणाः स्याम । ये देवयाना. पितृयाणाश्च लोकाः सर्वा-पथो अनृणा आक्षियेम ( ३ )- આ અને પર લોકમાં અમે ઋણ રહિત થઈએ તૃતીયલોકમાં પણ ઋણ રહિત થઈને રહીશું, જે દેવયાન અને પિતૃયાન માર્ગ છે તેમાં અમે ઋણ રહિત બની રહીશું

( કાં ૭।૨૩ )

१ दौष्वप्न्य दौर्जीवित्य रक्षो अभ्य अराय्यः दुर्णाम्नीः सर्वा दुर्वाचः ता अस्मन्नाशयामसि (१)- દુષ્ટ સ્વપ્નું આવવું દુઃખમય જીવન છે એવું લાગવું હિંસકો તરફથી કષ્ટ, પીડા વિકાસને પ્રતિબંધ થવો. નિર્ધનતા ખરાબ શબ્દો બોલવાનો સ્વભાવ, બધા પ્રકારના દુષ્ટ આચરણો કરવાની ટેવ આ બધી વિપત્તિઓ અમારાથી દૂર થાય

( કાં ૬।૨૯ )

१ अरातयः अपद्रान्तु ( १,२,३ )- શત્રુઓ દૂર નાસી જાય

( કાં. ૭।૩૧ )

१ यो नो द्वेष्टि अधर सस्पदीष्ट य उ द्विष्मः तं उ प्राणो जहातु ( १ )- જે એકલો અમારા બધાનો દ્વેષ કરે છે તે નીચો પડી જાય તેમજ જે એકલાનો હું દ્વેષ કરું છુ તેનો પ્રાણ તેને છોડી ચાલ્યા જાય

( કાં. ૬।૪૫ )

१ गृहेषु गोषु मनः ( १ )- ( ગૃહસ્થનું ) મન ઘરમાં, ગાયો વગેરે જાનવરોમાં રહેવું જોઈએ

२ मनस्पाप ! परा अपेहि, किं अशस्तानि शंससि परेहि न त्वा कामये ( १ )- હે પાપી વિચાર ! દૂર હટી જા મને તું બુરી વાતો કહે છે. ચાલ્યો જા હું તારી ઇચ્છા કરતો નથી

३ यत् जाग्रतो स्वपन्तः उपारिम ( २ )- જે જાગતાં અને ઉંઘતા શ્રમ કરીએ છીએ

४ मृषा चरामसि ( ३ )- જો અસત્ય વ્યવહાર કરીશું તો તેનો પરિણામ ખરાબ આવે

( કાં. ૭।૧૦૦ )

१ अहं अंतर ब्रह्म कृण्वे ( १ )- હું મારા હૃદયમાં જ્ઞાનને રાખું છું

( કાં ૭।૧૦૧ )

१ तत् सर्वं मे शिवं अस्तु ( १ )- તે મારે માટે શુભ થાઓ

( કાં ૭।૨ )

१ सर्वाः प्रजाः हृष्टि प्रतिनन्दन्ति ( १ )- બધા લોકો હૃદયથી આનંદિત થાય છે

२ मर्त्येषु महान् भर्गः चरति ( ४ )- મર્ત્યોમાં મહાન તેજ સંચાર કરે છે

३ यो अस्याः सहस्रधारौ अक्षितौ स्तनौ अनप स्फुरन्तौ ऊर्जं दुहाते ( ७ )- જે એના સહસ્ત્રધારાયુક્ત અક્ષયરત્ન છે, તે અનિયંત્રિત થઈને બળવાન રસનું દોહન કરે છે

४ वयो मे वर्चः तेज बल ओज च ध्रियतां ( १७ )- મારું તેજ, જ્ઞાન બળ અને વીર્ય સંચિત થાઓ, વધ્યા કરે

( કાં ૫।૧૯ )

१ यत्र ब्राह्मण हिंसन्ति तत् राष्ट्रं दुच्छुना हन्ति ( ८ )- જ્યાં બ્રાહ્મણને દુઃખ અપાય છે તે રાષ્ટ્ર વિપત્તિથી મરે છે

२ ब्राह्मणस्य गां जग्ध्वा कश्चन राष्ट्रे न जागार ( १० )- બ્રાહ્મણની ગાય પચાવી લેનાર કોઈ પણ રાષ્ટ્રમાં જીવિત નહીં રહી શકતો નથી

३ मृताय पदयोपनीं कूघ अनुबध्नन्ति ( १२ )- પાદ ચિન્હ ભૂંસી નાખનાર કાંટિયાળો ઝાડુ મરેલાની સાથે બાંધે છે

४ मृत स्नपयन्ति ( १४ )- મૃત મનુષ્યના શરીરને સ્નાન કરાવવામાં આવે છે

५ श्मश्रूणि उन्दते ( १४ )- હજામત કરતી વેળા વાળ ભીંજવવામાં આવે છે

६ वर्षं ब्रह्मज्य न अभिवर्षति ( १५ )- બ્રાહ્મણોને કષ્ટ આપનાર ઉપર વૃષ્ટિ થતી નથી

७ न मित्र वशं नयते ( १५ )- મિત્ર પણ તેના વશમાં રહેતા નથી

' ગૃહસ્થાશ્રમ '

# વર્ણાનુક્રમ મંત્ર-સૂચી

અથર્વવેદનો સુબોધ અનુવાદ ( ભાગ ત્રીજો )

## ' ગૃહસ્થાશ્રમ '

# ઉપમાસૂચી